# ५–एक सुल्ताननी उदारता तथा निष्पक्ष न्याय

સુલ્તાન બીજા મુઝફ્ફરના વખતમાં તેના એક ખોજા અમલદારે મરી ગએલા વઝીફ્દારોની જાગીર સરકારમાં જપ્ત કરી અને એ રીતે પુષ્કળ પૈસો લાવી બાદશાહ આગળ રજુ કર્યો. સુલ્તાને પૂછયું:–'આ કોનો પૈસો છે અને કયાંથી લાવ્યા?' પેલા અમલદારે ઉત્તર આપ્યો:–"સુલ્તાનનો છે; કારણ કે સુલ્તાન પહેલા મુઝફ્ફરના વખતથી આ વઝીફાઓ ધાર્મિક પુરુષોને બક્ષિસ આપવામાં આવ્યા છે અને ત્યારથી તે આજલગી તેની આવક વધતી ગઇ છે. જ્યારે મેં તપાસ કરી, ત્યારે માલૂમ પડયું કે, અસલ વઝીફ્દારોમાંના ઘણાક મરી ગયા છે અને તેથી તેમના વઝીફાની આવક ભેગી કરી આપની પાસે રજુ કરી છે." સુલ્તાને તેને ઠપકો આપ્યો અને સખ્તાઇથી કહ્યું કે "અરે બેવકુફ તથા બેશરમ માણસ! તને હું શું કહું? અગર તું મર્દ હોત તો તને બાયલો કહેત, અગર તું ઓરત હોત તો ખરાબ વર્તણુકની ઓરત કહેત. તું નથી આદમીમાં કે નથી ઓરતમાં; પણ બન્નેના ખરાબ ગુણો તારામાં મોજુદ છે. જે વઝીફ્દારો મરી ગયા છે તેમને છોકરા હશે, અગર છોકરા હયાત નહિ હોય તો તેમનાં બૈરી તથા છોકરીઓ હશે, અને જો તે પણ હયાત નહિ હોય તો તેમનાં દાસીઓ તથા ગુલામો હશે. તેં આ કૃત્ય તારી આપખુદીથી ઘણુંજ બુરૂં કર્યું છે. હવે ફરીથી આવું કૃત્ય કરતો નહિ. જા, જેમની પાસેથી આ પૈસો લીધો છે, તે તેમને પાછો આપી દે અને તે ગરીબ માણસોના ઘાયલ થયેલા જીગરને માફીના ગુલાબથી રૂઝાવ. ત્યારપછી સુલ્તાને હુકમ કાઢયો કે, ગુજરાતમાં જે લોકો દેવસ્થાન રૂએ વઝીફા ભોગવે છે, તેઓ જો મરી ગયા હોય તો તેમના વારસોની અંદર તે વઝીફા વહેંચી આપવા અને હવે પછી રાજાના કોઇપણ અમલદારે હમણાં તેમજ ભવિષ્યમાં તે વઝીફાઓના સંબંધમાં ડહાપણ કરવું નહિ.

# ६–अंत्यजोप्रत्ये तिरस्कार अने आभडछेट
## (ભૂદેવ મુખોપાધ્યાય)

એક દિવસ બંગાળાની નિશાળોના ડેપ્યુટિ ઇન્સ્પેકટર પ્યારીમોહન મુખોપાધ્યાયે સ્વર્ગસ્થ ભૂદેવ મુખોપાધ્યાયને પૂછયું કે " આપે ગ્રીસ, રોમ અને ઇંગ્લૅંડના ઇતિહાસો લખ્યા છે; પરંતુ ભારતવર્ષનો ઇતિહાસ લખ્યો નથી તેનું કારણ શું?" તેમણે ઉત્તર આપ્યો કે "ગ્રીક, રોમન અને અંગ્રેજ, એ ત્રણ પ્રખ્યાત સ્વદેશભક્ત પ્રજાઓના ઇતિહાસમાંથી ભારતવાસીઓને ઘણું શીખવાનું મળે એમ છે. ભારતવર્ષનો પાછલા વખતનો રાજનૈતિક ઇતિહાસ એ માત્ર પ્રાયશ્ચિત્તનો ઇતિહાસ છે." પ્યારીમોહન બાબુએ પૂછયું "ભારતવાસીઓ કયાં બે પાપોનું પ્રાયશ્ચિત્ત કરી રહ્યા છે ?" ત્યારે એમણે જણાવ્યું કે " પહેલું પાપ **સ્વધર્મદ્વેષ** અને બીજું પાપ **સ્વદેશી વિદ્વેષ.**"

**સ્વધર્મદ્વેષ**સંબંધે બોલતાં તેમણે જણાવ્યું કે, હિંદુઓ તેમના નીચલા વર્ગને 'અંત્યજ વર્ણ' નામ આપીને પશુઓ કરતાં પણ તેમનો વધારે તિરસ્કાર કરે છે. કોઈ ડોમ ( બંગાળાની એક અંત્યજ જાતિ ) કે ભંગી જે જગ્યાએ બેઠો હોય તે જગ્યાને તેઓ છાણથી લીંપીને સાફ કરે છે, પણ એકાદ કુતરૂં–બિલાડું આવીને ત્યાં મળત્યાગ કરી જાય તો ફક્ત વાશીદું વાળીને જમીન સાફ કર્યાથીજ કામ સરી જાય છે. હાલના વખતમાં "સાધારણ" હિંદુઓ અંત્યજોના સુખ–દુઃખની બાબતમાં તદ્દન બેપરવા છે. વ્યવહારક્ષેત્રમાં હિંદુઓનો આ સ્વધર્મી વિદ્વેષ કાઢી નાખવા માટે, ભગવાને પોતાની અસીમ કરુણાથી પૃથ્વીમાં સૌથી વધારે સ્વધર્મીઓ ઉપર પ્રેમ રાખનારી પ્રજા–મુસલમાનો–ને રાજકર્તા અને શિક્ષકતરીકે ભારતવર્ષમાં મોકલી. એ ધર્મના લોકો આહાર–વ્યવહારની બાબતમાં સ્વધર્મીઓમાં પંડિત કે મૂર્ખ, બાદશાહ કે ભિખારીનો ભેદભાવ ગણતા નથી. ઇદને દિવસે દરેક વર્ગના તથા દરેક દરજ્જાના હજારો મુસલમાનો એકઠા થઇને "બિસમિલ્લાહ ચર રહમાન ચર રહિમ " શબ્દોથી પરમ પવિત્ર વિશ્વનિયંતા ભગવાનની ઉપાસના કરે છે, એ કેવો સુંદર દેખાવ છે ! અંત્યજ વગેરે હલકા ગણાતા વર્ણના મનુષ્યો જ્યાંસુધી હિંદુધર્મને માનનારા હોય છે, ત્યાંસુધી તેઓ બિચારા તિરસ્કારજ પામે છે. તેઓ જ્યારે કલમો પઢીને મુસલમાન થાય છે, ત્યારે એના એ હિંદુઓ તેમને 'સલામ મિયાં સાહેબ' કહી માન આપે છે

અને ખુરસી ઉપર બેસાડે છે.* એ સ્વધર્મદ્વેષનું પ્રાયશ્ચિત્ત સેંકડો વર્ષો-સુધી મુસલમાનોના રાજ્યમાં કર્યા પછી મહારાષ્ટ્ર અને પંજાબમાંથી એ દોષ કેટલોક દૂર થયો હતો. મોગલોની સાથે ધર્મયુદ્ધ કરતી વખતે આહાર-વિહાર-માં વર્ણભેદ હોવા છતાં પણ સૈન્યમાં તથા રાજ્યમાં આગળ વધીને ઉંચો દર-જ્જો મેળવવાનો માર્ગ ન્યાતજાતના ભેદભાવવગર મહારાષ્ટ્રીઓમાં દરેક યોગ્ય પુરુષને માટે ખુલ્લો હતો. એથી કરીને હોલ્કર, ગાયકવાડ અને સિંધિયા ઉંચી ન્યાતોના નહિ હોવા છતાં પણ રાજગાદી ઉપર બિરાજવાને યોગ્ય થયા હતા. પંજાબમાં શીખ લોકોમાં બધા વર્ણના લોકો "સિંહ" પદવી ધારણ કરે છે અને વિવાહની બાબતમાં ભેદ હોવા છતાં પણ આખી શીખજાતિમાં દૃઢ સંપ જોવામાં આવે છે.

# ૭--योग्य सरदारविना सिपाइओनुं शौर्य नकामुं छे.

ઑાર્મી નામના અંગ્રેજ ઇતિહાસકારે ભારતવર્ષનો એક ઇતિહાસ લખ્યો છે. તેમાં દેશી સિપાઈઓના શૌર્ય તથા પ્રમાણિકતાનો ઉત્તમ પરિચય કરાવ્યો છે. પ્રશિયાના રાજા મહાન ફ્રેડરિકે એ વાત જાણીને કહ્યું કે " જો આવા સિપાઈ-ઓનો હું અમલદાર હોત તો સમસ્ત યૂરોપખંડને મેં જીતી લીધો હોત."

અને એવા સત્યનિષ્ઠ વીર સૈનિકોને ભારતવર્ષમાંથીજ ફ્રેડરિક જેવો નેતા મળ્યો હોત તો ?

ગઇ ગુજરી સંભાર્યે હવે શું વળે ?

---

* એ ભીલ, કોળી, ઢેડ કે ભંગી, ખ્રિસ્તીધર્મની દીક્ષા લઇ મિસ્ટર વિલિયમ કે મિસ્ટર જૉન બનતાંવારજ એમની સાથે શેકહેન્ડ કરવામાં, એમને ગુડ મોર્નિંગ કરવામાં અને એમની સાથે ઓળખાણ કરવામાં હિંદુઓ પોતાનું અહોભાગ્ય માને છે. શિ. દ. પં.

## ८–एक चित्रकारनी पोताना धंधादारीप्रत्ये प्रीति

ઇંગ્લૅંડનો સૃષ્ટિસૌંદર્યનો સુપ્રસિદ્ધ ચિત્રકાર ટરનર એક સમયે રૉયલ એકેડેમીના પ્રદર્શનમાં 'છબીઓ ગોઠવવાની કમિટી' માં મુખ્ય સભાસદ હતો. તેનાં પોતાનાં દેશવિખ્યાત ચિત્રોને યોગ્ય ઠેકાણે ટાંગી દેવામાં આવ્યાં હતાં. બીજાઓની છબીઓ ગોઠવવાનું કામ પણ પૂરૂં થયું હતું. ભીંત ઉપર હવે એક પણ ચિત્રને સારૂ સ્થાન નહોતું, એવે વખતે એક નવા ચિત્રકારનું એક ચિત્ર તેને સારૂં લાગ્યું અને તેને દિવાલ ઉપર ટાંગવાની ઇચ્છા થઇ. કમિટીના બીજા સભાસદોએ કહ્યું કે 'છબી સારી તો છે, પણ આપણી પાસે જગ્યા નથી. હવે કોની છબી ઉતારીને એનું ચિત્ર ટાંગીએ?' ત્યારે ટરનરે કહ્યું કે 'જ્યારે બધાને એ ચિત્ર ગમ્યું છે તો જગ્યાની તંગીને ખાતર એના ઉત્સાહને તોડી પાડશો?' ટરનરે તરતજ પોતાનું એક ચિત્ર ઉતારી લઇને એની જગ્યાએ પેલા નવા ચિત્રકારનું ચિત્ર ગોઠવી દીધું; જો કે ઉત્તમતાની દૃષ્ટિએ એ ચિત્ર ટરનરની છબીનું સ્થાન લેવા યોગ્ય નહોતું.

## ९–खरो कळावान कोण ?–टॉल्स्टॉयनो मत

ટૉલ્સ્ટૉયના એક ચિત્રકાર મિત્ર 'ગે'એ ખ્રિસ્તને લગતાં ચિત્રો તૈયાર કરવા માંડયાં હતાં. તેને ટૉલ્સ્ટૉયે આપેલો ઉપદેશ ધ્યાનમાં લેવા જેવો છે.

"ખરો કળાવાન તેજ થઇ શકે છે, કે જેના હૃદયમાં કોઇ પણ ઉપકારક વિષયનું જ્ઞાન અને ચારિત્ર છલોછલ ભરાઇ જઇને પછી બહાર વહેવાનું જોર કરી રહ્યું હોય છે. અર્થાત્ તે બાબતની પોતાની માહિતી લોકોને આપવાની પ્રબળ ઇચ્છા જેના હૃદયમાં જોર કરી રહી હોય છે અને એ ઇચ્છાને અમલમાં લાવવાની જેનામાં આવડત હોય છે. પછી તે લેખક હોય, ચિત્રકાર હોય અથવા અન્ય કોઇપણ કળાનો આશ્રય લેનાર હોય! જૂદી જૂદી કળાઓનાં બાહ્ય રૂપ જૂદાં જૂદાં હશે, પણ તે સર્વનો પાયો તો એકજ પ્રકારનો હોય છે."

# १०–गदाधर भट्टाचार्यनी अपूर्व खंत

ગદાધર વારેન્દ્રશ્રેણીના એક બંગાળી બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ જીવાચાર્ય હતું.પાલના જિલ્લામાં લક્ષ્મીઆપડ ગામડામાં તેમનો નિવાસ હતો.

ગદાધર બાલ્યાવસ્થામાં નવદ્વીપ (નદીઆ) શહેરમાં વિદ્યાભ્યાસ કરવા સારૂ ગયા અને ત્યાં સુપ્રસિદ્ધ હરિરામ તર્કવાગીશની ગામઠી નિશાળે દાખલ થયા. ત્યાં આગળ ઘણી કાળજી તથા ખંતપૂર્વક ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યાથી થોડાજ સમયમાં એમની વિદ્યા તથા બુદ્ધિની ખ્યાતિ નવદ્વીપના પંડિતવર્ગમાં ફેલાઇ ગઇ.

ગુરુ હરિરામના મૃત્યુસમયે, તેમની નિશાળ ચલાવી શકે એવો કોઇ યોગ્ય શિષ્ય નહોતો. ગદાધરની વિદ્યા તથા બુદ્ધિનો સારી રીતે પરિચય હોવાથી ગુરુજી સારી પેઠે જાણતા હતા કે, જો કે આ બાળકનો વિદ્યાભ્યાસ હજુ સમાપ્ત થયો નથી, તોપણ એ પોતાના અસાધારણ બુદ્ધિબળથી બધાં વિઘ્નોને તોડી નાખીને નિશાળ ચલાવવાને સમર્થ થશે. એટલા સારૂ એમણે પોતાની પત્નીને બોલાવીને કહ્યું કે, મ્હારા મૃત્યુ પછી પાઠશાળાનું કામ ગદાધરને સોંપજો. સ્વામીના પરલોકવાસ પછી પત્નીએ સ્વામીની આજ્ઞાનુસાર ગદાધરને પાઠશાળામાં અધ્યાપકના કામ ઉપર નીમ્યો; પરંતુ ગદાધરનો અભ્યાસ સમાપ્ત થયેલો નહિ હોવાથી એને કોઇ ઉપાધિ મળી નહોતી. આથી એ પોતાની વંશપરંપરાની અટક ભટ્ટાચાર્ય નામથીજ ઓળખાતા હતા. ગદાધરે અધ્યાપકનું કાર્ય શરૂ કર્યું, એટલે એ નિશાળના ઘણાખરા વિદ્યાર્થીઓએ એની પાસે ભણવાની સાફ ના કહી અને તેઓ એ નિશાળ છોડીને બીજી નિશાળે જતા રહ્યા.

એ સમયે એવો નિયમ પ્રચલિત હતો કે, અધ્યાપક અથવા ગ્રંથકારના વંશનો ન હોય એવા શિક્ષક પાસે કોઇ ભણવા જતું નહિ. એ વખતમાં છાપખાનાંઓ નહિ હોવાથી પુસ્તકોનો પ્રચાર ઓછો હતો. અધ્યાપક અથવા ગ્રંથકારના ઘરસિવાય બીજે પુસ્તકોનો સંગ્રહ મળી આવતો નહિ, એટલે બીજા કુટુંબના શિક્ષકો પાસે સારાં પુસ્તકોનો અભાવ રહેતો અને વિદ્યાર્થીઓને તેમની પાસે ભણવામાં ઘણી અગવડ નડતી.

વિદ્યાર્થીઓના ચાલ્યા ગયાથીજ તેજસ્વી, ઉદ્યમી અને દૃઢ ઇચ્છાવાળા ગદાધરની ઉન્નતિનાં બીજ રોપાયાં. એમણે પ્રતિજ્ઞા કરી કે "ગમે તે ઉપાયે હું મ્હારી વિદ્યા અને બુદ્ધિનો પરિચય આપીને વિદ્યાર્થીઓને મ્હારી પાસે-

થી ભણવાનું કબૂલ કરાવીશ.” હવે એમણે હરિરામની પાઠશાળાનો ત્યાગ કરીને ગંગાના ઘાટની પાસે એક ચતુષ્પાઠી અને એક નાનોસરખો ફૂલનો બગીચો સ્થાપ્યો. બ્રાહ્મણ પંડિતો પૂજાને સારૂ જાતેજ પુષ્પો ચૂંટી લાવતા, એટલે એમના બગીચામાં પુષ્પ ચૂંટવા સારૂ બ્રાહ્મણ અધ્યાપકો અને વિદ્યાર્થીઓનો સદા સમાગમ થવા લાગ્યો.

આ તરફ ગદાધરે પુષ્પના છોડ આગળ બેસીને વૃક્ષનેજ સંબોધીને ભણાવવાનું શરૂ કર્યું. દરરોજ સવાર–સાંજ ત્યાં બધા અધ્યાપકો તથા વિદ્યાર્થીઓ પુષ્પ ચૂંટવા અને ગંગાસ્નાન કરવા આવતા. તેઓ ધ્યાનપૂર્વક એમનો પાઠ સાંભળતા. એ વખતે ગદાધર પંડિત ન્યાયશાસ્ત્રના અઘરા પાઠોને અતિશય સરળ અને સમજાય એવા બનાવીને ભણાવી રહ્યા હતા અને તેને લખતા પણ જતા હતા. વિદ્યાર્થીઓને તેમનાં આ વ્યાખ્યાનો નવાં લાગવા લાગ્યાં અને તેઓ મનમાં ને મનમાં ગદાધરની પુષ્કળ પ્રશંસા કરવા લાગ્યા. કેટલાક વિદ્યાર્થીઓ છાનામાના તેમને ઘેર જઇને પોતાના સંદેહ દૂર કરવા લાગ્યા અને કેટલાક એમના પુસ્તકનાં પાનાં ઘેર લઇ જઇ તેની નકલ કરવા લાગ્યા. આ પ્રમાણે અનેક જણાએ તેમની પાસે ગુપ્ત રીતે ભણવા માંડયું.

ગદાધર એ વખતે રઘુનાથકૃત ‘બૌદ્ધાધિકાર દીધિતિ’ ગ્રંથની ટીકા રચી રહ્યા હતા. લખનારની ભૂલથી ‘ શિષ્યતે ’ ને બદલે ‘ શિચ્યન્તે ’ પાઠ લખાઇ ગયો. એ પોથીનું એ પાનું નૈયાયિક જગદીશની પાઠશાળાના કોઇએક વિદ્યાર્થીના હાથમાં ગયું. તેની દૃષ્ટિએ એ ભૂલ પડયાથી એણે એ પાનાને કુતરાના ગળે બાંધી દીધું. થોડી વારમાં એ સમાચાર ગદાધર પંડિતને કાને પહોંચ્યા, એટલે એમણે તરતજ એ કુતરાને પકડી લાવીને તેના ગળામાંથી એ પાનું છોડી લઇ, પોતાની અસાધારણ શક્તિ અને પ્રતિભાના બળે ‘શિચ્યન્તે’ પાઠનેજ ખરો સાબિત કરીને નવી વ્યાખ્યા લખી નાખી. ત્યારપછી એ ટીકા જગદીશ પંડિતને મોકલવામાં આવી. જગદીશ એ ટીકા વાંચીને સ્પષ્ટ બોલ્યા કે ‘ગદાધરની આ ટીકા વાંચ્યા પછી હું નિશ્ચયપણે કહી શકતો નથી કે બેમાંથી કયો પાઠ સાચો છે?’

આ બનાવ બન્યા પછી ગદાધરની ખ્યાતિ અને પ્રતિષ્ઠા આખા નવદ્વીપમાં વ્યાપી ગયાં અને વિદ્યાર્થીઓથી તેમની ચતુષ્પાઠી ભરાઈ ગઇ. આ પ્રમાણે ગદાધર પંડિત પોતાની ખંત, દૃઢતા અને અવિચલિત ઉત્સાહને લીધે નવદ્વીપમાં અધ્યાપકનું કાર્ય કરવા સમર્થ થયા હતા.

## ११–साचा त्याग–वैराग्यनी अपूर्व शान्ति

### ( મહાત્મા ભર્તૃહરિ )

કોઇએ મહાત્મા ભર્તૃહરિને ગાળ દીધી ત્યારે રાજ્યવૈભવનો ત્યાગ કરી આવેલા એ સંન્યાસી રાજાએ કહ્યું કે "ભાઈ! મ્હારે ગાળનું પણ પ્રયોજન નથી, એટલે હું તમારૂં એ દાન ગ્રહણ કરી શકતો નથી. હવે મ્હારી પાસે કાંઇ પણ નથી; એટલે સુધી કે તમને દેવા સારૂ ગાળ સુદ્ધાં પણ મ્હારી પાસે રહેવા પામી નથી, માટે લાચાર છું કે તમને કાંઇજ આપી શકતો નથી."

## १२–एक मुस्लीम मूरनो स्वधर्मविश्वास

એક વખત આલ્જીરિયામાં મૂર લોકોના બળવામાં એક ફ્રેન્ચ સૈનિક બળવાખોરોના હાથમાં સપડાયો. એ ફ્રેન્ચ કેદી તરફ એમણે કોઇ પ્રકારની જુલ્મી વર્તણુક ચલાવી નહિ; પરંતુ બળવાખોરોની વાતચિત ઉપરથી ફ્રેન્ચ લોકો ઉપર એમને કેટલો ઉંડો દ્વેષ છે, તે એ ફ્રેન્ચ કેદી સમજી ગયો. એક દિવસ એ કેદીએ એમને પૂછયું કે 'તમે અમારા લોકોને આટલા બધા દ્વેષ અને તિરસ્કારની દૃષ્ટિએ કેમ જુઓ છો?' મૂર લોકોએ ઉત્તર આપ્યો કે 'તમે અમારા દેશમાં આવ્યાજ શા સારૂ?' કેદીએ કહ્યું:–'તમારા દેશની ઉન્નતિ કરવા, તમને સભ્ય અને ઇશ્વર ઉપર વિશ્વાસ રાખનારા બનાવવા સારૂ અમે આવ્યા છીએ.' બળવાખોર મૂર લોકોએ કહ્યું કે 'બહારની સભ્યતાની અમારે જરૂર પણ નથી અને એ ટકવાની પણ નથી. ઈશ્વર ઉપર અમારો વિશ્વાસ સંપૂર્ણ છે. આ દેશમાં એવો કયો મુસલમાન છે, કે જે રોજ નમાઝ ન પઢતો હોય? ખરૂં જોતાં ઈશ્વર ઉપર અવિશ્વાસ રાખનારા તો તમે છો. તમારામાંથી કોઇને કદી પણ ઇશ્વરની આરાધના કરતા જોયા નથી.'

આજકાલ યૂરોપમાં સુધરેલા લોકો જડવાદી બનતા જાય છે. ખ્રિસ્તી કે બીજા કોઇ પણ ધર્મમાં એમનો વિશ્વાસ નથી. લૌકિક ધન અને ભોગવિલાસજ એમનું એકમાત્ર લક્ષ્ય થઈ પડયું છે; છતાં પણ પાદરી સાહેબો ધર્મ ફેલાવવા માટે સાત સમુદ્ર ઓળંગીને અહીં ભારતવર્ષ સુધી શાથી આવે છે!!

## १३–मात्र एकज वाक्य उपरथी कुटेवनो त्याग

કલકત્તામાં સીતારામ ઘોષ સ્ટ્રીટમાં સ્વરૂપચંદ્ર બંદોપાધ્યાય નામના એક ધનાઢય પુરુષ વાસ કરતા હતા. એમણે કેળવણી પણ સારી લીધી હતી, અંગ્રેજી ભણતરને લીધે ત્યાંના યુવકોમાં દારૂ પીવાનો શોખ ઘણો વધી પડયો હતો. સ્વરૂપચંદ્રમાં તો એ દોષ વધારે પડતો હતો, પરંતુ એમનામાં બીજા અનેક ગુણો હોવાથી ભૂદેવ મુખોપાધ્યાય સાથે એમને મિત્રતા હતી. મિત્રોની સાથે વિદ્યાની ચર્ચામાં એમનો ઘણો વખત જતો.

એક દિવસ એમના બગીચામાં વાંસના એક ઘરની મરામત કરાવવાની જરૂર પડતાં તેમણે એક ખલાસીને બોલાવ્યો અને કહ્યું કે " શંભુ ! મારે આ મકાનની મરામત કરાવવી છે, આજેજ કામ શરૂ કરી દે. "

શંભુએ વિનયપૂર્વક કહ્યું:–' આજ તો નહિ બને. પરમ દિવસે હું કામે લાગીશ. બે દિવસ બીજે કામ કરવાનો વાયદો કરી આવ્યો છું. ' ત્યારે સ્વરૂપ બાબુએ કહ્યું કે 'પરમ દિવસનો વાયદો તો પાકો છે ને?' શંભુએ કહ્યું કે 'મહાશય ! હું કાંઈ દારૂડીઓ તો છુંજ નહિ કે મારો વાયદો નહિ પાળું !' એ જવાબથી સ્વરૂપચંદ્રને ઘણું લાગી આવ્યું. તેમણે કહ્યું કે ' શંભુ! દારૂ પીનારા શું જૂઠું બોલતા હશે?' ખલાસીએ જવાબ આપ્યો કે ' બેશક, દારૂ પીધાથી માણસની માણસાઈ જતી રહે છે. પોતાની વાતનું ભાન એને કયાંથી રહે ? ' સ્વરૂપચંદ્રે એજ વખતે દારૂની બાટલીઓ તોડીને ફેંકી દીધી અને સદાને માટે દારૂનો ત્યાગ કર્યો. એ દિવસથી સ્વરૂપબાબુ, એ શંભુનો વિશેષ આદર કરતા.

## १४–खोरासानी युवकनी हाजरजवाबी तथा दृढ श्रद्धा

ખોરાસાન દેશના એક રાજાને બહુ સખ્ત પીડા થવાથી ગ્રીસદેશના હકીમોએ રાજાને કોઈ યુવકના પંડનો ઉપયોગ કરવાની સલાહ આપી. રાજાએ એક ગરીબ પિતાને પુષ્કળ ધનની લાલચ આપીને તેના યુવક પુત્રને મારી નાખવાનું કબૂલ કરાવ્યું. એ કાર્યમાં પાપ છે કે નહિ તે બાબત કાજીનો અભિપ્રાય પૂછવામાં આવ્યો. કાજીએ જણાવ્યું કે ' રાજાના આરોગ્ય સારૂ પ્રજાનો પ્રાણ લેવો એ શાસ્ત્રાનુકૂળ છે.' એવી વ્યવસ્થા આપીને તેણે યુવકના

વધનો પરવાનો લખી આપ્યો ! જલ્લાદ પણ આવી પહોંચ્યો ! એ વખતે એ યુવકે જરા હસતાં હસતાં ઉંચે દૃષ્ટિ કરી. રાજાએ વિસ્મય થઈને પૂછયું:– 'આવી અવસ્થામાં તને હસવું કેમ આવે છે ?' ત્યારે યુવકે કહ્યું કે 'સંતાન એ માતાપિતાનું વ્હાલસોયુ ધન છે.સંતાનપ્રત્યે કોઈ અત્યાચાર કરે તો માતાપિતા કાજી આગળ ફરિયાદ કરવા જાય, કાજી ના સાંભળે તો રાજા આગળ ફરિયાદ લઇ જાય અને એજ છેવટનો ન્યાય કરે. મારાં માતાપિતાએ ધનના લોભને વશ થઇને મને મૃત્યુના મુખમાં ધકેલ્યો છે, કાજીએ પણ મૃત્યુની આજ્ઞા ફરમાવી છે અને રાજાની દૃષ્ટિ તો માત્ર પોતાના આરોગ્ય તરફજ છે. એવી અવસ્થામાં આ જગતમાં મારૂં કોઇ પણ નથી, તેના દુ:ખનું મને હસવું આવે છે અને તેથીજ મારી દૃષ્ટિ સ્વાભાવિક રીતેજ ઉંચે બાદશાહોના બાદશાહ–પ્રભુ તરફ જાય છે.' એ સાંભળતાંજ રાજાનું અંતઃકરણ પીગળી ગયું. તેણે મનમાં વિચાર કર્યો કે, 'આ નિરપરાધી યુવકનો રક્તપાત કરવા કરતાં તો મારૂં મૃત્યુ થાય એજ વધારે સારૂં.' તરતજ રાજાએ યુવકના શિરને ચુંબન કરીને તથા પુષ્કળ ધન આપીને છોડી મૂકયો. એ પુણ્યકાર્યથી રાજાના આત્માને એટલી બધી પ્રસન્નતા થઇ કે એજ દિવસથી એની પ્રકૃતિ સુધરવા લાગી અને થોડાજ દિવસમાં એ સાજોતાજો થઇ ગયો ! આ નિઃસ્વાર્થી માનવે પોતા માટે નિર્દોષનો ભોગ અપાતો અટકાવીને કેવો ઉત્તમ લાભ મેળવ્યો !

## ૧૫–એક 'ધર્મ' શબ્દમાં સમગ્ર કર્તવ્યોનો સમાવેશ છે.

પ્રસિદ્ધ વિદ્વાન ભૂદેવ મુખોપાધ્યાયને કોઇએ પૂછયું કે, મનુષ્યોનાં બધાં કર્તવ્યોને એકજ સૂત્રદ્વારા પ્રગટ કરી શકાય કે નહિ ? તેમણે ઉત્તર આપ્યો કે, બરોબર આવોજ પ્રશ્ન ચીનના મહાન ધર્મોપદેશક કૉન્ફયુશિયસને કોઇએ પૂછયો હતો, તેના ઉત્તરમાં એમણે જણાવ્યું હતું કે, 'વિનિમય' (આપો અને મેળવો) એ એક એવો શબ્દ છે, કે જેમાં બધા કર્તવ્યનો સમાવેશ થઈ જાય છે. 'જેવું બીજા પાસેથી ચાહો તેવું વર્તન તમે તેનાપ્રત્યે રાખો' એ ખ્રિસ્તી સૂત્ર પણ એવાજ ભાવવાળું છે. અમે સનાતનધર્મીઓ સમગ્ર કર્તવ્યોને 'ધર્મ' એવા છેકજ ટુંકા નામથી ઓળખીએ છીએ અને ધર્મનું મૂળ શોધવા જતાં 'પ્રીતિ' અથવા 'સહાનુભૂતિ'માં મળી આવે છે; કેમકે એમાંથીજ 'ધર્મ' શબ્દ ઉત્પન્ન થાય છે, અને એમાંથીજ સ્વાર્થત્યાગ ઉપજે છે.

## ૧૬–સુખ કે દુઃખ આ સંસારમાં સદાય ટકતું નથી.

અરબસ્તાનમાં કોઈએક સારા ઘરનો છોકરો દુર્દશામાં પડ્યાથી શત્રુઓના હાથમાં સપડાયો અને તેમણે તેને ગુલામતરીકે વેચ્યો. એનો શેઠ ઘણો નિર્દય હતો. એક વેપારી એ ગામમાં વેપાર કરવા સારૂ આવતાં એ સુંદર નવયુવકને કઠોર પરિશ્રમ કરતો જોઇને બોલી ઉઠયો કે 'ભાઇ! તને ઘણું દુઃખ છે.' યુવકે કહ્યું કે 'જે પહેલાં હતું નહિ અને ભવિષ્યમાં પણ રહેશે નહિ, તેને સારૂ ચિંતાજ શામાટે કરવી?'

કેટલાંક વર્ષ પછી એ વેપારી પાછો એ ગામમાં ગયો, ત્યારે ખબર પડી કે, શેઠ મરી ગયો છે અને શેઠની પડતી આવવાથી એ ખાનદાન ગુલામ દાસત્વમાંથી મુક્ત થઈને અત્યારે પોતાના શેઠની નિરાધાર પત્ની અને પુત્રનું પોતાની કમાણીમાંથી ભરણપોષણ કરે છે! આ વખતે પણ તે બહારગામના વેપારીએ દાસત્વમાંથી મુક્ત થયેલા એ યુવકની ખબર પૂછી. તેના ઉત્તરમાં પણ તેણે એજ કહ્યું કે 'જે પરિવર્તનશીલ છે તેમાં સુખ પણ શામાટે માનવું અને દુઃખ પણ શામાટે માનવું?'

બે વર્ષ પછી વેપારીએ પાછા આવીને જોયું તો પહેલાંનો એ દાસ હવે તો જીલ્લાનો આગેવાન થઈ પડયો છે અને એના હાથ નીચે ઘણા લોકો નોકરી કરે છે! આસપાસના ગામવાળાઓએ એનેજ પોતાનો સરદાર બનાવીને લૂંટારા અને ધાડપાડુઓને દબાવી દીધા છે! એ સેવાના બદલામાં તેમણે એ યુવકને પુષ્કળ જમીન આપી હતી. આવી દશામાં પણ સુખદુઃખસંબંધી પ્રશ્ન કરતાં યુવક તરફથી એજ ઉત્તર મળ્યો હતો. પછી થોડાં વર્ષ બાદ એ વેપારી તે ગામમાં આવ્યો ત્યારે ખબર મળી કે, એ યુવક હવે તો રાજા થયો છે! એક ખાસ યુદ્ધમાં રાજાને અસાધારણ સહાયતા આપીને એ રાજાનો જમાઈ અને વારસ બન્યો હતો. એ રાજાની પાસે જઇને વેપારીએ પૂછયું કે 'હવે તો સુખી થયા ને?' રાજાએ ઉત્તર આપ્યો કે 'જે પૂર્વે હતું નહિ, ભવિષ્યમાં રહેશે નહિ, તેમાં સુખ પણ શું માનવું અને દુઃખ પણ શું માનવું?'

આ અસ્થિર સંસારમાં સુખદુઃખથી મનને વિચલિત કર્યાવગર પ્રભુપ્રત્યેજ લક્ષ્ય રાખવું, અને એ જે પણ સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં આનંદથી રહેવું, એમાંજ પરમ શાન્તિ છે.



# ૧૭--મધુસૂદનનો દુઃખમાં વિદ્યાભ્યાસ

રૂડકી ઍન્જીનિયરીંગ કૉલેજના ઉત્તમ વિદ્યાર્થી અને નિઝામ રાજ્યના ઍન્જીનિયર મધુસૂદન ચટ્ટોપાધ્યાયનો દેહાંત થોડાંકજ વર્ષ ઉપર ઇ. સ. ૧૯૦૮માં થયો છે. એ જ્યારે નિઝામ સરકારની નોકરીમાં હતા, ત્યારે હુસેનસાગરના વિશાળ તળાવનો બંધ તૂટી ગયો. અસાધારણ કાર્યકુશળતા અને અત્યંત પરિશ્રમવડે એમણે માત્ર ત્રણજ કલાકમાં એ બંધની મરામત કરી દીધી અને સિકંદ્રાબાદ શહેરને નાશ પામતાં બચાવ્યું. એ અસાધ્ય કામ સાધ્યાથી એ બંગાળી ઈજનેરનું નામ હૈદ્રાબાદ રાજ્યમાં બધાના મુખમાંથી નીકળવા લાગ્યું. એટલે સુધી કે ઇ. સ. ૧૯૧૦માં જ્યારે મુસી નદીનો બંધ તોડી નાખીને પાણીએ હૈદ્રાબાદ શહેરને ડૂબાવી દીધું, ત્યારે લોકો કહેવા લાગ્યા હતા કે ‘ આજ બંગાળી મધુબાબુ નથી, નહિ તો આપણે બધા આવી આફતમાં કદી આવી પડયા ન હોત.’ એક દેશી ઍન્જીનિયરની આવી કીર્તિ સાંભળીને એવા એક ભારતવાસીની કાર્યકુશળતા માટે કોને પૂજ્યભાવ નહિ ઉપજે !

એ મધુસૂદન સાત વર્ષની વયે પિતૃહીન થયા હતા અને પુષ્કળ દરિદ્રાવસ્થામાં આવી પડયા હતા. આઠ વર્ષની વયે હેર સ્કૂલમાં માફીમાં ભણતા હતા, ત્યારે ગરીબાઇને લીધે રાત્રે સડક ઉપરના દીવા આગળ ઉભા રહી લેસન કરતા. શિવચંદ્ર ગુહ નામના એક બંગાળી તેમને એક રાત્રે એવી રીતે અભ્યાસ કરતા જોઈને ઘણા વિસ્મય પામ્યા તથા એમને પૂછીને એમની દરિદ્ર દશાથી જાણીતા થયા. એવા અદમ્ય ઉદ્યોગવાળા બાળકમાટે એમને શ્રદ્ધા અને પ્રીતિ ઉત્પન્ન થવાથી તેમણે પાંચ રૂપિયાના પગારે પોતાના છોકરાને ભણાવવા સારૂ રાખ્યા. એ બાળક એ રકમમાંથી પણ દરમહિને બે રૂપિયા પોતાની માતાને સહાયતા સારૂ મોકલતા હતા! દરિદ્રતા છતાં પણ એમણે વિદ્યાભ્યાસ એવો સારો કર્યો કે પરીક્ષામાં એમનો નંબર ઉંચોજ આવવા લાગ્યો.



## १८–गृहकलहथी थतो पस्तावो

ગુજરાતના એક નામીચા વકીલને તેમના સગા ભાઇ સાથે ઘણા વખતથી કુસંપ થયો હતો. બંનેમાં બોલવાનો વ્યવહાર પણ રહ્યો નહોતો. વકીલ સાહેબ માંદા પડયા, ભ્રાતૃસ્નેહે ઉછાળો માર્યો, એટલે એમના ભાઇ એમને જોવા સારૂ ગયા; પણ ટેક એવો કે બોલે એક શબ્દ પણ નહિ. જાય પરંતુ ખાલી બેસીને પાછા આવે. પેલા માંદા ભાઈ પણ પોતાના ટેકમાં રહ્યા અને એક શબ્દ પણ બોલ્યા નહિ. હૃદયમાં એક જાતની ગ્લાનિ હોવા છતાં પણ ગઇ ગુજરી વિસરી જઈ ક્ષમાની આપ–લે કરીને પ્રેમથી ભેટવા જેટલી ઉદારતા કોઇનામાં આવી નહિ. આખરે વકીલ સાહેબની પ્રકૃતિ દિનપ્રતિદિન અધિક લથડતી ગઇ, શ્વાસ શરૂ થયો અને ભાઈની સમક્ષજ તેનો પ્રાણ દેહપિંજરમાંથી ઉડી ગયો. એ વખતે પેલા ટેકીલા ભાઇ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયા કે 'ઓ ભાઈ! એક વાર તો બોલ.'

રોગીની સારવારમાં રહેલા અમારા એક દાકતર મિત્રે એ વખતે વ્યાજબી ઉપાલંભ દીધો કે, "ભાઇમાં વાચા હતી એ વખતે તો તમે એક વાર પણ એમની સાથે વાર્તાલાપ કરવાનો પ્રયાસ કર્યો નહિ. હવે પશ્ચાત્તાપ કર્યે શું થાય ?"

ગૃહકલહને આટલી હદસુધી લઇ જવો એ બુદ્ધિમાન પુરુષોનું કામ નથી.

## १९–सादा खानपानथी थता मोटा लाभ

### (જેરેમી ટેલર)

યૂરોપનો એક વિદ્વાન લેખક પોતાના અનુભવના પરિણામે જણાવે છે કે, "આપણાં સર્વ દુઃખ અને સંકટનું મૂળકારણ આપણે જાતેજ છીએ. જંગલનાં કંદમૂળ અને ઝરાનું પાણી એ બેના સેવનથી મારી ભૂખ અને તરસ બન્ને શાંત થાય છે; એટલુંજ નહિ પણ વિષયલાલસા, મદ, મોહ, લોભ, મત્સર, ઈર્ષ્યા, અસૂયા એ સર્વ રિપુઓનો પણ પરાભવ થાય છે અને તેથી હું શાંતિના ખોળામાં માથું મૂકીને સ્વસ્થતાથી ઉંઘું છું." ખરેખર ! જે જે લોકો પ્રકૃતિ માતાના ખોળાનો આશ્રય લે છે, તેમના જેવી ગાઢ અને શાંત નિદ્રા બીજા કોઇને આવતી નથી! (લૉર્ડ એવબરીકૃત 'સુખ અને શાંતિ'માંથી)

## २०–बहारना भपकापर मोहो पडवानुं परिणाम

ઉપરના વિષય ઉપર ભાઇ શંકરલાલ દ્વારકાંદાસ પરીખે ૧૯૨૩ ના ‘બાલમિત્ર’ માસિકમાં એક બોધક અને રમુજી વાત કહી છે. એ ભાઇ પોતાના કઠલાલ ગામવિષે લખે છેઃ–

“ અમારૂં ગામ શહેર નથી, તેમ છેક ગામડું પણ ન કહેવાય. વેપારનું મથક છે અને રેલ્વેનું નાકું છે. વળી ખ્રિસ્તીઓની સંખ્યા સારી છે. તેને અંગે એક સાધારણ અંગ્રેજ પાદરી પ્રસંગોપાત વર્ષમાં થોડાક મહિના અહીં રહે છે. આ પાદરીને ઓચિંતું વિલાયત જવાનું ઠર્યું, એટલે તેણે પોતાની રીત પ્રમાણે તમામ સરસામાન હરાજ કરી નાખ્યો. લોકોએ પોતાની સમજ પ્રમાણે જે અનુકૂળ પડયું તે લીધું. કેટલોક અટપટો સામાન રહ્યો પણ ખરો. એક ગામડીઆને કમોડનું ( જાજરૂના સ્ટૂલમાં મૂકવાનું ) છૂટું ટબ ચાર આનામાં મળી ગયું. હરાજીમાં એક, બે ને ત્રણ થતાંની સાથે ટબ લઇ ચાર આના આપ્યા. ટબ હાથમાં આવ્યું, એટલે અંદર–બહાર હાથ ફેરવી પાસે ઉભેલાને તે કહે કે, ‘ચાર આનામાં શું ખોટું? માળું તપેલી જેવું છે ને બધી પાહેથી ઝગઝગાટ દેખાય છે. મરશે, મારે તો કઢી કાઢવાના કામમાં આવશે. રોજ દાળશાક કાઢવામાંથીયે જશે ? મારે તો ચાર આનામાં હુતર પડયું.’ બિચારો ભોળો ખેડુત નથી જાણતો કે, ગમે તેટલું ચળકતું તોય એ તો મેલાનું વાસણ. ”

## २१–बंकिमबाबुनुं निराभिमान

બંગાળાના સુપ્રસિદ્ધ નવલકથાકાર અને ‘વંદે માતરમ્’ મંત્રના પ્રણેતા બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે કોઇ એક વિષય ઉપર પહેલાં જે મત પોતે પ્રગટ કર્યો, તેમાં પાછળથી પરિવર્તન કર્યું. અભિપ્રાય બદલવા માટે ઘણા લોકો એમના ઉપર ‘અદઢચિત્ત’નો આરોપ મૂકવા લાગ્યા. એના ખુલાસામાં એમણે કહ્યું કે “જેને કદી પણ પોતાનો મત બદલવાની જરૂરજ નથી પડતી, તે મહાપુરુષ છે. જે પોતાનો આગલો અભિપ્રાય ભૂલભરેલો છે, એમ જાણ્યા છતાં પણ એ મતનેજ વળગી રહે છે તે કપટી છે. એમાંનો મહાપુરુષ તો હું છુંજ નહિ અને કપટી થવાની મારી વૃત્તિ નથી.”

## ૨૨--ગેરિબાલ્ડીની માતૃભક્તિ અને ઈશ્વર ઉપર વિશ્વાસ

ઇટલીને સ્વતંત્રતા અપાવનાર નવયુવકોના દળના આગેવાન ગેરિબાલ્ડીની માતા ઘણીજ ઈશ્વરપરાયણા હતી અને ગેરિબાલ્ડીના ચરિત્રના બંધારણમાં એનોજ મોટો હાથ હતો. ગેરિબાલ્ડી આત્મચરિત્રમાં લખે છે કે "મારામાં જે અસાધારણ સાહસ જોઇને લોકો વિસ્મય પામે છે અને યુદ્ધક્ષેત્રમાં મારી પાસે દૈવી શક્તિ હોવાનું અનુમાન કરે છે, તે સાહસનું મૂળ કારણ તો દૈવબળ ઉપરનો મારો વિશ્વાસ છે. મારો દૃઢ વિશ્વાસ છે કે, જ્યાંસુધી સતીત્વના આદર્શ અને દેવીના અવતારસમી મારી માતા, મારા પ્રાણના રક્ષણ સારૂ ઈશ્વરની આરાધનામાં મગ્ન રહેશે, ત્યાંસુધી મને મારા જીવનને માટે કાંઇ પણ શંકા નથી."

પરિણામ એ થયું કે, યુદ્ધક્ષેત્રમાં એના કાનની પાસે થઇને સનસનાટ કરતી ગોળીઓ ચાલી જવા લાગી. જ્યારે જ્યારે પથ્થરના ગોળાની માફક દારૂગોળા એની ચારે તરફ આવી પડતા, ત્યારે એને એવું જણાતું કે, જાણે માતા ઘુંટણીએ પડીને જગન્નિયંતા પ્રભુની પાસે પુત્રના જીવનની રક્ષા સારૂ પ્રાર્થના કરી રહી છે.

## ૨૩--કુંતીએ પુત્રોને આપેલું શિક્ષણ

પાંડવોનાં માતા કુંતી ક્ષાત્રધર્મની બાબતમાં બહુ દૃઢ હતાં. ક્ષાત્રધર્મનાં જે ખાસ લક્ષણ છે, તેનું પાલન પ્રસંગ આવતાં પોતાના પુત્રો પાસે કરાવ્યા વગર તે રહેતાં નહિ. (૧) બ્રાહ્મણના રક્ષણ સારૂ પોતાના પુત્ર ભીમને રાક્ષસના મુખમાં મોકલ્યો હતો. (૨) કુરુક્ષેત્રના મહાયુદ્ધની પૂર્વે વિદુરના ઘરમાં શ્રીકૃષ્ણનાં દર્શન થતાં તેમની સાથે પોતાના પુત્રોને યુદ્ધમાં ઉત્સાહ આપનારો સંદેશો કહાવ્યો હતો કે 'ક્ષત્રિયાણી જે સમયને સારૂ સંતાનને જન્મ આપે છે, તે સમય આવી પહોંચ્યો છે.' (૩) યુદ્ધ પૂરૂં થયું ત્યારે પણ તેમણે રાજમાતાનું સુખ ભોગવવાનું કે બાર વર્ષ વનવાસ વેઠી આવેલા પુત્રોની સાથે રાજધાનીમાં સુખે રહેવાનું પસંદ ન કર્યું; પણ વનવાસી દિયેર અંધરાજા ધૃતરાષ્ટ્ર અને તેની રાણીની સેવામાં જીવનનો બાકીનો ભાગ ગાળ્યો હતો. (૪) પાંડવોના ચરિત્રમાં જે સ્વાર્થત્યાગ, પરોપકાર, કર્તવ્યપરાયણતા અને છેવટે મહાપ્રસ્થાનની પ્રવૃત્તિ આદિ જે સદ્ગુણો દીઠામાં આવતા હતા, તેનું મુખ્ય કારણ માતા કુંતીનુંજ શિક્ષણ હતું.

## ૨૪–राजा प्रतापरुद्रनो सदाग्रह अने प्रभुभक्तिनो जय

શ્રીચૈતન્ય મહાપ્રભુ જ્યારે પુરુષોત્તમક્ષેત્રમાં વિચરતા હતા, ત્યારે એમના સદ્‌ગુણોની વાત સાંભળીને રાજા પ્રતાપરુદ્રના મનમાં ભક્તિ ઉત્પન્ન થઈ; પરંતુ કામિની અને કાંચનનો ત્યાગ કરનારા ચૈતન્યદેવને સ્ત્રીદર્શન જેમ નિષિદ્ધ લાગતું હતું, તેવુંજ સાંસારિક સુખમાં રચ્યાપચ્યા રહેનાર મહારાજાના દર્શનની બાબતમાં લાગ્યું. રાજાએ એમના દર્શનની ઇચ્છા દર્શાવી, ત્યારે ચૈતન્યદેવે ના કહેવરાવી અને જણાવ્યું કે, ના કહ્યા છતાં પણ રાજા મળવા આવશે તો હું આ ક્ષેત્રનો ત્યાગ કરીને બીજે જતો રહીશ. રાજા પ્રતાપરુદ્ર પણ દૃઢ પ્રતિજ્ઞાવાળો ક્ષત્રિય અને મહાન ભક્ત હતો. એણે કહ્યું કે "ઠીક છે, જોઉં છું, કોની વાત સાચી પડે છે? હું પ્રભુ ચૈતન્યદેવની પાસે જરૂર જઇશ અને એ મને પાછો નહિજ કાઢે."

રાજા એજ વાતની ચિંતામાં રહ્યો અને ચૈતન્યદેવ કયી વખતે કેવી સ્થિતિમાં છે, તેની ખબર મેળવતો રહ્યો. એક દિવસ સંકીર્તનને વખતે શ્રીચૈતન્ય ધર્મોન્મત્ત અવસ્થામાં હતા, એવે વખતે રાજા 'રાસ પંચાધ્યાયી'નો એક શ્લોક ભક્તિપૂર્વક ગાતો ગાતો એમની પાસે જઈ પહોંચ્યો. 'કેમ બંધુ! મધુરૂં કૃષ્ણનામ સંભળાવી રહ્યો છે!' કહેતા કહેતા શ્રી ચૈતન્યે રાજાને દૃઢ આલિંગન દઈને છાતીસરસા ચાંપ્યા.

## ૨૫–थियोडर पार्करनो पस्तावो

થિયોડર પાર્કર મોટો વિદ્વાન અને દીર્ઘદષ્ટિવાળો મનુષ્ય ગણાતો હતો, પણ તે અલ્પવયમાંજ અકાળ મૃત્યુનો ભોગ થઇ પડયો હતો; તેથી મરણપથારીએ પડયા પછીના તેના છેલ્લા ઉદ્‌ગાર એ હતા કે 'અરેરે! મને જો મૂળથીજ જીવનનું રહસ્ય સમજાયું હોત અથવા જો કોઇ સારો ગ્રંથ વાંચવાથી અથવા અનુભવી પુરુષનાં વચન સાંભળવાથી મને જીવન કેવી રીતે ગાળવું, અભ્યાસ કેવી રીતે કરવો તથા કસરત કેવી રીતે કરવી, એ વેળાસર સમજાયું હોત તો મારૂં જીવન કેટલું વધુ સુખમય નીવડત!'

(એવબરીકૃત–'સુખ અને શાંતિ'માંથી)

## ૨૬–મેઝિની ઉપર એની માતાની અસર

અમે વારંવાર દર્શાવી ગયા છીએ કે, સારી માતાની અસર સંતાન ઉપર ઘણી પ્રબળ થાય છે. ઇટાલીના ઉદ્ધારક મેઝિનીની માતા પણ એક કાર્યદક્ષ અને પ્રભુપરાયણા સ્ત્રી હતી. લાડ લડાવીને સંતાનને બગાડવા જેવી સ્ત્રીજાતિની દુર્બળતા એનામાં નહોતી. જીવનનાં કષ્ટ બહાદુરીથી અને પ્રસન્નચિત્તે સહન કરવાનું શિક્ષણ એણે પુત્રને આપ્યું હતું. યૂરોપની એ સમયની દશાનું વાસ્તવિક વર્ણન સંતાનો આગળ કરીને તેણે પોતાના દેશની દુર્દશાનું તેમને ભાન કરાવ્યું હતું અને અમલદારો તથા રાજતંત્રના દોષો બતાવતાં રહી, દેશોન્નતિના ભાવ સંતાનમાં બાલ્યાવસ્થાથીજ રેડયા હતા. નિરાશાના સમયમાં એણે પુત્રને ધૈર્ય આપ્યું હતું અને કર્તવ્યમાં સતેજ કર્યો હતો. ઇ. સ. ૧૮૫૨ માં એની માતાનું મૃત્યુ થવાથી મેઝિનીને ભારે આઘાત થયો હતો. એના જીવનનો અભિલાષ એ હતો કે, ઇટાલીને સ્વતંત્ર બનાવ્યા પછી હું એ મહાન વિજયના મૂળકારણરૂપ જનનીના ચરણકમળમાં મસ્તક મૂકીને કૃતાર્થ થઇશ. એ મધુર સ્વપ્ન સાચું ન નીવડયું તેનોજ એને શોક હતો, પરંતુ નિરાશ ન થતાં એ માતાનાં પવિત્ર સંસ્મરણો યાદ કરીને નવા જોશથી કાર્ય કરવા પ્રેરાતો. એ લખે છે કે “મારી માતા સદા મને નિકટજ લાગે છે. પાર્થિવ શરીરમાં એ મારી પાસે વિદ્યમાન રહેતી તેના કરતાં પણ વધારે નિકટ તેની હાજરી મને હવે જણાય છે. જે કર્તવ્યોનું તેને ભાન થયું હતું અને જીવનમાં કાર્ય કરવાનું એને માટે પસંદ કરી રાખ્યું હતું, તેની પવિત્રતાનું ભાન મને દિનપ્રતિદિન અધિક ને અધિકજ થતું જાય છે. હવે આ સંસારમાં જન્મભૂમિ-સિવાય મારે માટે બીજી કોઈ માતા નથી અને મારી માતાએ જેવો સાચો પ્રેમ મારા ઉપર દાખવ્યો છે, તેવોજ સાચો પ્રેમ હું એ જન્મભૂમિ ઉપર દર્શાવીશ.” માતાપ્રત્યે મેઝિનીને એટલો બધો પ્રેમ હતો કે, એના મૃત્યુ પછી ઘણે વખતે એ જ્યારે ગુપ્તનિવાસમાં ઘણોજ નિરાશ થઇ ગયો હતો, ત્યારે પણ એને એવોજ ભાસ થયો હતો કે, માતા પોતાની સાન્નિધ્યમાં આવીને પ્રેમપૂર્વક આશ્વાસન અને પ્રોત્સાહન આપી રહી છે.

સુમાતાઓદ્વારાજ સાચા દેશભકતો ઘડાય છે.



## ૨૭–यादवचंद्र रायनी असाधारण क्षमा

બંગાળામાં સાધુ અઘોરનાથ નામના એક પ્રસિદ્ધ બ્રાહ્મસમાજી ઉપદેશક થઇ ગયા છે. યાદવચંદ્ર એમના પિતા થાય. ફારસી તેમજ સંસ્કૃત ભાષાના સારા વિદ્વાન હોવા ઉપરાંત તે પરમ ઈશ્વરભક્ત પુરુષ હતા. જીવદયા તેમનામાં બહુજ હતી. હલકામાં હલકા જીવપ્રત્યે પણ તેમને દયા આવતી. હડકાયું કુતરૂં કરડે તો એને પણ મારે નહિ એવા એ અહિંસાવાદી હતા. વૈદક-વિદ્યા પણ બહુજ સારી જાણતા. મરણપથારીએ પડેલા રોગી પાસેથી કદી ફી લેતા નહિ. આર્થિક સ્થિતિ સારી નહિ હોવા છતાં એમનો ધર્મભાવ ઉંચા પ્રકારનો હતો. એક દિવસે એવું બન્યું કે, ચોર એમનું છાપરૂં ઉઘાડીને નીચે ઉતર્યો. એણે આખું ઘર તપાસ્યું, પણ લઇ જવા યોગ્ય કાંઈ જણાયું નહિ. યાદવચંદ્ર જાગતા પડયા હતા. આટલી બધી મહેનત કરીને ચોર બિચારો ખાલી હાથે પાછો ફરે છે એ જોઈ તેમને દયા આવી અને પોતાને હાથે હુક્કો તૈયાર કરીને મૃદુભાવે ચોરને કહ્યું કે ‘અરે ભાઇ! આટલો બધો પરિશ્રમ કર્યો પણ કાંઇ મળ્યું નહિ! જરાક તંબાકુ તો પીતો જા.’ ચોર તો બિચારો આભોજ થઇ ગયો અને શરમનો માર્યો નીચું માથું ઘાલીને વિદાય થયો.

## ૨૮–एक पंडितने जणायली व्यावहारिक ज्ञाननी खामी

એક મહાન પંડિત પોતાના અભ્યાસમાં ઘણો નિમગ્ન થઈ ગયો હતો, એવામાં એક નાની છોકરી તેની પાસે થોડો દેવતા લેવા આવી. પંડિતે કહ્યું કે ‘પણ તું શાના ઉપર દેવતા લઈ જઈશ?’ આમ કહી તે દેવતા લેવા સારૂ કાંઇ પાત્ર લઇ આવવા ગયો; એટલામાં પેલી બાલિકાએ સઘડીમાં એકઠી થયેલી રાખને એક હાથમાં લઇને બીજે હાથે તેના ઉપર કેટલાક અંગારા મૂકયા. એવામાં પંડિતજી આવી પહોંચ્યા અને બાળાની આવી યુક્તિ જોઇને પોતાની પોથીઓ ફેંકી દઇને પસ્તાવો કરતા બોલ્યા કે “હું આટલું બધું ભણ્યો ખરો, પણ આવી નજીવી યુક્તિ મને સૂઝી નહિ, એ કેવી શરમભરેલી વાત કહેવાય!”

બુદ્ધિનો પૂરેપૂરો વિકાસ થાય અને જ્ઞાનને વ્યવહારમાં સરળતાથી મૂકી શકાય, એવુંજ શિક્ષણ વિદ્યાર્થીઓને અપાવું જોઇએ.

## २९–एक फकीरे आपेलो गहन प्रश्नोनो योग्य उत्तर

એક માણસે એક ફકીરને ત્રણ પ્રશ્ન પૂછ્યાઃ–(૧) 'ઈશ્વરની સત્તા સર્વત્ર છે' એમ પ્રત્યેક માણસ કહે છે, પરંતુ હું તે કેમ જોઇ શકતો નથી? તે ક્યાં છે તે મને બતાવો. (૨) મનુષ્યને તેના પાપ સારૂ શામાટે સજા થાય છે? કારણ કે મનુષ્ય જે કાંઇ કરે છે તે પ્રભુની પ્રેરણાથીજ કરે છે. (૩) ઈશ્વર શયતાનને નરકાગ્નિમાં નાખી તેને સજા કરે છે, એ પણ કેમ બને? કારણ કે શયતાન જાતેજ અગ્નિરૂપ છે; તો પછી અગ્નિનું અગ્નિ ઉપર શું ચાલે?

આ ત્રણે પ્રશ્નો ફકીરે ગંભીરતાથી સાંભળી લીધા અને પછી જમીન ઉપરથી એક ઢેફું ઉંચકીને પેલા પ્રશ્ન પૂછનારના માથામાં માર્યું. તેણે એ સંબંધી કાજી પાસે જઈને ફરિયાદ કરી. કાજીએ ફકીરને બોલાવી મંગાવ્યો અને તેણે પેલા મનુષ્યને શામાટે ઢેફું માર્યું? એવો પ્રશ્ન કર્યો. ફકીરે ઉત્તર આપ્યો કે 'એણે પૂછેલા ત્રણ પ્રશ્નોનો એ ઉત્તર છે.'

કાજીએ પૂછ્યુંઃ–'કેવી રીતે?'

ફકીરે કહ્યું કે એ મનુષ્ય કહે છે કે, મ્હારા માથામાં વાગ્યું તો પછી તેને વાગવાથી જે દુઃખ થયું હોય તે મને બતાવવું જોઇએ; એટલે હું તેને ઈશ્વર બતાવીશ. (અર્થાત્ ઈશ્વર આંતરિક અનુભવદ્વારાજ ઓળખી શકાય છે.) બીજું કે, મેં જે કાંઇ કર્યું તે માત્ર ઈશ્વરની પ્રેરણાથીજ કર્યું છે, તોપછી ઈશ્વરની પ્રેરણાથી કરેલા મારા કાર્યને એ અપરાધ શામાટે ગણે છે? વળી તેનું શરીર માટીનું બનેલું છે, તોપછી માટીનું માટી ઉપર શું ચાલે?'

ફકીરના ઉત્તરો સાંભળી તે મનુષ્યને ઘણું આશ્ચર્ય લાગ્યું. કાજીએ પણ ફકીરને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો.

## ३०–महान तत्त्ववेत्ता प्लेटोनो विद्याप्रेम

ગ્રીસદેશના મહાન તત્ત્વવેત્તા પ્લેટો (અફલાતુન)ને તેના એક મિત્રે પૂછ્યું કે "અરે, તમને બીજાને શીખવવાનો જેવો ઉમંગ છે, તેવોજ બીજા પાસેથી શીખવાનો પણ છે. પરંતુ એમ તમે ક્યાંસુધી શીખ્યા કરશો?"

પ્લેટોએ ઉત્તર આપ્યો કે "વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવામાં મને શરમ લાગે ત્યાંસુધી."

## ૩૧--સૃષ્ટિસૌંદર્યથી સંસ્કારી માણસને મળતી શાન્તિ

ઈટાલિમાં રાજ્યક્રાન્તિના સમાચાર મળતાંવારજ ઈટાલિની ખાતર દેશ-નિકાલ વેઠતો સ્વદેશભક્ત મેઝિની ઇંગ્લૅંડથી રોમ જવા નીકળ્યો. માર્ગમાં આલ્પ્સની દુર્ગમ પર્વતમાળા આવી. એનું પ્રાકૃતિક સૌંદર્ય જોઈને એ ઘણોજ પ્રસન્ન થયો. સેઈન્ટ ગોટહાર્ડના શિખરસંબંધી તેણે પોતાના એક મિત્રને લખી મોકલ્યું હતું કે "આ દૃશ્ય ભવ્ય અને પ્રભુમય છે. આલ્પ્સથી વિંટળાયેલા આ સર્વોચ્ચ શિખરની સપાટી ઉપર બેસીને જેણે શાન્તિનો અનુભવ નથી કર્યો, તેને 'કવિતા શું છે' તેની ખબર પણ નથી પડતી. આલ્પ્સ પર્વત ઉપર નાસ્તિકતાનો સંભવજ નથી."

આપણા દેશમાં તીર્થસ્થાનો પણ મહાન નદીતટ ઉપર,નિર્જન અરણ્યમાં કે ઉંચા સુંદર પર્વતો ઉપર એટલાજ સારૂ રાખવામાં આવ્યાં છે કે, પ્રકૃતિના દર્શનદ્વારા મનુષ્ય એના સ્રષ્ટા પ્રભુના અસ્તિત્વ અને અસીમ કરુણાનો અનુભવ કરે.

## ૩૨--સ્વર્ગસ્થ પ્રતાપચંદ્ર રાયની 'મહાભારત' માટે ખંત

મહાભારતનો અંગ્રેજીમાં અનુવાદ પ્રકટ કરવાનું ભારે કામ બંગાળાના એક દરિદ્ર વિદ્વાન પ્રતાપચંદ્ર રાયે માથે લીધું હતું. એમના અસાધારણ ઉદ્યમને લીધેજ એ કાર્યનો આરંભ થયો. અનેક રાજા-મહારાજાઓ તથા સરકારનો આશ્રય પણ એમણે મેળવ્યો; પરંતુ બધાને એમજ લાગતું હતું કે, મહાભારત જેવા બૃહદ્ ગ્રંથનો અનુવાદ પ્રકટ કરવો એ નાનુંસુનું કામ નથી. પ્રતાપચંદ્રથી એ કામ પાર પડશે નહિ અને નાણાં નકામાં જશે; પરંતુ પ્રતાપચંદ્રે તો પોતાની બધી શક્તિને એજ કાર્યમાં યોજીને એ દુઃસાધ્ય કાર્યને પણ પાર પાડી બતાવ્યું. ચોરાણું ખંડમાં એ ગ્રંથ આશ્વમેધિક પર્વસુધી પ્રગટ થયો; એટલામાં પ્રતાપચંદ્ર રાયનું મૃત્યુ થયું. મૃત્યુશય્યામાં પણ તેમને 'મહાભારત'-નીજ ચિંતા હતી. એમણે પોતાની સુયોગ્ય પત્ની શ્રીમતી સુંદરીબાલાને કહ્યું કે "મારા શ્રાદ્ધમાં કાંઈ પણ ખર્ચ કરશો નહિ; અડધાં ભૂખ્યાં રહીને પણ મહાભારતને સંપૂર્ણ કરજો. એથીજ તમે મ્હારીપ્રત્યે શ્રદ્ધા પ્રકટ કરી અને મારૂં સાચું શ્રાદ્ધ કર્યું, એમ હું માનીશ. મહાભારત સમાપ્ત થશે, ત્યારેજ મારૂં શ્રાદ્ધ પૂર્ણ થયું એમ હું માનીશ." ત્યારપછી એક વર્ષમાંજ એ ગ્રંથ છપાઇને સંપૂર્ણ બહાર પડી ગયો.

સ્વજનોનાં અધુરાં કામ પૂરાં કરવાં એ પણ ઉંચા પ્રકારનું શ્રાદ્ધ છે.

## ३३-एक भरवाड एक पंडितने आपेलुं ज्ञान

ન્યૂટન પ્રખ્યાત વિદ્વાન થઈ ગયો છે. વિજ્ઞાનની મોટી શોધો તેને આભારી છે. એક સમયે તે ફરવા નીકળ્યો હતો, એવામાં ઘેટાં ચરાવનાર એક ભરવાડ તેને સામો મળ્યો. ભરવાડને તેણે પ્રશ્ન કર્યો કે 'ભાઇ! અહીંથી ગામ કેટલે દૂર છે?' ત્યારે ભરવાડે ઉત્તર આપ્યો કે 'ગામ તો બહુ દૂર નથી, પણ તમે ઉતાવળે પગલે નહિ જાઓ તો તમારે વરસાદમાં ભીંજાઇ જવું પડશે.'

તે વખતે સૂર્યનો પ્રકાશ રસ્તા ઉપર પડતો હતો, આકાશમાં વાદળાનું નામનિશાન નહોતું; તેથી ન્યૂટને ભરવાડના કહેવા ઉપર વિશેષ ધ્યાન ન આપ્યું અને ધીમે ધીમે ગામ તરફ જવા માંડયું- એટલામાં એકાએક સૂર્યનો પ્રકાશ જતો રહ્યો અને આકાશ વાદળાંઓથી ઘેરાઈ ગયું. જોતજોતામાં વરસાદ જોરથી વરસવા લાગ્યો તથા ભરવાડના કહેવા પ્રમાણે ન્યૂટન ભીંજાઈ ગયો. આથી એ પ્રસિદ્ધ વિદ્વાનને ઘણું આશ્ચર્ય લાગ્યું. વરસાદ બંધ પડયો એટલે તેણે પેલા ભરૂવાડની પાસે જઇને પૂછ્યું કે 'વરસાદનાં જરા પણ ચિહ્ન દેખાતાં નહોતાં છતાં તેં શા ઉપરથી જાણ્યું કે વરસાદ જલદી પડશે?'

ભરવાડે કાંઇ પણ ઉત્તર ન આપ્યો, એટલે ન્યૂટને તેના હાથમાં એક ગીની મૂકી. સુવર્ણથી પ્રસન્ન થઈ ભરવાડે તરતજ કહ્યું કે 'પેલું કાળું ઘેટું જુઓ.' એટલે ન્યૂટને આશ્ચર્યપૂર્વક પૂછ્યું કે 'પણ વરસાદ સાથે એ ઘેટાને શો સંબંધ?' ત્યારે ભરવાડે ઉત્તર આપ્યો કે 'એ જ્યારે રક્ષણ મેળવવાનું સ્થાન શોધે છે તથા ડોકું ઝાડીઓમાં ખોસે છે, ત્યારે હું સમજું છું કે ઘડી બે ઘડીમાં વરસાદ આવશેજ આવશે.'

ગામડાનાં સાધારણ માણસો પાસે પણ અનુભવજન્ય જ્ઞાનનો ખજાનો ભરેલો હોય છે. ન્યૂટનની માફક તેમની પાસે જઇને એ જ્ઞાન મેળવનાર જોઇએ.

## ३४–देशनी खरी जरूरियातोविषे प्रेसिडेन्ट लिंकन

अब्रहाम लिંકને જ્યારે મિત્રોના આગ્રહથી અમેરિકાના ઇલિનોસ પરગણાની વ્યવસ્થાપક સભાના સભાસદ થવાની ઉમેદવારી બહાર પાડી, તે સમયે મતદારોની સભા આગળ પોતાનો ઉદ્દેશ તેણે નીચે પ્રમાણે જાહેર કર્યો હતોઃ–"પ્રિય મહાશયો ! મારો રાજનૈતિક મત ટુંકો અને રુચિકર છે. હું ઇચ્છું છું કે, બધી બાબતોમાં આપણા દેશની આંતરિક ઉન્નતિ થાય, એટલા માટે હું બેંકોની સ્થાપના કરવા માગું છું અને વિદેશથી આવતા દરેક જાતના સામાન ઉપર રક્ષણશીલ જકાત નાખવાનો મારો અભિપ્રાય છે. થોડે વ્યાજે નાણાં મળવાથી અને બહારની હરિફાઇથી બચવાથી આપણા દેશના ગરીબ ખેડુત અને કારીગરોનું રક્ષણ થશે અને દેશની ઉન્નતિ થશે, મારે બીજું કાંઇ જોઇતું નથી. મારી વાત તમને પસંદ હોય તો આપ મને મત આપશો. હું આપનો ઉપકાર માનીશ. નહિ મત આપો તો તમારી જે દશા છે તેજ કાયમ રહેશે."

આપણા દેશને સમૃદ્ધ કરવા સારૂ પણ લિંકને બતાવેલા બે ઉપાયોની ઘણીજ જરૂર છે અને ધારાસભાના સભાસદોનું અધિક ધ્યાન એ ઉપર જવું ઘટે છે.

## ३५–राजा फिलिपने वृद्ध डोशीनो कर्तव्यपालननो उपदेश

મેસિડોનિયાના રાજા ફિલિપના દરબારમાં એક વૃદ્ધ સ્ત્રી ફરિયાદ કરવા ગઇ હતી. એ વખતે રાજકાર્યથી પરવારી સભા બરખાસ્ત કરીને રાજા ઉઠવાની તૈયારીમાં હતો, એટલે તેણે તે ડોશીને કહ્યું કે 'હાલ મને ફુરસદ નથી.' ડોશીએ કહ્યું કે 'તો પછી રાજા થવાને પણ ફુરસદ નથી?' ફિલિપ ઘણી વારસુધી એ ઉત્તર સાંભળીને ચૂપ બેસી રહ્યો; કેમકે વૃદ્ધાના શબ્દોથી એને ચાનક લાગી હતી. એણે એનો મુકદ્દમો સાંભળીને યોગ્ય ફેંસલો આપ્યો; એટલુંજ નહિ પણ ત્યારપછી કોઇપણ દિવસ 'વખત નથી, ફુરસદ નથી' એવું કહ્યુંજ નહિ.

## ३६–दधीचि ऋषिनो आत्मत्याग

એક સમયે વૃત્રાસુરના પ્રતાપથી ઇંદ્ર સ્વર્ગભ્રષ્ટ થયો અને બધા દેવતાઓ તે વૃત્રાસુરના અત્યાચારથી દુઃખી થવા લાગ્યા. તેણે કઠણ તપ કરીને બ્રહ્મા પાસેથી એવું વરદાન મેળવ્યું હતું કે લોઢું, બીજી કોઇ ધાતુ, લાકડું, વાંસ વગેરે કોઇ પણ વસ્તુથી બનાવેલા હથિયારથી એનો વધ નહિ થાય. દેવગુરુ બૃહસ્પતિના ઉપદેશથી ઇંદ્ર ઉઘાડપગે દધિચિ મુનિને શરણે ગયો અને તેમનાં હાડકાં આપવાની પ્રાર્થના કરી. એક સમયે એના એજ ઇંદ્રે દધીચિની તપસ્યામાં ભંગ કરીને એમની સાથે શત્રુતાની વર્તણુક ચલાવી હતી; પરંતુ મોટા મનના પુરુષો અંગત શત્રુતાને એવે વખતે ધ્યાનમાં લેતા નથી. બધા દેવતાઓનું કલ્યાણ કરવાના ઉદ્દેશથી આત્મત્યાગી દધીચિમુનિએ પ્રસન્નતાપૂર્વક પ્રાણત્યાગ કરીને પોતાનાં અસ્થિનું અસ્ત્ર બનાવવા સારૂ ઇંદ્રને દાન કર્યું. એ અસ્થિદ્વારા વજ્રાસ્ત્ર બનાવીને ઇંદ્રે વૃત્રાસુરનો વધ કર્યો, અને સ્વર્ગને ઉપદ્રવમાંથી બચાવ્યું. ધન્ય છે એ દધીચિને ! !

## ३७–लज्जा एज उत्तम रंग छे.

યૂરોપ–અમેરિકા આદિ દેશોમાં અને તેમના અનુકરણમાં આપણા દેશનાં મોટાં નગરોમાં ફેશનેબલ સ્ત્રીઓ સુંદર દેખાવા સારૂ ગાલ ઉપર રંગ ચોપડે છે. સિકંદર બાદશાહના ગુરુ એરિસ્ટોટલને 'પીથિયા' નામની એક કન્યા હતી. તે ઘણી વિદુષી તથા ચતુર હતી. તેને એક વખત કોઇએ પૂછ્યું કે 'ગાલ ઉપર ચોપડવાને સૌથી સરસ રંગ કયો ?'

વિદુષી પીથિયાએ ઉત્તર આપ્યો કે 'લજ્જા !'

## ३८–राजानी इज्जतविषे बादशाहनो अभिप्राय

ઇરાનનો પ્રસિદ્ધ ન્યાયી રાજા નૌશેરવાં એક દિવસ મૃગયા રમવા ગયો હતો. મૃગયામાં મળેલા જાનવરનું માંસ શેકીને ખાતી વખતે તેને થોડાક મીઠાની જરૂર પડી. તેણે પોતાના નોકરને પાસેના ગામમાંથી મીઠું લાવવાની આજ્ઞા આપી. પણ જણાવ્યું કે 'જોજે, એ મીઠાની વ્યાજબી કિંમત આપતો આવજે'. નોકરે કહ્યું કે 'હજૂર! એવી નજીવી જણસની કિંમત આપવા બાબત આપે એટલી બધી કાળજી કેમ બતાવી ? દેશના રાજાને જરાક મીઠું રૈયત વગરમૂલ્યે આપશે તો એમાં શું થઇ ગયું ? રાજાની ઇજ્જત કાયમ રાખવી જોઇએ.' ન્યાયી રાજાએ કહ્યું કે 'એ તો તલનો પહાડ થઇ જાય! આજે હું કોઈ વૃક્ષનું એકાદ ફળ તોડાવું તો મારા સિપાઇઓ ને નોકરો એ ઝાડ ઉપર ફળજ રહેવા દે નહિ; અને છેવટે એ વૃક્ષને પોતાને પણ લાકડાં સારૂ કાપી નાખે ! અન્યાય કરવામાં રાજાની ઈજ્જત સચવાતી નથી.'

## ३९–उन्नतिविषे गेरिबाल्डीनो अभिप्राय

ગેરિબાલ્ડીએ સ્ત્રીઓનું હિત વધારવા સારૂ મળેલી એક સભામાં સંદેશો લખી મોકલ્યો હતો કે "સારા ઘરની મહિલાઓનાં શરીર અનારોગ્ય રહેવાનાં મુખ્ય કારણ એ છે કે, તેઓ પૂરતું કામ કરતી નથી. ( સ્થિતિ સારી હોવાથી ઘરમાં પરિશ્રમ પહોંચે એવું કામકાજ કરવાનું હોતું નથી. ) માટે જો તેઓ પરોપકાર વ્રતમાં લીન થઇને દુઃખીઓની જરૂરિયાતો પૂરી પાડવાનો અને તેમનાં સંતાનોને શિક્ષણ આપવાનાં સાધનો યોજવાનો પ્રયત્ન કરે, તો એમનું શરીર અને મન સદા નિરોગી રહેશે. ખરા હૃદયથી સત્કર્મમાં મહેનત કરવી અને ઈશ્વરની આજ્ઞા પાળવી, એ બંને એકજ વાત છે. જે લોકો પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને માત્ર પોતાને તાત્કાલિક તૃપ્તિ આપે એવા મોજશોખમાંજ જીવન ગાળે છે, તેઓ તો ઈશ્વરનો નિયમ ભંગ કરવાના મહાન ગુનેહગાર થાય છે અને માનસિક સુખ તથા શારીરિક આરોગ્ય બંનેથી વંચિત રહે છે."

## ४०–किंमती वस्त्रभूषण साधनामां अंतरायरूप छे.

શ્રીરામકૃષ્ણ પરમહંસને એમના ભક્ત મથુરબાબુએ એક કિંમતી કપડું આણી આપ્યું હતું. પરમહંસદેવ એ વસ્ત્ર ધારણ કરીને ધ્યાન ધરવા બેસી ગયા. ધ્યાન સમાપ્ત કર્યા પછી પોતાના ઈષ્ટદેવતાને પ્રણામ કરવા જતા હતા, એટલામાં વિચાર આવ્યો કે પ્રણામ કરવા જતાં વસ્ત્રને ધૂળ ચોંટશે ! તરત-જ તેમણે વસ્ત્રને કાઢીને ફેંકી દીધું અને ત્યારપછી સ્વસ્થ ચિત્તે ઈષ્ટદેવતાને પ્રણામ કર્યા.

## ४१–शिवाजी महाराजनो परस्त्रीप्रत्येनो सद्‌भाव

શિવાજી છત્રપતિએ જ્યારે કલ્યાણ લૂંટયું, ત્યારે એમના સૈનિકોએ લૂંટ ચલાવતાં એક સુંદર સ્ત્રીને પકડીને મહારાજની રૂબરૂ રજુ કરી તથા એ સ્ત્રીને એમની પાસે ઉપપત્ની તરીકે રાખવાની વિનતિ કરી. એ વખતે શિવાજી મહારાજે પોતાના સૈનિકોને કહ્યું કે “જો એ મારી માતા હોત તો હું પણ એના જેવોજ સુંદર હોત. સૌંદર્ય જોઈને મનુષ્યે પોતાની જ્ઞાનબુદ્ધિને ખોઇ બેસવી જોઇએ નહિ.” એમ કહીને તેમણે એ સ્ત્રીના ધણીનો પત્તો લગાડયો અને તેને એના પતિ પાસે મોકલી આપી.

## ४२–सर विलियम जोन्सनो भारतनी वस्तुओप्रत्ये प्रेम

સર વિલિયમ જોન્સ ઇસ્ટ ઇંડિયા કંપનીના સમયમાં એક મોટા અમલ-દાર હતા. સંસ્કૃત ભાષાના એ મહાવિદ્વાન અને પ્રેમી હતા. કાલીદાસના શાકુંતલ નાટકનું અંગ્રેજી ભાષાંતર સૌથી પ્રથમ એમણેજ કર્યું. એ ભાષાંતરે કાલીદાસની પ્રતિભાનો પરિચય પાશ્ચાત્યદેશના વિદ્વાનોને કરાવ્યો. એ મહા-વિદ્વાનને આપણા દેશ ઉપર કેટલો પ્રેમ હતો તે નીચેની એક ઘટના ઉપરથી જણાશે. એમણે અશોકવૃક્ષ જ્યારે પ્રથમ જોયું, ત્યારે એમને ઘણોજ આનંદ થયો. સંસ્કૃત કાવ્યોમાં અશોકનાં કેટલાં બધાં વર્ણનો છે, તેનો એ વિચાર કરવા લાગ્યા. એ વૃક્ષ ઉપર એમને એટલો બધો પ્રેમ ઉપજ્યો કે એમણે એનું નામ જોન્સનું અશોક પાડયું. વનસ્પતિશાસ્ત્રમાં હજુસુધી એ એજ નામથી પ્રસિદ્ધ છે.

# ४३–एक पंडितकन्यानो ईश्वर उपर संपूर्ण आधार

શાહશુજા કેરમાન દેશના પ્રસિદ્ધ પંડિત, જ્ઞાની અને વૈરાગી હતા. પોતાની પરમ રૂપવતી અને ગુણવતી કન્યાને સારૂ એ સારા વરની શોધમાં હતા. એક દિવસ તેમણે જોયું કે, એક યુવક ભક્તિપૂર્વક ઈશ્વરની ઉપાસના કરી રહ્યો છે. વાતચીત કરતાં ખબર પડી કે, એ યુવક સારા સ્વભાવનો અને હોશિયાર છે. ફકીરવેશધારી એ યુવકને શાહશુજાએ પૂછ્યું કે 'નવજવાન! તું પરણેલો છે?' ફકીરે કહ્યું કે 'ના' પછી પૂછ્યું 'પરણવાની ઇચ્છા છે?' તેણે કહ્યું:– 'મારા જેવા ગરીબને કોણ કન્યા આપે? મારી પાસે પુંજીમાં ત્રણ 'દરહમ' (એક જાતના સિક્કા) છે.' શાહે કહ્યું કે 'હું મારી કન્યા તને આપીશ. તું એ દરહમમાંથી એકની રોટલી, એકની સાકર અને એકનો લોબાન લઇ આવજે. હું તારૂં લગ્ન કરી દઇશ.' એ પ્રમાણે સગપણ થઇ ગયું. પરમ ધન–ઐશ્વર્યવાળા કેરમાનના બાદશાહે થોડાકજ દિવસ ઉપર એ કન્યાનું માગું પોતાને સારૂ કર્યું હતું. એને પસંદ ન કરતાં શાહશુજાએ એક ગરીબ ફકીરને તેની ઈશ્વરભક્તિ તથા ઉપાસનાની ખાતર પોતાની લાડકી પુત્રી પરણાવી. પરણ્યા પછી છોકરી સાસરે ગઇ. ત્યાં જઇને જુએ છે તો પાણીના કૂજા ઉપર એક સૂકી રોટલી મૂકી રાખેલી છે. છોકરીએ પૂછ્યું કે 'આ રોટલી શા શારૂ મૂકી રાખીછે?' ત્યારે તેના સ્વામીએ કહ્યું કે 'આજ રાત્રે ખાવા સારૂ કાલે રાખી મૂકી હતી.' એટલું સાંભળતાંવારજ યુવતીને ઘણો ખેદ થયો અને તે પાછી પિયેર જવા લાગી. ફકીરે કહ્યું કે 'હું તો જાણતોજ હતો કે, શાહશુજાની છોકરી મારા દુઃખ અને દરિદ્રતામાં ભાગ પડાવી નહિ શકે.' યુવતીએ કહ્યું:–'પ્રિયતમ! તમારી ગરીબાઇ જોઇને હું દિલગીર થઇ છું અને એટલા માટે પિયેર ચાલી જવા માગું છું, એમ નથી. ઈશ્વર ઉપર આધાર અને વિશ્વાસ રાખવામાં તમે કેટલા દુર્બળ છો એ જાણીને મને ઘણોજ ખેદ થયો છે અને શોકાતુર હૃદયે હું બાવાજાનની પાસે જવા તૈયાર થઈ છું. આજ શું ખાવું છે તેનો ગઇ કાલથી વિચાર કરીને તમે રોટી સાચવી રાખો છો. હાય! મને મારા બાવાજીની વર્તણુક જોઇને આશ્ચર્ય થાય છે. તેમણે વીસ વર્ષસુધી મને લાડથી પાળી–પોષી છે. વળી તે કહેતા હતા કે, તને એવા પુરુષ સાથે પરણાવીશ, કે જેનામાં વૈરાગ્ય અને ઈશ્વર ઉપર પૂર્ણ આસ્થા હશે. મને આજે ખબર પડી કે, એમણે મારૂં લગ્ન એવા સાથે કર્યું કે જેને પોતાના ગુજરાન માટે ઈશ્વર ઉપર ભરોસો નથી.' એ સાંભળતાં ફકીરની આંખ ઉઘડી. તેણે ગળગળે સ્વરે કહ્યું કે 'આ પાપનું

પ્રાયશ્ચિત્ત કેવી રીતે થઇ શકે પ્રિયે!' ત્યારે સતીએ કહ્યું કે 'આ ઘરમાં કાં તો એ સૂકી રોટલીજ રહેશે કે કાં તો હું રહીશ.' ફકીરે તરતજ એ રોટલીને બહાર ફેંકી દીધી. સંસારમાં રહ્યા છતાં પણ કેવો ઉચ્ચ વૈરાગ્ય!

## ૪૪–ईश्वर उपर विश्वास एज शांतिनो साचो उपाय छे.

એક અંગ્રેજ અમલદાર પોતાની નવી પરણેલી સ્રીસહિત વહાણમાં બેસીને સમુદ્રયાત્રાએ જઇ રહ્યો હતો. રસ્તામાં સમુદ્રમાં જબરૂં તોફાન ઉઠયું. મુસાફરો ગભરાયા અને ભયથી આકુળવ્યાકુળ થવા લાગ્યા. પેલો અમલદાર જરા પણ ગભરાયો નહિ. તેની પત્નીએ વ્યાકુળ બનીને પૂછયું કે 'તમે અત્યારે નિશ્ચિંત કેમ બેસી રહ્યા છો?' અમલદારે તરતજ મ્યાનમાંથી તલવાર કાઢીને પત્નીના માથા ઉપર ધરીને પૂછયું કે 'તને બીક લાગે છે?' પત્નીએ કહ્યું કે આ વળી શા ઢોંગ રચ્યા? તમારા હાથમાં તલવાર હોય તો એથી મને ભય શાનો? તમે તો મને આટલું બધું ચાહો છો.' ત્યારે અમલદાર બોલી ઉઠયો કે બસ, અમારા મનમાં પણ એજ પ્રકારનો ભાવ છે. આ તોફાન પણ ભગવાનના હાથમાંજ છે, તો પછી મને ભય શાનો? એ તો એના અથાગ પ્રેમને લીધે મારેમાટે જે કાંઇ ખરેખરૂ લાભદાયક હશે તેજ કરશે.'

## ૪૫–रामकृष्ण परमहंसदेवनी सादाइ

એક દિવસ શ્રીરામકૃષ્ણ પરમહંસ બગીચામાં ફરી રહ્યા હતા, એવામાં કલકત્તાના પ્રસિદ્ધ દાક્તર મહેંદ્રનાથ સરકાર ત્યાં જઇ પહોંચ્યા અને પરમહંસને બાગના માળી સમજીને જુઇનાં થોડાં ફૂલ તોડી આપવા કહ્યું. પરમહંસે તરતજ તેમની આજ્ઞાને શિરોધાર્ય કરીને થોડાંક ફૂલ તોડી આપ્યાં. ત્યારપછી થોડા દિવસોમાં પરમહંસદેવના મંદવાડમાં દાક્તર સાહેબને એમનાં દર્શન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. એ વખતે પરમહંસને જોઇને એ ઘણા આશ્ચર્યચકિત થયા અને કહેવા લાગ્યા કે "હાય! મેં કેવો ગજબ કર્યો? મારી બુદ્ધિમાં બહેર મારી ગઇ હતી? આમને તો મેં માળી ધારીને ફૂલ તોડી આપવાનું કહ્યું હતું."

# ४६–राजा राममोहन रायनी स्त्रीजातिप्रत्ये श्रद्धा

---o---

રાજા રામમોહન રાય સ્વતંત્રપણે ધર્મવિચાર પ્રગટ કરવા ખાતર સોળ વર્ષની વયે દેશ છોડીને હિમાલય તરફ ચાલી નીકળ્યા હતા અને ત્યાંથી ટિબેટ ગયા હતા. ટિબેટવાસીઓ 'લામા' ઉપાધિધારી જીવિત મનુષ્યને આ વિશાળ બ્રહ્માંડનો ઉત્પન્નકર્તા માને છે. લામાનું મૃત્યુ થતાં તેઓ કેટલાંક ખાસ લક્ષણ ધરાવનાર કોઈ બાળકને તેની જગ્યાએ સ્થાપે છે; જાણે કે લામા એક શરીરનો ત્યાગ કરીને બીજું શરીર ધારણ કરે છે, ટિબેટદેશમાં અવતારવાદ પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. જે રામમોહન રાયે મૂર્તિપૂજાનો વિરોધ કરીને પિતાનું ઘર છોડયું હતું, તે આવો અવતારવાદ કેવી રીતે સહન કરી શકે ? એમણે તો એ બંધુવિહીન દેશમાં પણ કોઈ કોઈ વાર નિર્ભયપણે એ મતની વિરુદ્ધ ભાષણો આપવાં શરૂ કર્યાં. એ દેશના પુરુષો એ ખંડનને લીધે તેમના ઉપર અતિશય ક્રોધે ભરાયા અને તેમની સારી પેઠે ખબર લઇ લેવા તૈયાર થયા; પરંતુ ટિબેટની કોમળહૃદયા સ્ત્રીઓ એમના ઉપર વિશેષ સ્નેહ રાખતી હતી. એમણે તેમને ધૈર્ય આપ્યું અને બધી આફતોમાંથી બચાવ્યા. એ ગુણને લીધે રામમોહન રાય હમેશને માટે નારીજાતિના પક્ષપાતી થયા. પોતે પ્રગટ કરેલાં પુસ્તકોમાં, મિત્રવર્ગ આગળ, દેશમાં કે પરદેશમાં સદા તેઓ નારીચરિત્રની મહત્તાનુંજ કીર્તન કરતા. ટિબેટવાસી રમણીઓએ પોતાના સદ્‌વ્યવહારથી એમના તરુણ હૃદયમાં નારીભક્તિનું બીજ રોપ્યું હતું. એમનું જીવનચરિત્ર લખનાર કુમારી કાર્પેન્ટર લખે છે કે " રામમોહન રાયનું સુકોમળ સ્નેહાળ હૃદય, ચાળીસ વર્ષ પછી પણ અત્યંત આગ્રહસહિત એ વખતના બધા બનાવોનું સ્મરણ કરતું. એ (રામમોહન રાય) પોતે કહી ગયા છે કે, ટિબેટવાસી રમણીઓના સ્નેહમય વ્યવહારને લીધે હું નારીજાતિપ્રત્યે હમેશાં શ્રદ્ધા અને કૃતજ્ઞતાનો અનુભવ કરૂં છું.

---

# ૪૭–રામમોહન રાયની સતીદાહનિવારણની પ્રતિજ્ઞા



મહાપુરુષોનાં જીવનચરિત્રો વાંચતાં જણાય છે કે, એકાદ સાધારણ બનાવ ઉપરથી એમના જીવનમાં મોટો ફેરફાર થાય છે. વિધાતાના નિર્દેશથી એવી સાધારણ ઘટનાઓમાંથી એમને નવું સત્ય અને કર્તવ્યમાર્ગ જણાઇ આવે છે. આપણે દરરોજ હજારો શબને શ્મશાનમાં જતાં જોઇએ છીએ; પરંતુ કપિલવસ્તુના રાજકુમારે એજ શબને જોઇને રાજસિંહાસનનો પણ ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કર્યો હતો. માર્ટિન લ્યૂથર, થિયોડર પાર્કર, દયાનંદ સરસ્વતી આદિ મહાત્માઓનાં ચરિત્રો એવા કોઇએક સામાન્ય પ્રસંગ ઉપરથી જીવનમાં થયેલા મહાન પરિવર્તનનાં ઉદાહરણ છે. રામમોહન રાયના જીવનમાં પણ એક એવોજ પ્રસંગ છે. એમના વખતમાં પોતાના મૃત્યુ પછી વિધવાને, મને કે કમને,સતી કરી દેવાનો રિવાજ પૂરજોસમાં ચાલતો હતો.એ વખતમાં સતીને ચિતામાં ચઢીને બળી મરતી કોણે નહિ જોઈ હોય ? પરંતુ રામમોહન રાયે પોતાના ભાઇ જગમોહનની સ્ત્રીને પતિના શબસહિત ચિતામાં આરોહણ કરતી જોઇને પ્રતિજ્ઞા કરી કે, જ્યાંસુધી આ દેહમાં જીવ છે, ત્યાંસુધી આ ભયંકર પ્રથા બંધ કરાવવાને તન, મન અને ધનથી પ્રયત્ન કરીશ.

એ પ્રતિજ્ઞા એમણે પાળી પણ ખરી. વ્યાખ્યાનો આપીને, લેખો લખીને તથા સરકારમાં અરજીઓ આપીને એમણે એ રિવાજ બંધ કરાવ્યો. રામમોહન રાયની ભાભીના સતી થવાનો એ પ્રસંગ ઇ. સ. ૧૮૧૧ માં બન્યો હતો. એ દિવસથી કરવા માંડેલા પ્રયત્નની સફળતા ઇ. સ. ૧૮૨૯ માં મળી. એ વર્ષમાં ચોથી ડિસેમ્બરે લૉર્ડ વિલિયમ બેન્ટીક નામના ગવર્નર જનરલે સતીદાહની પ્રથાનું ભારતવર્ષમાંથી નિવારણ કરવાની આજ્ઞા પ્રગટ કરી.

બાલ્યાવસ્થામાં કૉપીબૂક લખતાં ‘ વિલિયમ બેન્ટીકે સતી થવાનો ચાલ બંધ કર્યો’ એવું વાંચ્યું હતું; પણ એ આંદોલનનો મુખ્ય યશ આપણાજ દેશબંધુ રામમોહન રાયને છે, એ વાત કેટલા થોડા લોક જાણે છે !



## ૪૮–राजा अने राणी वच्चे पति–पत्नीनो संबंध



ઇંગ્લૅંડના રાજા બીજા જેમ્સની કન્યા મેરી, હોલેન્ડના પ્રિન્સ વિલિયમ ઑફ ઑરેંજની પત્ની હતી. બીજા જેમ્સને પદભ્રષ્ટ કર્યા પછી મેરી હોલેન્ડથી આવીને ઇંગ્લૅંડની રાણી બની. એ સમયે એક પ્રતિષ્ઠિત ઘરની રમણીએ રાણી મેરીને પૂછ્યું કે 'હવે તો તમારા બન્નેના પતિ–પત્નીના સંબંધસાથે રાજા અને પ્રજાનો સંબંધ પણ જોડાયો. હવે સંસાર કેમ ચાલશે ?' રાણી મેરીએ એ વખતે સ્વામીને પોતાની પાસે બોલાવી એમની આગળજ એ પ્રશ્ન રજુ કર્યો અને કહ્યું કે 'ખ્રિસ્તની દશ આજ્ઞાઓમાંની બધી વાતમાં સ્વામીને વશ રહેવાની આજ્ઞાનું હું પાલન કરીશ; અને એ દશ આજ્ઞાઓમાંની પત્નીને ચાહવાની આજ્ઞાનું પ્રતિપાલન મારા સ્વામી કરશે; એટલે અમારે કોઈ જાતનો ઝગડો થશે નહિ અને કોઈ નવી વ્યવસ્થા નહિ કરવી પડે.'



## ૪૯–सिकंदर बादशाहनो जीतायली प्रजा साथे व्यवहार



મહાન સિકંદર બાદશાહને કોઇએ પૂછ્યું કે "આપે આટલા બધા દેશ ઉપર વિજય કેવી રીતે મેળવ્યો ? આપની પૂર્વે અનેક બાદશાહો વયમાં મોટા, તથા ધન અને બળમાં અધિક થઈ ગયા છે; પરંતુ તેઓ પણ જીતાયલી પ્રજાને આપની પેઠે શાન્ત રાખી શકતા નહિ." સિકંદરે ઉત્તર આપ્યો કે "ઇશ્વરની કૃપાથી મેં જે જે દેશ ઉપર વિજય મેળવ્યો છે, ત્યાંની પ્રજાને મેં કદાપિ કરના ભારથી કે બીજી રીતે પીડા આપી નથી. એમને પહેલાં કરતાં સારી સ્થિતિમાં રાખવાનો પ્રયત્ન કરૂં છું. ખાસ કારણ ન હોય તો એમના રાજવંશનો પણ લોપ કરતો નથી. એવું ન કરૂં તો કોઈ મને ઉદારચેતા પણ ન કહે અને મારે વશ પણ ન થાય. મારે મારૂં પોતાનું નામ કાયમ રાખવું હોય તો મારે આગલા રાજાઓના ગૌરવનો લોપ ન કરવો જોઇએ."



# ૫૦–પવિત્ર મનના પંડિત

બંગાળાના ગોબરડાંગા ગામના પ્રસિદ્ધ જમીનદાર શારદાપ્રસન્ન મુખોપાધ્યાયની હવેલીમાં એક વાર કલકત્તાની કોઇ એક પ્રસિદ્ધ નાચનારીનું કીર્તન હતું. પ્રેક્ષકોમાં ઇચ્છાપુર ગામના કેટલાક ભોળા પંડિતો પણ હતા. નર્તકી કૃષ્ણભક્તિનાં મધુર ગીત ગાઇ રહી હતી. નાચતાં નાચતાં એનો પગ એક પંડિતના શરીરને અડકયો, પણ નર્તકીએ ગભરાઇને પસ્તાવો ન કર્યો તથા પંડિતના ચરણની રજ ન લીધી; તેથી બધા પંડિતો વિસ્મય પામીને ત્યાંથી ઉઠીને બહાર જતા રહ્યા. બહાર જઇને એકે કહ્યું કે 'આ નાચનારી તો વેશ્યા જણાય છે.' બીજાઓએ કહ્યું કે 'એમ તે હોય ? આવી સુંદરી અને કૃષ્ણપ્રેમી સ્ત્રી તે કદી વેશ્યા હોય ?' કેટલોક વાદવિવાદ ચાલ્યા પછી તેમણે શારદાપ્રસન્ન બાબુને બોલાવડાવ્યા. એક પંડિતે કહ્યું કે 'એ ગાનારી વેશ્યા ન હોય તો તર્કપંચાનનભાઈના શરીરને પગ અડકી ગયા છતાં એણે એમના પગની રજ માથે કેમ ન ચઢાવી ?'

શારદાબાબુ હાજરજવાબી હતા. એમણે તરતજ જવાબ આપ્યો કે "એ સમયે નાચનારી કૃષ્ણપ્રેમમાં મસ્ત બનેલી હતી, બાહ્યજ્ઞાનથી શૂન્ય હતી; એટલે પછી આપની ચરણ–રજ લેવાનું એને કેવી રીતે સંભવે ?" એટલું કહી એ તુરત મિજલસમાં ગયા અને નર્તકીને પંડિતજીની માફી માગી ચરણરજ લેવાનું કહ્યું. નર્તકીએ તરતજ એ આજ્ઞાનું પાલન કર્યું. ભોળા પંડિતજીએ તરત આશીર્વાદ આપ્યોઃ—"સતી સાવિત્રી જેવી થજે." બધા હસ્યા, પરંતુ નર્તકીને વિશ્વાસ બેઠો કે, આ જન્મ તો દુરાચારમાં ગાળ્યો; પરંતુ પરજન્મમાં પવિત્ર સરળ સ્વભાવના પંડિતજીનો આશીર્વાદ જરૂર ફળશે. આશીર્વાદ માથે ચઢાવીને તે રોઇ પડી; કારણ કે ગમે તેટલી અધમ દશાએ પહોંચ્યા છતાં પણ આર્યરમણીઓનો આદર્શ તો સીતા અને સાવિત્રીજ છે.

## ૫૧–धर्मना खातर जीवननो त्याग करनारा धर्मवीरो

રોમના સામ્રાજ્યમાં જ્યારે બળવો મચાવવાના સંદેહથી ખ્રિસ્તીઓ ઉપર અત્યંત જોરજુલમ કરવામાં આવતો હતો, એમને અગ્નિમાં બાળી મૂકવામાં આવતા હતા કે ફાડી ખાનારાં જાનવરોના મુખ આગળ મૂકવામાં આવતા હતા, ત્યારે કેટલાક ખ્રિસ્તી બંદીવાનોનું ધૈર્ય તથા ઉદારતા જોઈને કેદખાનાનો એક પહેરેગીર સૈનિક રોવા લાગ્યો. એ જોઈને એક ખ્રિસ્તી કેદીએ કહ્યું કે 'ભાઇ ! તું તારા બાદશાહને સારૂ અવિચલિત ચિત્તે યુદ્ધમાં મૃત્યુને આલિંગન દેવા સદા તૈયાર રહે છે. અમે વિશ્વ–બ્રહ્માંડના રાજાના દાસ છીએ. તેની જયઘોષણા કરતા કરતા આનંદપૂર્વક આ દેહનો ત્યાગ કરીશું, એમાં તને વિચિત્ર શું લાગે છે ?' ધર્મવીર તો એવાજ હોય !

## ૫૨–तीर्थाटनसंबंधी आबुबकर अने रामप्रसादना विचार

એકનિષ્ઠ મુસલમાન ખલિફા આબુબકર એક દિવસ બોલી ગયા હતા કે "મને મન થઇ આવે છે કે, જાણે મક્કા જઈને ત્યાંની મસ્જીદને બાળી નાખું; કારણકે એમ થાય તો ભક્તજનો એ મસ્જીદમાં જવાનો આગ્રહ છોડી દઈને ઘરમાં ને ઘરમાંજ સર્વત્ર એ મસ્જીદના પ્રભુપ્રત્યે પ્રેમ પ્રકટ કરે." તીર્થયાત્રા પણ ભગવદ્ભક્તિમાં વધારો કરવામાં સાધારણ માણસો માટે ઠીક સહાયભૂત થઇ પડે છે; પરંતુ એ વખતે તીર્થાટનની પાછળ ઘેલા થઇને ફરનારા અને પ્રભુનું સાન્નિધ્ય જીવનમાં રાતદિવસ ન અનુભવનારાઓને ઉદ્દેશીનેજ એમણે એવું કહ્યું હતું.

બંગાળાના ભક્ત રામપ્રસાદ સેન એક દિવસ હાલિશહેરથી કાશી જઈ રહ્યા હતા. રસ્તામાં એમને સ્વપ્ન આવ્યું, કે 'તારે સારૂ તીર્થાટનની જરૂર નથી; કેમકે માતા અન્નપૂર્ણા તારા હૃદયમાંજ વસી રહ્યાં છે.' તરતજ એ ઘેર પાછા ફર્યા અને એક ગીત રચ્યું જેનો સારાંશ એ હતો કેઃ—

"હવે મારે કાશીનું શું કામ છે ?
માતાજીના પગતળે ગયા–ગંગા અને વારાણસી છે.
હૃદયકમળમાં ધ્યાન ધરતી વખતે, આનંદસાગરમાં ડૂબી જાઉં છું.
માત મહાકાળી ચરણે કોકોનદ તીર્થ છે." ઇત્યાદિ

## ५३–अमेरिकाना सिपाइनुं नियमपालन

અમેરિકા દેશમાં ફોજની કવાયત કરતી વખતે એક સિપાઇના શરીર ઉપર એક નાનો ઝેરી કીડો ચઢવા લાગ્યો. સૈનિક કવાયતના હુકમ પ્રમાણે બે હાથમાં આમતેમ બંદુક ફેરવતો હતો. કીડો ગાલ ઉપર થઇને કાનમાં પેસવા લાગ્યો, ત્યારે પણ સૈનિકે કવાયતની હારમાંથી નીકળી જઇને બંદુક નીચે મૂકીને કીડાને ઉતારી મૂકવાનો વિચાર ન કર્યો. કીડાએ કાનમાં પેસીને એવો કારી ડંખ માર્યો કે પાછળથી એને લીધેજ સિપાઇનું મૃત્યુ થયું. અવિચલિતપણે નિયમનું પાલન કરવાના આ ઉદાહરણની અસર અમેરિકાના બધા સૈનિકો ઉપર થઇ અને એમણે ફંડ ઉઘરાવીને એ દઢપ્રતિજ્ઞ સિપાઇનું સ્મારક સ્થાપ્યું.

## ५४–गोस्वामीपासेनो पारसमणिथी पण किंमती पदार्थ

એક બ્રાહ્મણને ધનવાન થવાની ઘણી લાલસા હતી. ધનની લાલસામાં એ સાધુસંગ પણ કરતો અને વેપાર પણ કરતો; પરંતુ કશાથી એની મરજી મુજબ અઢળક ધન પ્રાપ્ત થયું નહિ. એક દિવસ એક સાધુએ એની સેવાથી સંતુષ્ટ થઇને કહ્યું કે 'શ્રી વૃંદાવનમાં સનાતન ગોસ્વામીજીની પાસે પારસમણિ છે. એનો સ્પર્શ થતાંવાર ગમે તે ધાતુનું સોનું થઇ જાય છે.' લોભી બ્રાહ્મણ ગોસ્વામીજીની પાસે ગયો અને પ્રાર્થના કરી કે 'આપ મને પારસમણિ આપી દો તો હું એનાવડે દેશમાં સૌથી મોટો શેઠ બની જઇશ.' ગોસ્વામીજી બોલ્યા કે 'એ રાખના ઢગલામાં પડ્યો છે, લઈ જા, મારે એ કાંઇ કામનો નથી.' બ્રાહ્મણે આશ્ચર્ય પામીને પૂછ્યું કે 'એના કરતાં પણ વધારે કિંમતી કોઇ પદાર્થ આપની પાસે છે કે જેથી પારસમણિને આવી બેપરવાઇથી ફેંકી દીધો છે?' ગોસ્વામીજીએ કહ્યું કે 'હા, મારી પાસે એક એવો મણિ છે, કે જેની આગળ સંસારના બધા પદાર્થો અસાર છે.' બ્રાહ્મણે પારસમણિ કરતાં પણ વધારે કિંમતી પદાર્થ પોતાને આપી દેવાનો બહુજ આગ્રહ કર્યો, એટલે ગોસ્વામીજીએ ધીમેથી એના કાનમાં 'હરિનામ'નો મંત્ર કહ્યો અને સાથે ધર્મને માટે એક ઉપદેશ પણ આપ્યો. બ્રાહ્મણ બહુજ ખુશ થયો અને હરિનામ લેતો લેતો ઘેર ગયો. પારસમણિને તો એ ભૂલી ગયો; એટલુંજ નહિ પણ પોતે કંજુસાઇથી એકઠું કરેલું ધન ઝટ ઝટ દાનમાં વાપરી નાખ્યું.

## ५५–राजा राममोहन रायनी रामायणना पाठमां आसक्ति

રામમોહન રાય ઉગતા યૌવનમાં એક દિવસ એકાંત ઓરડામાં બેસીને સંસ્કૃત વાલ્મીકિ રામાયણનું અધ્યયન કરતા હતા. પૂર્વે એમણે એ ગ્રંથનો પાઠ કર્યો નહોતો; એટલે વિશેષ આગ્રહપૂર્વક પાઠ શરૂ કર્યો હતો. ધીમે ધીમે બપોરના બે વાગી ગયા, પણ પાઠ સમાપ્ત ન થયો. ઘરનાં માણસોને તેમણે સખ્ત આજ્ઞા આપી હતી કે, મારા પાઠમાં જરાપણ વિઘ્ન નાખવામાં ન આવે. ભોજનનો સમય વીતી ગયો, છતાં ગંભીર સ્વભાવના રામમોહન રાયના એ અનુષ્ઠાનમાં વિઘ્ન નાખવાનું સાહસ કોઇ કરી શક્યું નહિ. ધીમે ધીમે બધાએ ભોજન કરી લીધું. રામમોહન અધ્યયનમાંજ નિમગ્ન રહ્યા. ત્રીજો પહોર પણ વીતી ગયો. પુત્ર ભૂખ્યો હોય ત્યાંસુધી એમનાં માતા ફૂલઠાકુરાણી કેવી રીતે જમે ? એ વખતે રામમોહન રાયના વિશેષ શ્રદ્ધાભાજન એક ગૃહસ્થે સાહસ કરીને એમના ઓરડાનાં દ્વાર થોડાંક ઉઘાડયાં. રામમોહન રાય સમજી ગયા અને જરાક થોભવાનો આંગળીથી ઇસારો કર્યો. થોડીક વાર પછી પાઠ પૂરો કરીને તે ભોજન કરવા ઉઠયા. એમ કહેવાય છે કે, એમણે બહુજ એકાગ્રતાપૂર્વક સપ્તકાંડ રામાયણનો પાઠ કર્યો હતો.

## ५६–सत्यवादीनुं सन्मान

ગ્રીકપંડિત જેનોક્રેટિસને એક મુકદ્દમામાં સાક્ષી આપવા સારૂ અદાલતમાં જવું પડયું. તેઓ નિયમ પ્રમાણે મૅજીસ્ટ્રેટની ખુરશીની સામે ઉભા રહી સત્ય કહેવાની પ્રતિજ્ઞા લેવા લાગ્યા; એટલે મૅજીસ્ટ્રેટે કહ્યું કે 'આપના જેવાને સારૂ પ્રતિજ્ઞા લેવાની જરૂર નથી. આપની બધી વાત પ્રતિજ્ઞાપૂર્વકજ કહેવાયલી હોય છે.'

ઇટાલિના કવિ પેટ્રાર્કના સંબંધમાં પણ એવુંજ હતું. એને કોઇ દિવસ બાઇબલ હાથમાં લઇને જુબાની આપવી પડતી નહિ. ન્યાયાધીશ એને માન આપવા સારૂ ઉભા થતા અને સોગંદ ખવરાવ્યા વગરજ એની સાક્ષી નોંધી લેતા.

ચરિત્રના ગુણને લીધેજ એમને એટલું બધું માન મળ્યું હતું.

## ५७–केशवजी भट्टनुं न्हाना गौरांगे अभिमान उतार्युं.

---o---

કેશવજી ભટ્ટ કાશ્મીરી બ્રાહ્મણ અને સંસ્કૃત ભાષાના ઘણા મોટા વિદ્વાન હતા. પોતાની વિદ્યાનો બહુ ફાંકો હોવાથી તેઓ જ્યાં જતા ત્યાં શાસ્ત્રાર્થ કરતા અને પોતાને શ્રેષ્ઠ સાબિત કરતા. એજ વિચારથી દિગ્વિજય કરવા સારૂ તેઓ કાશ્મીરથી ચાલીને નદિયા શાન્તિપુર જઇ પહોંચ્યા. નદિયા એ વખતે ન્યાયશાસ્ત્રનો પ્રસિદ્ધ અને અભેદ્ય કિલ્લો હતો.

નદિયાના પંડિતો પણ કેશવ ભટ્ટનું નામ સાંભળીને કાને હાથ દેવા લાગ્યા. એક દિવસ સેંકડો ચેલાઓને લઇને એ બેઠા હતા, ત્યાં ચૈતન્યદેવ જઈ પહોંચ્યા. એમની ઉંમર એ સમયે કેવળ સાત વર્ષની હતી, પણ મુખમુદ્રા ઘણી તેજસ્વી અને સુંદર હતી. ભટ્ટજીનું ધ્યાન તેમની તરફ ગયું. ચૈતન્યદેવ બોલ્યા કે 'આપ ઘણા મોટા પંડિત છો, મને કાંઇક સંભળાવો.' ભટ્ટજીએ કહ્યું કે 'તું હજી બાળક છે. ભણ્યો ગણ્યો કાંઈ નહિ હોય, તું મારી વાતોમાં શું સમજીશ ?'

ચૈતન્યે હસીને કહ્યું કે 'ત્યારે બીજું કાંઇ નહિ તો ગંગાજીની સ્તુતિના શ્લોકજ સંભળાવો. એ સાંભળીને હું પ્રસન્ન થઇશ.'

ભટ્ટજી એમની ભોળી વાતોથી છેતરાઇ ગયા. ગંગાજીની સ્તુતિના પોતાના રચેલા શ્લોકો સંભળાવ્યા. ચૈતન્યે કહ્યું કે 'હવે આ શ્લોકોના ગુણ–દોષ કહી સંભળાવો.' ભટ્ટજીએ કહ્યું કે 'મારી કવિતા દોષરહિત હોય છે.' ચૈતન્યે હસીને કહ્યું કે 'મને આજ્ઞા આપો તો હુંજ એના ગુણદોષ બતાવી આપું.' ભટ્ટજીએ પોતાની સંમતિ આપી, એટલે ચૈતન્યદેવે એકે એકે પિંગળના અનેક દોષ તેમની રચનામાં બતાવ્યા. પંડિતજી તો ગભરાઇ ગયા; અને વિચારવા લાગ્યા કે, 'આટલી વયમાં આવું પાંડિત્ય !' એ વખતે તો તે કાંઈ ન બોલ્યા. ચૈતન્યદેવ તો પોતાને ઘેર જતા રહ્યા. કેશવદેવ પણ મનમાં ને મનમાં બહુ શરમાવા લાગ્યા. 'સંસ્કૃત વિદ્યાનું પોતાનું અભિમાન આજે ધૂળમાં મળી ગયું'' એજ વિચારમાં તે રાત્રે સૂઇ ગયા. સ્વપ્નમાં એમને ચૈતન્યદેવનું મહત્ત્વ જણાયું. બીજે દિવસે પોતે એમને ઘેર ગયા અને પગે પડીને કહ્યું કે 'આપ ખરેખર જ્ઞાનમૂર્તિ છો.' એ દિવસથી કેશવ ભટ્ટજીને ચૈતન્યદેવ ઉપર શ્રદ્ધા બેઠી.

બંગાળામાંથી વિદાય થતી વખતે તેમની પાસે ઉપદેશ લેવા ગયા, ત્યારે ચૈતન્યદેવે કહ્યું કે ''સાંભળો પંડિતજી! કેવળ બે વાતોને ધ્યાનમાં રાખજો. પહેલી તો

એ કે, ભગવાનની ભક્તિ કરો. એથી તમારો જન્મ સફળ થશે અને આપોઆપ તમારામાં બધા સદ્‌ગુણ દીપી નીકળશે. બીજી વાત એ કે, હવે કોઈની સાથે શાસ્ત્રાર્થ ન કરશો. એથી અહંકાર અને પક્ષપાત વધે છે. પોતાના પક્ષને દઢ અને સત્ય દર્શાવવા સારૂ વ્યાજબી તેમજ ગેરવ્યાજબી દલીલોથી પણ કામ લેવું પડે છે. અહંકાર એજ પાપની જડ છે. એથી બચશો તોજ તમારૂં વાસ્તવ કલ્યાણ થશે. ભટ્ટજી નમ્રતાથી બોલ્યા કે 'હવેથી એમજ કરીશ.' પછી એ કાશ્મીર ચાલ્યા ગયા અને શાસ્ત્રાર્થ કરવાનું છોડી દીધું.

## ૫૮–जनरल नोगीनो युवकोने उपदेश

જાપાનના સુપ્રસિદ્ધ સ્વદેશભક્ત સેનાધિપતિ નોગીએ ત્યાંના યુવકોને માટે જે સાત નિયમો ઘડી આપ્યા હતા,તેમાંના મુખ્ય પાંચ નીચે પ્રમાણે છેઃ–

(૧)બહુ ખુલ્લું મોઢું (બહુ વાચાળપણું) એ હૃદય તેટલુંજ ખાલી હોવાની નિશાની છે અને જ્યાં ત્યાં દોડતી ફરતી દૃષ્ટિ, એ મન ઠેકાણે નહિ હોવાની નિશાની છે.

(૨) ફાટેલાં કપડાં શીવીને પહેરવામાં અને મેલાં કપડાં ધોઇને પહેરવામાં જરા પણ શરમાશો નહિ. વળી ફેશનની ફિશિયારીમાં બિલકુલ નહિ તણાતાં તમારાં પગરખાં તથા કપડાં તંગ રાખવાને બદલે થોડાંક ઢીલાં બનાવો.

(૩) ઋતુઓને લીધે માલૂમ પડતી બહારની શરદી કે ગરમીને તમે ન ખમી શકો તો નક્કી સમજજો કે, એ ખાનદાનીની નિશાની નહિ પણ મુડદાલ હોવાની નિશાની છે; અથવા તો તમે તેની સામે સાદા ઉપચારો કરવા જેટલી સામાન્ય અક્કલ પણ ધરાવતા નથી. તમારી સામાન્ય ફરજો બજાવવામાં તો એ શરદી–ગરમીથી કાંઈ પણ અટકાવ નજ પડવો જોઇએ.

(૪) તમે દિવસે દિવસે એવા બનતા જાઓ, કે જેથી નિષ્કામતાપૂર્વક તમારા દેશને કાંઇ પણ લાભ પહોંચાડી શકો. 'જેઓ એવા બનવાને ન ઇચ્છે, તેમણે જીવવા કરતાં મરી જવું એજ વધારે સારૂં છે.'

(૫) જો તમે કોઇને સલામ કરો તો તેની સામે સભ્યતાપૂર્વક પણ જુઓ.

## ૫૯–महात्मा गांधीजीनी वीरोचित क्षमा

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની પ્રથમ વારની લડાઇસમયે કેટલીક ગેરસમજ પેદા થઇ હતી, અને તેને લીધે કેટલાક પઠાણોએ મહાત્માજી ઉપર મહાઘાતકી હુમલો કર્યો હતો. તેઓ મૃત્યુવશ પથારીએ પડયા હતા, તે સમયે ગુનેહગારોને શિક્ષા કરાવવાના હેતુથી પોલીસો મહાત્માજીની જુબાની લેવા રેવરંડ જે. જે. ડોકના ઘરમાં જ્યાં તેમની સારવાર તે ભલા પાદરી કરતા હતા ત્યાં આવ્યા. આ સમયે તે સાધુના હૃદયમાંથી દયાનાં અમીઝરણાં વહ્યાં. પોલીસને તેમણે જણાવ્યું કે 'મારા દેશી બંધુની સામે હું કામ ચલાવવા માગતો નથી.' આમ જણાવી જુબાની આપવા ના પાડી. પોલીસ નિરાશ થઇ ચાલ્યા ગયા ! એક ખ્રિસ્તી પાદરીના ઘરમાં પૂર્વની પ્રજાના નેતાએ ભગવાન ઇસુ ખ્રિસ્તની એક આજ્ઞા "લવ ધાઇ એનીમી એઝ યુ લવ યોર સેલ્ફ" (તમારી જાતને ચાહો છો તેટલુંજ દુશ્મનને પણ ચાહો) એનું પાલન કર્યું. આ બનાવ જોઈ તે ઘરનાં ખ્રિસ્તી ધર્મનાં અનુયાયીઓને કેટલો આનંદ થયો હશે!

એ બનાવસંબંધી મહાત્માજી કહે છે કે 'પોતાના દેશી બંધુના હાથનો માર ખાવો એ જેના ભાગ્યમાં લખાયું હોય, તે ખરો પુણ્યશાળી છે. મારા તે ભાઈને લાગ્યું કે હું ખોટું કરૂં છું, તો તેણે મને તેના વિચાર પ્રમાણે શિક્ષા કરી તેમાં હું તેનો દોષ કેમ કાઢું ?'

ધન્ય છે આવા સ્વદેશપ્રેમને અને ધન્ય છે આવી વીરોચિત ક્ષમાવૃત્તિને!

## ૬૦–राजा राममोहन रायनी आत्मसन्मानरक्षा

રામમોહન રાયના સમયમાં એક ભારતવાસીને માટે કલેકટરના કે જિલ્લા જડજના શિરસ્તેદાર બનવું એ મોટું માન હતું. એ પદ ઉપર પણ એકદમ ચઢાતું નહિ, એટલે યુવક રામમોહન રાયને સાધારણ કારકુનનીજ નોકરી સ્વીકારવી પડી હતી. એ વખતમાં કારકુનો સાથે કંપની સરકારના સિવિલિયન અમલદારોની વર્તણુક બહુ ખરાબ હતી. દેશી કારકુનોએ પણ એમને ખુશામત અને અસત્યપ્રેમનો પરિચય આપીને બગાડયા હતા. અમલદારોમાં પણ ઉદ્ધતાઇ, જંગલીપણું, દેશીઓપ્રત્યે અપમાન આદિ ગુણો જણાતા હતા.

એવા સંયોગોમાં રામમોહન રાય જેવા ખાનદાન માણસને પોતામાટે ચિંતા થાય એ સ્વાભાવિક હતું.

જહૉન ડિગ્બી નામના એક સિવિલિયન પાસે તેમણે નોકરીની અરજી આપી હતી. સાહેબે એ અરજી સ્વીકારી, એટલે રામમોહન રાયે સાહેબના હાથમાં એક કરારનામું સહી કરવા મૂક્યું. તેમાં લખ્યું હતું કે "જ્યારે જ્યારે રામ-મોહન રાય કામ સારૂ એમની પાસે આવશે, ત્યારે એમને ખુરશી આપવી પડશે અને સાધારણ કારકુનોપ્રત્યે જેવી ઉદ્ધતાઈથી હુકમજારી કરે છે, તેવી રીતે કરી શકાશે નહિ." સાહેબે મ્હોંએથી સંમતિ આપી; પણ એટલાથી સંતોષ ન પામતાં લેખિત એકરારનોજ તેમણે આગ્રહ કર્યો હતો. ડિગ્બી સાહેબને આખરે એ શરતો મંજુર કરીને સહી કરવી પડી, ત્યારેજ રામમોહન રાયે નોકરી સ્વીકારી. પોતાના કામથી એમણે એટલા બધા અમલદારને પ્રસન્ન કર્યા કે ડિગ્બી સાહેબ પાછળથી એમના ઇષ્ટ મિત્ર અને પ્રશંસક બની ગયા. તેઓ બન્નેનો સ્નેહ જીવનપર્યંત કાયમ રહ્યો હતો.

## ૬૧–સોગંદ ન લેવાનો ટૉલ્સ્ટૉયનો અભિપ્રાય

સોગંદ લેવાથી આપણી નીતિ બગડે છે કે કેમ? તે સંબંધી ટૉલ્સ્ટૉય જણાવે છે કે "પ્રભુએ તમારૂં વર્તન વ્યવસ્થિત રહેવામાં સહાયતા મળે તે માટે વિવેકબુદ્ધિ આપી છે. એ બુદ્ધિને વેગળી રાખીને તમે તમારૂં વચન કોઇને વેચી દેશો નહિ, કે જેથી તમને અયોગ્ય લાગે તેવું વર્તન પણ તમારે તે વચનને અનુસરીને કરવું પડે. ધારો કે, કોઇ બાદશાહ, ઝાર, કૈસર, રાજા, રાણી, પ્રમુખ કે સેનાપતિના વચનમાં રહેવાના શપથ તમે લીધા છે અને એમાંના કોઇએ તમને ગમે તેવો ગુન્હો કરવાની આજ્ઞા કરી તો પછી તમે શું કરશો? શું તમે સપડાશો નહિ? એ શપથના બળ ઉપર જુલમી સત્તાધીશે આજ્ઞા કરી કે, એક ઉત્તમ અને નિર્દોષ માણસનો વધ કરો; તો તમારે કાં તો પ્રભુની આજ્ઞાનો ભંગ કરવો પડશે કે કાં તો વચન ભંગ કરવાની જરૂર પડશે. એમાંથી કોઇ પણ એક પાતક તમારે અવશ્ય કરવું પડશે. એવી સ્થિતિમાં તમે શું કરશો? માટે એવી સ્થિતિમાં સપડાવાનો પ્રસંગજ ન આવે એવી ગોઠવણ અગાઉથી કરવી ઈષ્ટ નથી?

જર્મનસમ્રાટ્ બીજા વિલિયમે નવી ભરતીમાં આવેલા સૈનિકો પાસે શપથ લેવડાવ્યા પછી તેમને ઉદ્દેશીને કહ્યું કે "તમે મારી આજ્ઞાનું પાલન કરવાના શપથ લઈ ચૂકયા છો તે ચોક્કસ ધ્યાનમાં રાખજો. હવે જો હું તમને તમારા પોતાના પિતાપર ગોળી છોડવાનો હુકમ કરૂં તો તેનું પણ તમે ઉલ્લંઘન કરી શકશો નહિ."

"યુદ્ધ જેવો ચોખ્ખો મનુષ્યવધનો ધંધો એવા શપથપરજ આધાર રાખી રહેલો છે. પોતાની સદસદ્ વિવેકબુદ્ધિ એવી રીતે શાસકને સ્વાધીન કરવાની પ્રથા સર્વ દેશમાં ચાલતી હોવાથીજ એ અધમાધમ યુદ્ધવ્યવહાર જગતમાં અસ્તિત્વ ધરાવી રહ્યો છે."

(સસ્તું સાહિત્યના 'મહાત્મા ટૉલસ્ટૉય' ગ્રંથમાંથી)

## ૬૨–બીડીસંબંધી ટૉલ્સ્ટૉયનો અભિપ્રાય

રૂશિયાનો એક પ્રસિદ્ધ નટ એક સમયે ટૉલ્સ્ટૉયને ઘેર મળવા ગયો. એ વખતે કુટુંબનાં માણસો ઉપરાંત બીજાં પણ સ્નેહીઓ ત્યાં ચ્હા પીવા એકત્ર થયાં હતાં. થોડી વાર પછી પેલા નટે બીડી સળગાવી, એટલે તરતજ ટૉલ્સ્ટૉયે પૂછયું કે 'અરે આ શું કરે છે?' પેલો યુવક શરમાયો, પણ પોતાના કાર્યનો બચાવ કરવા સારૂ કહ્યું કે 'બીડી પીધાથી મનનક્રિયા સારી ચાલે છે, વિચારશક્તિ વિશેષ તીવ્ર બને છે.'

ટૉલ્સ્ટૉયે હસીને કહ્યું કે 'વસ્તુસ્થિતિ તું કહે છે તેથી ઉલટી છે, એ મારો પોતાનો અનુભવ છે. બીડી પીધા પછી મગજ તપી જઇને અનેક વિચારોનો ખળભળાટ મનમાં થવા લાગે છે અને તુલનાશક્તિ ઉપર પાછું પડળ બંધાય છે; તેથી વિચારોનો એ ગોટાળો કે ખળભળાટ લક્ષમાં નહિ આવતાં માત્ર એમજ લાગે છે કે આપણને વિચારો પુષ્કળ સૂઝે છે.'

# ૬૩–બ્રહ્મચર્ય અને વિષયવિષે જાણવાજેવા વિચાર

(૧)

કાઉન્ટ ટૉલ્સ્ટૉયે આ વિષય ઉપર પોતાના એક મિત્રને કહ્યું હતું કે, મારી જુવાનીના સમયનું વર્તન યાદ આવે છે, ત્યારે મારાં રૂંવે રૂંવાં ખડાં થઇ જાય છે. આહાર–વિહારમાં અંકુશ નહિ રહેવાથી માણસના હાથે અનેક પ્રકારનાં કુકર્મ બને છે. જીભની લોલુપતા અત્યંત વિષયાસક્તિનું મૂળ છે. એક વખત હું એક જુવાન ખેડુતની સાથે ગાડીમાં બેસીને જતો હતો. યૌવનની રેખા હજુ તેના ઉપર હમણાંજ ઉપસવા લાગી હતી. તેનું લગ્ન થયેલું નહોતું. મેં તેને પૂછ્યું કે 'અરે! તને સ્ત્રીની જરૂર નથી જણાતી?' તેણે કહ્યું કે 'કાઉન્ટ સાહેબ! એ વાતનો વિચાર કરવાનોજ વખત મને ક્યાં મળે છે?'

(૨)

મોસ્કોમાં એક સુપ્રસિદ્ધ અંગ્રેજ દાક્તર રહેતો હતો. તેની પાસે એક યુવક સલાહ લેવા ગયો. તેની સર્વ હકીકત સાંભળી લઇ દાક્તરે કહ્યું કે 'તું હવે ભર-જુવાનીમાં આવ્યો છે, તેથી સર્વ વિકારની ઉત્પત્તિ થઇ છે. હવે જેમ બને તેમ જલદી લગ્ન કર અથવા બીજી કાંઇ તજવીજ કર!' ત્યારે પેલા નવયુવકે કહ્યું કે 'બીજી તજવીજ તે શું અનીતિ નથી?' દાક્તરે કહ્યું કે 'વૈદકશાસ્ત્રનો અભિપ્રાય મેં તને જણાવ્યો. નૈતિક બાબતની ચર્ચા કરવી હોય તો ધર્મગુરુ પાસે જા.'

પછી થોડી વાર ચૂપ રહી દાકતરે કહ્યું કે "તારા શરીરની સ્વસ્થતામાટે શેની જરૂર છે, તે મેં તને કહ્યું; છતાં તારી પ્રકૃતિ સુધારવાનો બીજો પણ એક ઉપાય છે કે, ખરા અંતઃકરણથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવું. વિષયવાસનાને તારે તદ્દન મારી નાખવી જોઇએ. યુવતીઓના ટોળામાં કદીપણ જઇશ નહિ. અરે! સ્ત્રી-ઓનાં ચિત્રો જોવાં એ પણ તારે માટે જોખમકારક છે; તેજ પ્રમાણે છોકટા યુવકોથી પણ તારે દૂર રહેવું જોઈએ. હું કાંઇ ધાર્મિક માણસ નથી, પણ ઇસુએ કરેલો ઉપદેશ કેટલો યોગ્ય અને સશાસ્ત્ર છે, તે હું સમજું છું. ઇસુ કહે છે કે 'કોઇ પણ સ્ત્રી તરફ જે વિષયદૃષ્ટિથી જુએ છે, તે તેની સાથે માનસિક વ્યભિ-ચારજ કરે છે.' તેનું એ વચન વૈદકશાસ્ત્રની કસોટીએ પણ બરાબરજ ઉતરે છે, કેમકે કેવળ જડ દૃષ્ટિથી જોનારા અમો દાક્તરોનો પણ એજ અનુભવ છે."

## ૬૪–લેખકોને કાઉન્ટ ટૉલ્સ્ટૉયની શિખામણ

ટૉલ્સ્ટૉયના સમયમાં રૂશિયામાં સાહિત્યની દુર્દશા હતી. સામાન્ય લોકો-ને ઉપયોગી થઇ પડે એવું ઉત્તમ સાહિત્ય એ ભાષામાં નહોતું. એમના પ્રોત્સાહનથી સાદી અને સહેલી ભાષામાં લખાયેલાં ઉત્તમ પુસ્તકો બનતી કિફાયતે પૂરાં પાડનારી એક સંસ્થા પણ રૂશિયામાં સ્થપાઈ હતી. લેખકો-નો ઉદ્દેશ્ય કેવો હોવો જોઇએ, એ સંબંધી ટૉલ્સ્ટૉય કહે છે કે “ લેખકોએ કેવળ સાદા ભોજનનાજ બદલામાં સામાન્ય જનસમાજને માટે સારાં પુસ્તકો લખવાં જોઇએ. લેખક જે અન્નનો આહાર કરે છે, જે વસ્ત્ર પહેરે છે અને જે ઘરમાં રહે છે, તે પણ લોકોની જાતમહેનતથીજ ઉત્પન્ન થયેલાં હોય છે અને લેખક એ સર્વનો વગર મહેનતે ઉપયોગ કરે છે; તોપછી તેણે એ ઋણ-નિદાન સારાં પુસ્તકોદ્વારા પણ ફેડવું જોઇએ. કેવળ એશઆરામી અને શ્રી-મંત લોકોમાટેજ લેખકો લખ્યા કરે અને સામાન્ય જનતાનો વિચાર ન કરે, તો પછી જનસમાજે પણ એવા કચરા(જેવા માનવો)નું શા માટે પોષણ કરવું ? એવા લેખક તો ઉલટા સમાજને માટે નિરર્થક અને નુકસાનકર્તા છે.”

## ૬૫–સુખશાન્તિ ભોગવવાનો આબાદ ઉપાય

મેનિડિમસ નામના એક વિદ્વાનને કોઇએ પૂછ્યું કે ‘આપણને જે વખતે કાંઇ ઇચ્છા થાય, તેજ વખતે એ પૂર્ણ થઇ જાય તો એના કરતાં વધારે સુખ બીજું કયું?’ વિદ્વાને ઉત્તર આપ્યો કે ‘ આપણને પ્રભુએ જે કાંઇ આપ્યું હોય, તે ઉપરાંત બીજા કશાની ઈચ્છાજ ન કરીએ તો એમાં વધારે સુખ નથી શું?’

પ્રશ્નકર્તા અને એના જેવા સ્વભાવવાળા મનુષ્યો ગમે તેટલી સમૃદ્ધિ-વાળા હોય, તોપણ તે વાસનાનાજ ગુલામ હોવાથી સદા અસંતોષી અને દુઃખી-જ રહેવાના. ઉત્તર આપનારના જેવા–પોતાની પ્રાપ્ત સ્થિતિમાં જેઓ સંતોષ માનતા હોય છે તેવાઓજ–માત્ર આ જગતમાં સુખશાન્તિ ભોગવી શકવાના.

# ૬૬—બાદશાહે કરેલી ગરીબ ખેડુતના સદ્‌ગુણની કદર

લગભગ ત્રણસો વર્ષ પૂર્વે રૂશિયામાં આઇડાન નામનો એક રાજા રાજ્ય કરતો હતો. રૂશિયાના રાજાને ઝાર કહે છે. એ રાજા પ્રજાવત્સલ હતો. પોતાની પ્રજા સુખમાં છે કે દુઃખમાં, તે જાણવા સારૂ એ વખતોવખત સાધારણ માણસના વેશથી રાજ્યમાં ફરતો. કોઇ એને ઓળખી શકતું નહિ. એવીજ રીતે એક દિવસ એ મોસ્કો પ્રાંતમાં એકલો ફરી રહ્યો હતો. ફરતાં ફરતાં એ નાનાસરખા ગામડામાં જઇ પહોંચ્યો અને પોતે બહુજ થાકી ગયો છે, એવો ઢોંગ કરીને અનેક ઘરોમાં રાતવાસો કરવાની પ્રાર્થના કરતો ફર્યો; પણ કોઇએ ગુપ્તવેશધારી રાજાની વાત ધ્યાનમાં લીધી નહિ. એનાં ગંદાં અને ફાટેલાં વસ્ત્ર જોઇને બધા એને કાઢી મૂકવા લાગ્યા. પોતાની પ્રજાની આવી નિષ્ઠુર વર્તણુકથી મનમાં ઘણોજ સંતાપ કરતો રાજા રાજમહેલ તરફ પાછો ફરી રહ્યો હતો, એટલામાં દૂર એક નાની ઝુંપડી એની નજરે પડી. એ ઝુંપડીની પાસે જઇને રાજાએ બારણાં ખખડાવ્યાં. ખેડુતે બારણાં ઉઘાડીને પૂછ્યું 'કોણ છે?' રાજાએ કહ્યું કે 'હું થાકયોપાકયો વટેમાર્ગુ છું.તમે મને રાતવાસો અહીં કરવા દેશો ?' ખેડુતે વિનયપૂર્વક કહ્યું કે 'હા ભાઇ ! આવો, ઘણી ખુશીથી. મારા ઘરમાં થોડુંક ખાવાનું છે તે આરોગો, તમે જરા કવખતે આવ્યા. મારી પત્ની આજે માંદી છે. મારાથી પરોણાગત નહિ થાય; હશે, પણ તમે ટાઢમાં બહાર કેમ ઉભા છો ? અંદર આવો.' રાજાને ખેડુત ઘરમાંના એક નાના ઓરડામાં લઇ ગયો, કે જે ઓરડો નાનાં બાલક–બાલિકાઓથી ભરેલો હતો.

એક પારણામાં બે બાળક સૂઇ રહ્યાં હતાં. ત્રણ વર્ષની એક બીજી છોકરી પારણાની પાસે કાંબળી ઉપર સુખે સૂઇ રહી હતી. ખેડુતે રાજાને કહ્યું કે 'તમે અહીંઆં બેસો. હું તમારે સારૂ ખાવાપીવાની ગોઠવણ કરૂં.' એટલું કહીને તે ગયો. થોડીવારમાં પાછો આવીને રાજાની આગળ રોટલી અને મધ રજુ કર્યાં અને કહ્યું કે 'આ તમે મારાં છોકરાંઓ સાથે ખાઓ. હું મારી પત્નીની સારવાર કરૂં છું.' એ પ્રમાણે કહી ખેડુત પોતાની પત્નીની સારવાર કરવા ગયો, પણ થોડી વારમાં એક નાના બાળકને ખોળામાં લઇને પાછો આવ્યો અને રાજાને કહેવા લાગ્યો કે 'કાલે આ છોકરાનું નામકરણ થશે.' રાજાએ છોકરાને પ્રેમપૂર્વક ખોળામાં લઇને આશીર્વાદ દીધો કે 'આ બાળક ઘણો ભાગ્યશાળી થશે.' અતિથિની ભવિષ્યવાણીથી ખેડુતને હરખ થયો અને તેના મુખ ઉપર હાસ્યની રેખા જણાઇ.

રાત પડચે હવે ઘણો વખત થયો હતો. દરિદ્ર ખેડુતે ઘાસનું બિછાનું પાથરીને રાજાને સુવાડયો અને પોતે પણ એના ઉપર સૂઈ ગયો.

પ્રભાત થતાં રાજા ખેડુત પાસેથી રજા માગીને વિદાય થયો અને જતી વખતે કહેતો ગયો કે " હું જ્યારે મોસ્કો પહોંચીશ, ત્યારે ત્યાં આગળ એક ધનવાન પુરુષ મારા મિત્ર છે તેને હું તમારી આજની માયા અને મમતાભરી વર્તણુકની વાત કરીશ અને તમારા આ બાળકના 'ધર્મપિતા' બનવાને આગ્રહ કરીશ. તમે વચન આપો કે, મારા આવ્યા વગર તમે આ છોકરાનો નામકરણ સંસ્કાર નહિ કરો. તમે મારે માટે થોડી વાટ જોજો. હું ત્રણ કલાકમાંજ પાછો આવું છું. " ખેડુતે એજ પ્રમાણે કર્યું.

રાજા ચાલ્યો ગયો. ત્રણ કલાક પણ થઇ ગયા, પરંતુ કોઇ આવ્યું નહિ. ખેડુત એ સમયે છોકરાને લઇને દેવળમાં જવાની તૈયારી કરી રહ્યો હતો. એટલામાંજ એણે દૂરથી આવતો ઘોડાની ટાપનો અવાજ સાંભળ્યો. ખેડુતે જોયું કે, રાજાના અંગરક્ષક સૈનિકો આવી રહ્યા છે. જોતજોતામાં તેઓ ઝુંપડી પાસે આવી પહોંચ્યા. રાજા ગાડીમાંથી નીચે ઉતર્યો અને ખેડુતની પાસે જઇને બોલ્યો કે 'હું મારી પ્રતિજ્ઞાનું પાલન કરવા આવ્યો છું. બાળકને મારા ખોળામાં આપો અને દેવળમાં ચાલો.' ખેડુત તો બેબાકળો બની ગયો. મુખમાંથી એકે શબ્દ નીકળ્યો નહિ, ગભરાઇને રાજાના મુખ સામું જોઇ રહ્યો. રાજાએ થોડી વાર નિસ્તબ્ધ રહીને કહ્યું કે ' અચંબો લાગે છે કે શું ? કાલે રાત્રે તેં મારી સાથે માણસાઇનો વ્યવહાર ચલાવ્યો છે. આજ હું તેનો બદલો વાળવા આવ્યો છું. તારો છોકરો આજથી મારી દેખરેખમાંજ રહેશે.' એટલું કહીને મૃદુ હાસ્યપૂર્વક રાજાએ પૂછયું કે ' કેમ, મારી ભવિષ્યવાણી સાચી પડી કે નહિ ? '

સરળ સ્વભાવનો ખેડુત હવે બધું રહસ્ય સમજી ગયો. એની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. એણે ઝટ છોકરાને લઇ આવીને રાજાની આગળ ધર્યો. રાજા બાળકને ખોળામાં લઇને દેવળ તરફ ચાલ્યો.

રાજાએ ત્યારપછી પોતાની પ્રતિજ્ઞાનું સંપૂર્ણપણે પાલન કર્યું. એણે ખેડુતના એ બાળકને રાજમહેલમાં લાવીને પોતાનાજ છોકરાની પેઠે ઉછેર્યો. ખેડુતને ઝુંપડીની જગ્યાએ હવેલી બંધાવી આપી અને ત્યાં તે સુખમાં જીવન ગાળવા લાગ્યો. ગરીબને તેના સદ્ગુણનો કેવો સારો બદલો!"

## ૬૭–भक्तना भगवान

### (મુનિવાહન)

તિરૂપ્પાન આલવારનું બીજું નામ મુનિવાહન હતું. ઇ. સ. ૧૦૦માં દક્ષિણ ભારતના એક ગામમાં ચંડાળને ઘેર એમનો જન્મ થયો હતો. તેઓ સંગીતવિદ્યામાં નિપુણ હોઇને ઇશ્વરના પૂરા ભક્ત હતા. ભજન ગાતાં ગાતાં ઘણી વાર તે બાહ્યજ્ઞાનશૂન્ય થઇને પડી જતા. સુપ્રસિદ્ધ કાવેરી તીર્થમાં શ્રીરંગમાં એક દિવસે રસ્તામાં ગાન કરતાં કરતાં મૂર્ચ્છિત થઇને તે પડયા હતા, એવામાં શ્રીરંગનાથજીનો એક પૂજારી ઠાકોરજીની પૂજા સારૂ જળ ભરી લાવવા જઇ રહ્યો હતો. એ બ્રાહ્મણસેવકે ચંડાળદ્વારા પોતાનો માર્ગ રોકાયલો જોઇને ગુસ્સે થઈ તેને એવો માર્યો કે, તિરૂપ્પાનની મૂર્છા જતી રહી અને ભાન આવ્યું. એ ઉભા થઇ ગયા અને માર્ગ ખુલ્લો થયાથી સેવક પાણી ભરી આવ્યો, પણ જળ લઈને મંદિરમાં જઇને જુએ છે તો મંદિરનું દ્વાર અંદરથી બંધ છે. એણે ભગવાનની ઘણીએ ક્ષમા માગી કે, મારાથી જાણે અજાણે કોઇ અપરાધ થયો હોય તો માફ કરો. મંદિરમાંથી આજ્ઞા મળી કે 'જો તું મારા એ ચંડાળભક્તને ખભે બેસાડીને મારા મંદિરની પરિક્રમા કરે, તોજ બારણાં ઉઘડે.' સેવક ઘણોજ શરમાઇ ગયો અને પશ્ચાત્તાપપૂર્વક ભગવાનની આજ્ઞાનું પાલન કર્યું, ત્યારે બારણાં ઉઘડયાં.

---

## ૬૮–धन तथा विद्या

એક માણસે એક પંડિતને પ્રશ્ન કર્યો કે "વિદ્વાન લોકો શ્રીમંતોને ત્યાં મળી આવે છે; પરંતુ પૈસાદાર લોકો વિદ્વાનોને ઘેર કેમ નથી જણાતા?"

પંડિતે ઉત્તર આપ્યો કે "વિદ્વાનોને ધન જેવી જડ વસ્તુની પણ જેટલી જરૂર જણાય છે, તેટલી શ્રીમંતોને જ્ઞાન જેવી મહાન વસ્તુની પણ ઇચ્છા થતી નથી."

# ६९–जीवनचरित्र क्यारे लखावुं जोइए ?

## (પંડિત શિવનાથ શાસ્ત્રી)

પંડિત શિવનાથ શાસ્ત્રી બંગાળાના એક સુપ્રસિદ્ધ ધાર્મિક સુધારક, નિપુણ લેખક તથા પ્રભાવશાળી વક્તા હતા. સાધારણ બ્રાહ્મસમાજના તો એ સ્થાપક અને આચાર્ય હતા. દેશસેવામાંજ એમનું જીવન વ્યતીત થયું હતું. ૪૧ વર્ષની વયે બ્રાહ્મધર્મનો પ્રચાર કરવા તથા પાશ્ચાત્ય સમાજનું અવલોકન કરી તેમના ગુણ ગ્રહણ કરવા માટે એ યૂરોપની યાત્રાએ ગયા હતા. એ સમયે એમના સચ્ચરિત્ર તથા ધાર્મિક ભાવથી ઘણા લોકો તેમના તરફ આકર્ષાયા હતા.એવી સ્થિતિમાં એમની પુત્રી શ્રીમતી હેમલતાદેવીને એમનું જીવનચરિત્ર લખવાની ઇચ્છા થઈ અને પિતાને વિલાયત પત્ર લખી પોતાનો અભિલાષ જણાવ્યો. એ વખતે પંડિત શિવનાથ શાસ્ત્રીએ જે ઉત્તર આપ્યો તે થોડી ઘણી સેવા કરીને એકદમ પ્રસિદ્ધિમાં આવવાની અધીરાઇ રાખનારા દેશસેવકોને માટે ધડો લેવા જેવો છે. એમણે લખ્યું કે "તું તારા પત્રમાં લખે છે કે, તું મારૂં જીવનચરિત્ર લખવાની છે. છિ ! છિ ! એવું કામ કરતી નહિ. તારા પિતાનું જીવનચરિત્ર લખવાનો સમય હજુ આવ્યો નથી. ઈશ્વરની સેવામાં મારી મૂછો જ્યારે ધોળી થઇ જાય, આ રસના એના ગુણગાન કરતાં કરતાં જ્યારે ઘડપણને લીધે નિસ્તેજ અને અસમર્થ થઇ જાય, આ ચક્ષુ તેના ઉપર વિશ્વાસ રાખનારા લોકોનું સુખ જોતાં જોતાં નિસ્તેજ અને અંધ થઇ જાય, જ્યારે હું તારા ખભા ઉપર હાથ ટેકવીને બ્રાહ્મસમાજમાં ઉપાસના કરવા જાઉં અને જ્યારે જેઓ હાલ જનનીનાં ગર્ભમાં છે, તેઓ આચાર્યનું કામ કરવા લાગે ત્યારે, જીવનના એ સંધ્યાકાળસુધી હું જીવતો રહ્યો હોઉં તો તારા બાપનું સામાન્ય વૃત્તાંત લખજે. તારા જીવનમાં જગદીશ્વરની કરુણાએ કેવી રીતે કામ કર્યું છે, તેની સાક્ષી આપજે. હમણાં તો મારૂં જીવનચરિત્ર લખાશે એનો વિચાર કરતાં પણ મને શરમ આવે છે."

પિતૃવત્સલ કન્યાની ઇચ્છા પૂર્ણ થઇ. પંડિત શિવનાથ બ્રાહ્મસમાજની વેદી ઉપરથી સેંકડો ઉપદેશો અને પ્રવચન આપીને તથા બ્રહ્મનાં ગુણગાન કરીને ઘરડા થઇ ગયા. વૃદ્ધ વયે તેમનું મૃત્યુ થયું. પાછલી વયમાં એમણે પોતે પણ પોતાના જાહેર જીવનના અનુભવો 'આત્મચરિત્ર' માં લખ્યા; પણ એ બધું ક્યારે કર્યું ? પોતે નિર્માણ કરી રાખેલું કાર્ય પાર પાડ્યા પછીજ.

# ૭૦–ગ્રેસ ડાર્લિંગની દયા

ઇંગ્લૅંડ દેશમાં નોર્થંબરલેંડની પાસે સમુદ્રમાં ડૂબેલા અનેક પહાડો છે. એ પહાડોની સાથે અથડાઇને વહાણો ભાગીને ડૂબી ન જાય એટલા સારૂ તેમને ચેતવણી આપવા એક દીવાદાંડી બાંધવામાં આવી છે. ત્યાં આગળ બીજા કોઇની વસ્તી નહોતી. દીવો સળગાવવા સારૂ કેવળ ડારલિંગ નામનો એક નોકર કુટુંબસહિત ત્યાં રહેતો. ઇ. સ. ૧૮૮૩ ના સપ્ટેમ્બર માસમાં સમુદ્રમાં સખ્ત તોફાન આવ્યું અને દીવાદાંડીથી અડધા માઇલને છેટે એક ખડક સાથે અથડાઇને એક વહાણ ભાંગી ગયું. સવારે દૂરબીનથી ડારલિંગે જોયું કે, એ તૂટેલા વહાણનો એક ભાગ ખડકની ઉપર પડ્યો છે અને બાકીના ભાગના ચૂરેચૂરા થઇ ગયા છે. જે ભાગ બચી ગયો હતો, તેમાં દશ–બાર ઉતારૂઓ હતા. એની કન્યા ડારલિંગે એ કરુણાજનક દૃશ્ય જોઇને પિતાને પૂછ્યું કે "આ લોકોના રક્ષણ સારૂ આપણે કાંઇ કરી ન શકીએ ? આપણે શું ખાલી હાથે બેસી રહીશું ? આટલા બધા મનુષ્યો મદદવગર મરણ પામે, તે શું આપણે જોઇને બેસીજ રહેવાનું ? " પિતાએ કહ્યું કે " આપણા હોડકાને લઈને એ લોકોને બચાવવા જવું એ સાક્ષાત્ યમદેવને ભેટવાસમાન છે. ખડક ચારે તરફથી જળમગ્ન છે અને વંટોળીઓ જોરમાં છે. " પરંતુ ગ્રેસ ડારલિંગે તો એમને બચાવવાની હઠ લીધી. પુત્રીના આગ્રહને વશ થઇને બન્ને જણાંએ હોડી તોફાની સમુદ્રમાં હંકારી. કન્યાનું વય ૨૨ વર્ષનું હતું. એનું શરીર કાંઇ બહુ બળવાન નહોતું, તેમજ અત્યારસુધી શાંત સમુદ્રમાંજ હોડી ચલાવવાનો તેને અભ્યાસ હતો. આવા તોફાનમાં એ પહેલાં કદાપિ હોડીમાં બેઠી નહોતી; પણ આજે તો ઈશ્વરનું નામ લઇને કરુણામયી ગ્રેસ તેના પિતાની સાથે હોડી હંકારીને વંટોળીઆની સામે થઈ, સાક્ષાત્ મૃત્યુની સામે ટક્કર ઝીલીને એ ખડક પાસે પહોંચી તથા પેલા મુસાફરોને બચાવ્યા. આ વાતના સમાચાર ઉગરેલા લોકોએ કૃતજ્ઞતાપૂર્વક ચારે તરફ ફેલાવ્યા. યૂરોપના અનેક દેશોમાંથી પ્રશંસાપત્ર, ચાંદ તથા ઇનામની કોથળીઓ ગ્રેસ ડારલિંગને આ પુણ્યકાર્ય માટે અર્પણ કરવામાં આવ્યાં ! માનવબંધુઓને અકાળ મૃત્યુને વશ થતાં જોઈ તેને એવી દયા ઉપજી હતી કે પોતાનો કે પોતાનાં વૃદ્ધ માતપિતાનો વિચાર કરવાનો અવકાશજ તેને નહોતો મળ્યો અને આવું અસામાન્ય સાહસ ખેડવા એ તૈયાર થઇ હતી.

## ૭૧–महान भक्त तुकारामनी सहनशीलता

સંસારમાં અનેક મહાપુરુષોને કર્કશા સ્ત્રી સાથે પાનું પડયાનાં દૃષ્ટાંતો નોંધાયલાં છે. મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સાધુ અને કવિ તુકારામના જીવનમાં પણ એવુંજ બન્યું હતું. એમની પત્ની ઘણા સાંકડા મનની અને કજીઆખોર હતી. તુકારામ પરહિતમાં અને પ્રભુસેવામાંજ જીવન ગાળતા અને ઘરધંધામાં ધ્યાન આપતા નહિ, એ એને પસંદ નહોતું. એક દિવસ તુકારામ શેરડીના થોડાક સાંઠા લઇને ઘેર આવી રહ્યા હતા. આવતાં આવતાં રસ્તામાં ગરીબ માણસો ઘણા મળ્યા અને એમના ઉપર દયા ઉપજવાથી એક એક શેરડી તેમને આપતા આવ્યા. છેવટે ઘેર આવ્યા ત્યારે એકજ શેરડી પાસે રહી. તુકારામની સ્ત્રીને કાને રસ્તાનો બધો વૃત્તાંત પહોંચી ચૂકયો હતો. પતિએ હાથમાંનો કેવળ એકજ શેરડીનો સાંઠો પત્નીને આપ્યો, એટલે એનો પિત્તો ઉકળી ગયો અને ક્રોધના આવેશમાં એ સાંઠો તુકારામનાજ બરડા ઉપર માર્યો! સાંઠાના બે કકડા થઇ ગયા. તુકારામને કેટલું વાગ્યું હશે, તેની કલ્પના તો સહેલાઇથી થઇ શકે છે; પરંતુ એ પવિત્ર સંતે હસીને કહ્યું કે 'સહધર્મિણીનો ખરો ધર્મ એજ છે. મેં તને શેરડીનો સાંઠો ખાવા સારૂ આપ્યો, તે તું એકલી કેવી રીતે ખાઇ શકે? માટે સ્વામીને આપવા સારૂ એને માગીને બે કકડા કર્યા!'

## ७२–गरीबोनी सेवाविषे स्वामी विवेकानंदनो अभिप्राय

રામકૃષ્ણ મિશન તરફથી જ્યારે પહેલવહેલું સંકટ નિવારણનું કાર્ય મુર્શિદાબાદ જીલ્લામાં ઉપાડવામાં આવ્યું, ત્યારે સ્વામી વિવેકાનંદજીએ સ્વામી શ્રદ્ધાનંદજીને એક પત્રમાં લખ્યું હતું કે "ફક્ત કેટલાક ગરીબોને ચોખા આપ્યે નહિ ચાલે. ચિરકાળથી દાન અપાતું આવતું હોવા છતાં પણ ભારતમાં મદદ માગવા આવનારની ખોટ નથી. સહાયતાની સાથે સાથે કાંઈક શિક્ષણ પણ આપો છો કે નહિ? જ્યાંસુધી લોકો કમાવાની શક્તિ આવવા પહેલાં પરણતા રહેશે, ત્યાંસુધી આ ભૂખમરાના કોયડાનો ઉકેલ કદી થવાનો નથી. વળી એવી મદદ ઘણા લુચ્ચા-લફંગા લોકો પણ પોતાને ગરીબ મનાવીને લઇ જાય છે; માટે ખાસ સાવધાની રાખીને સહાયતા આપવી. હવે તમે સમજ્યા હશો કે, વિદ્યાદાનજ આપણું મુખ્ય કાર્ય છે."

વાત સાચી છે. અન્નદાનથી તો એક દિવસની ભીડ ભાગે છે, પણ વિદ્યાદાન તો જીવનપર્યંતનું દુઃખ ટાળે છે.

## ७३–धर्मप्रचारने माटे ज्ञाननी आवश्यकता

સ્વામી વિવેકાનંદના પહેલા શિષ્ય સંન્યાસી સદાનંદ હતા. એ નામ પ્રમાણે ઘણા આનંદી સ્વભાવના હતા. ઈ. સ. ૧૮૯૭માં સ્વામીજી તથા સદાનંદ અને બીજા એક–બે શિષ્યો રેલ્વેમાં પ્રવાસ કરી રહ્યા હતા. સ્વામીજીને યૂરોપ–અમેરિકાના પ્રવાસથી પાછા ફર્યાને એકાદ વર્ષ થઇ ગયું હતું અને ગુરુદેવના ઉપદેશનો પ્રચાર આખા ભરતખંડમાં કરવાને તન–મનથી પ્રયત્ન કરી રહ્યા હતા. એમની ખાત્રી હતી કે, પ્રચારના કાર્ય સારૂ ઘણી વિદ્વત્તાવાળા માણસોની આવશ્યકતા છે. પોતાના શિષ્યો અને ગુરુભાઈઓમાં પોતાની ઇચ્છાનુસાર વિદ્વત્તા દીઠામાં નહિ આવવાથી એમને ઘણો પરિતાપ થતો હતો અને એને લીધે એ ઘણી વાર શિષ્યો ઉપર ચીઢાઇ પણ જતા હતા. એવોજ પ્રકાર એ દિવસે ગાડીમાં બન્યો. ગુપ્ત મહારાજને લક્ષ્ય કરીને તિરસ્કારસૂચક ભાષામાં સ્વામીજી બોલ્યા કે 'તું તો હવે ભણવા–ગણવાનું કાંઇ કરતો નથી. તારાથી હવે 'કુલીગીરી' (મજુરી) સિવાય બીજું શું થવાનું છે?' ગુપ્ત મહારાજે હાથ જોડીને કહ્યું કે 'મહારાજ! આપેજ મને ભણવા–ગણવાની મના કરી હતીને?' સ્વામીજીએ કહ્યું કે 'મેં તને એને બદલે સાધન–ભજન કરવાનું પણ કહ્યું હતું, એમાં તું કેટલો આગળ વધ્યો?'

શિષ્યને આથી ઘણો પસ્તાવો થયો.

## ७४–पुराण समजवा सारू ब्राह्मणग्रंथना अभ्यासनी जरूर

દેહત્યાગના થોડાક માસ પૂર્વે સ્વામીજીએ પોતાના એક શિષ્યને પૂછયું કે 'શું ભણો છો?' શિષ્યે ઉત્તર દીધો કે 'વિષ્ણુપુરાણ.' સ્વામીજીએ બોધ દીધો કે 'વેદના બ્રાહ્મણગ્રંથ ભણ્યા વગર પુરાણોનું રહસ્ય સમજી શકાતું નથી; કારણ કે પુરાણનું મૂળ બ્રાહ્મણમાં છે, પુરાણની ઘણી કથાઓ બ્રાહ્મણગ્રંથોમાંથી લીધેલી છે.' ત્યારપછી લાઇબ્રેરીમાંથી જીવાનંદ વિદ્યાસાગરસંપાદિત 'ગોપથ બ્રાહ્મણ' શોધી કાઢીને એમાંથી થોડાંક પૃષ્ઠો શિષ્યોને ભણાવ્યાં.

## ૭૫–સાચો પ્રભુપ્રેમ અથવા ઈશ્વરપ્રાર્થના કેવાં હોય!

કોઇએક સ્ત્રીને એક પુરુષ સાથે સાચો પ્રેમ બંધાયો હતો. એના વગર સંસારમાં કોઈને એ ચાહતી નહોતી. એક વખતે એ પ્રિયતમનો એને વિયોગ થવાથી એણે ખાવું, પીવું અને ઉંઘવું છોડી દીધું. એની સુંદર કાયા સૂકાઇ જવા લાગી. આખરે એક દિવસ એને પ્રિયતમના સમાચાર મળ્યા. તરતજ એ હર્ષઘેલી થઇને એને મળવા સારૂ ચાલી નીકળી. રસ્તામાં અકબર બાદશાહનો પડાવ હતો. બાદશાહ પોતાના તંબુની પાસે જાજમ બિછાવીને નિમાજ પઢી રહ્યો હતો. પેલી પ્રેમઘેલીને તો બાદશાહનું પણ ભાન ન રહ્યું અને એ તેની જાજમને પગ તળે દબાવતી ત્યાંથી ચાલી નીકળી. અકબરને ક્રોધ તો ઘણો ચઢયો, પણ નિમાજ પઢતો હોવાથી ક્રોધને રોકવોજ પડયો. પેલી સ્ત્રી તો ગઈ અને પોતાના પ્રિયતમને મળીને હસતી હસતી એની સાથે પાછી આવી. હવે બાદશાહ નિમાજ પઢી ચૂકયો હતો. તેથી તે પેલી સ્ત્રીને જોઇને બોલ્યો કે 'અરે, પાપિણિ! તને એ પણ ભાન ન રહ્યું કે, આ જાજમ છે?'

પ્રેમમગ્ન સ્ત્રીએ નિર્ભયતાથી હસતે મુખે ઉત્તર આપ્યો કે

'નર રાચી સૂઝી નહીં, તુમ કસ લખ્યો સુજાન?
પઢ કુરાન બૌરે ભયો, નહીં રાચા રહિમાન.'

'બાદશાહ સલામત! હું તો મનુષ્યના પ્રેમમાં ગાંડી થઇ ગઇ હતી, તેથી ન આપને જોયા અને ન આપની જાજમને જોઈ; પરંતુ આપે મને કેવી રીતે જોઇ? મને તો લાગે છે કે, આપ કુરાન પઢી પઢીને થાકી ગયા પણ આપના હૃદયમાં તો 'માલિક' પ્રત્યે ખરો પ્રેમ હજુસુધી નથીજ ઉપજ્યો.'

બાદશાહ આ ઉત્તરથી ઘણોજ શરમાઇ ગયો. ('દૃષ્ટાંતાંજલિ'માંથી)

## ૭૬–પ્રજાને બાયલી બનાવવાનો ઉપાય

લિડિયાવાસીઓ ઉપર ઇરાનીઓએ વિજય મેળવ્યા પછી તેમણે ઇરાનવિરુદ્ધ બળવો કર્યો. એ સમયે ઇરાનના બાદશાહ સાઇરસે આજ્ઞા આપી કે 'આ બળવો શમાવવા માટે લિડિયાવાસી બધા લોકોની હું હત્યા કરીશ, કાં તો એમને પકડીને ગુલામતરીકે વેચીશ.' એ વખતે લિડિયાના કેદ પકડાયેલા રાજા ક્રીસસે સાઇરસને સલાહ આપી કે 'આ વખતે તો એમને ક્ષમા કરો, એમની હત્યા પણ ન કરો અને દાસરૂપે વેચો પણ નહિ. એમનાં

હથિયાર એક વાર બિલકુલ છીનવી લ્યો અને સુખશાન્તિમાં રાખીને એમને ઉત્તમ વસ્ત્ર પહેરવાની સગવડ કરી આપો. દારૂ પીવાને, ગાનતાનમાં મશગુલ રહેવાને અને નાટક તથા ખેલ તમાશા જોવાને પુષ્કળ ઉત્તેજન આપો. થોડા દિવસોમાં તેઓ તેજહીન અને નિરુદ્યમી તથા સ્ત્રીઓના જેવા બાયલા થઇ જશે અને પછી કદી પણ તમારી વિરુદ્ધ બળવો કરી શકશે નહિ.' લિડિયાવાસીઓ પહેલેથીજ થોડાક વિલાસપ્રિય તો હતાજ. વિજયી ઇરાનીઓએ ઉપર જણાવેલી નીતિનું અવલંબન કર્યું. તેનું પરિણામ એ આવ્યું કે, ઇતિહાસમાં લિડિયાનું નામનિશાન પણ રહ્યું નથી. શાંતિનો સમય પોતાની જાતિમાં સુખ અને સંપ વધારવા તથા અધિક બળવાન અને ધાર્મિક બનવા માટે છે, વિલાસપ્રિયતા માટે નથી; એનું ભાન લિડિયાવાસીઓને રહ્યું નહિ, તેમ બીજી પણ અનેક પ્રજાઓને રહ્યું નથી અને વિજેતાઓ તો જ્યાં ત્યાં એવીજ નીતિ ચાલુ કરીને જીતેલી પ્રજાને આળસુ,કાયર અને હિચકારીજ બનાવી દે છે.

## ૭૭–परमहंस रामकृष्णनो प्रसिद्धिमाटे तिरस्कार

લોકોમાં પોતાની પ્રસિદ્ધિ થાય એ પરમહંસદેવને પસંદ નહોતું. ગમે તે માણસની આગળ પોતાના જીવનની હકીકત તેઓ કહેતા પણ નહિ. જેના ઉપર બહુ પ્રેમ હોય, જેને સારી પેઠે પીછાની ગયા હોય, તેનીજ આગળ પોતાના આધ્યાત્મિક અનુભવ કહેતા. બાબુ કેશવચંદ્ર સેન એમના સમાગમમાં આવ્યા પછી એમના ગુણોથી ઘણા મુગ્ધ થઈ ગયા હતા અને પોતાનો સદ્ભાવ પ્રકટ કરવા સારૂ એક વાર વર્તમાનપત્રોમાં પરમહંસસંબંધી હકીકત લખી હતી. પોતાની એ પ્રમાણે પ્રસિદ્ધિ કરવા સારૂ નારાજ થઇને પરમહંસદેવે કેશવને કેટલાક સમયસુધી પોતાની પાસે આવવાની પણ મના કરી હતી.એક દિવસ અર્ધરાત્રિએ ઉઠીને ફરવા લાગ્યા અને 'થૂ,થૂ' કરીને કહેવા લાગ્યા કે'લોકો માન આપે છે, મા! લોકો માન આપે છે. થૂ, થૂ.' સારાંશ એ કે, લોકપ્રતિષ્ઠા ઉપર તો એ સદા થુંકતા. માન, યશ અને પ્રસિદ્ધિની વાત સાંભળીને એ વિરક્ત થતા.વાસ્તવમાં એ નામ–રૂપની પેલી પાર નીકળી ગયા હતા.પછી નામની પરવા હોય પણ કેવી રીતે? પોતે વારંવાર ઉપદેશ આપતા કે "ફૂલને ખીલવા દો, મધમાખીઓ એની મેળે આવી બેસશે. ચરિત્ર ઘડો, સુંદર ચરિત્ર જોઇને આપોઆપજ જગત મુગ્ધ થઇ જશે."

## ७८–साधुए दरेक काम चीवटथी करवां जोइए.

### ( રામકૃષ્ણ પરમહંસ )

રામકૃષ્ણ પરમહંસ પરમ વૈરાગી હોવા છતાં દુનિયાનાં કામોમાં બેદરકાર નહોતા. ધ્યાન–ભજનને બહાને સંસાર–વ્યવહારનાં કામ બગાડવાં એને પોતે તમોગુણનું લક્ષણ ગણતા. એ પોતે પણ અનેક કામ હાથે કરતા. બગીચામાં માળીનું કામ કરતાં એમને ઘણાએ જોયા છે. કોઈ પણ શિષ્ય આડું–અવળું કામ કરે, સુઘડતા ન રાખે તો તે એમને પસંદ પડતું નહિ. દરેક નાનું–સુનું કામ પણ યથાર્થ રીતે પોતે કરતા અને એમ કરવા શિષ્યોને ઉપદેશ આપતા. સફાઇથી પાન બનાવતાં પણ શિષ્યને શીખવતા. પોતે વાશીદું પણ વાળતા, પરંતુ વૃત્તિ અંતર્મુખી રહેતી. કોઇ શિષ્ય સોદો ખરીદવા જઇને છેતરાઇ આવે તો એની મશ્કરી કરતા કે, 'તને સાધુ થવાનું કહ્યું છે, બેવકુફ બનવાનું તો નથી શીખવ્યું.' પોતે કહેતા કે 'योगः कर्मसु कौशलम्' કર્મ કરવામાં કુશળતા હોવી, એ પણ યોગ છે.

---

## ७९–संत कनकदासने आत्मज्ञाननी प्राप्ति

સંત કનકદાસને આત્મજ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થયું, એ ઇતિહાસ પણ જાણવા જેવો છે. મૂળ એ ધારવાડ તરફના બાડ નામના ગામડાના રહીશ હતા. એમનું અસલ નામ વીરનાયક હતું. ધંધો શિકારીનો કરતા. અચૂક બાણ મારી લક્ષ વિંધવામાં એને તોલે આવે એવો એના વખતમાં બીજો ન હતો. ચિત્રકલ દુર્ગના રાજાની નોકરીમાં એ સેનાપતિના હોદ્દા સુધી ચઢયો. પૈસા અને પ્રતિષ્ઠાનો એ સ્વામી બન્યો, પણ એક વખત યુદ્ધ કરતાં કરતાં એને વિચાર આવ્યો કે "શું જીવનનો આજ ઉદ્દેશ કે મનુષ્યે એકબીજાનો વધ કરી સ્વાર્થ સાધવો ?" વિચાર કરતાં યુદ્ધ માટે તિરસ્કાર છૂટયો. અંતર્મુખી વૃત્તિ કરતાં અંદરના અવાજે પડકાર કર્યો કે 'બાપ ! આ બધી દુનિયાની માયા છોડી દે અને એકતારો તથા ભિક્ષાપાત્ર હાથમાં લઇને દાસ થા.' સત્યવીરોનું લક્ષણજ એ છે કે, જીવનમાં ફેરફાર કરતાં તેમને મન સાથે ઝાઝું લડવું પડતું નથી. વીરનાયકે ગૃહસંસાર છોડયો અને યાત્રાએ નીકળ્યો. વિજયનગરમાં એને ગુરુ મળી ગયા અને ત્યાં માધ્ય સંપ્રદાયની દીક્ષા લીધી. કનકદાસ ત્યારપછી ભક્તતરીકે પ્રસિદ્ધ થયા. ('નવજીવન'માંથી)

# ૮૦–ईश्वरना सर्वव्यापकपणानुं भान

## (સંત કનકદાસ)

દક્ષિણમાં વાદીરાજ સ્વામી એક અસાધારણ વિદ્વાન અને ધર્મશીલ સાધુ-તરીકે જાણીતા થઇ ગયા છે. સંત કનકદાસ એમનાજ શિષ્ય હતા. કનકદાસ અંત્યજ જાતિના હોવા છતાં પરમ સાધુ હતા. ગુરુ એમની ભક્તિથી ઘણા પ્રસન્ન રહેતા. વાદીરાજ સ્વામીએ એક દિવસે બ્રાહ્મણોને એક એક કેળું આપ્યું અને કહ્યું કે "આજે એકાદશી છે. કોઇ જુએ નહિ એવે ઠેકાણે જઇને ખાજો." કનકના ભાગમાં પણ એક કેળું આવ્યું. સાંજે બધા ભેગા થયા. પોતાની આજ્ઞાનું પાલન કેવું થયું છે, એ જોવા વાદીરાજે દરેક જણને પૂછ્યું. દરેક જણે કયાં કયાં એકાંત શોધ્યો ? એ જાણી લઇએ તો ખૂબ રમુજ પડે. એકલા કનકદાસના હાથમાંનું કેળું એમ ને એમ રહ્યું હતું. એણે કહ્યું કે "જ્યાં જાઉં ત્યાં વાસુદેવ તો છે, છે ને છેજ. એટલે પછી એકાંત તો મળેજ ક્યાં ? એટલે હું તો કેળું એમ ને એમ લઇને બેઠો છું."

# ૮૧–तीव्र स्मरणशक्ति

સ્વામી વિવેકાનંદની સ્મરણશક્તિ બહુ તીવ્ર હતી. વાત એ પણ હતી કે, વાંચતી વખતે તેઓ બિલકુલ તન્મય થઇ જઇને વાંચતા. યૂરોપના પ્રવાસમાં એક વાર તેઓ જર્મનીના પ્રસિદ્ધ સંસ્કૃત પંડિત ડ્યુસેનના ઘરમાં બેઠા હતા. સામે ટેબલ ઉપર કવિતાનું એક પુસ્તક પડયું હતું. સ્વામીજીએ હાથમાં લઇને તેને વાંચવાનું શરૂ કર્યું. પંડિત ડ્યુસેને બે ત્રણ વાર વાત કરવા માંડી, પણ સ્વામીજી તરફથી ઉત્તર ન મળતાં ચીઢાઇ ગયા. પુસ્તકનું વાચન સમાપ્ત કર્યા પછી એ વાતની ખબર પડતાં સ્વામીજીએ ડ્યુસેનની ક્ષમા માગી; પરંતુ ડ્યુસેન પોતાની વાત ઉપર વિશ્વાસ કરતાં સંકોચાઇ રહ્યા છે, એમ લાગતાં સ્વામીજીએ એ પુસ્તકમાંથી અનેક પંક્તિઓ કહી સંભળાવી. એ જોઇને ડ્યુસેન છકજ થઇ ગયા.

# ૮૨–પ્હાણા વીણતાં પંડિત!

જુનાગઢમાં પંડિત ભગવાનલાલ ઇંદ્રજી એક જગવિખ્યાત વિદ્વાન થઇ ગયા છે. નાનપણમાં એમના બીજા ભાઇઓ જ્યારે નિશાળમાં જઈ વિદ્યાભ્યાસ કરવામાં લીન થતા, ત્યારે બાળક ભગવાનલાલ ગીરનારની તળેટીમાં તથા ઉપરકોટ પર જઈ પ્હાણા વીણતો ફરતો. મોટાભાઇ તેને સંસ્કૃતનો પરિચય કરાવવા મથે, પણ કાંઇજ વળે નહિ. પથ્થર વીણવાની અને જમીન ખોદતાં નીકળી આવેલાં પુતળાં જોવાની એને એવી તો લત લાગી હતી કે ભણવામાં કે ઘરકામમાં તેનો જીવ ભાગ્યેજ ખુંપતો. રખડવાની ટેવને લીધે એક વખત પોતાના એક સોબતીને સાથે લઇને જતાં ઉપરકોટમાં એક ઉંડા કાણામાં સ્વાભાવિક રીતે લાકડી ખોસી દેવાનું મન થયું. આખી લાકડી જમીનમાં પેસી જતી જોઇ તેને તે છિદ્ર વધારે ઇંતેજારીથી જોવાનું મન થયું. બીજે દિવસે તેણે એક મોટો વાંસડો ખોસી જોયો. તે વાંસ પણ ઉંડો પેસી ગયો. તેણે સોરઠ સરકારને પોતાની વાત જણાવી. ત્યાં ખોદાવી જોતાં એક મોટું ભોંયરૂં નીકળી આવ્યું, જેમાં અનેક સભાગૃહો તથા બેઠકો છે. ત્યારપછી આજસુધીમાં ખોળતાં ઉપરકોટમાંથી જૂના વખતના કોઠાર, ભોંયરાં, મકાનો વગેરે ઘણું નીકળી આવ્યું છે.

આ સફળતાથી ઉત્તેજિત થઇને ભગવાનલાલે શોધખોળના કાર્યમાં ચિત્તને વધારે પરોવ્યું. સરકારની પણ તેના ઉપર પ્રીતિ થઇ. ડૉ. ભાઉ દાજીની સાથે રહી તેમણે ઘણું કામ કર્યું અને ભારતવર્ષના ઇતિહાસમાં અનેક નવી શોધો કરી. અંગ્રેજીનું જ્ઞાન ન હોવા છતાં યૂરોપમાં તેમની શોધક અને વિવેચક બુદ્ધિનાં વખાણ થવા લાગ્યાં. આવી રીતે સૂક્ષ્મ અવલોકનશક્તિ અને ખંતને પ્રતાપે ભગવાનલાલજી પ્હાણા વીણતાં પંડિત થઇ ગયા અને પંડિત ભગવાનલાલતરીકે આખા સંસારમાં પ્રસિદ્ધિ પામ્યા. યૂરોપની ઇન્ટરનેશનલ ઓરિજીનલ કૉંગ્રેસે તેમને 'ડૉકટર ઑફ લૉઝ'ની પદવીથી વિભૂષિત કર્યા, વિયેના યુનિવર્સિટીએ 'ડૉકટર ઑફ ફિલોસોફી'ની ઉપાધિ અર્પણ કરી, લંડન યુનિવર્સિટીએ 'પ્રૉફેસર ઑફ લિટરેચર'ની પદવી અર્પી અને મુંબઇ યુનિવર્સિટીએ 'ફેલો' નીમ્યા.

નોકરી પાછળ વલખાં મારવા કરતાં પોતાની બુદ્ધિનો સદુપયોગ કરવાનું આપણા બાળકો શીખે તો તે પણ ભગવાનલાલ ઇંદ્રજીની પેઠે મહાપંડિત નિવડી શકે.

('અહિચ્છત્ર' પુ.૧, અંક૪માંથી)

# ૮૩–સ્વામી વિવેકાનંદનું બ્રહ્મચર્ય અને સ્મરણશક્તિ

સાધારણ રીતે એવું બને છે કે,વયોવૃદ્ધિની સાથે સાથે મનુષ્યની સ્મરણ-શક્તિ મંદ પડતી જાય છે; પરંતુ સ્વામીજીની સ્મરણશક્તિ જીવનના છેલ્લા સમયસુધી એવીજ તીવ્ર રહી હતી.

ઇ. સ. ૧૯૦૧ માં બેલુડ મઠના પુસ્તકાલય સારૂ નવા એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા(અંગ્રેજી વિશ્વકોષ)નો આખો સેટ ખરીદવામાં આવ્યો. સ્વામીજીનું શરીર એ સમયે બહુ ખરાબ હતું, વૈદોની દવા ચાલતી હતી, ઔષધની સાથે પરેજી કઠોર હતી અને પાણી પીવાની પણ બિલકુલ મના હતી. આહારનિદ્રા બિલકુલ નહોતાં, એમ કહીએ તો ચાલે. પુસ્તકો ખરીદાયા પછી થોડાકજ દિવસોમાં એક સદ્‌ગૃહસ્થ મઠમાં આવ્યા. સુંદર સોનેરી બાંધણીવાળા અનેક નવા ગ્રંથોનો ઢગલો જોઇને એ સ્વામીજીને કહેવા લાગ્યા કે, ‘આટલાં પુસ્તકો એક જીંદગીમાં વાંચવાં એ ઘણુંજ વિકટ કામ છે.’ એમને એ વખતે ખબર નહોતી કે, સ્વામીજીએ એ ગ્રંથસંગ્રહમાંથી દશ મોટા દળદાર ગ્રંથો તો વાંચીને સમાપ્ત કર્યા હતા અને ૧૧ મો ગ્રંથ વાંચી રહ્યા હતા. સ્વામીજીએ એ વાત જણાવી અને પહેલા દશ ગ્રંથોમાંથી પ્રશ્ન કરવાની રજા આપી. પ્રશ્ન પૂછાવા શરૂ થયા અને સ્વામીજીએ દરેક પ્રશ્નના વ્યાજબી ઉત્તર આપ્યા; એટલુંજ નહિ પણ કેટલીક જગ્યાએ તો પુસ્તકની ભાષા સુદ્ધાં પ્રમાણરૂપે કહી સંભળાવી. પ્રશ્નકર્તાએ પ્રત્યેક ખંડમાંથી બેએક વિષયો ઉપર પ્રશ્ન કર્યા હતા, પરંતુ આવા સંતોષજનક ઉત્તર સાંભળીને એ તો અવાક્ થઈ ગયા અને બોલી ઉઠયા કે ‘આવી સ્મરણશક્તિ એ માણસનું ગજું ન હોય.’ એમને આશ્ચર્યચકિત થયેલા જોઇને સ્વામીજીએ કહ્યું કે “જુઓ, એકલા બ્રહ્મચર્યના બરોબર પાલનથી બધી વિદ્યાઓ ક્ષણભરમાં આવડી જાય છે. શ્રુતિધરોના પણ શ્રુતિધર થવાય છે. એ બ્રહ્મચર્યનો લોપ થયાથીજ આપણા દેશનું સત્યાનાશ વળ્યું છે.”

એમના ગુરુ રામકૃષ્ણ પરમહંસદેવ પણ કહેતા કે ‘બાર વર્ષસુધી અસ્ખલિત વીર્ય રાખવાથી એક વિશેષ પ્રકારની શક્તિ ઉત્પન્ન થાય છે. અંદર એક નવી નાડી જારી થાય છે, તેનું નામ મેધાનાડી. એ નાડી ઉત્પન્ન થયા પછી બધું સ્મરણ રહે છે, બધું જાણી શકાય છે.’

# ૮૪–સ્વર્ગસ્થ દેવીપ્રસન્ન રાયનું સરળ જીવન

દેવીપ્રસન્ન રાય ચૌધરી બંગાળાના એક સુપ્રસિદ્ધ લેખક તથા ધાર્મિક સુધારક હતા. 'શરતચંદ્ર' 'સંન્યાસી' 'વિરાજમોહન' આદિ નવલકથાઓ ઉપરાંત તેમણે 'નવ્યભારત' નામના સારા માસિકનું તંત્રીપણું જીવનના અંતપર્યંત કર્યું હતું. ગરીબોપ્રત્યે એમને ઘણી દયા હતી. પોતાની પાસે પાંચ પૈસા થયા તે વખતે વિલાસમાં ધન ન વાપરતાં સત્કાર્યમાં તેનો ઉપયોગ કરતા. દેશસેવા, જનસેવા અને વિલાસપ્રિયતાનો ત્યાગ, એ એમના જીવનનું મુખ્ય વ્રત હતું. એ કહેતા કે, જ્યારે દેશના લોકોની અવસ્થા જોઉં છું, પેટ ભરવાના પણ તેમને સાંસા જોઉં છું, કેટલાંયે સગાં–સંબંધીઓને ધનના અભાવથી દુઃખી થતાં નીહાળું છું, ત્યારે મને એમજ લાગે છે કે, વિલાસી થવાનો મને અધિકારજ નથી.

એમણે પોતાના ગામમાં ધર્માદા દવાખાનું સ્થાપ્યું છે અને પોતાના ઘર 'આનંદાશ્રમ'માં અનેકોના ભરણ–પોષણની વ્યવસ્થા કરી છે. પોતાના જીલ્લામાં દુકાળ કે મરકીનું સંકટ આવી પડતાં તેઓ તરતજ સેવાવ્રતમાં જોડાઈ જતા. પુણ્યકાર્યમાં ઘણું ખર્ચ કરતા, પણ પોતાને સારૂ તથા કુટુંબીઓ સારૂ તો તેમનો આદર્શ 'સરળ જીવન અને ઉચ્ચ વિચાર' હતો. પોષાક હમેશાં સાદો રાખતા. ખાવા પીવામાં પણ કદી બીનજરૂરી ખર્ચ કરતા નહિ. ઘરનું ઘણું કામકાજ હાથેજ કરતા. પોતે ઘરમાં સાળ રાખીને કપડાં પણ જાતે વણતા. (ખાદીનો પ્રચાર શરૂ થવા પહેલાંની આ વાત છે.)

આવી રીતે કરકસરથી ઘર ચલાવ્યાથી સામાન્ય આવકવાળા મનુષ્યો સંતાનને ઉચ્ચ કેળવણી આપવા તથા દેશસેવાના કાર્યમાં પણ ગજા પ્રમાણે આર્થિક સહાયતા આપવા શક્તિમાન બને છે. એક વાર વિલાસના પંજામાં ફસાયા એટલે તો પછી ઉચ્ચ અભિલાષાવાળા સંસ્કારી મનુષ્યો પણ પોતાની જાતને તેમજ દેશને પણ ભારરૂપજ થઇ પડે છે.



## ૮૫–देवीप्रसन्न राय चौधरीनो पुत्रवधूप्रत्ये वात्सल्यभाव

દેવીપ્રસન્ન રાયના પુત્ર પ્રભાતકુસુમનું લગ્ન વિલાયતથી પાછા આવ્યા પછી સરકારી વકીલની પુત્રી સાથે થયું હતું. લગ્નના આગલે દિવસે એ વેવાઇને ઘેર વહુને ખોળે બેસાડવા ગયા હતા. એ પ્રસંગને સંભારી તેમની પુત્રવધૂ લખે છે કે, એ વખતે એમણે કહ્યું કે " હું બાલ્યકાળથી માતૃહીન છું; તું આજ માતૃહીનની માતા થઇને એક વાર જગતને બારણે આત્મત્યાગના મંત્રથી દીક્ષિત થઇને ઉભી રહેજે. તું આજ આ મંડપમાં એ સાધનવ્રત ગ્રહણ કરીને મને અભયવચન આપ કે, તમે ગમે તેટલા અપરાધ કરશો તોપણ મનમાં આણીશ નહિ. " પુત્રવધૂનું પાલન એમણે કન્યાની પેઠેજ કર્યું હતું. મંદવાડમાં મળમૂત્ર ઉપાડતાં પણ સંકોચ કર્યો નથી. એમના એ આદર-ભાવને સંભારી પુત્રવધૂ શ્રાદ્ધપ્રસંગે કહે છે કે 'આજ અશ્રુજળથી ભીંજાઇને એ દેવાધિદેવ મહાદેવને અંતઃકરણપૂર્વક સેંકડો ધન્યવાદ આપું છું.'

પોતે મરણશય્યામાં હતા એ સમયે પુત્રને પાસે બોલાવીને ઉપદેશ આપ્યો કે " હું જાણું છું કે, તું 'વહુમા' ની કાળજી રાખે છે, તેનો આદર કરે છે; તોપણ હું આ પથારીમાંથી પાછો ઉભો ન થાઉં–અને ફરીથી તારી સાથે વાતચીત કરવાનો પ્રસંગ ન આવે–તો કહી જાઉં છું કે, મેં ઘણો પ્રયત્ન કરીને, ઘણી ખોળ કરીને, મેઘના(નદી)ની પેલે પારથી 'મારી મા' આણી છે, તેના તરફ જરા પણ બેદરકારી દેખાડીશ નહિ, કોઇ દિવસ તેની અવહેલના કરીશ નહિ. એમ કરશે તો પરલોકમાં પણ મારા આત્માને ઘણો મોટો ઘા લાગશે. "

વહુઓપ્રત્યે સાસુ–સસરાનો આવો પ્રેમ હોય તો સંયુક્ત કુટુંબમાં જે ક્લેશ અને કલહ દીઠામાં આવે છે, તેને બદલે ચિરશાન્તિનું સામ્રાજ્ય સ્થપાય.



## ८६–हाजीमोहमद महसीननुं गुप्त दान

બંગાળામાં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની પેઠે હાજીમોહમદ મહસીનનું નામ પણ દયા, પરોપકાર અને પરદુઃખભંજન માટે પ્રસિદ્ધ છે. એ ઇ.સ. ૧૮૩૨ માં હુગલી નગરમાં જન્મ્યા હતા. અરબી, ફારસી આદિ ભાષાઓના વિદ્વાન અને મહાન સદાચારી હતા. એમને પોતાની બહેન તરફથી પુષ્કળ સંપત્તિ વારસામાં મળી હતી; પરંતુ એ અઢળક ધનના સ્વામી થયા છતાં પણ એમણે મોજશોખમાં જીવન ગાળ્યું નથી. આખી જીંદગીસુધી પોતે કુંવારાજ રહ્યા હતા; અને જ્ઞાનોપાર્જન, ધર્મચિંતન અને પરોપકારમાં જીવન વ્યતીત કર્યું હતું. નાતજાતનો ભેદભાવ રાખ્યાવગર ગરીબોનાં દુઃખ નિવારણ કરવા સારૂ એ પોતાનો ભંડાર ખુલ્લો મૂકતા. રાત્રે ગુપ્તવેશે ગરીબોની ઝુંપડીઓમાં જઇ, તેમની સાથે વાતચીત કરી, તેમના દુઃખનો પરિચય મેળવતા અને પછી એમની સહાયતાનો બંદોબસ્ત કરતા. એમ કહેવાય છે કે, એક દિવસ એવીજ રીતે રાત્રે ગુપ્તવેશમાં ફરતાં ફરતાં તેઓ એક ગરીબની ભાંગી તૂટી ઝુંપડીમાં જઇ પહોંચ્યા. જુએ છે તો એક ગરીબ માતા પોતાનાં સંતાનોની ભૂખ નિવારણ કરી શકવાને અસમર્થ હોવાથી તેમને શિખામણ આપી રહી છે અને નિર્દોષ બાળકો ભૂખને લીધે રોઇ રહ્યાં છે. એ દૃશ્યથી મહસીનનું કોમળ હૃદય વ્યથા પામ્યું અને એ દિવસથી એમણે એ નિર્ધન સ્ત્રી તથા એનાં સંતાનોના પોષણનો ભાર પોતાના ઉપર લીધો.

( 'જ્ઞાન-પ્રસૂન'માંથી )

## ८७–हाजीमोहमद महसीननी नोकरोप्रत्ये लागणी

હાજીમોહમદ નોકરોને પ્રાણની પેઠે ચાહતા. એક દિવસ એમના એક બાળનોકરે તેની બહેનના મંદવાડના સમાચાર મળ્યાથી રજા માટે પ્રાર્થના કરી. હાજી સાહેબે રજા આપી; એટલુંજ નહિ પણ તેના હાથમાં એક પડીકું આપીને કહ્યું કે "આ પડીકામાં તારી બહેનને સારૂ દવા છે." નોકરે ઘેર જઇને જોયું તો એમાં દવાની સાથે કેટલાક રૂપિયા પણ હતા.

# ૮૮—ડિડિરોના હૃદયની વિશાળતા

અઢારમી સદીમાં ફ્રાન્સદેશમાં જે વિદ્વાનો ઉત્પન્ન થયા હતા, તેમાં ડિડિરો મુખ્ય હતો. ઇ.સ. ૧૭૧૩માં તેનો જન્મ થયો હતો અને મોટો થયા પછી સાહિત્યના ક્ષેત્રમાં ઘણી નામના મેળવી હતી. એ ફ્રાન્સના વિશ્વ-કોષનો સંપાદક હતો અને એમાંના વેપાર તથા હુન્નરને લગતા લેખો એનાજ હાથથી રચાયા હતા. એ ગ્રંથના પ્રચારથી યૂરોપમાં એક નવો યુગ પ્રવર્ત્યો હતો. દેશમાં પ્રચલિત રોમન કેથોલિક ધર્મ ઉપર ડિડિરોને શ્રદ્ધા નહોતી, એટલે સાક્ષરશિરોમણિ હોવા છતાં પણ સાધારણ લોકો તેને નાસ્તિક ગણીને ધિક્કારતા; પરંતુ પોતાનો તિરસ્કાર કરનારાઓપ્રત્યે એને જરા પણ ખોટું લાગતું નહિ. એ કદી પણ એમનો દ્વેષ કરતો નહિ. એનું હૃદય અસાધારણ માનવ—પ્રેમથી પરિપૂર્ણ હતું. કોઇને ધન આપીને તો કોઇને સલાહ આપીને તો કોઈના લેખ સુધારી આપીને, એમ અનેક પ્રકારે ડિડિરો લોકોનું કલ્યાણ કરતો હતો. એમ કહેવાય છે કે, એવા પરોપકારનાં કાર્યોમાં એના ધન તથા સમયના ત્રણ ચતુર્થાંશ ભાગનો ઉપયોગ થતો. તેનું હૃદય કેટલું ઉદાર હતું તે નીચેના એક પ્રસંગ ઉપરથી જણાઈ આવે છે.

એક દિવસ ડિડિરો બેઠો હતો ત્યાં એક યુવક આવીને તેની પાસે ઉભો રહ્યો. યુવકનો પરિચય પૂછતાં જણાયું કે, તે એક નવો લેખક છે. થોડા દિવસથીજ તે લેખિની ચલાવતાં શીખ્યો છે. હાલમાં એ એક ગ્રંથ રચીને સાહિત્યરથી ડિડિરોને બતાવવા લાવ્યો છે. યુવકે ઘણીજ નમ્રતાપૂર્વક ડિડિરોના હાથમાં પોતે રચેલા ગ્રંથની હસ્તલિખિત પ્રત મૂકીને કહ્યું કે, 'મહાશય! આપ કૃપા કરીને મારો આ લેખ એક વાર તપાસી જાઓ તો હું ઘણો ઉપકૃત થઈશ.' ડિડિરોએ ગ્રંથ વાંચીને તપાસી જોવાનું કબૂલ કર્યું. યુવક ડિડિરોને ધન્યવાદ આપીને ચાલ્યો ગયો. ગ્રંથ તપાસાયો છે કે નહિ તે જાણવા યુવક બીજે દિવસે પાછો ડિડિરોને ઘેર ગયો. એ વખતે ડિડિરોએ હસીને તે યુવકને કહ્યું કે "અહા! તમે મને લક્ષ્યમાં રાખીનેજ આ પ્રહસન લખ્યું લાગે છે, મને ગાળો ભાંડવામાં તને કાંઇ લાભ છે?" યુવકે હસીને કહ્યું કે "હાજી, આપની નિંદા કર્યાથી મને ઘણો લાભ છે. મારામાં લખવાની એટલી બધી શક્તિ નથી કે ગ્રંથ લખીને પેટ ભરી શકું. દેશના લોકો આપને ઘણાજ ધિક્કાર અને દ્વેષની નજરે જુએ છે. આપની નિંદાનો ગ્રંથ લખ્યાથી ખૂબ

કમાણી થશે, એમ ધારીને મેં આ પ્રહસન લખ્યું છે." ડિડિરોએ ઘણાજ આહ્-લાદપૂર્વક કહ્યું કે "બહુ સારૂં કર્યું, પણ એક કામ કર. એને છપાવવા જેટલાં નાણાં એકઠાં કર. હું તને એક યુક્તિ બતાવું. રોમન કેથોલિક ધર્મમાં મને શ્રદ્ધા નથી એટલા માટે અમુક સદ્‌ગૃહસ્થ મને પારવગરનો ધિક્કારે છે. તું જો એ સજ્જનને તારૂં પુસ્તક અર્પણ કરે, તો એ ખુશ થઇને જરૂર તને પુષ્કળ ધન આપશે." ત્યારે યુવકે કહ્યું કે "ના સાહેબ! એટલી બધી માથાકૂટમાં હું પડવા માગતો નથી. વળી મારા જેવા સાધારણ લેખકમાં એટલી બધી વિદ્યા ક્યાંથી હોય કે એ સજ્જનને શોભે એવી અર્પણપત્રિકા લખું." ડિ-ડિરોએ કહ્યું કે 'તું થોડી વાર થોભી જા. હું તને અર્પણપત્રિકા લખી આપું છું, તેથી એ સદ્‌ગૃહસ્થનું મન પ્રસન્ન થશે અને તને ધનની પ્રાપ્તિ પણ થશે.' એટલું કહીને ડિડિરોએ પોતે એક સરસ અર્પણપત્રિકા લખી કાઢી. યુવક એને લઇને પેલા સદ્‌ગૃહસ્થને મળી આવ્યો. એ પ્રહસન તથા અર્પણપત્રિકા વાંચીને ઘણો પ્રસન્ન થયો અને બહુ મોટું ઇનામ આપીને યુવકને વિદાય કર્યો.

## ૮૬–दुर्व्यसननो एकदम त्याग

એક માણસમાં અનેક સદ્‌ગુણો હોવા છતાં પણ દારૂ પીવાની લત લાગવા-થી તે દિવસે દિવસે આળસુ થવા લાગ્યો હતો. મિત્રોએ તેને ઘણી વાર તે છોડી દેવાની સલાહ આપી, પણ કેટલાંય વર્ષોસુધી તેનું કાંઈ ફળ આવ્યું નહિ. એક દિવસ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થે તેને ઘણો સમજાવ્યો ત્યારે તેણે કહ્યું કે "આપ મારા ભલાની ખાતર જે કાંઇ શિખામણ આપી રહ્યા છો તે હું સમજું છું. આટલા દિવસ સમજી શક્યો નહોતો. હવે અફીણ ખાવાનું શરૂ કરીને દારૂ દરરોજ થોડો ઓછો કરીશ અને એ પ્રમાણે તદ્દન છોડી દઇશ." પેલા સદ્-ગૃહસ્થે કહ્યું કે "ધીમે ધીમે છોડીશ એ શું? જે માણસ અગ્નિકુંડમાં પડ્યો હોય, તે શું ધીમે ધીમે બહાર નીકળી શકે? એ તો એક કૂદકે અગ્નિમાંથી બહાર નીકળવાનું સાહસ કરે તોજ બચી શકે. તું પણ આ દુરાચારરૂપી અગ્નિમાંથી બચવા માગતો હોય તો એકજ વાર દૃઢ પ્રતિજ્ઞા કર કે, આજથી મદ્યને સ્પર્શ પણ નહિ કરૂં."

## ૧૦–कुरूपसंबंधी कालिदासनी व्याख्या

મહારાજા વિક્રમાદિત્યે એક વાર કાલિદાસને કહ્યું કે "તમે આટલા મોટા પંડિત, સુકવિ અને સજ્જન છો, તેવોજ તમારો ચહેરો પણ સુંદર હોત તો કેવું સારૂં!" રાજાના એ વચનમાં શરીરસૌંદર્યના અભિમાનથી ઉત્પન્ન થયેલી એક અસભ્યતા હતી. તે બતાવવા સારૂ કવિ કાલિદાસે એક યુક્તિ કરી. એ વિષયને ભૂલાવામાં નાખીને થોડી વાર પછી એણે કહ્યું કે "મહારાજ! આજ બહુ સખત ગરમી છે. તરસ બહુ લાગી છે." રાજાની આજ્ઞાથી તરતજ માટીના પાત્રમાં શીતળ જળ લાવવામાં આવ્યું અને સાથે સોનાની એક લોટી પણ લાવવામાં આવી. કાલિદાસે જળપાન કરીને પ્રશંસા કરી. વિક્રમાદિત્યે પણ પાણી પીને સંતોષ જાહેર કર્યો. કાલિદાસે પછી સોનાના પાત્રમાં જળ માગ્યું અને તેને સામે મૂકી રાખીને બીજી આડી વાતમાં રાજાને લગાડયો. કેટલીક વાર પછી એ લોટીમાંથી થોડુંક જળ પીને વિક્રમાદિત્યની તરફ હસીને બોલ્યોઃ–" જુઓ મહારાજ! કેવું સારૂં જળ આ સુવર્ણપાત્રમાં ભર્યું હતું! પરંતુ તેના બાહ્ય સૌંદર્યને લીધે અંદરનું ઠંડું પાણી તો ઉલટું ગરમ થઇ ગયું; ત્યારે બીજી તરફ પેલા રૂપરહિત માટીના પાત્રની અંદરનું જળ કેવું ઠંડું અને મધુર રહ્યું છે!"

## ૧૧–अदेखा माणसोने थतुं बेवडुं दुःख

એગિસને એક વખતે કોઇએ કહ્યું કે 'અમુક માણસ તમારા દ્રવ્યની અદેખાઇ કરે છે.' ત્યારે તેણે જવાબ દીધો કે 'એમ કરવાથી એમનો સંતાપ બેવડાય છે. એક તો તેમને પોતાની નિર્ધનતા બદલ સંતાપ થતો હોય છે અને બીજો મારી શ્રીમંતાઇ બદલ.' જે માણસો પોતે નિર્ધન હોવાને લીધે સામા માણસના ઐશ્વર્યની અદેખાઈ કરે છે, તેમને તેથી સુખને બદલે ઉલટું બેવડું દુઃખ થાય છે.

("સુખ અને શાન્તિ"માંથી)

## ૧૨–કામોયેન્સનો કૃતઘ્ન હિન્દી ચાકર

પોર્ટુગાલનું સૌથી મોટું મહાકાવ્ય લુસિયડના રચનાર કવિ કામોયેન્સની એક આંખ યૌવનકાળમાં મૂર લોકોની સાથે યુદ્ધ કરતાં ચાલી ગઈ હતી. ત્યાર પછી એણે પોર્ટુગાલના તાબાનાં સંસ્થાનોમાં ભ્રમણ કર્યું હતું. ભારતવર્ષમાં આવ્યા પછી હિંદુઓપ્રત્યે પોર્ટુગીઝ લોકોનો અત્યાચાર જોઈને તેને ઘણું દુઃખ થયું હતું અને તેણે તેમના એ અધમ કાર્યની ખૂબ ઝાટકણી કાઢી હતી. કોઈ પણ દેશમાં જુલમી અમલદારો પોતાના કાર્યની ટીકા કદી પણ સાંખી શકતા નથી. કોઈ પણ ઉપાયે ટીકાકાર પોતાનાથી દૂર જાય અને તેની ટીકા વડી સરકારને કાને ન પહોંચે, એટલા સારૂ અમલદારોએ કામોયેન્સને ચીનદેશમાં દેશવટો દીધો. રસ્તામાં વહાણુ ડબી ગયું અને કામોયેન્સે તરીને પોતાનો જીવ બચાવ્યો. એ વખતે પણ પોતાના મહાકાવ્યની હસ્તલિખિત નકલ એણે પોતાની સાથેજ રાખી હતી અને જીવના જોખમે તેનું પણ સમુદ્રમાં રક્ષણ કર્યું હતું. એનો હિંદુસ્તાની નોકર પણ તરીને બચવા પામ્યો હતો. કવિ ઘણું કષ્ટ વેઠીને આખરે એ નોકર-સહિત પોર્ટુગાલ પહોંચ્યો. ત્યાં ગયા પછી તેનું શરીર બગડયું અને દરિદ્રતાને લીધે મહાદુઃખમાં તેના જીવનનો અંત આવ્યો; પરંતુ એ ભારતવાસી ખ્રિસ્તી નોકર એન્ટોનિયો તેના સ્વામીના એવા દુઃખમાં પણ સ્વામીની સાથેજ રહ્યો અને બીજાને ઘેર નોકરી કરીને તથા ભીખ માગીને પણ તેને જમાડતો અને રાત્રે તેની પાસે આવી સેવા–ચાકરી કરતો.

આદરપૂર્વક વર્તન તથા મીઠી જીભ રાખ્યાથી ભારતવાસીઓ સદાને માટે વશ થઈ જાય છે અને ગમે તેવા દુઃખમાં પણ સ્વામીનો સાથ છોડતા નથી.

## ૧૩–દેવીપ્રસન્ન રાય ચૌધરીનો સ્વદેશી ભાવ

સ્વદેશી પોશાક અને દેશી ભાષામાટે સ્વર્ગસ્થ દેવીપ્રસન્ન રાયને ઘણું માન હતું. એમના એકના એક પુત્ર પ્રભાતકુસુમને વિલાયત બેરિસ્ટરનો અભ્યાસ કરવા મોકલતી વખતે દેશી પોશાક અને દેશી ભાષાનો ઉપયોગ કરવા માટે પ્રતિજ્ઞાથી બાંધી લીધો હતો. પોતે અંગ્રેજી ઘણું સારૂં જાણતા હોવા છતાં દેશી ભાષાની મર્યાદા જાળવવા સારૂ સાહેબશાહી ઢંગમાં રહેનારા મોટા મોટા સદ્‌ગૃહસ્થોના અંગ્રેજી પત્રોનો ઉત્તર બંગાળીમાંજ આપતા હતા.

# ૧૪–ક્ષમાવૃત્તિમાં રહેલી શક્તિ–બિશપ ટિઅન

રૂશિયામાં એક સમયે ખેડુતપ્રજાને ગુલામતરીકે ગણુવામાં આવતી હતી. જમીનદારી વેચાઇ જતાં એને લગતા ખેડુતો પણ વેચાયલા ગણુતા અને તેમની સાથે ગુલામના જેવી વર્તણુક ચલાવવામાં આવતી. એ 'સફ્ર' અથવા ગુલામોપ્રત્યેની નિર્દયતાનું નિવારણ કરાવવાનું બીડું બિશપ ટિઅન નામના એક પરોપકારી પાદરીએ ઝડપ્યું હતું. એ પાદરી મહાપ્રતાપી અને અત્યાચારી જમીનદાર પ્રિન્સ વાયોનેઝની પાસે ગયો. વાતચીતમાં જમીનદાર સાહેબનો મિજાજ જતો રહ્યો અને તેણે બિશપ(પાદરી)ને એક થપ્પડ મારી. પાદરી એ વખતે ત્યાંથી ઉઠીને બહાર નીકળી આવ્યો; પણ તરતજ તેના મનમાં વિચાર આવ્યો કે "આ માણુસે ઘણો મોટો અન્યાય કર્યો છે એ વાત ખરી, પણ હું મીઠી વાતચીત કરીને એને રીઝવી શકયો હોત અને લોકોનાં દુઃખ યથાર્થ રૂપમાં એના હ્રદયમાં ઠસાવી શકયો હોત તો આ પ્રસંગ ઉભો થાત નહિ; માટે વાંક મારોજ છે." પાદરી તરતજ ફરીથી પ્રિન્સની પાસે ગયો અને તેને પગે પડીને માફી માગી કહ્યું કેઃ– "અતિથિ તથા પાદરીને મારવાનો જે અપરાધ આપનાથી થયો છે, તેનું કારણ હું પોતેજ છું. હું આપને ઉપદેશ દેવા આવ્યો, પણ સારી રીતે બધી વાત કહી શકયો નહિ, તેથીજ આપનાથી મારૂં અપમાન કરવાનો દોષ થયો છે; એટલે ખરૂં જોતાં અપરાધી હુંજ છું." પાદરીને માર્યા પછી તરતજ પ્રિન્સને એકદમ પશ્ચાત્તાપ થયો હતો. મહાત્મા પુરુષનું પોતે અપમાન કરી બેઠો એ વાતથી તેનું હ્રદય ડંખ્યા કરતું હતું. એ તરતજ ગળગળો થઇને પાદરીને પગે પડયો અને કહ્યું કે, હવે આપ કહેશો તે પ્રમાણે હું કરીશ. એ દિવસથી એણે પોતાના ખેડુતો સાથે બહુ સારી વર્તણુક ચલાવવા માંડી. એમ કહેવાય છે કે, આખા રૂશિયા રાજ્યમાં એના ખેડુતો જેટલું સુખ, સગવડ અને સ્વતંત્રતા ભોગવતા હતા, તેટલું સુખ બીજા કોઇ પણ જમીનદારના તાબાના ખેડુતો ભોગવતા નહોતા.

# ९५–देवीप्रसन्न राय चौधरीना धर्ममतनी उदारता

દેવીપ્રસન્ન રાય ચૌધરી દૃઢ બ્રાહ્મસમાજી હતા. બ્રાહ્મધર્મ સાચો છે એવી ખાત્રી થવાથી એમણે કુળધર્મનો ત્યાગ કરીને એ ધર્મ ગ્રહણ કર્યો હતો અને એની ખાતર પુષ્કળ દુઃખ વેઠયું હતું; પરંતુ એમનું હૃદય એટલું બધું ઉદાર હતું કે, બીજા કેટલાક સુધારકોની પેઠે બીજાઓના ધર્મપ્રત્યે દ્વેષ રાખતા નહિ. સંરક્ષક હિંદુધર્મના અનુયાયીઓમાં સારા માણસો જોવામાં આવે તો એમનો આદર કરતા; એટલુંજ નહિ પણ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક એમની સેવાચાકરી કરતા તથા એમની પાસેથી શું શીખવાનું છે તે પોતાના માસિક 'નવભારત'માં તથા ખાનગી વાતચીતમાં જણાવતા. હિંદુધર્માવલંબી મિત્રોને ત્યાંથી પૂજાપ્રસંગે આમંત્રણ આવતું તો કોઇ પણ પ્રકારનો વાંધો લીધા વગર ત્યાં હાજર થતા. એક દિવસ એમના એક મિત્રનેઘેર શારદીય પૂજાનો ઉત્સવ હતો. મિત્રના પુત્ર શ્રી યદુનાથ ચક્રવર્તી દેવીપ્રસન્ન બાબુને નિમંત્રણ આપવા ગયા. એ વખતે એમની તબિયત બહુજ ખરાબ હતી. મિત્રપુત્રની સાથે શાંતિથી વાતચીત કરીને કહ્યું કે "મોટાભાઇએ મને પૂજાનું આમંત્રણ કર્યું છે, હું ઘણા આનંદપૂર્વક આવત; પણ તમે જુઓ છો કે મારૂં શરીર સારૂં નથી. દાક્તરે મને બહાર જવાની મના કરી છે, એટલે એમનું સ્નેહભર્યું આમંત્રણ સ્વીકારી શકતો નથી તેને માટે લાચાર છું. મોટાભાઇ જે પૂજા કરે છે તે પણ જગન્માતાનીજ પૂજા છે. જે રૂપે જેનો વિશ્વાસ હોય, તે રૂપમાં તે ભજે. બધાનો ઉદ્દેશ એકજ છે; માટે મને તમારે ત્યાં પૂજાપ્રસંગે આવવામાં જરા પણ વાંધો હોઇજ શકે નહિ, એ વાતની મોટાભાઇને ખાત્રી આપજો."

એમની એ ધાર્મિક ઉદારતાનો પરિચય શ્રી ઇંદ્રનાથ બંદોપાધ્યાય નામના ચુસ્ત સનાતનધર્મી લેખકના મૃત્યુપ્રસંગે પણ મળ્યો હતો. ઇંદ્રનાથે આખી જીંદગીસુધી બ્રાહ્મસમાજની વિરુદ્ધ તીવ્ર ભાવે કલમ ચલાવી હતી, દેવીપ્રસન્નના પ્રિય વિચારો અને સિદ્ધાંતોનું બહુ સખત ભાષામાં ઘણીવાર ખંડન કર્યું હતું; પણ શ્રી ઇંદ્રનાથના મૃત્યુ પછી દેવીપ્રસન્ન રાયે જે લેખ લખી તેમના ગુણોની કદર કરી હતી, તે લેખ એવો સારો હતો કે એવો સારો લેખ એમના પ્રશંસક કે પત્રકારો તરફથી પણ નહોતો લખાયો.

# ૧૬–રમાબાઇ રાનડેના પિતાનો પુત્રીને બોધ

ભારતવર્ષમાં પુત્રીને સાસરે વળાવતાં માતાપિતા સદ્બોધ આપે છે. રમાબાઇ રાનડે જ્યારે પહેલી વાર સાસરે વિદાય થયાં, ત્યારે એમના પિતાશ્રીએ નીચેનો ઉપદેશ આપ્યો હતોઃ–'જો તું તારે સાસરે જાય છે, સાવકાં સહિયારાંનું કુટુંબ છે તથા ઘરમાં દશ જાતનાં આશ્રિતો છે. તું મારી દીકરી છે, આપણા કુલીન ઘરને શોભે તેમ ચાલજે. તને ગમે તેટલો ત્રાસ થાય તોપણ સહન કરજે, પરંતુ નોકરને પણ તું વાંકો જવાબ દેતી નહિ. બીજું તારા મનને અસહ્ય દુઃખ થાય, તોપણ તું જાતે કોઇની પણ ચાડી તારા પતિ પાસે કરતી નહિ. ચાડીથી કુટુંબનો તો શું પણ રાજ્યનો પણ નાશ થાય છે; માટે હું તને કહું છું તે બે વ્રતો પાળજે, એટલે તને કોઈ દિવસ હરકત આવશે નહિ. તું ભાગ્યવાન છે. સહનશીલતા એ તારો ગુણ થશે, ત્યારે તું સાચી કસોટીએ ચઢીશ અને અમારા કુળમાં જન્મ લીધાનું સાર્થક થશે. આનાથી વિરુદ્ધ તું વર્તે છે એમ હું સાંભળીશ તો ફરી કદી હું તને તેડીશ નહિ.'

રમાબાઇ પ્રસિદ્ધ દેશભક્ત અને સુધારક ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનાં સેવાપરાયણ પત્ની થાય. સાસરે ગયા પછી પતિની ઈચ્છાનુસાર ભણવા માંડયું, એટલે નણંદો તથા કુટુંબની બીજી સ્ત્રીઓ તરફથી એમનું પુષ્કળ અપમાન થવા માંડયું હતું. તેમની અવસ્થા એ સમયે ઘણી નાની હતી. પતિસિવાય કોઇ સહાનુભૂતિ દર્શાવનાર નહોતું, મનની મુંઝવણ ખાલી કરવાનું કોઇ સ્થાન નહોતું; પરંતુ પિતાનો વિદાયગીરી વખતનો બોધ સ્મરણમાં લાવીને એમણે કદી પણ પતિ આગળ કુટુંબીઓની ફરિયાદ કરી નથી. પિતાએ સૂચવેલાં એ વ્રત આજ્ઞાધારી પુત્રીને છાજતી રીતે એમણે જીવનપર્યંત પાળ્યાં અને સુખી થયાં.

ઘણી વાર તો ચતુર પતિ કચેરીમાંથી પાછા ફરતાં પત્નીની મલિન મુખમુદ્રા ઉપરથી એના સંતપ્ત હૃદયને પારખીને સ્નેહપૂર્વક કારણ પૂછતા, ત્યારે રમાબાઇ ઉડાવનારો જવાબ આપતાં કે " નાનાં ભાંડુ અથવા માતા યાદ આવ્યાં હતાં. "

# १७–क्षात्र-कीर्ति–राजा दिलीप

એક સમયે સૂર્યવંશી રાજા દિલીપ પુત્રપ્રાપ્તિની આશામાં મહર્ષિ વસિષ્ઠના આશ્રમમાં ગૌ–સેવા–વ્રતમાં કામે લાગેલા હતા. એક દિવસે ગાયો ચરાવતાં ચરાવતાં જોયું કે, એક વિકરાળ સિંહ અચાનક ત્યાં આવીને મહર્ષિની ગાય ઉપર આક્રમણ કરવાની તૈયારીમાં છે. દિલીપે હથિયાર ઉપાડયું, પણ હાથ ચાલ્યો નહિ; એટલે લાચાર થઈને પોતાના દેહને સિંહની આગળ આડો પાડીને કહ્યું કે 'આપ દૈવી શક્તિસંપન્ન છો, નહિ તો હું શસ્ત્ર ચલાવવામાં અશક્ત કેવી રીતે બની જાઉં? મારૂં ભક્ષણ કરો અને મારી રક્ષામાં સોંપાયેલી ગાયનું રક્ષણ કરો.' સિંહે કહ્યું કે 'હું તો આ ગાયનુંજ ભક્ષણ કરીશ. તું સમૃદ્ધિશાળી રાજા છે. મહર્ષિને બીજી સેંકડો ગાયો આપીને સંતુષ્ટ કરજે, નાહકનો તું તારા સુકુમાર દેહનો ત્યાગ શા સારૂ કરે છે?' દિલીપે ઉત્તર આપ્યો કે 'બીજાઓનું ક્ષત(ઘા)માંથી રક્ષણ કરે, તેજ ક્ષત્રિય કહેવાય છે. હું મારા રક્ષણમાં મુકાયલી ગાયને બચાવી ન શકું અને જીવતો રહું તો સંસારમાં મારી ઘણી અપકીર્તિ થાય. હું ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ થયો એમ ગણાય, એવી દશામાં મરવું એજ મારેમાટે એક ઉપાય છે.'

સિંહે કહ્યું કે 'જેવી તારી મરજી, ચાલ બચ્ચા આવી જા.' દિલીપ આનંદપૂર્વક મૃત્યુની રાહ જોતો અવિચલિત નેત્રે સિંહની સામે એકીટશે જોવા લાગ્યો; પણ સિંહે તેના ઉપર હુમલો કર્યો નહિ. તેનું સાહસ તથા ક્ષાત્રધર્મમાં દઢતા જોઇને દેવતાઓએ અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિ કરી અને સિંહરૂપધારી ધર્મ, રાજાને પુત્રપ્રાપ્તિનું વરદાન આપીને અંતર્ધાન થઇ ગયો. દિલીપનો પુત્ર રઘુરાજા પણ ઘણો યશસ્વી નીકળ્યો અને તેના નામ ઉપરથી એ વંશ રઘુવંશ કહેવાયો. મર્યાદા પુરુષોત્તમ રામચંદ્રજીએ પણ એજ મહાન વંશમાં જન્મ લીધો હતો.

## १८–उत्तम मानवनी इच्छा पण केवी उच्च होय छे ?

મ્હારે શું જોઇએ ? એના ઉત્તરમાં શ્રી દેવીપ્રસન્ન રાય એક સ્થળે લખે છે કે "લોઢાના જેવો વજ્રકઠોર દેહ, કે જે દેહ બે–ચાર દિવસ ભૂખ્યા રહેવાથી શક્તિહીન થઇ જાય નહિ; જે દેહ દશ દિવસ વરસાદમાં ભીંજાવાથી કે પ્રચંડ તાપમાં ફર્યાથી માંદો પડે નહિ તથા જે દેહ દશ રાત્રિ જાગ્યાથી થાકી ન જાય. આવું તંદુરસ્ત શરીર;અને બીજું જોઇએ પ્રેમથી છલાછલ ભરેલું,પારકાના દુઃખે વિહ્વળ તથા દેશના અને દેશજનના સુખે સદા સુખી રહે એવું હૃદય." કેવી ઉચ્ચ અભિલાષા! દેવીબાબુના ચરિત્રનું અવલોકન કરનાર એક વિદ્વાન લખે છે કે "આ બધી વાતો દેવીબાબુના જીવનમાં અમે સત્યરૂપે પ્રત્યક્ષ જોઈ છે."

## १९–श्री देवीप्रसन्न रायनो स्वातंत्र्यप्रेम

દેવીપ્રસન્ન રાયનો સ્વાતંત્ર્યપ્રેમ બહુજ દૃઢ હતો. યૌવનના આરંભમાં-જ તેમણે સંકલ્પ કર્યો હતો કે, કોઇની ગુલામી નહિ કરૂં. આર્થિક અવસ્થા સારી નહિ હોવાને લીધે જીવનના પ્રારંભમાં અનેક દુઃખો વેઠીને પણ એ પોતાના સંકલ્પને દૃઢ વળગી રહ્યા હતા. એમના પુત્ર પ્રભાતકુસુમને વિલાયત મોકલવાનો પ્રસંગ આવ્યો, ત્યારે એક સંબંધીએ સૂચના કરી કે 'એને વિલાયત મોકલી એવું કાંઇ ભણાવો કે દેશમાં પાછો ફર્યા પછી સરકારી મોટી અમલદારી મળે.' દેવીબાબુએ હસીને કહ્યું કે "મેં પોતે ઘોર આર્થિક કષ્ટ ભોગવ્યા છતાં પણ કદી નોકરી કરવાનો પ્રયત્ન કર્યો નથી, તો એકના એક પુત્રને પૈસા ખર્ચીને ગુલામ બનાવી મંગાવું એ તો કેમજ બને ? પ્રભાત બેરિસ્ટર થઇ આવીને એક પણ નિરપરાધીને કાયદાની જાળમાંથી બચાવી લાવશે તો મારાં ખર્ચેલાં નાણાં સફળ થશે."

એમણે પુત્રને દેશહિતનાં કામોમાં જોડાવામાં સહાયતા આપી હતી.

## १००–घरखर्चना हिसाब राखवानी आवश्यकता

### (महात्मा गांधीजी)

મહાત્મા ગાંધીજી પોતાની આત્મકથામાં વિલાયતમાં ગાળેલા વિદ્યાર્થી-જીવનનું વર્ણન કરતાં લખે છે કે "આ મૂર્ચ્છાના કાળમાંયે અમુક અંશે સાવધાન હતો અને હું તો પૈએ પૈનો હિસાબ રાખતો. ખર્ચની ગણત્રી હતી. દર માસે ૧૫ પૌંડથી વધારે ન ખર્ચવા એમ નિશ્ચય કર્યો હતો. બસ(મોટર)માં જવાનું કે ટપાલનું કે છાપાનું ખર્ચ પણ હમેશાં માંડતો ને સૂતા પહેલાં હમેશાં મેળ મેળવી જતો. આ ટેવ છેવટસુધી કાયમ રહી અને તેથીજ હું જાણું છું કે, જાહેર જીવનમાં મારે હસ્તક લાખો રૂપિયાનો ઉપાડ થયો છે, તેમાં હું યોગ્ય કંજુસાઇ વાપરી શક્યો છું. જેટલી હીલચાલો મારા હાથ નીચે ચાલી છે, તેમાં કોઈ દિવસ મેં કરજ નથી કર્યું; પણ દરેકમાં કંઇક ને કંઇક જમા પાસામાં રહ્યું છે. દરેક નવયુવક પોતાને મળતા થોડા રૂપિયાનો પણ હિસાબ કાળજીપૂર્વક રાખશે તો તેનો લાભ મેં જેમ ભવિષ્યમાં ઉઠાવ્યો ને પ્રજાને મળ્યો, તેમ તે પણ અનુભવશે."

આ ઉપરાંત અનેક લાભ નિયમિત હિસાબ રાખવામાં છે. અનુભવજ તેની સાક્ષી પૂરશે.

---

## १०१–परोपकारनां नानां अने मोटां कार्योविषे समजूत

સેંટ ફ્રાન્કોઇ ડિસેઇલ્સે પરોપકારનાં મોટાં અને નાનાં કામોને અનુક્રમે સાકર અને મીઠાની ઉપમા આપી છે. સાકર મીઠા કરતાં વધારે સ્વાદિષ્ટ છે ખરી, પણ આપણે તેની વપરાશ કરકસરથી કરીએ છીએ. મીઠું ડગલે ને પગલે કામમાં આવે છે અને તે સબરસ કહેવાય છે. તેજ પ્રમાણે પરોપકારનાં મોટાં કામ સર્વથી થઇ શકે એવાં હોતાં નથી, પણ નાનાં કામ તો સર્વથી થઇ શકે એવાં હોય છે; માટે સર્વ કોઇએ પોતપોતાના ગજા પ્રમાણે દુનિયાનું ભલું કરવાની ખંત રાખવી જોઇએ અને તેમ થાય તો જગત કેટલું બધું સુખરૂપ થઈ શકે !

('સુખ અને શાંતિ'માંથી)

## १०२–नेपोलियन बोनापार्टनी पक्षीप्रत्ये दया

ડયૂક ઑફ વેલિંગ્ટનને હાથે પરાજિત થઇને નેપોલિયન નિરાશ અને ઉદાસ ભાવે પોતાના એક મિત્ર સાથે પેરિસના એક મકાનમાં બેઠો હતો. પોતાનો ટેક છોડીને અંગ્રેજોને શરણે જવું કે અમેરિકા નાસી જવું તેના વિચારમાં એ નિમગ્ન હતો; એટલામાં બહારથી ઉડતું ઉડતું એક પક્ષી બારીમાં આવીને બેઠું. નેપોલિયનને શકુન ઉપર વિશ્વાસ હતો અને એવી રીતે પક્ષીનું આવવું શુભ શકુન ગણાતો હોવાથી પેલો મિત્ર પ્રસન્ન વદને બોલી ઉઠયો કે 'બેડો પાર! શકુન કેવા સારા થાય છે!' એમ કહી તેણે એ પક્ષીને પકડયું. અનેક પ્રાણીઓનો સંહાર કરનાર નેપોલિયનના હૃદયમાં એ સમયે દયાનો સંચાર થવાથી તેણે કહ્યું કે 'બિચારા એ પ્રાણીને છોડી દે, દુનિયામાં એવા દુઃખી જીવો ઘણા છે. શામાટે એક વધારે જીવને દુઃખી કરે છે?'

હજારો મનુષ્યોનો વધ કરતાં જેના હૃદયમાં દયા કે અનુકંપાનો આવિર્ભાવ થતો નહોતો, તેનાથી આજે એક પક્ષીનું સામાન્ય દુઃખ પણ ખમી શકાયું નહિ. જીવદયા મનુષ્યસ્વભાવમાં રહેલો ઉંડો પણ સામાન્ય ગુણ છે.

## १०३–सॉक्रेटिसनो मृत्युविषे अभिप्राय

ત્રીસ જુલમગારોએ દશ સેનાપતિઓને ફરમાવેલી દેહાંતદંડની સજાને પોતાની સંમતિ નહિ આપવા બદલ પ્રસિદ્ધ તત્ત્વવેત્તા સૉક્રેટિસના ઉપર એથેન્સની રાજસભાએ જ્યારે વિષપાન કરી મૃત્યુને શરણ થવાની સજા ફરમાવી, ત્યારે વિષનો પ્યાલો હાથમાં લઇને તેણે કહ્યું કે "ન્યાયને ખાતર મરવું એ પણ હું એક લાભજ સમજું છું." તે વખતે તેણે એ પણ કહ્યું કે "મૃત્યુ એ બીજું નહિ તો એક ગાઢ સ્વપ્ન કે દીર્ઘ નિદ્રા હોય, તોપણ તે જીવંત દશા કરતાં તો વધારે સારી છે, એવી મારી ખાત્રી છે."

('સુખ અને શાંતિ'માંથી)

## १०४–स्वामी विवेकानंदनी सहृदयता

એક દિવસ તિબેટની યાત્રામાંથી પાછા ફરેલા સ્વામી અખંડાનંદજી સ્વામી વિવેકાનંદજીની આગળ તિબેટમાં પોતે જોયેલા બનાવોનું વર્ણન કરી રહ્યા હતા. એક સાધુના અપૂર્વ આચરણનો પ્રસંગ નીકળ્યો. તેમણે કહ્યું કે "ભાઇ! એ સાધુ પોતાની જાતને એટલો બધો ભૂલી ગયો હતો, કે મેં પોતાની આંખે એક વાર જોયું કે, નિરાધાર પતરોગીઓનાં ટોળાંને એ દયાળુ માતાની પેઠે આલિંગન કરતો હતો અને ચેપ લાગી જવાની જરા પણ બીક રાખ્યા વગર એમની સેવા–શુશ્રૂષા કરતો હતો. વળી વિચિત્ર વાત તો એ હતી કે, એવા પરોપકારી માણસના ચરિત્રમાં ઘોર દૂષણ એક માણસે કહ્યું હતું."

તે સાધુની રોગીઓની સેવાની વાત સાંભળતાં સ્વામી વિવેકાનંદજીના આખા મુખમંડળ ઉપર એક અપૂર્વ પ્રેમ તથા કરુણાનો ભાવ ઝળકી ઉઠયો. તે ભક્તિપૂર્વક બોલી ઉઠયા કે "જેની વાત તમે મને સંભળાવી રહ્યા છો, તેઓ ખરેખર મહાપુરુષ છે. એમ ન હોય તો દુઃખી અને રોગીઓની દશા જોઇને એનો પ્રાણ એટલો બધો દુભાયજ કેમ? આપણે કેમ રોગીઓની એવી રીતે સેવા કરી શકતા નથી? ચરિત્રના દોષ ગણાવ્યા એ તો આડીઅવળી વાત થઇ. નિંદાખોરોની નિંદાઓ ઉપર ધ્યાન આપશો નહિ. એ તો માત્ર બીજાને માટે સાંભળેલીજ વાત છે, પણ તમે નજરોનજર જે જોયું તે તો વાસ્તવિક રીતે મહાપુરુષનુંજ આચરણ છે. રત્નજ રત્નને ઓળખી શકે છે."

એ કહેતા કે "જેનામાં સહૃદયતા છે તે માણસ હજાર કુકર્મ કરવા છતાં પણ ખરો છે. ભગવાનની દયા થતાં એક પળભરમાં એ સુધરી જશે."

## १०५–वेलिंग्टनना जीवननी सार्थकता

વોટરલુના યુદ્ધની સમાપ્તિ વખતે પાછળ દોડયા આવતા અંગ્રેજ સૈનિકો ઉપર ઝાડીઓમાં સંતાઇ રહીને ફ્રેંચ સિપાઈઓ ગોળીબાર ચલાવી રહ્યા હતા. એક અંગ્રેજ અમલદારે ડયૂક ઑફ વેલિંગ્ટનને કહ્યું કે "આપ જરા સાચવીને પાછળ પાછળ આવજો." ડયૂકે ઉત્તર આપ્યો કે 'હવે ગોળી વાગ્યાથી હું મરી જઇશ તો વિશેષ હાનિ નથી. મારા જીવનનું કાર્ય સમાપ્ત થયું છે. આ વિજય પછી યૂરોપમાં કોઇ મોટા યુદ્ધની જરૂર ઘણા લાંબા સમય સુધી રહેશે નહિ.'

## ૧૦૬—ચીનમાં સ્વામી વિવેકાનંદ

ચીનદેશ સાથે પરદેશની સરકારની સંધિ થયેલી હોવા છતાં કેટલાંક નક્કી કરી રાખેલાં નગરોમાંજ પરદેશીઓ દાખલ થઇ શકે છે. એ નગરોની સીમા ઓળંગીને ગામડાંઓમાં જવાનો અધિકાર કોઇને નથી. ચીનના ગામડીઆઓ પરદેશીઓની વિરુદ્ધ હોવાથી જો તે પરદેશીઓ સીમાની પાર જવાનો પ્રયત્ન કરે તો તેઓ તેને નિર્દયતાપૂર્વક મારે છે.

સ્વામી વિવેકાનંદ એક ચીના દુભાષિયાને લઇને કેન્ટન શહેર જોવા ગયા હતા. બે જર્મન મુસાફરો પણ એમની સાથે થઇ ગયા અને બધા સાથે સાથેજ મંદિરો જોવા ગયા. શહેરની બહાર થોડે દૂર એક ગામમાં એક ખૂબ મોટું મંદિર દેખાતું હતું. સ્વામી વિવેકાનંદે એ સ્થાનપર લઈ જવાની દુભાષિયાને આગ્રહપૂર્વક વિનતિ કરી અને બધા એ ગામ તરફ જવા લાગ્યા. એ લોકો શહેરની બહાર આવ્યા, એટલે હાથમાં લઠ્ઠ લઇને કેટલાક ગ્રામવાસીઓ ગાળો ભાંડતા આવ્યા. પેલા જર્મનો તો પાછે પગે નાસી ગયા. સ્વામીજીએ દુભાષિયાને સમજાવ્યું કે 'હું ગામ લૂંટવા આવ્યો નથી, વેપાર કરવાનો પણ મારો ઉદ્દેશ નથી અને સાધુ સંન્યાસીને કોઇ મારતું નથી.' એટલું કહીને દુભાષિયાને સાથેજ રાખ્યો. ગામવાળા લોકો પાસે આવ્યા, ત્યારે દુભાષિયાએ તેમને સમજાવ્યું કે 'આ તો હિંદુસ્તાની છે.' એ શબ્દો સાંભળતાંવારજ ગુસ્સાના આવેશમાં આવેલા ગામડીઆ એકદમ શાંત થઈ ગયા. સર્વેએ સાષ્ટાંગ પ્રણામ કર્યા. કોઈએ તેમને કહ્યું કે 'મારો છોકરો માંદો છે.' કોઇએ કહ્યું કે 'મારા ઘરમાં ભૂત છે, એક કવચ લખી આપો.' સ્વામીજીએ ગજવામાંથી એક કાગળ કાઢીને એના નાના નાના ટુકડા કરી દૃઢ અને સંપૂર્ણ શુદ્ધભાવે શુભેચ્છાપૂર્વક 'ૐ' શબ્દ લખી આપ્યો અને એ કવચ બધાને વહેંચ્યાં. બધા પ્રસન્નતાપૂર્વક તે લઇ ગયા; કેમકે એમની ખાત્રી હતી કે,એ કવચથી એમનાં બધાં સંકટ દૂર થશે.

ગ્રામવાસીઓ પ્રેમપૂર્વક સ્વામીજીને પોતાની સાથે લઈ ગયા અને ત્રણ બૌદ્ધ મંદિર તથા મઠ બતાવ્યા. પ્રત્યેક મઠમાં બંગાળી અક્ષરમાં સંસ્કૃત ભાષામાં લખેલા બૌદ્ધ શાસ્ત્રના અનેક ગ્રંથો હતા. એ ઉપરાંત બૌદ્ધ ધર્મપ્રચારક અનેક બંગાળી સાધુઓની પણ મૂર્તિઓ ત્યાં સુરક્ષિત હતી.

ભારતવર્ષના રાગદ્વેષરહિત સંન્યાસીને જોતાં વિદેશીઓનો દ્વેષભાવ પણ લુપ્ત થઇ જાય છે.

## ૧૦૭–વસ્તુનું મૂલ્ય તેના સંગ્રહમાં નહિ પણ વપરાશમાં છે.

કોઇએક રાજાના રત્નભંડારમાં હીરા, મોતી, પન્ના, લીલમ વગેરે જાતજાતનાં કિંમતી ઝવેરાત ભરેલાં હતાં. કેટલાક કેળવાયેલા મનુષ્યોને એ રત્નભંડાર બતાવતાં એમાંના એક જણે વિનયપૂર્વક પૂછ્યું કે 'મહારાજ! એ બધાથી આપને શી આવક થાય છે?' મહારાજાએ કહ્યું કે 'આવક શાની થાય? એને સારૂ તો ઉલટો પહેરેગીરો તથા વિશ્વાસુ ખજાનચી રાખવામાં દર વર્ષે હજારો રૂપિયા ખર્ચ થાય છે.' પેલા સદ્‌ગૃહસ્થે કહ્યું કે "મહારાજ! આટલા બધા કિંમતી પથ્થરોમાંથી કાંઇ પણ ઉપજ થતી નથી; પરંતુ મારા ઘરની પાસે એક ગરીબ વિધવા છે. તેણે ત્રણ રૂપિયાના બે પથરા (ઘંટીનાં પડ) ખરીદ્યા છે, તેમાંથી એનું ગુજરાન ચાલે છે. એ મોટા પથરા શું આ બધી મોજશોખની વસ્તુઓ કરતાં વધારે ઉપયોગી નથી! આટલા બધા રૂપિયાના કિંમતી પદાર્થોને પેટીમાં રાખી મૂકવાને બદલે એ નાણાંનો ઉપયોગ રાજ્યના વેપાર તથા હુન્નરને ઉત્તેજન આપવામાં કરવામાં આવે, તો કેટલા લોકોનું ગુજરાન ચાલી શકે?"

## ૧૦૮–एक नागरणनी पाकशास्त्र तथा गृहकार्यमां कुशळता

જૂના વખતમાં છબીલરામ કરીને એક નાગર ગૃહસ્થ કોઈ રાજ્યના દિવાન હતા. એક વખત તેમણે ગામના જ્ઞાતિભાઇઓને જમવાને નોતર્યા. જમી રહ્યા પછી સૌ ઘેર જવાની તૈયારી કરતા હતા, તેવામાં દસ પંદરનો પગારદાર એક ગરીબ નાગર ધીમેથી બોલ્યો કે 'આજ તો ભાઇ સાહેબના નોતરાનો સ્વીકાર કરવો પડયો, એટલે ઘરની રસોઇની મઝા ચૂકયા!' આ શબ્દો દિવાનને કાને ગયા. તેમના મનમાં આવ્યું કે, પોતે જ્ઞાતિભાઇઓને માટે ભાતભાતનાં જમણ તૈયાર કરાવ્યાં હતાં, તેની મઝા કરતાં આ ગરીબ નાગરના ઘરની રસોઇમાં કેવીક મઝા હશે કે તે ચૂકવાથી પોતે અફસોસ કરે છે? માત્ર મિથ્યાભિમાનથીજ તે બોલે છે કે કંઇ ખરૂં છે, તે જાણવા દિવાન સાહેબને ઇચ્છા થઇ.

કેટલાક દિવસો વીત્યા પછી દિવાન સાહેબ ઘોડે ચઢી બરાબર જમવાના વખતેજ નાગરવાડામાં પેઠા. પેલો નાગર બારણા આગળ ઉભો હતો. તેણે દિવાન સાહેબને જોયા. અત્યારે અહીં કોને ત્યાં પધરામણી થઇ છે, તે જાણવા તે આતુર થયો; એટલામાં તો તેના ઘર આગળજ ઘોડો આવીને ઉભો.

પ્રણામ કરી 'પધારો, પધારો' એમ બોલતો તે નાગર દિવાન સાહેબની સામે આવી ઉભો. 'અત્યારે આપનાં પગલાં ક્યાંથી ?' એમ તેણે પૂછ્યું. ખુલાસામાં દિવાને જણાવ્યું કે 'સહેજ કામે બહાર નીકળ્યો હતો અને મોડું થયું, તેથી મેં વિચાર્યું કે કોઇ ભાઇને ત્યાંજ ખાઇ લઇશું. તમારૂં ઘર નજીક દીઠું એટલે અહીં આવ્યો છું, કશી ખાસ તૈયારીની જરૂર નથી. જે તૈયાર હશે તે ચાલશે.' પેલા નાગરે દિવાન સાહેબને ઘરમાં લઈ જઈ એક ચોખ્ખા આસનપર બેસાડ્યા. ઘર નાનું પણ ચોખ્ખું અને અગરબત્તીના ધૂપથી મઘમઘતું હતું. આંબળાથી સુગંધિત અને ગરમ કરેલું જળ તૈયાર હતું. તે વડે દિવાન સાહેબ સ્નાન કરી રહ્યા, એટલે ગૃહપત્નીએ પ્રેમ અને નરમાશથી જણાવ્યું કે, જમવા પધારો. રંગોળીથી શોભીતાં આસન તૈયાર થયાં અને આરસી જેવાં માંજીને ચળકતાં કરેલાં જળપાત્રો યોગ્ય સ્થળે ગોઠવાયાં. રસોઇમાં આઠ દશ અતિસ્વાદિષ્ટ વાનીઓ તૈયાર કરી હતી. પીરસવાની રીતમાં નાગરિક સુઘડતા ચોખ્ખી જણાઇ આવતી હતી. આ સર્વથી દિવાન સાહેબ પ્રસન્ન થયા, પણ જમતાં જમતાં એક ક્રિયા થતી હતી, તેનું કારણ તેમનાથી સમજાયું નહિ. તે એ કે, ભાણા પાસે ગરમ પાણીની એક વાડકી મૂકી હતી. તેમાં પેલો નાગર વારંવાર આંગળી બોળતો હતો, ને તે પાણી બદલી લઇ બાઈ નવું હુંફાળું પાણી રેડી જતી હતી. દિવાન સાહેબે જમ્યા પછી આનું કારણ તે નાગરને પૂછ્યું. તેણે કહ્યું કે 'એક વાનીમાં આંગળી બોળી જમીએ; ને પછી ધોયા વગર બીજી વાનીમાં હાથ ઘાલી જમીએ, તો બન્નેના સ્વાદ ભેગા થાય, એટલે બરાબર રસોઇની ખુબી સમજાય નહિ ને ?' વધારામાં તેણે દિવાન સાહેબને જણાવ્યું કે, આપણે જમ્યા તે સર્વ વાનીઓ માત્ર જુવારમાંથીજ બનાવેલી હતી. દિવાન આશ્ચર્યચકિત થયા. રસોઇયાની બનાવેલી પોતાના ઘરની કિંમતી રસોઇમાં નહોતી આ ગરીબ નાગરણની રસોઇની મીઠાશ કે પોતાના પીરસનારમાં નહોતો અનુભવ્યો કદી આવો પ્રેમ, તેમજ સ્વાદની પરીક્ષા કરવાની નહોતી ખીલી આ ગરીબ નાગરના જેવી પોતાની રસવૃત્તિ; એમ તેમને સ્પષ્ટ જણાયું. આવી પત્નીના ગરીબ પતિનાં ધન્યભાગ્ય છે એમ તે સમજ્યા. બાઇને બહેન કહી બોલાવી દર વર્ષે કપડાંના ૧૦૦) રૂપીઆની રકમ તેને બાંધી આપી. તેઓ ખુશી થતા ઘેર ગયા.

ચતુર અને ગૃહવ્યવસ્થામાં કુશળ સ્નેહાળ પત્ની ગમે તેવા ગરીબ સ્વામીના ઘરને સ્વર્ગસદન બનાવી શકે છે. ( 'મજૂરસંદેશ'માંથી )

## १०९–महादेव गोविंद रानडेनी गरीबोमाटे लागणी

ન્યાયમૂર્તિ રાનડેને બાલ્યાવસ્થાથીજ ગરીબોપ્રત્યે દયા હતી. નિર્ધન બોઠીઆઓની દશા જોઇને એમનું હૃદય પીગળી જતું. તહેવારને દિવસે માતા મોટા હરખથી એમને કંઠી, વિંટી વગેરે પહેરાવે. પરંતુ કંઠી પહેરાવે, તે દેખાય નહિ તેટલા માટે ગળે એસ વિંટે, કડું પહેરણની બાંહ્યની અંદર ઘાલી દે અને વિંટીમાંનું નંગ અંદરની બાજુ ફેરવી લઇ મુઠ્ઠી વાળી રાખે. એક વાર ઘરમાંની એક વડીલ સ્ત્રીએ તેમને ઠપકો આપ્યો કે, 'માધવ! તારી મા આટલા પ્રેમથી તને ઘરેણાં પહેરાવે છે તે તું કેમ પહેરાવવા દેતો નથી વારૂ? ને પહેરે છે તો દિવાનાની માફક તેને સંતાડે છે કેમ?' બાળક માધવરાવે ઉત્તર આપ્યો કે 'રોજ આપણે ત્યાં મધુકરી કરવા સારૂ બે વિદ્યાર્થીઓ આવે છે અને ભોજન કરી જાય છે તે દાગીના ક્યાં પહેરે છે?'

પોતાનાજ જેવા વિદ્યાર્થીઓ મધુકરી માગી પેટ ભરે, અલંકારનું તો દર્શન સુદ્ધાં ન કરે અને પોતે ઠાઠ મારીને ફરે, એ એમના પરગજુ હૃદયને અસહ્ય થઇ પડયું હતું. એજ સદ્ગુણના વિકાસથી ભવિષ્યમાં એમણે દેશહિતનાં અનેક કાર્યો કર્યાં હતાં.

## ११०–रानडेनुं अविचलित आज्ञापालन

એક સમયે રાનડેનાં માતાએ એમને બરફી આપી અને એમના બીજા હાથમાં એક નાનો કટકો આપી કહ્યું કે, આ તું ખા અને આ પેલા છોકરાને આપ. રાનડેએ નાનો કટકો પોતાના મુખમાં મૂકયો અને મોટો કટકો ચાકરના છોકરાને આપ્યો. થોડી વારમાં ચાકરના બાળકના હાથમાં મોટો કટકો જોઇ માતાએ પૂછ્યું કે 'અરે, આને નાનો કટકો આપવાનો તે મોટો આપ્યો અને તેં નાનો લીધો?' માધવરાવે કહ્યું કે, તેં 'આ હાથમાંનો એને આપ' એમ કહ્યું માટે મેં એ આપ્યો. માતાને સમજાયું કે, 'આ હાથમાંનો આપ' એમ કહેવામાં પોતાની ભૂલ થઇ જવાથી આમ બન્યું હતું.

માતાએ તો ભૂલ કરી પણ બાળક રાનડેએ તો સરળતાથી તેમની આજ્ઞા પાળી.

## ૧૧૧-વિલિયમ કેરીનો વિદ્યાપ્રાપ્તિ માટે અસાધારણ શ્રમ

ભારતવર્ષમાં અંગ્રેજી રાજ્યના આરંભકાળમાં જે ગણ્યા-ગાંઠયા પરોપકારી અંગ્રેજોએ આપણા દેશની સેવા કરવામાં જીવન ગાળ્યું હતું, તેમાં વિલિયમ કેરીનું નામ અગ્રગણ્ય છે. ઈ.સ. ૧૭૯૩ ના નવેમ્બર માસમાં એ ભાગીરથીને કિનારે ઉતર્યા હતા. આ દેશમાં વસ્યાનું સાર્થક કરવું હોય, દેશવાસીઓના આચાર-વિચાર તથા મનોભાવથી પરિચિત થવું હોય, તો એમની ભાષા તથા સાહિત્યનું જ્ઞાન હોવું જોઇએ; એવો વિચાર કરીને એમણે બંગાળી ભાષાનો અભ્યાસ કર્યો. સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન ન હોય તો બંગાળી ભાષાની ઉન્નતિ થાય નહિ, એમ ધારી સંસ્કૃત ભણવાનો સંકલ્પ કર્યો અને થોડા દિવસોમાંજ એ ભાષામાં પ્રવીણતા મેળવી. ઈ.સ. ૧૭૯૬ માં મહાભારતનાં ગુણકીર્તન કરતાં એક મિત્રને તેમણે વિલાયત લખ્યું હતું કે "મહાભારતનો ઘણો ભાગ મેં વાંચ્યો છે. મહાભારત એક વીરરસપૂર્ણ કાવ્ય છે. ઘણી સુંદર અને સુલલિત ભાષામાં લખાયું છે." ઈ. સ. ૧૮૦૭ માં ફૉર્ટ વિલિયમ કૉલેજના સંસ્કૃત અધ્યાપકની નોકરી તેમને મળી. ત્યાં રહીને એમણે હજાર પૃષ્ઠનું એક સંસ્કૃત વ્યાકરણ રચ્યું હતું.

સંસ્કૃત અને બંગાળી ભાષા ઉપરાંત હિંદુસ્તાની, ઉડિયા, તેલંગી, કનાડી, મરાઠી અને તામીલ વગેરે પ્રાંતિક ભાષાઓમાં સારી પ્રવીણતા મેળવી હતી. ભિન્ન ભિન્ન ભાષાના પ્રચારવાળા આ મહાખંડનો ખરો પરિચય તો પ્રાંતિક ભાષાઓ અને સાહિત્યના અભ્યાસથીજ મળી શકે. મહાત્મા ગાંધીજી એ તરફ આપણું ધ્યાન ખેંચી રહ્યા છે, પણ હજુ દેશના કેટલા યુવકોનું ધ્યાન એ તરફ ગયું છે? કેટલી પાઠશાળાઓમાં ભારતની ભિન્ન ભિન્ન ભાષાઓના અભ્યાસનો પ્રબંધ છે?

વિલિયમ કેરીના અગાધ પાંડિત્યની વાત સાંભળીને આપણે મુગ્ધ થઇ જઇએ છીએ, પણ એવું પાંડિત્ય કાંઇ પરિશ્રમવગર આવતું નથી. વિલિયમ કેરી દરરોજ કેટલી મહેનત કરતા હતા, એ જાણીને આપણે છક થઇ જઇએ છીએ. એમના એક મિત્રના પત્રમાંથી એનું વૃત્તાંત જાણવામાં આવ્યું છે. એ લખે છે કે "કેરી સવારમાં છ ઘડી પર્વે નિદ્રામાંથી ઉઠીને હિબ્રુ ભાષામાં લખેલા જૂના બાઇબલનો એક અધ્યાય વાંચે છે; સાત વાગ્યાસુધી ભગવત્ ચિંતનમાં નિમગ્ન રહે છે; ત્યારપછી નોકરોને સાથે લઇને ગૃહ-પ્રાર્થના કરે છે; પ્રા-

ર્થના પૂરી થયા પછી મુનશીજીની પાસે ફારસી ભાષા ભણે છે અને ત્યાર પછી પંડિતજી પાસે બેસીને રામાયણનો અનુવાદ કરે છે; ૧૦ વાગ્યા પછી કૉલેજમાં જાય છે; કૉલેજનું કાર્ય સમાપ્ત કરીને બે વાગે ઘેર પાછા ફરે છે અને ઘેર આવીને બંગાળી અનુવાદ તથા પ્રૂફ સુધારવામાં કામે લાગી જાય છે. ત્યારપછી ભોજન કરીને ફૉર્ટ વિલિયમ કૉલેજના મુખ્ય પંડિતજીની મદદથી બાઇબલના એક અધ્યાયનો અનુવાદ કરે છે. સાંજે છ વાગે તૈલંગી ભાષાના પંડિત પાસે એ ભાષા ભણે છે. સંધ્યાકાળ પછી આશરે પચાસ ઉપાસકોને લઇને અંગ્રેજીમાં દૈનિક પ્રાર્થના કરે છે. ઉપાસના થઇ રહ્યા પછી બીજી એક ભાષામાં બાઈબલનો અનુવાદ કરે છે અને રાત્રિના ૧૧ વાગ્યાને સમયે ગ્રીક ભાષામાં લખેલા બાઇબલના એક અધ્યાયનો પાઠ કરે છે. પાઠ કરી રહ્યા પછી પરમેશ્વરના ચરણમાં આત્મસમર્પણ કરીને નિદ્રાના સુકોમળ ખોળામાં થાક ઉતારે છે.” કેવું ઉદ્યોગી જીવન !

એ પણ સ્મરણમાં રાખવા જેવું છે કે, વિલિયમ કેરી હિંદુસ્થાનમાં આવતાં પહેલાં ગરીબ દશામાં હતા અને એક મોચીને ત્યાં કામ કરતા હતા; પણ એ ધંધામાંથી થોડી ઘણી ફુરસદ કાઢી પુસ્તકો વાંચતા હતા અને ગ્રીક વગેરે ભાષા શીખ્યા હતા; એટલા માટેજ એમના મૃત્યુ પછી અંગ્રેજ કવિ રૉબર્ટ સાઉધીએ લખ્યું હતું કે ‘એક મોચીએ બે ચાર સાધારણ માણસોની મદદથી જે મહાન કાર્ય સાધ્યું છે, એવું કાર્ય સાધવાને દુનિયામાં બહુ થોડા માણસોજ સમર્થ થાય છે.’ (‘જ્ઞાન–પ્રસૂન’માંથી)

## ૧૧૨–પ્રેમનું બળ

એક નાની સરખી છોકરી એક ભારે બાળકને ઉંચકીને જતી હતી. એના ઉપર દયા લાવી કોઇએ પૂછ્યું કે ‘અલી ! આટલો મોટો છોકરો તારાથી ઉંચકાય છે ? તને ભાર નથી લાગતો ?’ પેલી છોકરીએ કહ્યું કે ‘ના, એ ભારે નથી લાગતો. એ તો મારો સગો ભાઇ છે.’

પ્રેમમાં ગમે તેવા ભારને પણ હલકો કરી નાખવાની શકિત છે.

# ૧૧૩–ઋણ ચૂકવવાની કાળજી

હિંદુમાત્રનો વિશ્વાસ છે કે, કોઇનું દેવું રાખીને મરી જવું નહિ; નહિ તો એ ઋણ ચૂકવવા ફરીથી જન્મ લેવો પડશે. એક સાચો હિંદુ મુદતના કાયદાનો લાભ લઈ ઋણની જવાબદારીમાંથી મુક્ત થવાનું પસંદ નથી કરતો. હરાનંદ ભટ્ટાચાર્યના જીવનના અંતભાગની એક ઘટના અમારા એ વિચારનું સત્ય સાબિત કરે છે.

ઈ. સ. ૧૮૯૬માં એમના પુત્ર પંડિત શિવનાથ શાસ્ત્રી જ્યારે કલકત્તામાં કૉર્નવાલિસ સ્ટ્રીટમાં રહેતા હતા ત્યારે હરાનંદ, એક દિવસ ત્યાં શિવનાથ બહાર ગયેલા હોવાથી તેમની પથારીમાં સૂઇ ગયા. શિવનાથ આવીને જુએ છે તો પિતાનું મુખ ખેદયુક્ત છે. તેમણે પૂછયું કે 'બાબા ! આપને શું થયું છે ? આજ આટલા બધા ઉદાસ કેમ દેખાઓ છો ?'

હરાનંદે કહ્યું કે 'ઘણા કલેશની એક વાત છે.'

શિવનાથે કહ્યું કે ' એવું તે કલેશનું કારણ શું છે ?'

હરાનંદે કહ્યું કે 'હું વિચાર કરતો હતો કે, એક પૈસો પણ ઉધાર રાખીને નહિ મરૂં. આટલા દિવસ સુધી હું ધારતો હતો કે, મારે એક પૈસાનું પણ દેવું નથી. એવામાં એકદમ એક દિવસ સાંભરી આવ્યું કે, કૉલેજમાં હું અને શ્રીશ વિદ્યારત્ન (જેણે સૌથી પ્રથમ વિધવાવિવાહ કર્યો હતો તે) સાથે ભણતા હતા, ત્યારે તેની પાસેથી મેં ત્રણ ચાર વાર કરીને ૪૦ રૂપિયા ઉધાર લીધા હતા. નોકરીધંધે લાગ્યા પછી રૂપિયા પાછા આપી દેવાનું વચન આપ્યું હતું; પણ ત્યારપછી પુનર્લગ્નના ઝગડામાં પડીને શ્રીશચંદ્ર કયાંયે ગયો અને હું એ વાત વિસરી ગયો. હવે વાત સાંભરી આવી. ગમે તેમ કરીને એ ૪૦ રૂપિયા આપીજ દેવા જોઈએ."

શિવનાથે ઘણીજ તપાસ કરીને તે શ્રીશ વિદ્યારત્નના પુત્રને રૂ. ૪૦) આપી રસીદ લખાવી પિતાની પાસે મોકલી, ત્યારે હરાનંદને શાંતિ વળી. શ્રીશચંદ્રના પુત્રે કહ્યું હતું કે, ૬૫ વર્ષનું ઋણ આ પ્રમાણે ઘેર બેઠે આપી જાય, એવી વાત તો કદી સાંભળી નથી.

હરાનંદના એક બીજા ઋણની વાત પણ જાણવા જેવી છે. એમના મરણનાં પચીસ–ત્રીસ વર્ષ પૂર્વે મજિલપુર ગામના વિદ્યાર્થીઓએ એક લાઇબ્રેરી સ્થાપી હતી. એમણે હરાનંદ શર્માના હાથમાં પુસ્તકોની એક યાદી આપીને કહ્યું કે 'પંડિતજી ! તમે કોઇ ઓળખીતાની દુકાનેથી આ ચોપડીઓ લાવી આપો. રૂપિયા અમે પાછળથી ચૂકવી આપીશું.' હરાનંદે પોતાના એક

મિત્રની દુકાનેથી ૧૦) રૂપિયાનાં પુસ્તકો ખરીદીને છોકરાઓને સોંપ્યાં. એમણે આજકાલ કરતાં રૂપિયા ચૂકવ્યા નહિ. હરાનંદ પણ ઉઘરાણી કરવાનું ભૂલી ગયા. બુકસેલર પણ વિસરી ગયો અને એ પ્રમાણે એ દશ રૂપિયાની વાત વિસારે પડી. વૃદ્ધ વયમાં ઋણની ચિંતા કરતાં એમને એ દુકાનના દશ રૂપિયાની વાત પણ સાંભરી. શિવનાથને દશ રૂપિયા મોકલી આપ્યા અને લખ્યું કે, એ બુકસેલરનો કોઈ વારસ હોય તો તેને આપજો. ઘણી તપાસ કર્યા પછી શિવનાથ શાસ્ત્રીએ બુકસેલરના પુત્રને શોધી કાઢીને દશ રૂપિયા આપી પિતાને રસીદ મોકલાવી.

એ અવસ્થામાં ઋણસંબંધી વિચાર કરતાં હરાનંદને સાંભરી આવ્યું કે, વિદ્યાર્થી અવસ્થામાં ભવાનીપુરમાં એક કાપડીઆની દુકાનેથી પાંચ રૂપિયાનું કાપડ ઉધાર લીધું છે, તેનાં નાણાં ચૂકવ્યાં નથી. પાછો પુત્ર શિવનાથ ઉપર હુકમ ગયો. આ વખતે દુકાનદારનો પત્તો ઘણી તપાસ કર્યા છતાં પણ લાગ્યો નહિ. શિવનાથે લાચાર થઇને રૂ. ૫) નું કાપડ પિતાની પાસે મોકલી આપ્યું. હરાનંદે એ કાપડ ગરીબ લોકોને વહેંચી આપીને શાંતિ અનુભવી.

## ૧૧૪–गणपतराव भाउनी मातृभक्ति

ગણપતરાવ ભાઉ શ્રીમતી રમાબાઇ રાનડેના વડવા હતા. એ ઘણા માતૃભક્ત હતા. પૂર્વવયમાં એક વખત ગુસ્સાના આવેશમાં તે પોતાનાં માતુશ્રી સામે વાંકુ બોલ્યા હતા. તે વિષે થોડી વાર પછી તેમને ઘણો પશ્ચાત્તાપ થયો ને એમના ગામમાં સાગરેશ્વર મહાદેવનું દહેરૂં હતું, ત્યાં જઇ પોતાની જીભનું ટેરવું કાપી શિવના લિંગ ઉપર અર્પણ કર્યું તથા માતુશ્રીની સામે કટુ વચન કહેવા કરતાં મને મુંગો બનાવ્યો હોત તો ઠીક, એમ શિવજીને સાષ્ટાંગ નમસ્કાર કરીને કહ્યું. આ કૃત્ય એક વૃદ્ધ પૂજારીની નજરે પડતાં તે એકદમ આગળ દોડી આવ્યો; અને શિવના લિંગપરથી એકદમ જીભનો કટકો ઉપાડી લીધો અને અંગારા ઉપર ધરીને ગણપતરાવ ભાઉની જીભ સાથે ચોંટાડી દીધો અને કહ્યું કે 'ફરી એમ કરતો નહિ. તારી માતુશ્રીનો મને ઠપકો મળત કે તું પાસે છતાં પણ એમ કેમ કરવા દીધું ?' એમ કહેવામાં આવે છે કે, ફક્ત અંગારા ઉપર ધરેલો કકડો જીભ સાથે સારી રીતે ચોંટી ગયો.

(શ્રીમતી રમાબાઇના 'સંસ્મરણ'માંથી)

# ૧૧૫–સાચા સાધુ હરાનંદ ભટ્ટાચાર્યના ઉત્તમ ગુણ

## ૧–જાતેજ ચોકસી કરીને અભિપ્રાય આપવો.

બ્રાહ્મસમાજના સુપ્રસિદ્ધ ઉપદેશક સ્વર્ગસ્થ પંડિત શિવનાથ શાસ્ત્રીના પિતા હરાનંદ ભટ્ટાચાર્ય ગરીબ હોવા છતાં પણ સત્યપરાયણ અને પરોપકારી નર હતા. એક વખત બંગાળાના મજિલપુર જીલ્લામાં દુકાળ પડયો. એ વખતે ગરીબ લોકોનાં અસહ્ય કષ્ટ જોઇને સરકારે 'રીલીફ વર્કસ' (અર્થાત્ દુષ્કાળ-સંકટ–નિવારણ કામ) ખોલ્યાં હતાં. હરાનંદ ભટ્ટાચાર્યની સત્યપરાયણતા અને કાર્યકુશળતાની ખ્યાતિ એટલી બધી ફેલાઈ ગઇ હતી કે, સરકારી અમલદારોએ નિયમ કર્યો હતો કે, જે કોઈ હરાનંદ પાસેથી સર્ટિફિકેટ લઇ આવે, તેને સહાયતા આપવી. એનું કારણ એ હતું કે, હરાનંદ સર્ટિફિકેટ આપતાં પહેલાં જાતે એને ઘેર જઇને ખાત્રી કરી આવતા કે, એની શી દશા છે? અને એ મદદ મેળવવાનો ખરો અધિકારી છે કે કેમ?

## ૨–ઉંડી દયા અને જાતમહેનત

એ વખતે હરાનંદ કલકત્તામાં નોકરી કરતા હતા. ઉનાળાની રજામાં દેશ જતા. રજા પૂરી થવા આવી હતી. કલકત્તા જવાના દિવસો પાસે આવતા જતા હતા, એવામાં હરાનંદને સમાચાર મળ્યા કે, મજિલપુરથી ત્રણ–ચાર માઇલ દૂર કોઇએક ખેડુત સહકુટુંબ ભૂખે મરી રહ્યો છે. સાંભળતાંવારજ હરાનંદ પોતાના ઘરમાંથી ચોખા બાંધીને પગે ચાલતા એને ઘેર જઇ આપી આવ્યા અને કહેતા આવ્યા કે 'રવિવારે હાટમાં જાય ત્યારે મારે ત્યાં આવજે, હું તને સર્ટિફિકેટ આપીશ; એટલે તને સરકાર તરફથી મદદ મળશે.'

## ૩–વચન અને દયાને ખાતર પગાર જતો કર્યો.

એ રવિવાર તેમને કલકત્તા પાછા જવાનો દિવસ હોઇને બીજે દિવસે સોમવારે નિશાળ ઉઘડવાની હતી. પોતે નિશાળમાં પંડિતની નોકરી કરતા હતા. નિશાળ ઉઘાડવાને દિવસે હાજરી ન આપે તો બે મહિનાની રજાનો પગાર પણ કપાય એવું હતું. પેલા ખેડુતને રવિવારે આવીને સર્ટિફિકેટલઇ જવાનું કહ્યું છે, એ વાતનું તેમને વિસ્મરણ થઇ ગયું હતું. યથાસમયે પુત્ર શિવનાથને સાથે લઇને હરાનંદ મછવો ભાડે કરીને કલકત્તા જવા નીકળ્યા. મછવો ઘણે દૂર ગયો હશે, એટલામાં સાંભરી આવ્યું કે, પેલો ખેડુત તો મારે ત્યાં સર્ટિફિકેટ લેવા આવ્યો હશે. ખલાસીને કહીને મછવો રોકાવ્યો અને કહ્યું કે 'મારે જરૂરનું કામ છે તે પાછા ઘેર જવું પડશે. તું ચિંતા ન કરીશ. હું તને બેવડું ભાડું આપીશ.' શિવનાથે કહ્યું કે 'બાબા! કાલે નિશાળ

ઉઘડશે. આપે હાજર થવુંજ જોઇએ.' હરાનંદે કહ્યું કે 'એમાં શું થયું? બહુ કરશે તો બે મહિનાનો પગાર કાપી લેશે, પણ પેલો માણસ સહકુટુંબ ભૂખે મરી જશે તે! હું મારા પોતાના સુખનો વિચાર કદી નહિ કરૂં. એ ગરીબને વચન આપ્યું છે, માટે તેને ખાતર પણ જવુંજ પડશે.' પછી હરાનંદ ત્યાંથી પાછા ઘેર ગયા અને એ ગરીબ કુટુંબને મદદ આપવાનું સર્ટિફિકેટ આપી આવ્યા.

## ૧૧૬–બાળક રાનડેની પ્રમાણિકતા

રાનડેના પિતાજી કોલ્હાપુરમાં હતા, ત્યારે એમના ઘરમાં માણેકઠારી પૂનેમને દિવસે બ્રાહ્મણો તથા મિત્રમંડળને બોલાવી દૂધ આપવાનો રિવાજ હતો; અને નિશાળના બધા વિદ્યાર્થીઓને બોલાવીને તે દિવસે રાત્રે બે વાગતા સુધી જાગરણ કરી ચોપટ રમવાની રજા હતી. એક વર્ષે એવું બન્યું કે, માણેકઠારી પૂનેમની રાત્રે સાથે રમવા સારૂ પિતાના મિત્રના ઘરનાં છોકરાંઓ હાજર નહોતાં; કેમકે કામપ્રસંગે તેઓ બીજે ગામ ગયાં હતાં. નાની બહેન પણ સૂઈ ગઇ હતી. રાનડે ફોઇ પાસે સોગટાં માગવા ગયા. ફોઇએ કહ્યું કે 'દુર્ગા સૂઇ ગઇ છે. બીજાં કોઇ છોકરાં આવ્યાં નથી, તું કોની સાથે ચોપટ રમીશ?' તેમણે કહ્યું કે 'હું કોઈની સાથે પણ રમીશ. તું સોગટાં આપ, એટલે થયું.' ફોઇએ સોગટાં આપ્યાં. બાળક રાનડે તે લઇને ઓટલા ઉપર ગયા અને એક થાંભલા આગળ બેસીને દાવ શરૂ કર્યો. એક હાથ પોતાનો અને એક હાથ થાંભલાનો એમ સમજી રમવાની શરૂઆત કરી અને બંને વખત થાંભલાએ તેમને હરાવ્યા. એ જોઇને ફોઇએ મશ્કરી કરી કે 'અરેરે! આજ તો તારી ફજેતી થઇ. એક નિર્જીવ થાંભલાએ તને હરાવ્યો?' દશ વર્ષના બાળક રાનડેએ ગુસ્સે ન થતાં ધીમેથી કહ્યું કે 'તો એમાં થયું શું? જે સાચું તે સાચુંજ. થાંભલાનો હાથ સારો પડયો, એટલે તે જીત્યો; મારો પડયો નહિ એટલે હું હાર્યો. એમાં ફજેતી શાની? આ થાંભલાનો દાવ હું જમણે હાથે રમતો હતો અને એ હાથને રમવાની ટેવ હોવાથી એનો દાવ સારો પડતો હતો; પરંતુ ડાબા હાથે રમવાની ટેવ ન હોવાથી બરાબર રમતાંજ આવડતું નહિ, તો પછી મારે જોઇતો દાવ પડેજ ક્યાંથી?' બીજો કોઇ ચાલાક છોકરો હોત તો થાંભલાથી હારત નહિ. આ પ્રમાણે કોઇ પણ વાતમાં લુચ્ચાઈ ન કરતાં હોય તેવું કહી દેવું, એ નાનપણથીજ રાનડેનો સ્વભાવ હતો.

# ११७–स्वादिष्ट भोजननां [illegible]कसान अने सादा खानपानना लाभ

પ્રાચીનકાળમાં જેરૂસલેમ નગર ઉપર બેબિલોનના બાદશાહે વિજય મેળવ્યો અને ઘણા ઉમરાવોને કેદ પકડીને પોતાના દેશમાં લઈ ગયો. એમાં અનેક યુવકો પણ હતા. બેબિલોનરાજે એ યુવકોને એક કૉલેજમાં મોકલી આપ્યા કે ત્યાં ત્રણ વર્ષ રહી રાજાને ખર્ચે શિક્ષણ મેળવીને તેઓ વિદ્વાન બનીને રાજાની સેવા કરવાને યોગ્ય થાય. રાજાએ તેમની સાથે પોતાના ખાનસામાને મોકલી આપ્યો અને તેને ખાસ આજ્ઞા આપી કે, આ યુવકોની સંભાળ રાખજે, ખાવા–પીવામાં એમને જરા પણ અડચણ પડવા દેતો નહિ. રાજાની આજ્ઞાને અનુસરીને ખાનસામો દરરોજ જાત જાતની સ્વાદિષ્ટ વાનીઓ બનાવીને ભાણાં પીરસતો. દારૂની પ્યાલીઓ પણ પીરસાતી. આવા સ્વાદિષ્ટ અને ભારે ખોરાકથી ડેનિયલ નામક યાહુદી નવયુવક કંટાળી ગયો અને તેણે સંકલ્પ કર્યો કે, આવા આરોગ્યને હાનિકારક ભોજનનો ત્યાગ કરીને સાદા ભોજન ઉપરજ હું નિર્વાહ ચલાવીશ. બીજા ત્રણ યુવકો ઉપર તેણે પોતાના વિચારોની છાપ પાડી. તેમણે ચારે જણાએ ખાનસામાને પોતાનો અભિપ્રાય જણાવ્યો, ત્યારે તેણે કહ્યું કે 'એ નહિ ચાલે. બીજાઓને માટે જે સ્વાદિષ્ટ અને પુષ્ટિકારક ભોજન બને છે, તેજ તમારે પણ ખાવું પડશે. એમ નહિ કરો તો તમારી તબિયત બગડશે, તમે સૂકાઇ જશો, શરીર દુર્બળ થવાથી મન પણ દુર્બળ થશે, વિદ્યાભ્યાસ ઉપર તમે ધ્યાન નહિ આપી શકો અને મહારાજા સાહેબ મારી ખબર લઇ લેશે.' પેલા યુવકોએ નમ્રતાથી કહ્યું કે 'ભાઇ! એમ ઉતાવળા ન થાઓ. દશ દિવસ સુધી સાધારણ સાદાં શાક–ભાજી અને કઠોળના ખોરાક તથા શુદ્ધ પાણી ઉપર રહેવા દો અને પછી જુઓ, શું પરિણામ આવે છે? જો અમારૂં આરોગ્ય એથી બગડશે અને શરીર દુર્બળ થશે, તો અમે પાછા તમારો ભારે ખોરાક ખાવાનો આરંભ કરીશું.'

ખાનસામાએ કબૂલ કર્યું. દશ દિવસ પછી ડેનિયલ અને તેના ત્રણ મિત્રો વધારે આનંદી, ચંચળ અને આરોગ્ય જણાયા. વિદ્યાભ્યાસ કરવામાં તેમનું ચિત્ત વધારે ચોંટતું હતું. અઘરા વિષયો પણ હવે તેમની સમજમાં આવતા. હવે તો ખાનસામાએ તેમને એજ ખોરાક કાયમ રાખવાની રજા આપી. ત્રણ વર્ષ પછી જોયું તો આખી કૉલેજમાં એ ત્રણ વિદ્યાર્થીઓ સૌથી વધારે બુદ્ધિમાન, તંદુરસ્ત અને સુંદર જણાયા. રાજાએ તેમને પોતાના અંગરક્ષક નીમ્યા.

સાદો ખોરાક તન અને મનને નિરોગી રાખે છે. આપણાં અનેક શાક-ભાજી યોગ્ય રીતે રાંધીને ખાવામાં આવે તો જીવનશક્તિ વધારવામાં તેઓ સહાયભૂત થાય છે, એમ હાલનું આરોગ્યશાસ્ત્ર પણ કહે છે.

પીવાની વસ્તુઓમાં પણ દારૂ, ચ્હા, કૉફી, કોકો, સોડા, લેમન વગેરે પદાર્થો કરતાં નિર્મળ જળ અધિક લાભદાયક છે, એ તો નિર્વિવાદ અને સર્વના અનુભવની વાત છે.

## ૧૧૮–एक मुसलमान भक्तनी नम्रता

મક્કા શહેરમાં મુસલમાનોની મસ્જીદમાં એક ભક્ત પાણીનો ઘડો લઇને ઉભો રહેતો. નમાઝ પઢતા પહેલાં 'વજૂ' કરવા સારૂ જે લોકો પાણી માગતા, તેમને પોતાને હાથે પાણી આપી, હાથ ધોવરાવી તેમના પગ આગળ તે બેસતો. મસ્જીદની અંદર કોઇએ કદી એને જોયો નહોતો. એ કદી નમાઝ પઢતો નહિ, પણ એક તરફ બેસી રહેતો.

મુસલમાનોને એ જોઇ ઘણું આશ્ચર્ય લાગ્યું. તેમણે ધાર્યું કે 'આ તો કોઇ કાફિર છે અને ગુપ્તવેશમાં અહીં આવે છે. નમાઝ તો પઢતો નથી અને બહાર ઉભો રહે છે. જરૂર કાંઇ કપટ છે.' એમ વિચારી એમણે એ બિચારાને ધમકાવ્યો કે 'ધર્મભ્રષ્ટ ! ચાલ્યો જા અહીંથી, હઝરત સાહેબની દુહાઇ છે. ખબરદાર ! હવે મસ્જીદની અંદર આવ્યો છે તો.'

એ લોકો ધમકાવતા ધમકાવતા તેને મહમ્મદ પેગંબરની પાસે લઇ ગયા. એમણે બધી વાત સાંભળીને પ્રેમપૂર્વક પૂછ્યું કે 'ભાઇ ! તું નમાઝ શા સારૂ નથી પઢતો ?' ત્યારે તે ભક્તે કહ્યું કે 'હું દીન છું, પેગંબર ! જે લોકો ગુણવાન છે, તેમના હાથ-પગ ધોવરાવવામાં હું મારા જીવનનું સાર્થક માનું છું. પ્રભુ ! મારા જેવા ગરીબ પામરના મુખેથી અલ્લાહનાં ગુણગાન શોભે ?'

ભક્તની નમ્રતાની વાણી સાંભળી હઝરત મહમદ ગદ્‌ગદિત થઇ ગયા અને તેને પ્રેમથી ભેટી પડયા; તથા બીજાઓને કહ્યું કે 'આ ભક્તજ શ્રેષ્ઠ ઉપાસક છે, એની આ નમ્રતા પણ સત્ય ઉપાસના છે; તમારામાંથી કેટલા એવા છે કે જેમણે એવી બીજાઓની સેવાનો લાભ નિરભિમાનપણે લીધો છે ? ધન્ય છે એવા ભક્તને !' આવું કહેતાં કહેતાં હઝરતના નયનમાંથી પ્રેમાશ્રુ ઝરવા લાગ્યાં.

## ११९—एक उत्तम आर्य स्त्री—रमाबाइ रानडेनी लज्जाशीलता

રાનડે જ્યારે નાશિકમાં ન્યાયાધીશ હતા, ત્યારે એક વખત થાણાના સેશન્સ જડજ મી. કાગલન સાહેબ ત્યાં સેશન્સ ચલાવવા ગયા. એમની સાથે એમનાં પત્ની અને સાળી હતાં. એ બંને અંગ્રેજ રમણીઓ મળતાવડા સ્વભાવની અને હિંદુઓના પરિચયમાં આવવાની હોંશ ધરાવનારી હતી. નાશિકમાં તેઓએ અનેક હિંદુ અમલદારોની સ્ત્રીઓની ઓળખાણ કરી. એજ અરસામાં કન્યાશાળાઓની પરીક્ષા થઇ ગઇ હતી; એટલે એક ઇનામનો મેળાવડો કરી મિસિસ કાગલનને હાથે ઇનામ અપાવવાની યોજના ત્યાંના કાર્યકર્તાઓએ કરી. દિવસ નક્કી થયો. આમંત્રણ અપાયાં. રમાબાઇ રાનડે ઘેરઘેર ફરીને સ્ત્રીઓને નિમંત્રણ આપી આવ્યાં.

ઠરાવેલે સમયે મીસ્ટર કાગલન પોતાની પત્ની તથા સાળી સાથે આવ્યા. ભાષણો થયાં, ઇનામો વહેંચાયાં. શ્રીમતી રમાબાઇ રાનડે મિસિસ કાગલન તથા હાજર રહેલી સન્નારીઓનો આભાર માનીને બેસી ગયાં. એટલામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે હાર તથા કલગીનો થાળ એમની પાસે લાવી મૂકયો. એમણે એમાંનો એક હાર મિસિસ કાગલનને પહેરાવી બીજા હાર એમનાં માતુશ્રી તથા બહેનને પહેરાવ્યા. એક હાર જેવો ને તેવો થાળમાં રાખી મૂકી તે થાળ ડેપ્યુટી તરફ ખસેડયો. ડેપ્યુટીએ ધીમેથી કહ્યું કે, એ હાર સાહેબને પહેરાવો. શ્રીમતી રમાબાઇએ તરતજ ચોખ્ખી ના કહી. એમના આર્ય હૃદયને એથી ઘણો આઘાત પહોંચ્યો અને ડેપ્યુટી ઉપર બહુજ ગુસ્સે થયાં. રા. સા. ગોપાળ હરિ દેશમુખ ત્યાં હાજર હતા. તે બધું સમજી જઇને મૂછમાં હસ્યા અને એકદમ ઉઠી ડેપ્યુટીના હાથમાંના થાળમાંથી હાર ઉપાડી લઇ તે કાગલન સાહેબના ગળામાં પહેરાવ્યો અને કલગી, અત્તર વગેરે આપ્યું.

ઘેર ગયા પછી જાણી જોઈને રાનડેએ મશ્કરીમાં પત્નીને પૂછયું કે ‘ તમારી સભા સારી રીતે પાર પડી કે ? તેં ત્રણ જણાને હાર પહેરાવ્યા, પણ બિચારા કાગલન સાહેબને કેમ છોડી દીધા?’

રમાબાઇએ કહ્યું કે "હું હિંદુ ન હોત તો એ વિષે મને પણ ખોટું લાગત નહિ. ડેપ્યુટી હિંદુ છે તથા પુખ્ત વયના છે; છતાં તેમણે સાહેબને હાર પહે-

રાવવાનું મને કહ્યું; તેથી મને આશ્ચર્ય લાગ્યું અને ક્રોધ ઉત્પન્ન થયો. ”

આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, શ્રીમતી રમાબાઈમાં આદર્શ આર્ય સ્ત્રીને શોભે એવી લજ્જાની ભાવના હતી. પરપુરુષને માળા પહેરાવતાં એથીજ એમને સંકોચ થયો.

## १२०–उमाबाइ कुर्लेकर अने पुराणवार्तानुं कथन

શ્રીમતી રમાબાઈ રાનડેનાં માતુશ્રી ઉમાબાઇ એક લજ્જાવતી, પતિવ્રતા અને સહનશીલ નારી હતાં. પોતાનાં બાળકો ઉપર બાલ્યાવસ્થાથીજ સારા સંસ્કાર પડે એવી એમની ઈચ્છા હતી. દરરોજ સાંજે ઘરનાં બાળકોને પોતાની પાસે બોલાવી ખુલ્લા આંગણામાં તે બેસતાં અને પુરાણમાંનાં દેવ–દેવીઓની કથા–કહાણી કહેતાં. એ જોઇને એમનાં નણંદ મશ્કરી કરતાં કે ‘ઉમાભાભીને લાગે છે કે, મારાં છોકરાં બહુ ડાહ્યાં અને હોશિયાર છે. એમને પુરાણમાંની વાર્તાઓ કહું છું તે બધી તેઓ સમજે છે. એવી મોટી મોટી વાતો તો આપણા જેવાં મોટાં માણસોને પણ યાદ રહેતી નથી, તો બિચારાં બાળકો શું સમજવાનાં હતાં?’ એના જવાબમાં ઉમાબાઇ કહેતાં કે ‘મને કુતરાંબિલાડાંની વાર્તાઓ આવડતી નથી તો હું શું કરૂં ? તમને આવડતી હોય તો કહો; પણ મને લાગે છે કે, આપણે બાળકોના કોમળ હ્રદયમાં સારૂં બી વાવવું. જેવી જમીન મળશે તેવું મૂળ બાઝશે. તેથી આપણા મુખમાંથી જો રોજ દેવ–દેવીઓની કથાનો ઉચ્ચાર થાય તો આપણને પુણ્ય લાગે. એ ઉપરાંત આપણાથી બીજું શું બનવાનું છે ?’

બાલ્યાવસ્થામાં સાંભળેલી વાતો હ્રદયમાં ઠસી જાય છે. માતાની સાક્ષી પૂરતાં શ્રીમતી રમાબાઇ રાનડે લખે છે કે “પણ ચમત્કાર એ હતો કે, તે વખતે અમો ભાંડુઓની વય અનુક્રમે ચાર, છ, આઠ, દશ વરસની હતી; તોપણ એમની કહેલી દરેક વાર્તા અમને હમણાંજ સાંભળી હોય એમ સાંભરે છે. નવી વાંચેલી અને સાંભળેલી વાર્તાઓ વિસરી જવાય છે, પરંતુ માતાએ કહેલી વાર્તાઓ હ્રદયપર કોરાઇને સ્મરણમાં રહે છે.”

( શ્રીમતી રાનડેકૃત ‘અમારા જીવનમાંની કેટલીક યાદગીરીઓ’ માંથી )

## १२१–पुत्रने सन्मार्गे लावी देशने बचावनारी महान माता

---o---

પ્રાચીનકાળમાં રોમમાં કોરિયોલેનસ નામનો એક બાળક હતો. તેને તેની માતાએ ઘણા લાડ અને પ્રેમમાં ઉછેર્યો હતો. કોરિયોલેનસ મોટો થયો, ત્યારે તે એક વીરપુરુષ નીવડયો. અનેક યુદ્ધોમાં એણે પોતાના શૌર્યનો પરિચય આપ્યો. રોમવાસીઓએ પણ એને ઘણું સન્માન આપ્યું, પણ પાછળથી પોતાના નગરવાસી બંધુઓ સાથે એને મતભેદ થયો અને દેશવાસીઓએ એને દેશનીકાલ કર્યો. એવા અપમાનના સમયમાં મનુષ્યની વિવેકબુદ્ધિનો લોપ થાય છે. વ્યાજબી કે ગેરવ્યાજબીપણાનું ભાન એને રહેતું નથી. ન કરવાનાં કામો એવે સમયે વૈરથી ઉશ્કેરાઇને એ કરી બેસે છે. એવીજ એક દુર્ભાગી પળે ક્રોધાંધ ગુર્જરમંત્રી માધવ, પોતાના દેશશત્રુ અલાઉદ્દીનને ગુજરાત ઉપર આક્રમણ કરવા બોલાવી લાવ્યો હતો અને જનની જન્મભૂમિની સ્વતંત્રતા સદાને માટે ખોઇ હતી. અસ્તુ. કોરિયોલેનસને પણ પોતાના દેશબંધુઓએ કરેલા અપમાનનું વૈર વાળવાની રાક્ષસી ઈચ્છા થઇ. ક્રોધાવેશમાં એ રોમના શત્રુઓ પાસે ગયો, તેમના સૈન્યમાં નોકરી સ્વીકારી અને એમને સાથે લઇને પોતાનાજ નગર તથા પોતાનાજ બંધુઓ ઉપર આક્રમણ કર્યું. રસ્તામાં લૂંટફાટ મચાવતું તથા ખેતરો અને ઘરોમાં આગ લગાડતું એનું સૈન્ય રોમના દરવાજા આગળ પહોંચ્યું. દેશદ્રોહી પુત્રના આ ઘૃણાસ્પદ વર્તનના સમાચાર કોરિયોલેનસની માતા વિટુરિયાના કાને પહોંચી ચૂકયા હતા. એ નગરની બહાર આવી અને પુત્રવધૂ તથા બે પૌત્રને લઇને શત્રુના સૈન્યમાં સીધી જઇને પુત્રને મળી. શોકવિહ્વળ નેત્રે પુત્રના સામું જોઇને તેણે કહ્યું કે 'વહાલા દિકરા! મેં તને આ કામ સારૂ ગર્ભમાં રાખ્યો હતો? આ અધમાચરણમાટે લાડ લડાવીને મોટો કર્યો હતો? શું તું તારાજ બંધુઓ સાથે–એકજ રક્તનો સંબંધ ધરાવતાં તારાં ભાઇભાંડુઓ સાથે લડીશ? શું તું તારી જનેતા અને જન્મભૂમિની સાથે યુદ્ધ કરીશ?'

કોરિયોલેનસ નઠોર બની અદબ વાળીને બેફિકરાઈ સાથે ઉભો રહ્યો. એનો વૈરાગ્નિ હજુ શાંત થયો નહોતો; પરંતુ માતાનાં મધુર વચનો તથા અશ્રુએ તેના હૃદયને પીગળાવ્યું અને ક્રોધાગ્નિને શાંત પાડયો. હવે તો એની વિવેકબુદ્ધિ પાછી સતેજ થઇ, તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. મસ્તક નમાવી માતાને કહ્યું 'માતા! હું એ અનર્થ નહિ કરૂં.' તેણે લશ્કરને વીખેરી નાખ્યું અને

પોતે દૂર એકાંતસ્થળમાં જઇને વસ્યો. જે સ્થળે આ ઘટના બની, જે સ્થળે વિટુરિયાએ માતૃપ્રેમની દુહાઇ દઇને પુત્રને અનિષ્ટ કરતાં રોકયો અને રોમન સામ્રાજ્યનું રક્ષણ કર્યું, તે સ્થળે રોમવાસીઓએ એક મંદિર બંધાવ્યું અને વિટુરિયા એ મંદિરની અધિષ્ઠાત્રી બની. રોમવાસીઓએ યાવજ્જીવન તેનું ઘણુંજ સન્માન કર્યું. ખરેખર! તે સન્માનનેજ પાત્ર હતી.

માતાનો સદુપદેશ શું નથી કરી શકતો?

## ૧૨૨–બાપ તેવા બેટા–પ્રજાને ઉત્તમ બનાવવાની કળા

અઢારમા સૈકામાં સિસિલિ પર્વત ઉપર મીકા નામનો એક લૂંટારાનો સરદાર રહેતો હતો. લૂંટફાટ કરી નિર્દોષ માણસોને મારી નાખીને એણે ઘણું ધન એકઠું કર્યું હતું. વૃદ્ધાવસ્થામાં એ પર્વત ઉપર એક મકાનમાં શાંત જીવન ગાળી રહ્યો હતો, પણ એનું જીવન સુખી નહોતું. એનો એકનો એક છોકરો સ્વેચ્છાચારી અને પિતૃવિરોધી હતો. એક વખત તો એ છરો લઇને બાપને મારી નાખવા ગયો હતો, પણ ઈશ્વરકૃપાએ વખતસર મદદ મળી જવાથી મીકા બચી ગયો હતો. એક દિવસ એ જીલ્લાનો એક વૃદ્ધ ખેડુત ફરતો ફરતો મીકાના ઘર આગળ જઇ ચઢયો અને બે સસલાંનો શિકાર કર્યો. આ ટેકરી ઉપર તો મીકાનું સામ્રાજ્ય મનાતું હતું. આથી એની આજ્ઞા વગર શિકાર કરનાર તે વૃદ્ધને મીકાની ટોળીના માણસો પકડીને લઈ ગયા અને મીકાએ તેને કેદમાં રાખવાની આજ્ઞા આપી. બીજે દિવસે એક નવયુવક ત્યાં પહોંચ્યો અને મીકાને મળવા દેવાની આજ્ઞા માગી. તેણે કહ્યું કે 'આપે જે વૃદ્ધ ખેડુતને કેદ પકડયો છે, તેનો હું પુત્ર છું. એ વૃદ્ધ છે, અંધારી કોટડીમાં પૂરાઇ રહેવાનું કષ્ટ એમનાથી સહન નહિ થાય. હું જુવાન છું, મારાથી બધાં દુઃખો સહન થશે. એમને બદલે મને કેદમાં બેસાડો.'

વૃદ્ધ લૂંટારાને આથી ઘણું આશ્ચર્ય લાગ્યું. એક નવયુવક પોતાની ખુશીથી પિતાની મુક્તિને ખાતર પોતે લૂંટારાઓને હાથે કેદ પકડાવા તૈયાર છે! તેણે વૃદ્ધ ખેડુતને પૂછયું કે 'તારો છોકરો આટલો બધો ભલો કેમ છે?'

ખેડુતે કહ્યું કે 'મેં પોતે આખું જીવન ભલા થવાનો પ્રયત્ન કર્યો છે. મારૂં જીવન ભલાઇમાંજ વ્યતીત થયું છે.'

# १२३–मा॰प्रेम

એક બહેરી અને મુંગી માતા પોતાના નવા જન્મેલા બાળકના પારણાની પાસે બેસીને ઉંડા વિચારમાં નિમગ્ન હતી. એ જાણુતી હતી કે, એવી કોઇક શક્તિ છે, કે જે બીજા મનુષ્યોમાં છે અને જેનાથી વિધાતાએ પોતાને વંચિત રાખી છે. એ શક્તિઓ કયી છે, એ તે સમજી શકતી નહિ; પરંતુ લોકોને હોઠ ફફડાવતા જોતી તથા કાંઇ બનાવ બનતાં બીજાઓને હોઠ ફફડાવતા જોવાથી કાન એ તરફ ફેરવતા જોતી, ત્યારે એ સમજી શકતી કે એમાં કાંઇક મઝા છે; અને જે લોકો એ શક્તિ ધરાવે છે તે ભાગ્યશાળી છે. પોતાનો નવો જન્મેલો પુત્ર એ ઇંદ્રિયોની શક્તિથી રહિત ન અવતર્યો હોય, એ ચિંતા એને ખેદયુક્ત બનાવી રહી હતી. આખરે પુત્રપ્રત્યેના પ્રેમે એને એક યુક્તિ સૂઝાડી. માતાએ એક મોટો પથ્થર હાથમાં લીધો અને જોરથી ભોંય ઉપર અફળાવ્યો. પથ્થરના અવાજથી પારણામાંનું બાળક ઝબકી ઉઠીને રોવા લાગ્યું. માતાને ખાત્રી થઇ કે, બાળક પોતાના જેવું અભાગી નથી. એનાં નેત્રમાં હર્ષનાં આંસુ ઉભરાઈ આવ્યાં અને ઘુંટણીએ પડીને તેણે પ્રભુની પ્રાર્થના કરી. પોતે બહેરી હોવાથી કાંઇ સાંભળ્યું નહોતું; પણ બાળકના હાવ–ભાવ ઉપરથી એને ખાત્રી થઇ ગઈ હતી કે, મારા બાળકમાં સાંભળવાની અદ્દભુત શક્તિ છે.

# १२४–हारुन रशीदनुं क्षमानुं शिक्षण

સુપ્રસિદ્ધ સુલ્તાન હારૂન–ઉલ–રશીદના એક પુત્રે એક દિવસ તેની પાસે આવીને કહ્યું કે 'અમુક સેનાપતિના છોકરાએ મને માતા સમી ગાળ ભાંડી.' હારૂને મંત્રીઓને પૂછ્યું કે 'આ બાબતમાં શું કરવું જોઇએ?' કોઇએ કહ્યું કે 'હજુર! એને મારી નાખવો જોઇએ.' કોઈએ સૂચવ્યું કે 'એ હરામખોરની જીભ કાપી નાખવી જોઈએ.' કોઇએ જણાવ્યું કે 'દંડ કરીને દેશપાર કરી દેવો જોઇએ.' ન્યાયપરાયણ હારૂને કહ્યું કે "બેટા! તું જો અપરાધીને ક્ષમા કરી શકે તો ઘણીજ સારી વાત છે. જે પુરુષ ક્રોધનું કારણ મળવા છતાં પણ શાંત રહીને વાતચીત કરી શકે છે, તેજ સાચો વીર છે; પણ તારામાં જો એવી શક્તિ ન હોય તો તું પણ એની માતાને ગાળ દઇ શકે છે; પરંતુ તે શું 'તને' છાજશે?"

## १२५–परिश्रम पछी विनोदनी आवश्यकता छे.

### ( કૉનફ્યુશિયસ )

ચીનદેશના પ્રસિદ્ધ ધર્માચાર્ય કૉનફ્યુશિયસ એક દિવસ શિષ્યોસહિત એક ગામડામાં જઈ રહ્યા હતા. પાક લણી લેવામાં આવ્યો હતો અને ખળાં ભરાઇ ગયાં હતાં. ખેડુતોને એમની સખ્ત મજુરીનો બદલો ભગવાને આપેલો હોવાથી નિર્દોષ આનંદ સાથે ગાનતાન અને નાચમાં તેઓ પોતાનો સમય ગાળી રહ્યા હતા. કૉનફ્યુશિયસ એમને એ પ્રમાણે આનંદ કરતા જોઇને પ્રસન્નચિત્તે હસ્યા; પરંતુ એમના શિષ્યોને એ વાત રૂચી નહિ. એમણે ગુરુને કહ્યું કે 'લોકોએ આ પ્રમાણે વિલાસી થવું ન જોઇએ અને ગંભીર બનવું જોઇએ. આવે વખતે તો એમણે મંદિરોમાં જઇને પ્રભુને ધન્યવાદ આપવો જોઇએ.'

મહાન કૉનફ્યુશિયસે કહ્યું કે 'ભાઇઓ ! એ લોકો પણ પોતાને મનથી પ્રભુનો ધન્યવાદજ માની રહ્યા છે. ધન્યવાદ પ્રગટ કરવાની કાંઇ એકજ રીત નથી. આ મનુષ્યોની પદ્ધતિ સીધી અને સાદી છે. તમારે આમ ઉતાવળથી અભિપ્રાય બાંધવો જોઇએ નહિ. આટલા સખ્ત પરિશ્રમ પછી ગરીબ ખેડુતો થાક ખાય, એ સ્વાભાવિકજ છે. એક શિકારીએ વાપરેલા ધનુષ્ય જેવી એમની સ્થિતિ છે. હમેશાં ધનુષ્ય ચઢાવેલુંજ ન રાખવું જોઇએ. એમ કરશો તો એના સ્થિતિસ્થાપકતા ચાલી જશે અને એની કિંમત કોડીની પણ નહિ રહે. '

આખો દિવસ ગંભીર બની બેસી રહેવું એ પણ ઉચિત નથી. નિર્દોષ ગાવું–બજાવવું અને રમત–ગમંત વગેરે મનુષ્યના આરોગ્યમાટે આવશ્યક છે. વિવિધ પ્રજાઓના ઉત્સવો એજ ઉદ્દેશ્યને ધ્યાનમાં રાખીને યોજાયા છે. આપણો વસંતોત્સવ, હોળી વગેરે તહેવારો પ્રકૃતિની સાથે એકતાન થઇને વિનોદદ્વારા થાક ઉતારી કર્મમય જીવનમાં ઉતરવા સારૂ વધારે બળવાન થવા માટે છે. ધ્યાનમાં એટલુંજ રાખવાનું છે કે, હાસ્ય–વિનોદ પણ પોતાની સીમાને ઓળંગી જઇને અનીતિના પોષક ન બને.

(ગુ૯૬)



# १२६–रानडेए पक्षसमर्थन खातर वेठेलुं अपमान

———o———

ઈ. સ. ૧૮૭૫ માં ભારતોદ્ધારક મહર્ષિ દયાનંદ સરસ્વતી પૂના પધાર્યા હતા. એમનાં વ્યાખ્યાનોથી સંસાર અને ધર્મના સુધારાને સારૂં સમર્થન મળ્યું હતું. રાનડે અને તેમના મિત્રો, એમના ધર્મોપદેશથી ઘણા પ્રસન્ન થયા હતા અને એ પ્રસન્નતા પ્રગટ કરવા સારૂ સ્વામીજી વિદાય થાય તે અગાઉ તેમના માનમાં સ્વારી કાઢવાનો વિચાર કર્યો હતો. એ સમાચાર શહેરમાં ફેલાતાં જૂના વિચારના હિંદુઓએ તેમની વિરુદ્ધ ચળવળ ઉભી કરી. એ લોકોએ સ્વામીજીનું અપમાન કરવા સારૂ ગર્દભાનંદનો વરઘોડો કાઢ્યો અને આખા શહેરમાં ગલીએ ગલીએ ફેરવ્યો. પેલી તરફ રાનડે અને એમના સુધારક દળે જાહેર મેળાવડામાં સ્વામીજીનું સન્માન કરીને ઠાઠમાઠ સાથે સ્વારી કાઢી. એક પાલખીમાં વેદને પધરાવ્યા અને હાથી ઉપર સ્વામીજીને બિરાજાવ્યા. સ્વારી ચાલવા માંડી, એટલે વિરુદ્ધ પક્ષના માણસોએ ગાળો ભાંડવાનું તથા તોફાન કરવાનું શરૂ કર્યું. એ દિવસે વરસાદ ઘણો પડેલો હોવાથી રસ્તામાં ઘણો કીચડ થયો હતો; પરંતુ રાનડે સાચા સત્યાગ્રહી હતા, વિરોધીઓનો કોઇ પણ પ્રકારે પ્રતીકાર ન કરતાં શાંતિથી તેઓની સ્વારી ચાલવા લાગી. એમને ઉશ્કેરવા માટે વિરોધીઓએ કીચડના ગોળા ફેંકવા માંડયા. સ્વારીમાંના સજ્જનોને સખ્ત પ્રહાર થવા માંડ્યા, પણ એમનું ધૈર્ય ડગ્યું નહિ. પોલીસનો બંદોબસ્ત સાથે રાખ્યો હતો; તોપણ એમને રાનડેએ ચેતવણી આપી હતી કે, અમારૂં ગમે તેટલું અપમાન થાય, પણ અમારા કહ્યા વગર તમે વચમાં પડતા નહિ, માત્ર સ્વારી સાથે શોભા માટે રહેવું. સ્વારી જરા વધારે આગળ ચાલી, એટલે સનાતનધર્મીઓએ લાકડીઓ તથા પથરા ચલાવવાની શરૂઆત કરી. કેટલાક જખમી પણ થયા. આખરે શાંતિના રક્ષણ સારૂ પોલીસને વચમાં પડવું પડયું, એટલે હુલ્લડખોરો વીખરાઇ ગયા.

રાનડે ઘેર પહોંચ્યા ત્યારે એમનાં વસ્ત્ર કાદવકીચડના ગોળાઓથી ખરડાયેલાં હતાં. એ જોઇને ઘરનાં માણસોએ કહ્યું કે 'સાથે પોલીસના સિપાઈઓ હતા, તોપણ તમારા ઉપર કાદવ કેમ આવ્યો?' ત્યારે એમણે હસીને કહ્યું કે 'કેમ વારૂ? બધાની સાથે જ્યારે હું હતો, ત્યારે મને પણ કેમ ન વાગે? પક્ષાભિમાનનાં કામો તો એવાંજ હોય. બીજા પક્ષના માણસો થોડા હોય કે

વધારે હોય તેની અમને શી પરવા છે? આવી વખતે માનાપમાનનો વિચાર અમારા મનમાં પણ કેમ આવે ? એ વાતો તો એમજ ચાલવાની.'

## ૧૨૭-रानडेए हजाम पासेथी लीधेलुं शिक्षण

ઈ. સ. ૧૮૮૬-૮૭માં શ્રીયુત મહાદેવ ગોવિંદ રાનડેને સરકારી કામને અંગે કલકત્તામાં રહેવું પડયું હતું.કલકત્તામાં એમણે બંગાળી શીખવાનું શરૂ કર્યું હતું. બાળપોથી વગેરે ઉપરથી પોતાની મેળે થોડો અભ્યાસ કર્યો હતો. એક દિવસે હજામ એમની હજામત બનાવવા આવ્યો. રાનડેએ હજામત કરાવતી વખતે એક બંગાળી પુસ્તક હાથમાં લઈને મોટેથી વાંચવા માંડયું અને જ્યાં અઘરૂં લાગતું ત્યાં પેલા હજામને પૂછતા. રમાબાઇ પાસેના ઓરડામાં બેઠાં હતાં; સ્વામી સાથે બીજા કોઇ માણસને વાતચીત કરતો સાંભળીને એ ત્યાં આવ્યાં અને ધ્યાનપૂર્વક જોવા લાગ્યાં. રાનડે હાથમાં બંગાળી પુસ્તક લઇ મોટેથી વાંચી રહ્યા છે અને હજામ, શબ્દનો ઉચ્ચાર તથા અર્થ સમજાવી રહ્યો છે. એ જોઈને રમાબાઈને હસવું આવ્યું અને હજામના ગયા પછી કહ્યું કે 'વાહ ! માસ્તર તો બહુ સારો શોધી કાઢયો!' શ્રીદત્તે ચોવીસ ગુરુ કર્યા હતા,તેમ 'પોતા'-ના ગુરુની યાદી કરવા કોઇ મને કહેશે તો આ ગુરુનું નામ હું પહેલું લખીશ. પ્રાચીનકાળમાં ગુરુની પાસે શીખવું હોય તો એનીજ સેવા કરવી પડતી હતી; પણ આ બિચારો ગુરુ તો આપની સેવા કરે છે,માટે એનું નામ પહેલું જોઇએ.'

આ પ્રમાણે મોટી વયે એક સાધારણ માણસની મદદ લઇને પોતે બંગાળી શીખ્યા; એટલુંજ નહિ પણ પોતાનાં પત્ની રમાબાઈને પણ બંગાળી શીખવ્યું.

ભારતવર્ષમાં કેળવાયલાં સ્ત્રી-પુરુષોએ પોતાની ભાષા ઉપરાંત બીજા પ્રાંતોની ભાષા શીખવાનો પણ પ્રયાસ કરવો જોઇએ. હિંદુસ્થાનની એકતા સારૂ, એકબીજાનાં હૃદય ઓળખવા સારૂ એની આવશ્યકતા છે. અમારા અનેક ગુજરાતી બંધુઓ કલકત્તામાં ઘણાં વર્ષ સુધી રહ્યા છતાં બંગાળી ભાષા અને સાહિત્યનો અભ્યાસ નથી કરતા, એ શોચનીય છે.

## १२८—माइकल एन्जेलोनी नोकरप्रत्ये दया

જગતમાં સૌથી મોટું દેવળ સેઇન્ટ પીટરનું મનાય છે. રોમ નગરમાંના એ દેવળનું નિર્માણ મહાન શિલ્પી માઇકલ એન્જેલોની યોજના પ્રમાણે થયું હતું. બીજી પણ અનેક સુંદર મૂર્તિઓ એન્જેલોની શિલ્પકળાની નિપુણતાની સાક્ષી પૂરતી આજદિનપર્યંત યૂરોપમાં વિદ્યમાન છે.

એ પ્રસિદ્ધ શિલ્પી નોકરોના ઉપર ઘણીજ દયા રાખતો હતો. એના એક નોકરે ૨૬ વર્ષ સુધી લાગલાગટ નિમકહલાલીથી એની નોકરી કરી હતી. એનું નામ અરબીનો હતું. વૃદ્ધાવસ્થામાં અંગ શિથિલ થઇ ગયાં, કામકાજ કરવાની શક્તિ રહી નહિ, મૃત્યુ નજદીક દેખાવા લાગ્યું, ત્યારે માઇકલ એન્જેલોએ રાત્રિદિવસ તેની શુશ્રૂષા કરી. આ પ્રમાણે તેણે પોતાના દયાભાવનો પરિચય આપ્યો. યૂરોપમાં એક સુંદર ચિત્ર પ્રચલિત છે, જેમાં અરબીનોને મૃત્યુશય્યામાં પડેલો દેખાડવામાં આવ્યો છે અને તેનો શેઠ નીચો નમીને પ્રેમપૂર્વક તેની તરફ જોઇ રહ્યો છે.

જેવી રીતે આપણે નોકરો પાસેથી આજ્ઞાપાલન, સેવા અને વિશ્વાસુપણાની આશા રાખીએ છીએ, તેવીજ રીતે નોકરો પણ આપણી પાસેથી દયા અને અનુકંપાની આશા રાખે છે. (ગુલ્ડ)

## १२९—नोकरोए स्वामिनी दयानो वाळेलो बदलो

પ્રાચીનકાળમાં રોમનગરમાં જુલિયસ સીઝરના વખતમાં પ્લેનકસ નામનો એક ધનવાન મનુષ્ય રહેતો હતો. એ સમયમાં ગુલામગીરી પૂરજોસમાં હતી; લોકો બજારમાંથી ઢોર ખરીદે છે, તેમ એ વખતે ગુલામ ખરીદતા અને તેમની સાથે ઘણી વાર તો ઢોરના કરતાં પણ ખરાબ વર્તણુક ચલાવવામાં આવતી. ગુલામી પ્રથાનો પ્રચાર સુધારાની ડીંગ મારતા યૂરોપના કપાળમાં મોટું કલંક છે. અસ્તુ. પ્લેનકસમાં અનેક દોષો હોવા છતાં એક મોટો ગુણ એ હતો કે, એના ગુલામો સાથે એ ઘણી સારી વર્તણુક ચલાવતો. એક પ્રસંગે પ્લેનકસ ઉપર આરોપ મૂકવામાં આવ્યો અને રાજ્ય તરફથી તેને દેહાંતદંડની સજા થઈ. સરકારી સિપાઈઓ તેને પકડવા સારૂ ઘેર ગયા. તેના વફાદાર નોકરોએ તેને ઘરની અંદર એવો સંતાડી દીધો કે પત્તોજ ન લાગે. સરકારી અમલદારોએ તે નોકરોને પુષ્કળ માર માર્યો તથા અનેક પ્રકારનાં દુઃખ દીધાં, પણ એમણે પોતાના સ્વામીને બતાવવાની સાફ ના કહી. પ્લેનકસે પોતાના ગુપ્તનિ-

વાસમાંથી આ બધું જોયું હતું, નિર્દોષ દાસોની ચીસો સાંભળી હતી. પોતાની ખાતર નોકરોને આટલો બધો ત્રાસ અને અત્યાચાર સહન કરવાં પડે, એ તેને અનુચિત લાગ્યું. હવે એ બહાર આવ્યો, રાજ્યના અમલદારોને શરણે ગયો અને જણાવ્યું કે, હું મોતની સજા ભોગવવા તૈયાર છું. આ બનાવથી રોમના રાજ્યકર્તાઓનું હૃદય પીગળ્યું. એમણે કહ્યું કે, જે માલિકને ઘરના નોકરો આટલા બધા ચાહે છે, તેનો જીવ લેવાનું અમે વ્યાજબી ધારતા નથી.

આ પ્રમાણે ગુલામોપ્રત્યે સદ્‌વર્તન ચલાવ્યાથી પ્લેનકસની જીંદગી બચી.

(ગુજ઼ડ)

## ૧૩૦—ज्यॉर्ज स्टीवन्सननो भगिनीप्रेम

જ્યૉર્જ સ્ટીવન્સન ઇંગ્લૅંડનો પ્રસિદ્ધ ઍન્જીનિયર હતો. દુનિયામાં સૌથી પહેલું સ્ટીમ ઍન્જીન એણે બનાવીને લિવરપૂલ અને મૅન્ચેસ્ટરની વચ્ચે દોડાવ્યું હતું.

સ્ટીવન્સનને એક બહેન હતી. તેનું નામ નેલ હતું. બાલ્યાવસ્થામાં એક વાર એ બહેનની સાથે ન્યુકેસલ નગરમાં ગયો હતો. ત્યાં એક દુકાનમાં બહેને એક ટોપી જોઇ. ટોપી ગમી ગઇ, પણ કિંમત પૂછતાં માલૂમ પડ્યું કે, પોતાની પાસે જેટલા પૈસા હતા, તેના કરતાં તેની કિંમત પંદર પેન્સ વધારે હતી. બહેનને નિરાશ થતી જોઇને જ્યૉર્જ સ્ટીવન્સને કહ્યું કે ‘ નેલ! કાંઈ પરવા ન કરતી. હું હમણાં તારે સારૂ પૈસા લઇ આવું છું. હું આવું ત્યાંસુધી તું અહીંજ ઉભી રહેજે. ’

જ્યૉર્જ ભીડમાં ચાલ્યો. નેલે ઘણી વારસુધી વાટ જોઇ. કદી એને ચિંતા પણ થઈ આવતી કે, જ્યૉર્જ ક્યાં ચાલ્યો ગયો હશે ? ખોવાઈ તો નહિ ગયો હોય ! એટલામાં જ્યૉર્જ ઉમંગભેર દોડતો દોડતો આવ્યો અને કહ્યું કે ‘બહેન! હું તારી ટોપી સારૂ પૈસા લઇ આવ્યો છું. ’

‘ પણ તને પૈસા ક્યાંથી મળ્યા ? ’

‘ નેલ! એક સદ્‌ગૃહસ્થનો ઘોડો પકડીને. ’

બહેને ટોપી ખરીદી અને વહાલી બહેનની ઈચ્છા પૂરી કર્યાથી જ્યૉર્જને પણ ઘણોજ સંતોષ થયો.

(ગુજ઼ડ)

## १३१—न्यायी काजी सुराजुद्दीन

દિલ્હીનો બાદશાહ ગિયાસુદ્દીન એક સમયે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતો હતો. એવામાં અકસ્માત્ એક તીર છૂટીને એક છોકરાને વાગ્યું અને એ મરી ગયો. એની ગરીબ માતાએ કાજી સુરાજુદ્દીનની પાસે એ વિષયમાં ફરિયાદ નોંધાવી. કર્તવ્યપરાયણ કાજીએ રાજાને એ ફરિયાદની ખબર આપીને પોતાની અદાલતમાં હાજર રહેવાનું હુકમનામું કાઢ્યું. રાજા એક નાની તલવારને કપડામાં સંતાડીને અદાલતમાં ગયા. કાજીએ અદાલતનું સન્માન સંપૂર્ણપણે જાળવ્યું. રાજાને કોઇ પણ પ્રકારની 'તાઝિમ' ન આપી અને સાધારણ ગુન્હેગારની પેઠે ઉભો રાખી, તેની વિરુદ્ધ આરોપ જણાવી દીધો. રાજાએ અજાણતાં થયેલા અપરાધનો સ્વીકાર કર્યો અને એ વિધવાની ક્ષમા માગી તથા પુષ્કળ ધન આપી રાજીનામું કરાવ્યું અને કાજીને એ વાત જણાવી. કાજીએ મુકદ્દમામાંથી રાજાને મુક્ત કર્યો.

ત્યારપછી કાજી ન્યાયાસન ઉપરથી ઉઠીને આગળ આવ્યો અને નીચા નમીને સલામ કરી રાજાનું સન્માન કર્યું. બાદશાહે વસ્ત્રમાં સંતાડી રાખેલી તલવાર બહાર કાઢીને કહ્યું કે “ કાજી સાહેબ ! તમારી આજ્ઞાનુસાર, પવિત્ર કુરાનના કાયદાને માન આપવા સારૂ હું અદાલતમાં આવ્યો હતો. મેં જોયું હોત કે, તમે ન્યાયમાર્ગથી જરા પણ ચળ્યા છો, તો આ તલવારથી તમારૂં શિર છેદી નાખત. મારા રાજ્યમાં આવા ન્યાયાધીશ છે કે જે કુરાનની આજ્ઞા કરતાં કોઇ પણ સત્તાને શ્રેષ્ઠ નથી સમજતા. એ જાણ્યા પછી હું ઈશ્વરને ધન્યવાદ આપું છું.” કાજીએ હાથમાં એક નેતરની સોટી લઇને કહ્યું કે “ હું પણ સર્વશક્તિમાન ઈશ્વરના સોગંદ ખાઇને કહું છું કે, જો આપ કાયદાના હુકમનો સ્વીકાર ન કરત તો હું આ નેતરથી તમારા બરડાની ખબર લઇ લેત. આજ ઇશ્વરની કૃપાથી આપણે બન્ને પરીક્ષામાં સારી રીતે પાસ થઇ ગયા. ”

## १३२–कार्यनी उत्तमतामाटे जीव आपनारो कारीगर

પૅરિસમાં એક શિલ્પી રહેતો હતો અને પૂતળાં બનાવવાનું કામ કરતો હતો; પરંતુ એને ઉત્તેજન મળતું નહિ હોવાથી દરિદ્રાવસ્થામાં જીવન ગાળી રહ્યો હતો. બીજાઓની પેઠે એનાં પૂતળાં સારે ભાવે વેચાતાં નહિ, પણ શિલ્પ-કળામાં એને ખરો રસ હતો. આખું જગત જેની પ્રશંસા કરે એવું એક સરસ કળામય પૂતળું બનાવવાની તેને ધગશ લાગી હતી. પ્લેસર માટીમાંથી તેણે એક સ્ત્રીની મૂર્તિ ઘડી. એ ઋતુ શિયાળાની હતી, ટાઢ કડકડતી પડતી હતી. પ્લેસર ઉપર ઠંડીની અસર ઘણી ખરાબ થાય છે, મૂર્તિને ઝાકળ લાગી જાય તો મૂર્તિ બગડી જાય છે. પોતાનું કામ ન બગડે એની એને અતિશય કાળજી હતી. મૂર્તિને ઠંડીથી બચાવવા માટે તે શિલ્પીએ પોતાનો ગરમ ઓવર-કોટ એના ઉપર ઢાંકયો અને પોતે એ ઠંડી રાત્રિમ થાકયો–પાકયો ઉઘાડો સૂઇ રહ્યો. એમાંજ એનું મૃત્યુ થયું. એના મિત્રોએ ત્યારપછી એ પ્લેસરની મૂર્તિની નકલ જસતમાં ઉતરાવી લીધી, કે જેથી લોકો જોઈ શકે. આ સુંદર મૂર્તિની ખાતર કારીગરે પોતાનો જીવ સમર્પણ કર્યો હતો. કેવળ ધનની ખાતર નહિ પણ સાચા પ્રેમથી અને ખરી ધગશથી સાહિત્ય, સંગીત કે કળાનાં જે કામ થાય છે, તેમાંજ ખરૂં સૌંદર્ય આવે છે અને એવી કૃતિઓના રચ-નારાઓનો યશ ચિરંજીવ હોય છે.

## १३३–न्यायी शासनकर्ता मनरो

પ્રથમ મ્હૈસુર યુદ્ધમાં બારમહલ ઇલાકા ઉપર ઇસ્ટ ઇંડિયા કંપનીનો અ-ધિકાર જામ્યા પછી સર ટૉમસ મનરોના ઉપર તેની વ્યવસ્થાનો ભાર આવી પડ્યો. દયા, સાચી સહાનુભૂતિ અને ઉદારતાના ગુણને લીધે આ દેશના લોકોની ભક્તિ અને પ્રેમ એમણે સંપાદન કર્યાં હતાં. આપણા દેશના લોકો ઉપર એમને ઘણો પ્રેમ હતો. આપણા ગુણોને ખુલ્લી રીતે જાહેર કરતાં એ સંકોચાતા નહિ. એક વાર એમણે કહ્યું હતું કે "ભારતવર્ષ અને ઇંગ્લૅંડના સાધારણ લોકો-ના સ્વભાવ અને સદ્‌ગુણોની આપ–લે કરવામાં આવે તો એના બદલામાં ભારત-વર્ષ કરતાં ઇંગ્લૅંડનેજ વધારે ફાયદો થાય."

વાત ખરી છે કે, સામાન્ય વર્ગના ભારતવાસીઓ યૂરોપના એજ વર્ગના લોકો કરતાં વધારે સાચાબોલા, સહનશીલ, નીતિમાન, સંતોષી અને સદાચારી હોય છે.

આપણા દેશના લોકો અંગ્રેજોના સમાગમમાં આવ્યા પછી વધારે ઉદ્યમી અને કાર્યકુશળ બને એવી મનરો સાહેબની ખાસ ઇચ્છા હતી. એમણે સ્પષ્ટ કહ્યું હતું કે, કોઈ પણ જાતિને સુધારવી અને સાથે સાથે એને પરદેશી રાજ્યની ધુંસરી નીચે પરાધીનતાની હલકામાં હલકી સ્થિતિએ રાખવી, એ બે વાત એકબીજાની સાથે મેળ ખાય એવી નથી–અર્થાત્ તમે પોતાના હાથ નીચેની પ્રજાને ઉન્નતિને માર્ગે લઇ જવા માગતા હો તો એને ધીમે ધીમે સ્વતંત્ર બનાવો.

એ ઉદાર નીતિને અનુસરીને એમણે અનેક ભારતવાસીઓને ઉંચા અધિકાર આપ્યા હતા.

એ વખતમાં કંપની સરકારના અમલદારો વેપાર કરતા હતા અને સત્તાનું દબાણ કરીને પોતાની મરજી પ્રમાણે સસ્તે ભાવે રૈયત પાસેથી માલ ખરીદ કરતા હતા. સર ટૉમસ મનરોએ એ રિવાજનો બહુજ વિરોધ કર્યો હતો.

# १३४–आर्योंना साचा महापुरुष केवा होय छे ?

## (મહાત્મા રામકૃષ્ણ પરમહંસનું નિરભિમાન)

એક દિવસે શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ એક સદ્‌ગૃહસ્થને ઘેર ગયા. ત્યાં આગળ પ્રસિદ્ધ નૈયાયિક દીનબંધુ ન્યાયરત્ન આવેલા હતા. પરમહંસદેવે તેમને જોતાંવારજ પ્રણામ કર્યા; પરંતુ ન્યાયશાસ્ત્રવિશારદ મહાશયે તેમને પ્રણામ ન કરતાં કહ્યું કે 'આપ શું મારેમાટે પ્રણામ કરવા યોગ્ય છો ?' પરમહંસે કહ્યું કે 'હું તો બધાનો દાસ છું, બધા મારે પ્રણામ કરવા યોગ્ય છે.' પંડિતે કહ્યું કે 'મેં જે પ્રશ્ન પૂછ્યો તેનો ઉત્તર આપો. આપ મારેમાટે પ્રણામ કરવા યોગ્ય છો કે નહિ ?' પરમહંસદેવે નમ્રતાપૂર્વક કહ્યું કે 'આ સંસારમાં બધી વસ્તુઓ કરતાં હું અધમ છું, હું બધાનો દાસાનુદાસ છું, બધાને મારે પ્રણામ કરવા જોઇએ.' પંડિતજીએ કહ્યું કે 'તમે મારૂં તાત્પર્ય સમજ્યા લાગતા નથી. આપને જનોઇ નથી, એટલે આપ બ્રાહ્મણના નમસ્કાર લેવા યોગ્ય નથી; એમ છતાં આપ સંન્યાસી હો તો આપને પ્રણામ કરી શકું. માટેજ પૂછું છું કે, આપ શું સંન્યાસી છો ?' નિરભિમાની પરમહંસદેવે પોતાના મુખે એમ પણ કહ્યું નહિ.

# १३५–श्रीमती रमाबाइनुं पोणोसो रूपियानुं अथाणुं

શ્રીયુત રાનડે પોતાનાં પત્ની સાથે ઈ. સ. ૧૮૮૪–૮૫માં સતારા જીલ્લામાં સરકારી કામે પ્રવાસે નીકળ્યા હતા. રસ્તામાં રાનડે તો પગે ચાલતા આગળ નીકળી પડયા અને રમાબાઇને ગાડી જોડાવીને પાછળ આવવા કહ્યું. ગાડી તૈયાર થાય એટલી વાર રમાબાઇને રમુજ સૂઝી. એક આંબાના ઝાડને સરસ કેરીઓ આવી રહી હતી. ઝાડ ઉપરથી પાડીને તાજાં ફળ ખાવામાં એક ખાસ પ્રકારનો આનંદ આવે છે. રમાબાઈને એ આનંદ લેવાની ઇચ્છા થઇ અને ગાડીવાનની ચાબુકવડે બે–ત્રણ ફટકા માર્યા, તેથી પાંચ–પચીસ કેરીઓ નીચે પડી. હવે તો એમનો લોભ વધ્યો અને ચાબુકનો એક એવો સપાટો માર્યો કે ચાબુકનો છેડો બંગડીને લાગીને ચાબુકની સાથે બંગડી પણ ઉડી ગઇ. આની તરત ખબર પડી; પણ તે ક્યાં પડી, તે દેખાઇ નહિ. એમણે તથા સિપાઇએ ઝાડની નીચે તથા આસપાસ ઘણીયે શોધ કરી, પણ પત્તો લાગ્યો નહિ. એના ઉપર પગ આવી જવાથી ધૂળમાં એવી દબાઇ ગઇ કે ગમે તેટલી શોધ કર્યા છતાં પણ પત્તો નજ લાગ્યો.

એટલામાં ગાડી તૈયાર થઇને આવી, એટલે રમાબાઈ એમાં બેસીને આગળ ગયાં. આ વખતે એમને ઘણોજ પશ્ચાત્તાપ થતો હતો. બંગડી શોધવા જતાં વાર થવાથી પતિને ઘણે દૂર સુધી પગે ચાલવું પડ્યું હશે, તેની પણ તેમને ચિંતા થઇ. પતિને મળતાં બધી હકીકત કહી, ત્યારે રાનડેએ શાંતિપૂર્વક કહ્યું કે 'તેં બીજાની કેરીઓ પૂછ્યા વગર પાડી એ ખોટું કર્યું; માટે તને શિક્ષા થાય અને ફરીથી આવું નહિ કરવાનું યાદ રહે એટલા માટે બંગડી ખોવાઇ છે. હવે હું એ બંગડીની શોધ કરાવીશ નહિ ને નવી પણ કરાવીશ નહિ; એટલે તને યાદ રહેશે.'

રમાબાઇને બંગડી ખોવાયાથી ઘણોજ ખેદ થયો. એ ખેદ દૂર કરવા રાનડેએ સાંજે જમવા બેસતી વખતે વિનોદમાં રસોઇઆને કહ્યું કે 'આજ સવારનું પોણોસો રૂપિયાનું અથાણું તો પીરસવા લાવ.'

શેનું અથાણું અને શેની વાત? કેરીઓ એમ ને એમ પડી રહી હતી. પત્નીને ખિન્ન જોઇને રાનડેએ કહ્યું કે "બંગડી ખોવાઈ તેમાં આટલું બધું ખિન્ન થવાની જરૂર નથી. મારાથી પણ આજે તારા જેવીજ એક વાત બની છે. આજ બપોરે મારી તપખીરની દાબડી ખોવાઈ છે. મારી એક વસ્તુ ખો-

વાઇ અને તારી પણ ખોવાઇ. તું કહીશ કે તે તો જસતની હતી, તેની તે શી કિંમત ? પણ ઉપયોગની દૃષ્ટિએ જોતાં અત્યારે દાબડી વધારે કામની અને કિંમતી હતી; કારણ કે એ વિના ચાલશે નહિ. કોઇ પણ વસ્તુ ખોવાય તો સાવધાનીની ખામી હોવાનો દોષ લાગે છે; માટે એવો દોષ ન થાય તેની સંભાળ રાખવી જોઇએ, પણ આમ આખો દિવસ ઉદાસ થઇને બેસી રહ્યાથી શો લાભ ? હસી રમીને સમાધાનીથી રહેવું, એટલે બીજાઓને પણ ઠીક લાગે."

ત્યાર પછી એ ખોવાયલી વસ્તુનું નામ પણ રાનડેએ દીધું નથી.

# ૧૩૬–પ્રિન્સ આલ્બર્ટની મહેમાનની લાગણીમાટે કાળજી

ઇંગ્લંડના પ્રિન્સ આલ્બર્ટે એક દિવસ પોતાના એક ગરીબ પણ યોગ્ય મિત્રને જમવાનું આમંત્રણ આપ્યું. એ ગરીબ માણસ બાલ્યાવસ્થામાં પ્રિન્સ ઉપર પ્રેમ રાખતો હતો અને પ્રિન્સ પણ પોતાના વૈભવના દિવસમાં એ દીન મિત્રને વિસરી ગયા નહોતા. એ મિત્ર ગામડાનો રહેવાસી હતો. ગામડાના લોકો શહેરીઓની સભ્યતા જાણતા હોતા નથી. વિલાયતમાં સુધરેલા લોકો છરી અને કાંટા બેની મદદથી ખાય છે; પણ આ ગામડીઆને પોતાના ઘરમાં એકલી છરીથીજ ખાવાનો અભ્યાસ હતો. શાહજાદાના મેજ ઉપર પણ એણે પોતાની ગ્રામ્ય પદ્ધતિથી જમવાનું શરૂ કર્યું. પ્રિન્સ આલ્બર્ટનું ધ્યાન એ તરફ ગયું, એટલે એમણે પણ તરતજ કાંટો છોડી દીધો અને છરીથીજ ખાવાનું શરૂ કર્યું. રાજકુટુંબનાં બાળકોને આથી આશ્ચર્ય લાગ્યું અને તેઓ હસવા લાગ્યાં; પણ પ્રિન્સ આલ્બર્ટે કરડી આંખે તેમની સામું જોયાથી તેઓ શાંત થઇ ગયાં. મહેમાનના ગયા પછી બાળકોએ પૂછ્યું કે 'બાપુ! તમે કાંટાનો ઉપયોગ કેમ ન કર્યો ?'

પ્રિન્સે ઉત્તર આપ્યો કે 'એમ કર્યાથી મારો મિત્ર છોભો પડી જાત. એને કાંટાનો ઉપયોગ કરતાં આવડતું નહિ હોવાથી એ ગભરાઇ જાત; મારા દેખાદેખી એને પણ એવું કરવું પડત અને એમાં એને અગવડ થાત.'

પ્રિન્સ આલ્બર્ટનું આ આચરણ એમની સભ્યતાનો સારો પરિચય આપે છે.

## ૧૩૭–બેજ ઘડીમાં બ્રહ્મપ્રાપ્તિ કરવાની કળા

એક વાર મહારાજા જનકે એક સભા ભરીને મોટા મોટા વિદ્વાનોને તેડયા અને પ્રશ્ન કર્યો કે, એવો ઉપાય બતાવો કે જેથી બે કલાકમાં ઈશ્વરપ્રાપ્તિ થઈ જાય. એ વખતે ત્યાં ઘણા પંડિતો હાજર હતા. અષ્ટાવક્રજીના પિતા પણ ત્યાં હતા. અષ્ટાવક્ર બહારથી ઘેર આવ્યા અને પિતાજી ન જણાયા, ત્યારે માતાને પૂછતાં ખબર પડી કે, આજ જનકરાજાને ત્યાં મોટી સભા છે. અષ્ટાવક્ર પણ એ સભામાં ગયા. ત્યાં એમને જોઇનેજ સભાના લોકો હસવા લાગ્યા, પણ અષ્ટાવક્ર એથી છોભા ન પડતાં બમણા હસ્યા; એટલે સભાસદોએ એમને પૂછ્યું કે 'તમે શા સારૂ હસ્યા?' અષ્ટાવક્રે એમને ઉલટો સવાલ પૂછયો કે 'તમે શું જોઇને હસ્યા?' સભાસદોએ કહ્યું કે 'અમે તો આપનાં આઠે અંગ વાંકાં જોઇને હસ્યા.' ત્યારે અષ્ટાવક્રે જણાવ્યું કે 'હું એટલા માટે હસ્યો કે હું વિદ્વાનોની મંડળીને બદલે ચમારો સમક્ષ આવ્યો છું, એમ મને લાગ્યું; કારણકે હાડકાં અને ચામડાંની પરીક્ષા ચમારોજ કરે છે.' એ સાંભળીને રાજાને લાગ્યું કે, આ સાચો બ્રહ્મજ્ઞાની છે. એણે અષ્ટાવક્રનો ઘણો આદરસત્કાર કર્યો અને પોતાનો પ્રશ્ન પૂછયો. અષ્ટાવક્રે કહ્યું કે 'હું આપને બે ઘડીમાંજ ઈશ્વરપ્રાપ્તિ કરાવી દઉં તો શું આપો?' જનકે કહ્યું કે 'મારૂં આખું રાજ્ય આપી દઉં.' અષ્ટાવક્રે કહ્યું કે "શું રાજ્ય આપનું છે? જન્મતી વખતે એ રાજ્યને સાથે લાવ્યા હતા? આપ શું બીજાઓની પેઠે ખાલી હાથે 'ઉંઆઉં, ઉંઆઉં,' કરતા ઉત્પન્ન નહોતા થયા?" જનકે કહ્યું કે 'હે મહારાજ! રાજ્ય સિવાય તો મારી પાસે બીજું કાંઇ નથી. હું શું આપું?' અષ્ટાવક્રે કહ્યું કે 'આપ આપની પોતાની વસ્તુ આપો.' ત્યારે મહારાજા જનકે કહ્યું કે 'મારી પાસે બીજું કાંઇ નથી.' અષ્ટાવક્રે કહ્યું કે 'આપનું મન આપો, એટલે હું આપને ઈશ્વર સાથે મેળાપ કરાવી દઇશ.' બસ જે વખતે જનકરાજાએ પોતાના મનને સ્થિર કર્યું, તેજ વખતે એમને બ્રહ્માનંદનો અનુભવ થવા લાગ્યો અને ઘણોજ આનંદ પ્રાપ્ત થયો.

ઉપનિષદ્‌માં કહ્યું છે કે, એ એક બ્રહ્મ મનના શાંત થવાથીજ જાણી શકાય છે, બીજા કશાથી નહિ.

## १३८–राजा जनक अने देहाभिमाननो त्याग

### ( રાજા જનક )

એક વાર મહારાજા જનકના મંત્રીએ એમને પૂછ્યું કે 'મહારાજ ! આપ દેહધારી હોવા છતાં પણ વિદેહી કેમ ગણાઓ છો?' મહારાજે ઉત્તર આપ્યો કે 'આનો ઉત્તર થોડા દિવસ પછી આપીશ. કેટલાક દિવસ પછી મહારાજાએ એક દિવસ મંત્રીને ભોજનનું આમંત્રણ આપ્યું અને ભોજન સારૂ બધા પદાર્થ એવા બનાવ્યા, કે જેમાં મીઠું નહોતું નાખ્યું. મંત્રીજી ભોજન કરે તે અગાઉ રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે 'આજ ચાર વાગ્યે મંત્રીને ફાંસી દેવામાં આવશે.' વળી ઢંઢેરો પીટનારને કહી દીધું કે 'મંત્રીજીને બારણે જઇને ત્રણ વાર જોરથી સાદ પાડજે કે જેથી એ બરોબર સાંભળે.' થયું પણ એમજ. મંત્રીએ મહારાજાનો ઢંઢેરો સાંભળ્યો, પણ રાજાની આજ્ઞા હોવાથી બે વાગ્યે ભોજન કરવા પણ જવું પડયું. રાજાએ ઘણા આદરપૂર્વક એને ભોજન કરાવ્યું. મંત્રીજી ભોજન કરી રહ્યા એટલે જનકે પછ્યું કે 'મંત્રીજી! આપ કહો તો ખરા કે આજનું ભોજન કેવું હતું ? દરેક વાનીમાં મીઠું કેટલું અને કેવું પડયું હતું ? એનો ઠીક ઉત્તર આપશો તો સૂળીની સજા માફ કરી દઇશ.'

મંત્રીએ કહ્યું કે 'મહારાજ ! મને મૃત્યુના ભયને લીધે કાંઈપણ ભાન રહ્યું નથી કે મીઠું વધારે હતું કે ઓછું. હું શું કહું ?' મહારાજા જનકે કહ્યું કે 'તમને સૂળીએ ચઢાવવાનો વખત ચાર વાગ્યાનો હતો અને બે વાગ્યે આપ ભોજન કરવા બેઠા હતા. બે કલાક જીવવાની પૂર્ણ આશા હતી, છતાં આપને મીઠાનું ભાન રહ્યું નહિ. શરીર, સ્મરણશક્તિ, જીભ વગેરે બધું કાયમ રહેવા છતાં પણ આપને મીઠું છે કે નહિ તેનું પણ ભાન ન રહ્યું. તમે બે કલાકનો સમય હોવા છતાં છતા દેહે દેહભાનવગરના થઇ ગયા, તો મને તો એક પળની પણ ખાત્રી નથી; અને તેથીજ હું સદા વિદેહી રહું છું.'

---

## १३९–केळवायेली मातानी संतान उप असर

---

એક સમયે ભોજરાજા પોતાના રાજ્યની પાઠશાળાના વિદ્યાર્થીઓની પરીક્ષા લેતા હતા. બધા બ્રહ્મચારીઓની પરીક્ષા લઇ ચૂકયા પછી રાજા એક બ્રહ્મચારી પાસે ગયા; એટલે એ બ્રહ્મચારીએ તરતજ એક શ્લોક રચીને રાજાને સંભળાવ્યો:–

त्वद्यशो जलधौ भोज निमज्जनभयादिव ।
सूर्येन्दु बिम्बमिषतो धत्ते तुम्बिद्वयं नमः ॥

અર્થાત્ હે મહારાજ! આકાશ આપના યશરૂપી સમુદ્રમાં ડૂબવાના ભયથી સૂર્ય અને ચંદ્ર બન્નેને તુંબડાં બનાવીને રહ્યો છે.

એ સાંભળીને મહારાજા એ બાળકની કાવ્યશક્તિ જોઈને પ્રસન્ન થયા અને અધ્યાપકને પૂછ્યું કે 'આ બાળક આટલો બધો ચતુર કેમ છે?' અધ્યાપકજીએ ઉત્તર આપ્યો કે 'મહારાજ! આ બાળકની માતા સંસ્કૃત ભણેલી છે અને પરમવિદુષી છે. બાળકે ઘર આગળ માતાની પાસેજ સાહિત્યનો થોડો અભ્યાસ કર્યો છે.'

# ૧૪૦–संत इसिद्रोनी जनसेवा

સેંકડો વર્ષ પૂર્વે સ્પેન દેશમાં એક ગરીબ ખેડુત રહેતો હતો. તેનું નામ ઇસિદ્રો હતું. ધન–વૈભવમાં દરિદ્ર હોવા છતાં એનું હૃદય ઘણું ઉદાર હતું. ધનવાનો ધનથી જેટલી સેવા નથી કરી શકતા, તેટલી ગરીબ મનુષ્યો ખરી લાગણીથી તનવડે કરી શકે છે. ઇસિદ્રો પોતાના ગામના ખેડુત બંધુઓને સહાયતા આપવા સદા તત્પર રહેતો. એમને પાણીની તંગી હોય તો પોતે કૂવો ખોદી આપતો. એમને દારૂ ભરવા સારૂ ભોંયરાની જરૂર હોય તો પોતે જમીન ખોદીને ભોંયરૂં બનાવી આપતો. દરરોજ સવારે એ ખેતરોમાં જઇ પક્ષીઓને દાણા નાખતો અને પ્રભુનાં ગીત ગાતો.

એના માયાળુ સ્વભાવ અને ઉદાર હૃદયને લીધે ગામના બધા લોકો એનાપ્રત્યે બહુ ભક્તિ ધરાવતા અને એને 'સાધુ ઇસિદ્રો' નામથી ઓળખતા. હજુ પણ એ સ્પેનમાં સાધુતરીકે પૂજાય છે અને એની દૈવી શક્તિના ચમત્કારોની ઘણી કથાઓ એ દેશમાં પ્રચલિત છે. દાન, પરોપકાર, સજ્જનતા અને દુઃખીઓની સાથે સહાનુભૂતિ, એ બધા ગુણો ધરાવનાર મનુષ્યમાં દૈવી શક્તિઓનો વિકાસ થયો હોય તો એમાં આશ્ચર્ય પણ શું છે!

## १४१–नेपोलियननी सुंदर शिखामण–बीजाने मान आपो.

એક દિવસ ફ્રાન્સ દેશનો બાદશાહ મહાન નેપોલિયન એક સન્નારીની સાથે ફરવા જઈ રહ્યો હતો. એટલામાં ભારે બોજો માથે ઉંચકીને જતો એક માણસ એમને મળ્યો. નેપોલિયનની સાથે જનારી રમણી કાંઇ જેવી તેવી તો હશેજ નહિ. એના મનમાં પોતાની પદવીનું અભિમાન હતું. એણે ધાર્યું કે, એ મજુર આઘો ખસીને ઘણોયે ચાલ્યો જશે. આમ વિચારીને એ સાંકડા રસ્તાના વચલા ભાગમાં ઉભી રહી. નેપોલિયનને આ વર્તણુક અસભ્ય લાગી. એણે રમણીને આઘી ખસેડીને કહ્યું કે, મૅડમ! બીજાને માન આપો. પેલો મજુર સરળતાથી ચાલ્યો ગયો. આ પ્રમાણે એણે એ તુમાખી રમણીનો મીજાજ ઠેકાણે આણ્યો.

એ ફ્રેન્ચ રમણીના જેવી ભૂલ આપણે હમેશાં કરીએ છીએ. માથા ઉપર થેલો કે પેટી મૂકીને જનારા મજુરને ખસી જવા હુકમ આપીએ છીએ અને હાથમાં નાજુક સોટી લઇને ચાલનારા આપણા સુકુમાર દેહને જરા ખસી જવાનો શ્રમ આપતા નથી. રબરટાયરની ગાડી કે મોટરમાં બેઠા હોઇએ અને સામેથી પુષ્કળ ભાર ભરેલો ખટારો આવતો હોય, તો ખટારાવાળો આપણે સારૂ માર્ગ કરે એવી ઇચ્છા રાખીએ છીએ અને એ બિચારો એમ ન કરે તો આપણા સભ્ય મુખમાંથી એને 'ગામડીઓ' 'મૂર્ખ' આદિ વિશેષણોથી વધાવીએ છીએ. એવે સમયે નેપોલિયનનું 'બીજાને માન આપો' એ વાકયનું સ્મરણ કરવું જોઇએ.

## १४२–महाराणी मेरी अने गामडीओ

મહારાણી મેરીની રોગીઓપ્રત્યે ઘણી સહાનુભૂતિ છે. અનેક વાર તેઓ હૉસ્પીટલની મુલાકાતે જાય છે અને રોગી તથા દુઃખી મનુષ્યોની સાથે પ્રેમપૂર્વક વાતચીત કરીને તેઓને શાંત કરે છે. એક વખત હૉસ્પીટલમાં એક ગામડીઓ માંદો પડયો હતો. એણે આવા રાજવંશીઓને કદી પણ જોયેલાં નહિ, તેથી રાજા–રાણીના આવવાના સમાચાર મળ્યા, ત્યારે એ ગભરાયો અને એણે કહ્યું કે, બાદશાહથી તો હું બહુ બીતો નથી; પણ મહારાણી સાહેબ પધારશે, ત્યારે હું એમના દરજ્જાને છાજે એવી સભ્યતાપૂર્વક વાતચીત કેવી રીતે કરીશ? એટલામાં તો મહારાણી તેની પાસે ગયાં અને તેની સાથે પ્રેમપૂર્વક વાર્તાલાપ કર્યો. રાણીની સરળતા જોઇને એના મનમાંની બધી બીક

ચાલી ગઇ અને એમના ગયા પછી પોતાના સાથીઓને કહેવા લાગ્યો કે 'મહારાણી તો જાણે મારાં માતુશ્રી મારી પાસે આવીને ઉભાં હોય એવાંજ મને લાગ્યાં.' તેની માતા એક મજબૂત બાંધાની, ભારે હાથવાળી, ગામડિયણ પણ અતિ સ્નેહાળ ભૂરી આંખવાળી સ્ત્રી હતી તથા તેની બાબતમાં તેની અને રાણી વચ્ચે મળતાપણું છે ખરૂં, એમ બધાએ કબૂલ કર્યું.

( 'સ્ત્રીબોધ' ઉપરથી )

## ૧૪૩–રાનડેની કુટુંબીઓ તથા નોકરોમાટે કાળજી

ઘણા મનુષ્યો મોટી પદવી પામ્યા પછી અભિમાની થઈ જાય છે. ગરીબ સગાં-સંબંધીઓની ખબર-અંતર રાખતાં તેમને શરમ આવે છે; પણ ખરા મહાનુભાવ પુરુષોની મહત્તા તો પદવૃદ્ધિની સાથે વધતીજ જાય છે.

ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેને એવી ટેવ હતી કે, ગમે તેટલો દૂરનો સગો કે નોકર ઘરમાં માંદો છે, એવા સમાચાર કાને પડતાં તરતજ માંદા માણસના ઓરડામાં પોતે જઇ ખબર પૂછતા અને દાક્તરને બોલાવી દવાની વ્યવસ્થા કરતા. પત્ની રમાબાઇને ખાસ આગ્રહ કરતા કે, એની માવજતનો ભાર નોકર–ચાકરો ઉપર ન સોંપતાં તું પોતેજ દેખરેખ રાખજે. તે પણ માણસ સાજો થતાં સુધી દરરોજ બે વખત તેની ખબર પૂછવાનું ભૂલતાં નહિ.

રમાબાઇને એથી ઘણું આશ્ચર્ય લાગતું કે, આટલા બધા સરકારી કામમાં તથા લોકસેવાનાં અનેક મહત્ત્વનાં કાર્યોમાં નિમગ્ન રહેવા છતાં એમને આવી નજીવી વાતોસંબંધી વખતોવખત પૂછવાનું યાદ કેમ રહે છે? એક વાર તેમણે પોતાના મનની એ શંકા સરળ હૃદયે પતિ આગળ પ્રગટ પણ કરી દીધી. રાનડેએ ઉત્તર આપ્યો કે "કોઇ પણ કામનું સ્મરણ રહેવાનો આધાર તે કામ માટે આપણને કેટલી ચિંતા છે તે ઉપર, તેમજ આપણા ઉપર તેની કેટલી જવાબદારી છે તે ઉપર રહેલો છે. જો કાળજી ન હોય તોજ સ્મરણ રહે નહિ. જે વાત અંતઃકરણ સુધી પહોંચી હોય, તેને ઘણું કરીને કોઇ પણ ભૂલી જતું નથી. આપણું મન ઘણા દુઃખથી, ચિંતાથી કે તીવ્ર વેદનાથી પીડાતું હોય, ત્યારેજ યાદ ન આવે; પણ એવો વખત કવચિતજ આવે છે અને આવે તોપણ તે વાતને કોઇ દોષમાં ગણતું નથી."

## १४४–जीवन्मुक्तनुं मन

### (શ્રીરામકૃષ્ણ પરમહંસ)

જે વખતે શ્રીરામકૃષ્ણ પરમહંસદેવને ગળામાં નાસુરનો રોગ થયો હતો, તે વખતે એમને જોવા જનાર શ્રીયુત શશધર તર્કચૂડામણિએ કહ્યું કે "આપના જેવા પુરુષ મનને એકાગ્રપણે રોગવાળા ભાગ ઉપર ઠસાવીને કહે કે 'રોગ ચાલ્યો જા, રોગ ચાલ્યો જા' તો દુઃખ મટી જાય. એ પ્રમાણે એકવાર કરી જુઓને ?" પરમહંસદેવે ઉત્તર આપ્યો કે 'તમે પંડિત થઇને આવી વાત શા સારૂ બોલો છો ? જે મન સચ્ચિદાનંદને આપ્યું છે, તેને ત્યાંથી ખસેડીને આ હાડમાંસના ખોખા ઉપર જમાવવું ?' પંડિતજી નિરુત્તર થઇ ગયા; પરંતુ વિવેકાનંદ વગેરે ભક્તો તો હઠ પકડીને બેઠા કે 'અમારી ખાતર આપે દુઃખ દૂર કરવુંજ પડશે.' પરમહંસદેવે એમને કહ્યું કે 'દુઃખ મટાડવું ન મટાડવું એ માને હાથ છે. શું રોગ ભોગવવાની મને ઇચ્છા થાય છે ?' એટલે વિવેકાનંદે કહ્યું કે 'ત્યારે માને કહો કે રોગ મટાડી દે.' પરમહંસદેવે કહ્યું કે 'તુંજ એ પ્રમાણે કહી જોજે. આ મુખે તો એ વાત નીકળશે નહિ.' ગુરુભક્ત શિષ્યો છોડે એવા નહોતા. એમણે અતિશય આગ્રહ કર્યો, ત્યારે પરમહંસદેવે કહ્યું કે 'ઠીક, કહી જોઈશ.' બીજે દિવસે વિવેકાનંદના પ્રશ્નના ઉત્તરમાં પરમહંસદેવે જણાવ્યું કે 'મેં માને કહી જોયું કે આ દર્દવાળા ગળામાંથી ખાતાં તને દુઃખ થતું હશે; ત્યારે માએ તને બતાવીને કહ્યું કે એના મુખવડે હું ખાઇશ.'

---

## १४५–सरदार ग्रेन्टनी उंडी बुद्धि अने [redacted] धारणा

અમેરિકામાં એક વાર લશ્કરી જગ્યાએ ઘોડા ઉપરથી પડયાને સરદાર ગ્રેન્ટને થોડોજ વખત થયો હતો, એવામાં બીજા સ્થળના લશ્કરની સરદારી લેવાનો હુકમ તેને મળ્યો. શત્રુપક્ષનો ત્યાં એવો સખ્ત ઘેરો હતો કે, તે થોડા દિવસમાંજ શરણે જાય એવો સંભવ હતો. રાત્રે દુશ્મનની છાવણીની તાપણીઓથી આજુબાજુની ટેકરીઓ ઝળહળી રહી હતી. સરસામાન લઇ જવા લાવવાનો વ્યવહાર તોડી નાખવામાં આવ્યો હતો. જનરલ ગ્રેન્ટને

દરદ ઘણું થતું હતું; છતાં પણ તેણે લડાઈની તે નવી જગા ઉપર પોતાને લઇ જવાનો હુકમ આપ્યો.

નદીમાં વહાણો ઉપર તથા જંગલમાં માઇલના માઇલ ઘોડા ઉપર, ડોળીમાં અને છેવટે શહેરમાં ચાર માણસની ખાંધ ઉપર તેને તે સ્થળે લઇ જવામાં આવ્યો. એકદમ વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ. નિપુણ નર આવી પહોંચેલો સાંભળીને તેના બળની અસર લશ્કરને થઇ. તે ઘોડા ઉપર ચઢી શકે તે પહેલાં તો તેણે લશ્કરને આગળ ધસવાની આજ્ઞા આપી. ઈંચે ઇંચ જમીન માટે દુશ્મનો લડયા; છતાં થોડા વખતમાં આજુબાજુની ટેકરીઓ યુનિયનના સૈનિકોએ લીધી. આ કાંઇ નસીબની વાત નહોતી, આ કાંઇ પ્રારબ્ધનું પરિણામ નહોતું; પરંતુ ઘવાયલા સરદાર ગ્રેન્ટની ઉંડી બુદ્ધિ અને અડગ ધારણાનુંજ તે પરિણામ હતું. ("આગળ ધસો"માંથી)

## ૧૪૬–राम राखे तेने कोण चाखे?

છેલ્લા જર્મન યુદ્ધસમયે પોતાનો પરાજય પાસે દેખાવા માંડયો, ત્યારે જર્મનોએ પાછા હઠતાં અનેક નગરોનો નાશ કર્યો હતો. એમના ત્રાસથી દુઃખી થઇને એક વખત એક ગામના બધા લોકો નાસી ગયા. આગ અને ભાંગતોડથી નાશ પામેલા એક નગરમાં અંગ્રેજ સૈનિકોએ જોયું કે, એક નિર્દોષ બાળક એકલું ઘસઘસાટ નિદ્રા લઈ રહ્યું છે. આખું નગર પાયમાલ થયું, બધા ભયભીત થઇને નાસી ગયા અને આ દૂધ પીતું બાળક એકલું બચી ગયું; માટે એમાં જરૂર પ્રભુનુંજ વિધાન હશે, એમ ધારીને એ દયાળુ અંગ્રેજોએ તેને ઉપાડી લીધું અને પોતાની સાથે રાખ્યું. અતિપ્રેમથી તેઓ એને લઇને ઘાસની પથારીમાં સૂતા હતા, એવામાં પાછલી રાત્રે જર્મનોના ગોળા પાછા છૂટયા. પેલા બે અંગ્રેજો ઉડી ગયા, તેમના હાથપગ પણ વીખરાઈ ગયા; પણ પેલું બાળક જ્યાં સૂતું હતું, ત્યાંજ સહીસલામત ઘોર નિદ્રામાં પડયું હતું. સવારે બીજા સૈનિકો આવ્યા. તેમણે એને ઉપાડી લીધું અને પાલનપોષણ કર્યું.

આ ભગવાનની અપૂર્વ લીલા નહિ તો બીજું શું ?

# ૧૪૭–કણાદઋષિનો ત્યાગ

ખેડુતો ખેતરનો પાક લણીને લઇ જાય, ત્યારપછી જે કણ પડયા હોય તે વીણી લઇ તે ઉપર મહર્ષિ કણાદ ગુજરાન ચલાવતા; એથીજ એમનું નામ કણાદ પડયું હતું. એવી રીતે એ સાદા અને સૂક્ષ્મ ભોજનનો આહાર કરીને એમણે વૈશેષિક દર્શન લખ્યું હતું. એક દિવસ એ રાજ્યના રાજાને ખબર પડી કે, એની હદના જંગલમાં એક મહાવિદ્વાન ઋષિ ફક્ત ખેતરમાંના દાણા વીણીને પોતાનો નિર્વાહ ચલાવે છે. રાજાએ પુષ્કળ દ્રવ્ય લઈને પોતાના અમલદારોને એ ઋષિની સેવામાં મોકલ્યા. ઋષિ એ વખતે સમાધિમાં હતા. એમણે નેત્ર ખોલતાંવાર રાજાના અમલદારોને જોયા અને એમના આવવાનો ઉદ્દેશ પણ પૂછપાછ કરતાં જણાયો. નિર્લોભ ઋષિએ કહ્યું કે 'તમારા રાજાએ મોકલેલું આ ધન કોઈ ગરીબને આપી દો.' અમલદારને એ વાક્ય સાંભળીને આશ્ચર્ય થયું કે, પોતે તો એક લંગોટીભેર છે, કણ વીણીને પેટ ભરે છે અને ગરીબની વાતો કરે છે. એમના કરતાં તે વળી વધારે ગરીબ કોણ હશે? એમણે જઇને રાજાને એ સમાચાર કહ્યા. રાજાએ સભા ભરીને સભાસદોની સલાહ લીધી. કોઇએ કહ્યું કે 'આપના દરજ્જાને છાજે એવો એ સરપાવ નહોતો.' રાજાએ બીજી વાર બમણું ધન લઇને કારભારીને મોકલ્યા. એ વખતે પણ ઋષિએ એજ ઉત્તર આપ્યો કે, કોઇ દીન-દરિદ્રને એ ધન આપી દેજો. હવે તો રાજા સાહેબ પોતેજ એથી ચોગણું ધન તથા શાલ-દુશાલા વગેરે લઇને મહર્ષિ કણાદની સેવામાં ઉપસ્થિત થયા અને એનો સ્વીકાર કરવાને નમ્રતાપૂર્વક વિનતિ કરી; પરંતુ નિઃસ્પૃહ ઋષિએ પુનઃ કહ્યું કે 'કોઇ કંગાલનેજ આ ધન આપી દો.' રાજાએ હાથ જોડીને કહ્યું કે 'મહાત્માજી! અપરાધ ક્ષમા કરશો. મને આશ્ચર્ય થાય છે કે, આપના પોતાના અંગ ઉપર એક લંગોટીમાત્ર છે, છતાં આપ કહો છો કે આ ધન કોઇ ગરીબને આપી દો. મને તો આપના કરતાં વધારે કંગાલ કોઇ જણાતું નથી.' મહાત્માએ વધારે દલીલ ન કરતાં કહ્યું કે 'કોઇ કંગાલને આ ધન આપી દો.' રાજા લાચાર થઇને મહેલ તરફ પાછો ફર્યો અને રાત્રે પોતાની મહારાણીને એ વૃત્તાંત કહી સંભળાવ્યું. રાણી સમજુ હતી. એણે પતિને ઠપકો આપ્યો કે, એવા તત્ત્વજ્ઞાની મહાત્મા પાસે દ્રવ્ય અને સરપાવ લઇ જવામાં આપે મોટી ભૂલ કરી છે. ત્યાં આગળ જઇને તો કોઇ એવી રસાયનવિદ્યા શીખી આવો કે જેથી અનેક ગરીબોનું કલ્યાણ થાય. હમણાંજ તમે એ ઋષિની પાસે જાઓ.

પત્નીની સલાહ માનીને રાજા રાતોરાત ઋષિની ઝુંપડીમાં ગયો અને

એમના ચરણમાં પડીને દીનતાપૂર્વક કહ્યું કે 'મહારાજ! હું આપને મારા ધન-વૈભવની લાલચ બતાવતો રહ્યો,એ મારો અપરાધ ક્ષમા કરો. આપ મને એવી કોઈ રસાયનવિદ્યા બતાવો, કે જેથી મારા રાજ્યના દીન લોકોનું પાલન થાય.' મહાત્માએ પૂછ્યું કે 'રાજન્! હું દિવસે પણ તારે ઘેર કદી આવ્યો નથી અને આજ અર્ધરાત્રિએ તું મારી કુટિરમાં આવીને ભીખ માગી રહ્યો છે. કહે હવે કંગાલ કોણ? તું કે હું?' રાજાએ ફરીથી ક્ષમા માગી, એટલે ઋષિએ તેને માથે હાથ મૂકીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો અને કહ્યું કે 'એજ ખરૂં રસાયન છે.આ બ્રહ્મવિદ્યારૂપી રસાયન લોખંડને સુવર્ણ બનાવી દે, તેમ નરને નારાયણ બનાવી દે છે. જા, જઈને તારા રાજ્યમાં× બ્રહ્મવિદ્યાનો પ્રચાર કર.

## १४८–रानडेनो इंद्रियनिग्रह

એક દિવસે રાનડેને એમના મિત્ર નારાયણભાઈ દાંડેકરે પોતાના બગીચામાંથી આફુસ તથા પાયરીની કેરીઓ મોકલાવી અને લખ્યું કે 'મેં મારે હાથે વાવેલાં ઝાડનાં આ ફળ હોવાથી આપ એમાંની થોડી પણ કેરીઓ ખાશો તો મને ઘણો આનંદ થશે.' એ કેરીઓમાંથી એક કેરી લઈ તેના કકડા એક રકાબીમાં મૂકી રમાબાઇને ખાવા આપ્યા. ભોજન કર્યા પછી રાનડેએ એમાંથી એક ફાડ ખાધી અને કેરીના સ્વાદનાં ઘણાં વખાણ કરી કહ્યું કે 'તમે ખાઓ અને નોકરોને પણ આપજો હો.' એમ કહી રકાબીમાંથી બીજો એક કકડો લઇ રકાબી ખસેડી મૂકી. એ જોઇ રમાબાઈને ઘણું આશ્ચર્ય લાગ્યું અને કહ્યું કે 'કેરી ન ભાવતી હોય એવું તો ભાગ્યેજ કોઇ હશે.' રાનડેએ કહ્યું કે 'મને પણ એ ગમી છે. મેં પણ એના બે કકડા તો ખાધા છે ની!'

રમાબાઇએ કહ્યું કે "આશ્ચર્ય તો એજ છે ને! કેરી જેવી ચીજ પચવામાં

× 'બ્રહ્મવિદ્યાનો પ્રચાર' એનો અર્થ અત્યારે જેમ હાલના શુષ્ક વેદાંતીઓ પોતાનાં આચરણ પામર વિષયી જેવાં હોવા છતાં 'તત્ત્વમસિ'ને 'અહં બ્રહ્માસ્મિ' જેવાં મહાવાક્યો ઉપદેશ્યા કરે છે, અને એમ કરીને બીજાઓમાં પણ પોતાનું પામર વિષયીપણુંજ વધારે છે, તેવો નહિ સમજતાં બ્રહ્મવિદ્યાનું દ્વાર અથવા અધિકાર મેળવવા માટે જે ઉત્તમ ગુણ–કર્મની આવશ્યકતા છે, તેનોજ પ્રચાર જરૂરી સમજવો જોઇએ; 'કર્મયોગ' અથવા 'પૂર્ણ નિષ્કામભાવે લોકસેવા'નું પહેલું પગથીઉં પણ તે પછીજ પ્રાપ્ત થાય છે.

ભારે નથી. તબિયત પણ આપની સારી છે. કેરીઓ પણ ઉત્તમ છે અને મિત્રને ત્યાંથી પ્રેમપૂર્વક આવેલી છે; છતાં આપે બેજ કકડા કેમ ખાધા? આ બધા તમે ખાધા હોત તો કેવું સારૂં થાત? મેં જ્યારે કાપીને થોડી ચાખી, ત્યારે મને તો એવું લાગ્યું હતું કે, તમે બીજી વાર પણ માગશો."

રાનડેએ કહ્યું કે "ફળ ખરેખર ઘણું સારૂં છે; માટેજ મેં એટલું રહેવા દીધું છે. તું ખા અને છોકરાંઓને આપ. મારી જો ઈચ્છા હોત તો બે કકડા વધારે ખાઈ શકત; પણ આજ જીભની પરીક્ષા લઇ જોઈ. એ વિષે અત્યારે મને એક વાત યાદ આવે છે તે કહું છું. નાનપણમાં અમે મુંબઇમાં ભણતા હતા, ત્યારે ફણસવાડીમાં ડીમોંટેની ચાલમાં રહેતા હતા. અમારી પડોશમાં માયદેવ નામે એક મિત્ર તેની માતાસહિત રહેતો હતો. એમનું કુટુંબ પહેલાં ઘણી સંપત્તિવાળું હતું. તે લોકો ખાધેલ-પીધેલ હતાં; પણ હવે એમની સ્થિતિ એવી સારી નહોતી. પિતાના મૃત્યુ પછી માયદેવનું ઈનામી ગામ ખાલસા થઇ ગયું હતું અને પચીસ-ત્રીસ રૂપિયાની સ્કૉલરશીપ મળતી તે ઉપર મા-દીકરા બન્નેને ગુજરાન ચલાવવું પડતું.

એ બાઇએ પહેલાં સુખ ભોગવ્યું હતું, એટલે આ સ્થિતિ તેને દુઃખમય લાગતી. જો કોઈ દિવસ તેનો છોકરો શાક ન લાવે તો ઘણી ગુસ્સે થતી અને અમારા દેખતાં મોટેથી બોલતી કે "મારી જીભ ઘણી ચટોરી થઇ ગઇ છે. હું એને ઘણું કહું છું કે સાત-આઠ શાક, સાત-આઠ રાઇતાં તથા બે-ત્રણ પકવાન્નથી પીરસેલી થાળીઓ તથા ઘી, ખીર, મઠા વગેરેથી ભરપૂર વાડકાઓ મળતા, તે દિવસ હવે જતા રહ્યા છે. તે યાદ કરવાથી શું લાભ? પણ ચાર-પાંચ વાનીઓ બનાવ્યા વગર ચાલતું નથી અને આ છોકરાને તો શાક લાવવાનો પણ કંટાળો! એને શાક વગર ચાલે છે, પણ મારે ચાલતું નથી." આ ઉપરથી મેં સાર એ કાઢયો કે, જીભને વશ ન રાખીએ તો તે મસ્ત બની જાય છે અને નબળા દિવસમાં આપણી આજ્ઞા માનતી નથી; માટે માણસે એવી ટેવો પાડવી કે જે ગમે તેવી સ્થિતિમાં નભી શકે. એથી ગમે તેવી ખરાબ દશા પણ દુઃખકારક લાગતી નથી. દરેક માણસે, જેમ જેમ વૃદ્ધ થતો જાય અને સમજશક્તિ વધતી જાય, તેમ તેમ પશુવૃત્તિ ઓછી કરવા અને દૈવી ગુણ વધારવા તરફ લક્ષ્ય આપવું જોઇએ. સારી ટેવને સાધતાં ઘણાં કષ્ટ પડે છે, માટે તેને મદદ કરવા સારૂ આપણે પણ થોડા ઘણા નિયમ તો બાંધવાજ જોઇએ.

ભાગ્યવાન અધિકારી પુરુષો તો સખ્ત નિયમો પાળે છે તથા યોગસાધન

પણ કરે છે, પરંતુ અમે તેટલા ભાગ્યવાન નથી. અમે તો હજારો વ્યવસાયોમાં નિમગ્ન છીએ, એટલે ગજા પ્રમાણે થાય તેટલોજ ઇંદ્રિયનિગ્રહ કરીએ છીએ.

## ૧૪૯–फ्लोरेन्स नाइटिंगेलनी दया

ઇંગ્લૅંડ દેશમાં ફ્લોરેન્સ નાઈટિંગેલ નામનાં એક મહાપરોપકારી અને સેવાપરાયણા સન્નારી થઈ ગયાં છે. ઇ. સ.૧૮૨૦માં ઇટલીના રમણીય નગર ફ્લોરેન્સમાં એમનો જન્મ થયો હતો અને ઇ. સ. ૧૯૧૦ માં ૯૦ વર્ષની વૃદ્ધ વયે તેમનું મરણ થયું હતું.

ગરીબો, દુઃખીઓ અને માંદાંઓની સેવામાં તેમણે પાછળથી પોતાનું જીવન સમર્પણ કર્યું હતું, પણ એ ગુણો એમની બાલ્યાવસ્થામાં પણ જણાઈ આવે છે.

છેક નાની ઉંમરે જ્યારે એ ઢીંગલા–ઢીંગલીની રમત રમતાં, ત્યારે તેમની ઢીંગલી પણ હમેશાં માંદી રહેતી અને તે નિત્ય તેની સારવાર કર્યા કરતાં. ઘણીજ સાવચેતીથી ઋતુને યોગ્ય તેને વસ્ત્ર પહેરાવતાં,સુવાડતાં અને ખોરાક પણ સંભાળીને આપતાં. તેને સુવાડે ત્યારે પોતાની બહેનને કહેતાં કે 'બહેન! જોજે હો, બહુ ગડબડ ના કરતી; નહિ તો મારી ઢીંગલી જાગી ઉઠશે.' તેનાં ઓશીકું, ચાદર વગેરે સફાઇથી પાથરતાં, તેનું મનરંજન કરવાને નાના પ્રકારનાં રમકડાં તેની નજર આગળ મૂકતાં તથા તેની હાલત મહેનત કરીને સુધારતાં ને પાછી રોજ તે બિચારીને મંદવાડના બિછાનામાં સુવાડતાં. તેમની બહેનમાં આ પ્રકારની લાગણી નહિ હોવાથી તે તેની ઢીંગલીને ગમે તે રીતે આડીઅવળી પકડતી, તેથી કોઇ દિવસ તેનો હાથ ભાગતો તો કોઈ દિવસ તેનો પગ ભાગતો. તે વખતે તેને મલમપટ્ટા કરાવવાને તે ફ્લોરેન્સ પાસે જતી. નાની ફ્લોરેન્સ ભલભલા હાડવૈદ્યને હઠાવે તેટલી કુશળતાથી તેનાં હાડકાં બેસાડતી અને પાટા બાંધતી.

આ પ્રમાણે બાલ્યાવસ્થામાંથી માંદા માણસની સેવા કરવાનો શોખ તેમનામાં ઉત્પન્ન થયો હતો.

ઢીંગલા–ઢીંગલીઓ તથા ઘરમાં પાળેલાં પશુ–પક્ષીઓદ્વારા પણ બાળકોમાં દયા અને સેવાના ગુણો ખીલવી શકાય છે.

(ફ્લોરેન્સ નાઇટિંગેલના જીવનચરિત્રમાંથી)

# १५०–एक विद्यमान युवकनो वीरोचित आपभोग

ત્રાવણકોર રાજ્યમાં તોરૂર નામના એક ગામમાં એક શાહુકારના હાથીને લઇને માવત ચાલ્યો જતો હતો. એવામાં હાથી કોઇક કારણથી મદોન્મત્ત થયો. માવત ભાઈ નારણ નાયરે તેને હાથ કરવા પોતાથી બનતી દરેક બાજી ખેલી, પણ હાથી હાથ રહી શક્યો નહિ અને તે આવેશમાં આવી જઇ માવતભાઇને પીઠ નીચે દંતૂશળ મારી પછાડયો અને નાઠો. દૈવવશાત્ તેનું મરણ થયું નહિ. લગભગ ત્રણ–ચાર માઈલને છેટે શરેટલા ગામની ઈસ્પિતાલમાં તેને લઇ જવામાં આવ્યો. દાક્તરે તપાસતાં જણાયું કે જ્યાં દંતૂશળ લાગેલા હતા ત્યાંથી માંસ સાથે લોહી વહી રહ્યું હતું. જો કોઇ જીવતા માણસનું સવા રતલ માંસ મળે અને તે તેમાં નાખી શીવવામાં આવે, તોજ માવત ભાઇ નારણ નાયરની જીંદગી બચે, એમ કહેવામાં આવ્યું. શરેટલા તેમજ અડખે પડખેનાં ગામોમાં આ વાત વાયુવેગે પ્રસરી ગઈ; પરંતુ આવો આત્મભોગ આપવા કુટુંબમાંથી પણ કોઇ બહાર પડયું નહિ. પાનાવલી ગામના રહીશ અને શ્રીમંત કુટુંબના ભાઇ કન્નાડકૃષ્ણ નાયર, કે જેઓ ગાંધીજીના અનુયાયી છે, તેમના કાને આ વાત આવી અને તેજ વખતે તૈયાર થઇ તેઓ શરેટલા ગયા તથા પોતાનું માંસ દેવા દાક્તર સાહેબને તૈયારી બતાવી અને તે મુજબ ઘણું કષ્ટ ભોગવી સવા રતલ માંસ કાંઈ પણ લાભવગર દેવામાં આવ્યું (જાંગમાંથી કાઢવામાં આવ્યું) અને તે માટે લગભગ એક માસ ઇસ્પિતાલમાં રહેવું પડયું. આત્મબલિદાનના ખરા અંતઃકરણના પ્રયોગથી બન્નેની જીંદગી બચી. તેમાં ઈશ્વરનો પૂરતો હાથ હોવા સાથે ભાઇ શ્રી કૃષ્ણ નાયરને જેટલો ધન્યવાદ દઇએ તેટલો ઓછો છે.

કન્નાડકૃષ્ણ નાયરના ઉમદા આપભોગ માટે આખા સંસારે તેમને ધન્યવાદ આપવો ઘટે છે. એમની વાતથી મહાભારત કાળના મહાત્માઓ યાદ આવે છે, કે જેઓએ માનવજાતિની સેવાર્થે પોતાના દેહને જોખમમાં મૂકતાં કદી પાછી પાની કરી નથી.

(તા–૫-૯–૧૯૨૬ના 'નવજીવન'માંથી)

## ૧૫૧–સર થૉમસ મોરનું સંતાનોને ઉત્તમ શિક્ષણ

સર થૉમસ મોર ૧૬ મા સૈકામાં ઈંગ્લૅંડમાં એક પ્રસિદ્ધ પુરુષ થઈ ગયા છે. એ ઘણા વિદ્વાન અને ધાર્મિક પ્રકૃતિના પુરુષ હતા. પોતાની વિદ્યાના બળે તેઓ લૉર્ડ ચૅન્સેલરના પ્રતિષ્ઠિત પદે પહોંચ્યા હતા. એમનું ગૃહજીવન ઘણું પવિત્ર હતું. સવાર–સાંજ એમનો ઘણોખરો સમય દેવળમાં જવામાં, ઈશ્વરની ઉપાસનામાં, ભજન ગાવામાં તથા ધાર્મિક ગ્રંથો વાંચીને વિચારવામાં જતો. પોતાની પત્ની તથા બાળકોને પણ ઉપાસના અને ભજનોમાં સાથે રાખતા કે તેમના હૃદય ઉપર ધર્મના ઉંડા સંસ્કાર પડે, બાળકોને આ ફાની દુનિયાનો મોહ ઓછો થાય, સંસારની લાલચોમાં પડતાં તેઓ અટકે અને દિવ્ય જીવન તથા સ્વર્ગીય સુખની અભિલાષા ઉત્પન્ન થાય. તેટલા સારૂ એમને એકાંતમાં બેસાડીને બોધ આપતા કે "છોકરાઓ! તમે સ્વર્ગમાં જાઓ, એમાં કાંઈ બહુ નવાઈની વાત નથી; કેમકે આ ઘરમાં તમને બધાં સારી શિખામણો આપે છે. તમે જુઓ છો કે, સદ્‌ગુણી માણસોને ઈનામ મળે છે અને દુરાચારીઓને સજા થાય છે. તમને તો જબરદસ્તીથી સ્વર્ગના માર્ગ તરફ લઈ જવામાં આવે છે; પરંતુ તમે એવા સંયોગોમાં રહેતા હો કે સારો ઉપદેશ આપનાર કોઈ ન હોય, કોઈ પણ તમારી આગળ સારૂં દૃષ્ટાંત રજુ ન કરતું હોય, ધર્માત્માઓને દુઃખી થતાં અને પાપાચારીઓને અમન-ચમનમાં લહેર ઉડાવતાં જોતા હો, એમ છતાં પણ તમે ઈશ્વરના ઉપર દૃઢ શ્રદ્ધા રાખીને જીવને જોખમે પણ સત્ય અને દયા વગેરે સદ્‌ગુણોને વળગી રહો, તો પ્રભુ પણ તમારી ખામીઓ દરગુજર કરીને તમને માફી આપશે અને તમને સારા માણસમાં ગણશે."

આ શિક્ષણની અસર તેમનાં સંતાન ઉપર ઘણી સારી થઈ હતી.*

(વિલિયમ રોપરકૃત 'સર થૉમસ મોરના ચરિત્ર'માંથી)

---

* વાંચનાર બંધુ! વડીલો પણ જો ધારે તો ઉત્તમ વિચાર અને આચાર પોતાની સંતતિમાં કેવી રીતે ઉતારી શકે છે, તે આ દૃષ્ટાંત ઉપરથી તમે પણ જરૂર ધ્યાનમાં લેજો. સંપાદક

# ૧૫૨–સર થૉમસ મોરનો અટલ ન્યાય

સર થૉમસ મોર આખો દિવસ કામકાજમાં કે પ્રભુની ઉપાસનામાં નિમગ્ન રહેતા. નવરા બેસવાની ફુરસદ એમને ભાગ્યેજ મળતી; પરંતુ એક દિવસે દૈવસંયોગે એમને નવરા બેઠેલા જોઇને એમના એક જમાઇએ હસતે હસતે વાત છેડી કે "જ્યારે આપની પેઠે એક ધર્મગુરુ પણ મ્હોટા હોદ્દા ઉપર હતા, ત્યારે તેથી કરીને એમના ઘરના દરવાન સુદ્ધાંને ઘણો લાભ પહોંચતો હતો; (એનો ભાવાર્થ એ હતો કે,હું આપનો જમાઇ છું.રાત્રિદિવસ આપની સેવા કરૂં છું, પણ આપની મારફત મને કાંઇ લાભ મળતો નથી; ) પરંતુ આપ રાત્રિદિવસ ન્યાયના દરવાજા ખુલ્લા રાખો છો અને ગરીબ કે ધનવાનની અરજી હરઘડી સાંભળવા તૈયાર રહો છો, તેથી તો કોઇને કશોજ લાભ પહોંચતો નથી. આપનો એ ગુણ ઘણો પ્રશંસાપાત્ર હશે, પણ એથી આપનાં સંતાનોને સુદ્ધાં લાભ ન થાય એ શા કામનું?" એ વખતે એ અનુભવી લૉર્ડ ચેન્સેલરે ઉત્તર આપ્યો કે "તમારો ભાવ હું સમજી શકું છું. હું તમારા ઉપર ચીઢાતો નથી, પણ તમે મારે મનથી છોકરાસમાન છો, એટલે બે વાત સ્પષ્ટ કહું છું. તે એ કે, તમારે અથવા તમારા કોઇ મિત્રને મારી મદદની જરૂર હોય તો હું સલાહ-સૂચનાથી તેમજ બીજી કેટલીક રીતે એમને મદદ કરી શકું; પરંતુ એથી વધારે–પક્ષપાતના રૂપમાં–તો હું કશુંજ ન કરી શકું. મારા દિકરા! હું તમને ખાત્રી આપું છું કે, બન્ને પક્ષકારો મારે હાથે ન્યાય કરાવવાનુંજ પસંદ કરે, ત્યાં પછી મારા પિતા એક તરફ હોય અને અધમમાં અધમ માણસ બીજી તરફ હોવા છતાં એનો પક્ષ વ્યાજબી હોય તો તો એ પૂજ્ય પિતાની સુદ્ધાં જરા પણ શરમ નહિ રાખતાં હું પેલા અધમાધમ માણસનીજ તરફેણમાં ફેંસલો આપું."

આ ઉપરથી જણાય છે કે, એક ગૃહસ્થાશ્રમીતરીકે કુટુંબીઓને વ્યાજબી મદદ આપવા એ તૈયાર રહેતા; પરંતુ ન્યાયના માર્ગમાંથી કદી પણ ચળતા નહિ. એક વખત એમના એક બીજા જમાઇ માસ્તર હેરોનનો મુકદ્દમો એમની કચેરીમાં આવ્યો, ત્યારે એમનો પક્ષ જૂઠો લાગ્યાથી એમણે તરતજ એની વિરૂદ્ધમાં હુકમનામું કરી આપ્યું.

## १५३–सर थॉमस मोरनो धर्ममां अडग विश्वास

ઈ.સ. ના સોળમા સૈકાના આરંભમાં ઈંગ્લૅંડમાં આઠમા હેન્રીના રાજ્યમાં ધાર્મિક અને સામાજિક સુધારા તથા વ્યક્તિસ્વાતંત્ર્યના વિચારોનો ઉદય થયો હતો. પોપની સત્તાવિરુદ્ધ માર્ટિન લ્યૂથર નામના સુધારકે તીવ્ર આંદોલન શરૂ કર્યું હતું. રાજા નવા દળના પક્ષમાં હતો. પોપની સત્તા રાજા પોતાના હાથમાં લેવા માગતો હતો. રાજાએ સર થૉમસ મોરને પોતાના પક્ષમાં લેવાને ઘણોયે પ્રયત્ન કર્યો, પણ ધાર્મિક સત્તા રાજાના હાથમાં આવે એ તેને પસંદ નહિ હોવાથી એણે સંમતિ આપી નહિ. એ મતભેદને લીધે એ વડા ન્યાયાધીશને રાજીનામું આપવું પડયું. એ સમયે રાજ્યમાં પણ બીજી ઉથલપાથલો થઇ હતી. પાર્લામેન્ટે એ ગાદીના વારસાનો નવો કાયદો પસાર કર્યો હતો, જેમાં એન બુલીન નામની સ્ત્રીની સંતતિને ગાદીની હક્કદાર ગણવામાં આવી હતી અને રાણી કેથેરાઇન સાથે સ્વર્ગવાસી રાજાના લગ્નને ગેરકાયદેસર ગણી કુમારી મેરીનો ગાદી ઉપરનો હક્ક રદ કરવામાં આવ્યો હતો. બધા અમલદારોને એ બન્ને ઠરાવને સંમતિ આપવાની તથા એ કાયદાનું પાલન કરવાની પ્રતિજ્ઞા લેવાની ફરજ પાડવામાં આવી. થૉમસ મોરે એ વાતનો સ્વીકાર કર્યો કે, રાજગાદીનો હક્કદાર ભવિષ્યમાં કોણ છે એ નક્કી કરવાનો પાર્લામેન્ટને હક્ક છે; પરંતુ કેથેરાઇન સાથેનું સ્વર્ગસ્થ રાજાનું લગ્ન ગેરકાયદેસર હતું, એ વાતનો સ્વીકાર કરવાની એમણે સાફ ના કહી. આ કારણને લીધે રાજા અપ્રસન્ન થયો અને એને કેદખાનામાં મોકલવામાં આવ્યો. લંડનના કારાગૃહની એ સમયે ઘણી દુર્દશા હતી. અપાર સુખ–સમૃદ્ધિમાં ઉછરેલા એ અમલદારના કષ્ટનો પાર નહોતો. પોતાના વિચાર બદલીને રાજાના પક્ષમાં જાય તો સુખ, સમૃદ્ધિ અને સન્માન ફરીથી પ્રાપ્ત થાય એમ હતું. અનેક સગાં–સંબંધીઓ તરફથી એમને એવી સલાહ પણ મળતી. એક વખત એમની પ્રિય કન્યા માર્ગારેટ અમલદારોની રજા લઈને પિતાને કારાગૃહમાં મળવા ગઇ હતી. એ વખતે પોતાના છુટકારાનો વિષય નીકળતાં એમણે કહ્યું હતું કે "હું જાણું છું કે, હું નિર્દોષ છું. કોઇ પણ જાતના અપરાધવગર હું અહીં કેદ કરાયો છું, તો પ્રભુજ મને ચિંતામુક્ત કરશે. હું ક્ષણભર પણ એવું નથી માનતો કે, આ કારાગૃહ મારા ઘર કરતાં વધારે ખરાબ છે. હું તો એમ ધારૂં છું કે, પ્રભુ નિત્ય મને પોતાના

ખોળામાં બેસાડીને લાડ લડાવી રહ્યા છે. આવી રીતે દુઃખના સમયમાં ધૈર્ય અને પ્રભુ ઉપર અડગ વિશ્વાસ રાખ્યાથી એમણે પૂર્ણ શાંતિ અનુભવી હતી.

એક બીજે પ્રસંગે એમની પત્ની તથા કન્યા બન્ને એમને મળવા સારૂ ગયાં. કન્યા તો પિતાના ઉચ્ચ વિચારોથી પરિચિત થઈ ગઇ હતી અને એના પોતાના વિચારો પણ એવાજ થઇ ગયા હતા; પરંતુ લેડી મોર પતિની અત્યંત હીનદશા જોઇને ગદ્‌ગદ્ થઈ ગયાં. એમનું હૃદય પીગળી ગયું. સ્નેહવશ થઇ એમણે પતિને કહ્યું કે "સ્વામીનાથ! આપની આવી દુર્દશા!! આખો સંસાર આપને અત્યારસુધી સૌથી વધારે બુદ્ધિમાન પુરુષ ગણતો આવ્યો છે અને આપ જીદમાં આવીને એવી મૂર્ખતા કરી રહ્યા છો કે, આવા ગંદા અંધારા કારાગૃહમાં પડયા રહેવું પડે છે. ઉંદર અહીંઆં દોડાદોડ કરી રહ્યા છે, કોઇ પણ જાતનો આરામ નથી, બીજા બધા પાદરીઓ અને વિદ્વાનોએ જે કામ કર્યું છે તે આપે પણ કર્યું હોત તો આપ સ્વતંત્ર બનીને રાજા તથા પાર્લામેન્ટની કૃપા સંપાદન કરીને સુખ અને વૈભવમાં જીવન ગાળતા હોત. ચેલ્સીઆમાં તમારી કેવી ભવ્ય હવેલી છે! આપની કેવી વિશાળ લાઇબ્રેરી અને સુંદર બગીચા વગેરે છે! પત્ની અને આજ્ઞાકારી સંતાનોના સમાગમમાં આપનો સમય કેટલા બધા આનંદમાં વ્યતીત થાત!"

પત્નીના બધા ઉભરા નીકળી જવા દીધા પછી તેમણે શાંતચિત્તે પૂછ્યું કે "વહાલી! આ કારાગૃહ પણ શું આપણી હવેલી જેટલુંજ પ્રભુના દરબારની નજીક નથી?"

---

# ૧૫૪–સાચા સંતો દુઃખને સ્વર્ગનો માર્ગ ગણે છે.

સર થૉમસ મોરના કુટુંબમાં એમનાં પત્ની કે કોઇ બાળક માંદુ પડતું તો એ હિંમત હારતા નહિ, પણ દર્દીને આશ્વાસન આપતા કે "મખમલની તળાઇઓમાં પડયે પડયે આપણે સ્વર્ગમાં જવાની આશા ન રાખી શકીએ. સ્વર્ગનો એ ખરો માર્ગજ નથી; કેમકે આપણા મહાન સંતો પણ ઘણાં દુઃખ અને સંકટ વેઠીને એ માર્ગે પહોંચ્યા હતા. સેવક કાંઈ સ્વામી કરતાં વધારે સુખસગવડની આશા નજ રાખી શકે." આવી રીતે દુઃખના સમયમાં પ્રભુ ઉપર અડગ શ્રદ્ધા રાખવાથી એમને પોતાને તથા દર્દીને શાંતિ વળતી હતી.

## १५५–एक अंग्रेज [illegible]नुं साहस अने हिंमत

ग्रेस डारलिंगनी वात तो तमे आगळ वांची गया छो. आज एवीज एक बीजी बाळाना परोपकारार्थे करेला साहसनी वात कहीशुं. ए बाळा पण लाइमरॅाक दीवादांडीना रक्षकनी कन्या हती. ई. स. १८५४ मां एक होडी ए दीवादांडी आगळ ऊंधी पडी. दीवादांडीनो रक्षक घर आगळ नहोतो. होडीमांथी पडी गयेला चार जुवानो समुद्रमां तरफडीआं मारता हता. रक्षकनी पुत्रीए आ दृश्य जोयुं. तेने दया उपजी अने जीवने जोखमे ए युवकोनुं रक्षण करवा सारू तेणे एक नानी बोटमां हलेसां मारतां जई पहोंचीने तेमने बचावी लीधा. ए दिवसथी एनामां साहस आव्युं. एनी परोपकारवृत्तिने उत्तेजन मळ्युं. त्यारपछीनां त्रीस वर्षमां जूदे जूदे समये बीजां नव माणसोने तेणे बचावी लीधां हतां. कोईनी पण मददवगर आ काम तेणे कर्युं हतुं. तेनामां जेटली हिंमत हती, तेटलीज होशियारी अने सहनशीलता पण हतां.

## १५६–सारा दाखलानी बीजाओपर थती सारी असर

सादुं अने पवित्र जीवन गाळनारा मनुष्यो पोताना जीवननुं सार्थक तो करेज छे, पण एमना दाखलानुं अनुकरण करीने एमना समागममां आवनार अनेक पुरुषो पोतानुं जीवन सुधारी शके छे.

एक दिवस एक धनवान ईरानी सरदार, स्पार्टाना एक बादशाहनी मुलाकाते गयो. बादशाह ए समये घास उपर बेठो हतो. पेलो सरदार तो बहु अभिमानी हतो अने पोतानी उच्च पदवीनो एने बहु गर्व हतो. एनी सेवामां नोकरो पण साथे गया हता. तेओ पोताना मालिकने माटे नरम गालीचो पाथरवा लाग्या, पण ए ईरानी सरदारने विचार आव्यो के 'स्पार्टानरेश घास उपर बेसवामां संतोष माने छे, तो मारे पण तेना जेवा सादा थई जवुं जोईए.' एवुं विचारीने ए पण लीला घास उपर बेसी गयो.

(प्रॉ. गुल्डरचित 'मॉरल ईन्स्ट्रक्शन्स'मांथी)

# १५७–फ्लोरेन्स नाइटिंगेलनी पशुप्रत्ये दया

એક દિવસ પોતાના ગામના પાદરી સાથે બાલિકા ફ્લોરેન્સ ઘોડા ઉપર બેસીને ફરવા જઈ રહી હતી. તે પાદરીને પણ અનાથ તથા માંદા લોકપ્રત્યે અત્યંત દયાની લાગણી હતી અને તે ફ્લોરેન્સની વૃત્તિ સમજતો હતો તેથી તેને તેવાં કાર્યો કરવાને ઉત્તેજન આપતો હતો.

એક દિવસ એવું બન્યું કે, રોજર નામનો એક વૃદ્ધ ભરવાડ તેનાં ઘેટાંનાં ટોળાંને એકઠાં કરતો હતો.

પાદરીએ ઘોડો થોભાવીને પૂછ્યું કે 'અલ્યા, તારો કુતરો ક્યાં છે ?'

તે બિચારાએ જવાબ દીધો કે "શેરીના છોકરાઓએ તેના તરફ પથરા મારીને તેનો એક પગ ભાગી નાખ્યો છે. હવે મને નથી લાગતું કે એ બિચારો કોઈ દિવસ સાજો થાય; તેથી હું તો એને ગળે ફાંસો દઈને એની પીડાનો અંત લાવવાનો વિચાર કરૂં છું."

પાદરીની પાસે ઉભેલી બાળા ફ્લોરેન્સે ઝીણે સ્વરે પૂછ્યું "અરેરે ! બિચારા કૅપનો (કુતરાનું નામ) પગ વળી શાથી ભાગી ગયો ? રોજર ! એને બિચારાને કાંઈક તો ઇલાજ કરી જોયો હોય તો ઠીક. મને જોવા તો દે, એ ક્યાં છે ?"

'બ્હેન ! તારાથી કાંઈ વળવાનું નથી.' તે વૃદ્ધ ભરવાડે જવાબ દીધો 'મારો તો વિચાર આજે એને ગળે ફાંસો દઈને મારી નાખવાનો છે, એટલે એ બિચારો પીડામાંથી તો છુટે. હું તો એને તબેલામાં બાંધીને બહાર નીકળ્યો છું.'

કુતરાને આટલી વેદના થતી સાંભળીને ફ્લોરેન્સને એટલી બધી દયા આવી કે તેણે ફરવા કરવાનું સર્વ એક બાજુએ મૂકી દઈને બારોબાર તે તબેલામાં ગઈ. ત્યાં જઈને જોયું તો એ કુતરો તો બિચારો અત્યંત પીડામાં ગરકાવ થઈને પડી રહ્યો હતો. તેણે તેને થોડી વારસુધી તો માયાળુ હાથથી પંપાળ્યા કર્યું અને લાડથી બોલાવ્યો. એટલાથીજ જાણે એ કુતરાનું અર્ધું દુઃખ ઓછું થઈ ગયું હોય, તેમ તેણે આંખ ઉંચી કરીને તેના સામું ઉપકારવૃત્તિથી જોયું. તેણે આખો દિવસ તે કુતરાની પાસે બેસી રહીને ગરમ પાણીનાં પોતાં નીચોવી નીચોવીને શેક કર્યો. છેવટે સંધ્યાકાળે તેના પગનો સોજો ઉતરી ગયો અને તેના મુખ ઉપર હોશિયારી આવી. રોજર તો તેને ફાંસો દેવાનું દોરડું હાથમાં લઈને દિલગીર ચહેરે આવ્યો. આવીને જુએ છે તો કૅપને હોશિયાર થયેલો અને પૂછડી હલાવતો જોયો. પોતાના વ્હાલા કુતરાને સાજો થયેલો જોઈને રોજરની ખુશીનો પાર રહ્યો નહિ. એ તો ફ્લોરેન્સને પગે પડી પડીને તેનો ઉપકાર માનવા લાગ્યો.

આટલા સાધારણ બનાવથી ઉછરતી ફ્લોરેન્સના હૃદયમાં એક બુદ્ધીજ

લાગણી ઉત્પન્ન થઇ. કુતરાની આંખમાં તેણે એટલી ઉપકારવૃત્તિ જોઈ તેથી તેને લાગ્યું કે, જો મુંગાં પશુ આટલી લાગણી ધરાવી શકે છે તો મનુષ્યનું કાંઇ ભલું કર્યું હોય તો કેટલું સારૂં ! એ દિવસથી એણે ગરીબોની કોઇ ને કોઈ પ્રકારે સેવા કરવાનું આરંભ્યું અને મોટી વયે સેવિકાતરીકે ઘણી પ્રખ્યાતિ મેળવી.

( 'નાઇટિંગેલ ચરિત્ર'માંથી )

## ૧૫૮–પ્રાર્થનાદ્વારા પણ રોગની શાંતિ કે બીજો ઉપાય મળી શકે છે.

પ્રાર્થનાદ્વારા રોગ મટાડવાનો પ્રયોગ પાશ્ચાત્ય દેશોમાં હાલમાં ચાલવા માંડયો છે. આપણે ત્યાં તો એ બહુ પુરાણી રીત છે. સંકટસમયે ઈશ્વરપ્રત્યે સંપૂર્ણ વિશ્વાસ રાખી,તેનેજ ભરોસે દર્દીને છોડી દેનાર અને આરોગ્ય મેળવનાર અનેક મનુષ્યો છે. સર થૉમસ મોરને પણ પ્રભુપ્રત્યે એવીજ અડગ શ્રદ્ધા હતી. એક વખત એમની એક લાડકી કન્યા બહુ સખ્ત માંદી પડી. એને પરસેવાના રેબેરેબ છૂટતા હતા. સારામાં સારા દાક્તરો તેની માવજતમાં લાગ્યા હતા. તેઓએ પોતાને આવડતા હતા તેટલા બધા ઉપાયો અજમાવ્યા; પરંતુ કેમે કરી તેની નિદ્રાને રોકી શકયા નહિ. દર્દીની અવસ્થા દિનપ્રતિદિન ખરાબ થતી ગઇ અને દાક્તરો તથા સગાં–સંબંધીઓએ આખરે આશા છોડી. સર થૉમસ મોરને એ કન્યા ઉપર ઘણોજ પ્રેમ હતો.એમણે લાડથી એનું લાલનપાલન કર્યું હતું. પુત્રીની આવી દશા જોઇને એમનું હૃદય ભરાઇ આવ્યું અને એના ઉપચાર સારૂ અશરણના એકમાત્ર શરણ શ્રીહરિનું શરણ લીધું. એમણે નિત્યના અભ્યાસ પ્રમાણે ઉપાસનાગૃહમાં જઈ ઘુંટણીએ પડીને ઉંડા હૃદયથી અશ્રુપૂર્ણ નયને પ્રભુપ્રાર્થના કરી કે 'હે સર્વશક્તિમાન દયાળુ પિતા! તારે માટે અસંભવિત કાંઇજ નથી. તું મારી ઉપાસનાથી પ્રસન્ન થયો હોય તો મારા ઉપર એકજ કૃપા કર અને મારી આ લાડકી બાળકીને બચાવ. મારી આટલી નમ્ર પ્રાર્થના સાંભળ.' થોડી વાર સ્વસ્થ થયા પછી એમના મનમાં અંતર્યામીની–પ્રભુની કૃપાથી એવો વિચાર આવ્યો કે, અમુક ઉપાય અજમાવી જોવાથી એને લાભ થશે. એમણે તરતજ દાક્તરોને પોતાનો અભિપ્રાય જણાવ્યો, એટલે એ લોકોએ કબૂલ કર્યું કે, તમારો વિચાર તદ્દન ખરો છે. દર્દીને બચવાનો એકમાત્ર ઉપાય એ ઉપચારથીજ છે. અત્યારસુધી અમને એનું વિસ્મરણ કેમ થયું, એજ આશ્ચર્ય છે.

એ ઉપચાર તરતજ કરવામાં આવ્યો અને એનું પરિણામ સારૂં આવ્યું. મૃત્યુનાં બધાં ચિહ્ન જે કન્યાના ચહેરા ઉપર દેખાવાં શરૂ થઈ ગયાં હતાં, તેની એ ઉપચાર પછી વળતી દશા થઇ. પિતાની સાચા અંતઃકરણની અખંડ પ્રાર્થનાની જાદુઇ અસર થઇ અને એ કન્યા સાજી-તાજી થઇ ગઈ!

આ ઉદાહરણદ્વારા અમે એમ કહેવા નથી માગતા કે, મંદવાડમાં દવા અગર બીજા ઉપચારો ન કરવા. દવા આદિ ઉપચારોની સાથે સાથે દર્દી પોતે તથા તેના સંબંધીઓ પ્રભુ પાસે 'દુઆ' આશીર્વાદ પણ એકાગ્રચિત્તે માગતાં શીખે, એજ અમારો ઉદ્દેશ છે. એવે સમયે જે શાંતિનું વાતાવરણ પેદા થાય છે, તે દર્દીને સાજા થવામાં ઘણી મદદ કરે છે.

પ્રભુ પોતાના ભક્તોને અવશ્ય સહાયતા કરે છેજ.

## १५९–फ्लोरेन्स नाइटिंगेलनुं मृत्युविषे निश्चिंतपणुं

ક્રીમિયાના યુદ્ધ વખતે મિસ નાઇટિંગેલ, અનેક અંગ્રેજ સેવિકાઓ-સહિત ઘાયલ થયેલા સૈનિકોની સેવા કરવા ગયાં હતાં. સીબેસ્ટપોલની ફ્રેંચ અને ઇંગ્લીશ છાવણીમાં ફર્યા પછી જે કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો, તે જોવા એ અને એમનાં સાથી ગયાં. સારી જગ્યા શોધીને બધાં ઉભાં રહ્યાં. ત્યાં બંદુકોના બ્હાર થતા હતા.

એટલામાં એક દરવાને આવીને કહ્યું કે, તમે ત્યાંથી ઉતરી જાઓ તો સારૂં; કેમકે અહીં લોકને ઉભેલા જોશે તો શત્રુઓ તેમના તરફ બંદુક ફોડશે. મિસ નાઇટિંગેલ જરા દૂર જઇને ઉભાં.

ત્યાંથી સર્વ નિરીક્ષણ કર્યા પછી એથી પણ વધારે ધાસ્તીભરેલી જગ્યાએ જવાની મિસ નાઇટિંગેલે ઇચ્છા બતાવી. પેલો દરવાન તો બિચારો ગભરાઈ ગયો અને કહેવા લાગ્યો કે 'બાઇ સાહેબ! પરમેશ્વર ના કરે ને તમને જો કાંઇ થાય તો મારૂં નામ બદનામ ન કરશો. હું તો આ સર્વ સાહેબોની સાક્ષી લઇને કહીશ કે, મેં તો પહેલેથીજ ચેતવ્યાં હતાં.'

મિસ નાઈટિંગેલે ઉત્તર આપ્યો કે "ભાઈ! મારા મુખ સામે તો કાંઇ સેંકડો માણસો મરી ગયાં છે. મને કાંઇ મોત જોવાની નવાઈ નથી અને તેથીજ હું મૃત્યુથી ડરતી નથી."

('નાઇટિંગેલ ચરિત્ર'માંથી)

## ૧૬૦ लाकडीने गुरु मानी नमस्कार करनार संन्यासी

ઈ. સ. ૧૮૯૯માં હરદ્વારમાં એક વૃદ્ધ સાધુ રહેતા હતા. એ ઘણા આનંદી અને મહાત્યાગી હતા. હરદ્વારવાસીઓ તેમનાપ્રત્યે ઘણી શ્રદ્ધા રાખતા. એ સાધુ દરરોજ પ્રાતઃકાળે સ્નાન કરીને પોતાના આસન ઉપર બિરાજતા અને ગીતાજીની એક ચોપડીને ઉઘાડીને થોડીક વાર જોતા. પછી મન-માં ને મનમાં ઈશ્વરનું ચિંતન કરતા. પ્રભુના એ ચિંતનથી તેમના મનમાં અપૂર્વ શાંતિ ઉત્પન્ન થતી. ત્યારપછી પાસે પડેલી એક લાકડી લઈને માથા સરસી ચાંપી તેને પ્રણામ કરતા. ત્યારપછી દર્શન કરવા આવનારાઓ સાથે વાર્તાલાપ કરતા. સ્વામી વિવેકાનંદના ગુરુભાઈ શરતમહારાજ એક સમયે તેમની પાસે પહોંચ્યા અને વિનયપૂર્વક પ્રાર્થના કરી કે, મહારાજ! આપના શ્રીમુખે ગીતાની વ્યાખ્યા સાંભળવાની ઈચ્છા છે. સાધુએ સરળ ભાવે સ્પષ્ટ જણાવ્યું કે 'ભાઈ! હું તો મૂર્ખ અને અભણ છું. મને વાંચતાં–લખતાં કાંઈ આવડતું નથી. ગીતા સવળી ક્યાંથી ગણાય અને અવળી ક્યાંથી ગણાય, એનું પણ મને ભાન નથી; છતાં રિવાજને અનુસરીને ગીતાને હાથમાં લઈને એક વાર ભક્તિપૂર્વક તેનાં દર્શન કરી જાઉં છું. મારા જીવનનો વૃત્તાંત વિલ-ક્ષણ છે. બ્રાહ્મણકુળમાં મારો જન્મ થયો હતો. છયાં–છોકરાં હતાં, પરંતુ ભણ્યો–ગણ્યો નહોતો, એટલે રળીને એમનું ભરણપોષણ કરવાની શક્તિ મારામાં નહોતી. બીજો ઉપાય નહિ સૂઝવાથી મેં ધાડપાડુનો ધંધો શરૂ કર્યો. શરીરબળ ખૂબ હોવાથી લોકોને લૂંટી લેતો. આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ રાત્રિને સમયે રસ્તામાં લૂંટ પાડવા સારૂ બહાર નીક-ળી પડયો, પણ કોઈ વટેમાર્ગુ રસ્તામાં મળ્યોજ નહિ. ઘરમાં સ્ત્રી તથા છોકરાં ભૂખ્યાં હતાં. આજ કાંઈ મળ્યું હોત તો એમને સારૂ ભોજનસામગ્રી લઈ જાત; પણ હવે તો એમને ભૂખે મરવાનો વારો આવશે, એવા વિચારથી હું આકુળ–વ્યાકુળ થઈ ગયો. આખરે વિચાર સૂઝયો કે, દૂર એક મહાદેવજીનું મંદિર છે. ત્યાં પૂજાની સામગ્રીમાંથી કાંઈ મળી આવશે; અથવા તો કોઈપણ વસ્તુ પડી હશે તો ઉપાડી લાવીશ. એ આશામાં શિવમંદિરમાં ગયો અને બારણું તોડીને અંદર પેઠો. અંધકારમાં ચોતરફ હાથ ફેરવીને જોયું તો કશું મળ્યું નહિ. એ વખતે મને બહુજ ગુસ્સો ચઢ્યો અને ક્રોધાવેશમાં આ લાકડીવડે મહાદેવજીને ખૂબ માર્યા. બે ત્રણ મિનિટ પછી મારા મનમાં

એકદમ વિચાર આવ્યો કે, અરેરે ! મેં આ શું કર્યું ? હિંદુ છું અને તેમાંયે વળી બ્રાહ્મણસંતાન ! શિવજીનું ધન લેવું એ પાપ છે, શિવનિર્માલ્ય લૂંટવા આવ્યો અને તેમાં ન ફાવ્યો, ત્યારે શિવજીને માર્યા ! આ બધું પાપ મેં કોને ખાતર કર્યું ? સ્ત્રી-પુત્રને ખાતર ! શું એ બધાં મારા પાપમાં ભાગી થશે ? અન્ય નિર્દોષ પ્રકારે હું એમનાં પેટ ન ભરી શકત ? વગેરે વગેરે અનેક વિચારો મારા મનમાં એ સમયે આવવા લાગ્યા. એની સાથેજ હૃદયમાં વૈરાગ્યનો ઉદય થયો. જે સંસારને ખાતર આટલું અધઃપતન થયું, તે સંસારને ધિક્કાર છે. એ લાકડીને લઈને હું ત્યાંથી ચાલ્યો આવ્યો, ઘેર ન ગયો અને સદ્‌ગુરુની શોધમાં નીકળ્યો. છેવટે એક સંન્યાસી મળતાં એમની સેવા-સમાગમનો લાભ લીધો અને તે પછી સંન્યાસદીક્ષા લીધી. ત્યારથી મેં ઘરબારની કાંઇ ખબર રાખી નથી અને પ્રભુભજનમાં રહું છું. આ લાકડીજ મારો ગુરુ છે; કેમકે એણેજ મને સન્માર્ગ દર્શાવ્યો છે અને તેથીજ હું દરરોજ એને પ્રણામ કરું છું. *

---

## ૧૬૧—साचा साधुमां क्षमा अने उदारता केटली बधी होय छे!

રાજાએ સર થૉમસ મોરને કેદખાનામાં રીબાવીને પણ સંતોષ ન માન્યો. તેણે તેને ફાંસીની સજા ફરમાવી. એ દારુણ સમાચાર લઈને એમનોજ એક જૂનો મિત્ર સર થૉમસ પોપ ગયો. બીજે દિવસે પ્રાતઃકાળે તેને દેહાંતદંડ થવાનો હતો. સર થૉમસ મોરનું ધૈર્ય જરા પણ ચલિત થયું નહિ. પોતાના ઉપર ત્રાસ વર્તાવનાર રાજાપ્રત્યે એમણે ક્રોધ પણ કર્યો નહિ કે શાપ પણ દીધો નહિ, પરંતુ ઉલટી સાચા સાધુને છાજે એવી રીતે એને શુદ્ધ હૃદયથી ક્ષમા આપી; એટલુંજ નહિ પણ પહેલાંના ઉપકારોનું સ્મરણ કરીને ધન્યવાદ સુદ્ધાં

---

* આ વાંચવા ઉપરથીજ કોઈ ત્યાગીનો ભેખ લઈ લેશે, તો મોટા નુકસાનમાં પડશે. આ દૃષ્ટાંતમાંથી આ વાત પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે કોઇ ઉચ્ચકક્ષ અને અનુભવસિદ્ધ માનવની સલાહ સંમતિ લીધાવિના એ રસ્તો લેવો નહિ.

સંપાદક

આવ્યો. એણે સર થૉમસ પોપની સાથે સંદેશો કહાવ્યો કે "રાજાજીએ મારા ઉપર વખતોવખત જે ઉપકાર કર્યા છે, મને ઉંચી પદવી તથા સન્માન આપ્યાં છે તથા અનેક પ્રકારની કૃપાનો વરસાદ વરસાવ્યો છે, તેને માટે મારા તરફથી એમનો ઉપકાર માનજો. વળી આ એકાંતવાસમાં રાખીને સંસારની જંજાળ વગેરેથી મુક્ત રહેવાનો તથા દયાળુ પરમાત્માનું ચિંતન કરવાનો પ્રસંગ આપ્યો છે, એથી પણ એમના ઉપકારમાં વધારોજ થયો છે. વળી આ દુઃખી સંસારમાંથી મને મુક્ત કરવાની જે અંતિમ આજ્ઞા હજુરે ફરમાવી છે, તેથી તો વળી હું ઘણોજ આભારી બન્યો છું. તેમની એ કૃપાઓમાટે હું આ લોકમાં તેમજ પરલોકમાં પણ તેમના કલ્યાણને માટે પ્રાર્થના કરવાનું ભૂલીશ નહિ."

રાજાની આજ્ઞા હતી કે, મૃત્યુસમયે તેણે વિશેષ ભાષણ કરવું નહિ; કેમકે એવા સમયે ઉચ્ચારેલા ઉત્તેજક શબ્દોની અસર પ્રજાજન ઉપર વધારે થવાનો ભય હતો. સર થૉમસ મોરે એ આજ્ઞાનો પણ સ્વીકાર કર્યો.

પોતાની પાસેના છેવટના જે થોડા ઘણા રૂપિયા બચ્યા હતા, તેમાંથી દેવદૂતની એક સુવર્ણ મૂર્તિ ખરીદીને તે પોતાને ફાંસીએ ચઢાવનાર જલ્લાદને પ્રેમપૂર્વક ભેટ આપી.

પ્રભુની ઉપાસના કરીને એ ધર્મવીર શાંત અને સ્વસ્થચિત્તે વધસ્તંભ ઉપર ચઢયો અને એ અપૂર્વ આત્મબલિદાનવડે અમર યશ કમાઇ ગયો.×

આ બનાવ ઇ. સ. ૧૫૩૫માં બન્યો છે અને આ તથા આની પૂર્વના એ મહાત્માના જીવનપ્રસંગો 'લાઇવ્ઝ ઑફ ગ્રેઇટ મેન ટોલ્ડ બાય ગ્રેઇટ મેન' નામના પુસ્તકમાંથી લેવામાં આવ્યા છે.

---

× દુનિયાઈ અમર યશ તો અમો અલ્પજ્ઞ માનવોનાજ મનથી સર્વોપરિ વસ્તુ છે. મહાન ઋષિમુનિઓને મન તો તે **सा काष्ठा सा परा गतिः** આગળ એ દુનિયાઇ કીર્તિ એવી તુચ્છ–અને સાધક માટે તો અંતરાયરૂપ પણ–છે કે જેથી તેને **प्रतिष्ठा सुकरी विष्ठा** પણ તેમણે કહી છે. થૉમસ મોર જેવાને માટે તો તે પરમ ગતિ પણ દૂર રહી શકે નહિ. દુનિયાને તો પોતાની ગરજેજ–વિષયી માનવોને આગળ વધારવા માટેજ–આવા અલૌકિક માનવોના યશ ગાવા પડે છે. **સંપાદક**

# ૧૬૨–હાતિમતાઇનું અથાગ દાન–અત્યારે દાન કેવું થવું ઘટે?

અરબસ્તાનમાં કોઇએક ધનાઢય મનુષ્ય ગરીબ લોકોને મુઠ્ઠી મુઠ્ઠી અન્નનું દાન કરી રહ્યો હતો. એક ફકીરે ત્યાં જઇને હાથ ધર્યો. દાતાએ ભિક્ષા આપી. ફકીરે તે લઇને ફરીથી હાથ ધર્યો. દાતા ક્રોધાંધ થઇ ફકીરને ધમકાવવા લાગ્યો અને પહેરાવાળાઓને હુકમ આપ્યો કે, એને કાઢી મૂકો. ફકીરે કહ્યું કે 'હાતિમનું દાન જોયું હતું, તેથીજ બીજીવાર હાથ ધર્યો હતો.' દાતાએ કહ્યું કે 'એ વાત મનાય એવી નથી. કોઇ પુરુષ એકજ માણસને વારે ઘડીએ દાન કરે?' ફકીરે કહ્યું કે 'મારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય તો મારી સાથે ચાલો.' ફકીરની સાથે એ દાતા ગયો અને હાતિમના દાનભંડારમાંથી ઉપરા-ઉપરી ચાલીસ વાર ભિક્ષા માગી તથા દરેક વાર આદરપૂર્વક એને ભિક્ષા મળતી ગઈ. દાતા તો એ જોઇને ઘણોજ શરમાઇ ગયો. ('સદાલાપ'માંથી)

હાતિમ અસાધારણ દાનવીર હતો. એના સમયનો બીજો કર્ણ હતો, એમ કહી શકાય. તેનો આદર્શ ઘણો ઉચ્ચ હતો; પરંતુ વ્યાવહારિક દૃષ્ટિએ ભરતામાં ભરવું એ પણ સારૂં નથી. એકને હદ ઉપરાંત ભિક્ષા મળે તો એ તેનો દુરુપયોગ પણ કદાચ કરે, ત્યારે બીજાને પેટ ભરવાજોગ પણ ન મળી શકે; માટે એવું દાન પણ સારૂં નહિ. સુપાત્રને દાન કરવું એજ વ્યાજબી છે. વળી દાન એવા પ્રકારે અપાવું જોઈએ, કે દાન લેનાર ભવિષ્યમાં પોતાના પગ ઉપર ઉભો રહેતાં શીખે અને ભવિષ્યમાં એને દાન લેવાની જરૂરજ ન પડે.

આ પ્રસંગે અમને એક વાત યાદ આવે છે. કલકત્તામાં અમને દક્ષિણ-આફ્રિકાવાસી એક અંગ્રેજ વેપારીનો મેળાપ થયો હતો. એક ગુજરાતી શેઠ-ના ભાગમાં કલકત્તા તથા દક્ષિણ આફ્રિકામાં તેમનો વેપાર ચાલે છે. વર્ણદ્વેષ એમનામાં જણાયો નહિ. અમારી રૂબરૂમાં એમના ભાગીદારે પોતાના પિતાના મૃત્યુ પાછળ બ્રહ્મભોજન, જ્ઞાતિભોજન તથા ધર્મશાળાની સ્થાપના આદિ જે પુણ્યદાન કર્યું હતું તેની વાત કાઢી. પેલા અંગ્રેજ સજ્જને કહ્યું કે "હું એ પ્રકા-રનું દાન કરતો નથી, બીજા પ્રકારનું દાન કરૂં છું. મારી પાસે દક્ષિણઆફ્રિકા-માં કોઇ ગરીબ અંગ્રેજ દીનહીન દશામાં ભિક્ષા માગવા આવે છે, તો હું એને રોકડા પૈસા આપતો નથી, પણ એક સારી હૅાટેલમાં મોકલી આપું છું; અને હૅાટેલના વ્યવસ્થાપકને ચિઠ્ઠી લખી આપું છું કે, જતાંવાર એની હજા-મત કરે, ગરમ પાણીએ સ્નાન કરાવે, કપડાં ધોવરાવે અને ચોખ્ખાં વસ્ત્ર પહે-

રવા આપે તથા ત્રણ દિવસસુધી ભોજન કરાવે. એટલા વખતમાં એ થાક ખાઈને તાજો થાય, સ્વચ્છ વસ્ત્ર પહેરીને નોકરી-ધંધે લાગવા યોગ્ય બને અને પોતાનો નિર્વાહ પોતે ચલાવી લે. કોઈ ખાસ પ્રસંગમાં હૉટેલના વ્યવસ્થાપકને માણસ સારો લાગે અને થોડા દિવસ વધારે મદદ મેળવવા યોગ્ય લાગે તો એ ભલામણ કરે અને હું એને બે-ચાર દિવસ વધારે મારા ખર્ચે હૉટેલમાં રહેવા દઉં. ટુંકામાં એ સદાને માટે ભિખારી ન બનતાં પ્રમાણિક મજુર કે કારીગર બને એવી વ્યવસ્થા કરૂં છું. આ મારા દાનનો પ્રકાર છે."

## ૧૬૩–સાધ્વી રાબેયાની પ્રભુપ્રાર્થના

મુસ્લીમ જગતમાં રાબેયા એક પરમ સાધ્વી સ્ત્રી થઈ ગઈ છે. જેરૂસલેમની પૂર્વે જબલુતતુર પર્વત ઉપર તેની સમાધિ છે. દુનિયામાં બધાં સુખી થાઓ, બધા પતિત મનુષ્યો ઉન્નત થાઓ અને બધાં શોકાતુર મનુષ્યો શાંતિ મેળવો, એજ તેની નિષ્કામ પ્રાર્થના હતી; અને તેથીજ તે 'મંગળમાતા' નામથી ઓળખાતી હતી. તેની એક નિષ્કામ સરળ પ્રાર્થનાનો નમુનો નીચે આપીએ છીએ. એથી વાચકોને જણાશે કે, એના હૃદયમાં ભક્તિરસ કેટલા મોટા પ્રમાણમાં હતો.

"હે પરમેશ્વર! તેં આ લોકમાં મારે સારૂ જે કાંઈ નક્કી કરી રાખ્યું હોય તે મ્હારા બંધુને આપ. મ્હારે માટે તો તું પોતેજ પૂરતો છે, તારાસિવાય મ્હારે બીજું કાંઈ પણ જોઈતું નથી. હે ઈશ્વર! જો હું નરકના ભયથી તારી પૂજા કરતી હોઉં, તો મને નરકની આગમાં બાળીને ભસ્મ કરી દેજે; જો સ્વર્ગના લોભથી તારી સેવા કરતી હોઉં, તો એ સ્વર્ગ પણ મારે માટે હરામ હોજો; પણ જો હું કેવળ તમારીજ ખાતર તમારી પૂજા કરતી હોઉં, તો તો તમારા ઉજ્જ્વલ સૌંદર્યનાં દર્શનથી મને વંચિત રાખશો નહિ."

"હે સખા! જ્યાંસુધી તમે બધા પતિતોને હાથ પકડીને ઉઠાડો નહિ, ત્યાંસુધી તમે મારા હાથને પકડતા નહિ; જ્યાંસુધી તમે બધાં દુઃખીઓનાં આંસુ લૂછી ન નાખો, ત્યાંસુધી મારાં નેત્રમાંનાં આંસુ તરફ ઝાંખશો પણ નહિ; જ્યાંસુધી તમે બધાંના હૃદયને સીંચો નહિ, ત્યાંસુધી મારૂં હૃદય પણ મરુભૂમિ રહેશે. તેને માટે કરુણાની આવશ્યકતા નથી. પ્રભુ! એ પતિતો શું ઉંચા નહિજ આવે? શું એ આંસુથી ભિંજાયેલાઓને શાંતિ નહિજ મળે?

મ્હારાં એ દુઃખી અને શોકાતુર ભાઇબહેનોમાં નવો પ્રાણ નહિ આવે? હે દીનાનાથ! મારે તો તમે પણ છો, પણ એમને બિચારાંને કયો આધાર છે?"

"મને ઘણું ઉંચું ગગનચુંબી પર્વતશિખર ન બનાવતો. હે પ્રભુ! મને તો સપાટ ફળદ્રૂપ ખેતર બનાવજે, કે જેથી ભૂખ્યા લોકોને મ્હારાવડે અન્ન મળે. મને વિશાળ અથાગ ખારો સમુદ્ર ન બનાવતો, પણ હે પ્રભુ! મને તો તપેલી ધરણીની સપાટી ઉપરનું નાનું સરખું ઝરણુંજ બનાવજે, કે જેથી તરસ્યા માણસો મારામાંથી જળ પીએ. મને વીરના હાથમાંની ઝગમગતી તલવાર ન બનાવતો, પણ હે પ્રભો! મને તો એકાદ સામાન્ય લાકડીજ બનાવજે, કે જેથી પતિત અને દુર્બળ મનુષ્યો મ્હારો ટેકો લઇને ચાલી શકે."

(શ્રી શરત્‌કુમાર રાયકૃત 'પંચકન્યા'માંથી)

(ભારતવર્ષમાં પણ માતા રાબેયા જેવાં—સાક્ષાત્ દેવી જેવાં અને ભક્તિના અવતારસમાં મહાન સ્ત્રીપુરુષો દેખાશે નહિ ત્યાં સુધી જનવર્ગમાં ચાલી રહેલી સ્વાર્થવૃત્તિ, ઘુરકાઘુરકી અને હેસનગતિ દૂર થવી અશક્યજ છે ને રહેશે. સંપાદક)



# ૧૬૪—સાચા પ્રભુભક્તની દુઃખમાટે કેવી સમજણ હોય છે?

કોઇએક સાધ્વી સ્ત્રીનો પુત્ર મરણ પામ્યો. માતાને માટે પુત્રવિયોગ કરતાં વધારે શોકજનક કાંઈ હોતું નથી; છતાંપણ એણે ઉંડી સમજણપૂર્વક એમજ કહ્યું હતું કે 'આ બનાવમાં પણ હું તો એમજ જોઇ શકું છું કે એથી કરીને ભગવાન મારા સમગ્ર હૃદયને પોતા તરફજ ખેંચી લેવા માગે છે. આ બનાવથી મને શોક જરૂર થયો છે, તોપણ એવી સમજણને લીધે તે મહાન પ્રભુના કાર્યમાં હું કાંઇ પણ અયોગ્યતા કે વાંધો જોઇ શકતી નથી.'

( 'સદાલાપ'માંથી )



## १६५-एक महासाध्वीने दुःखमां पण प्रभुकृपानो अनुभव थयो.

સાધ્વી રાબેયા જન્મથી દુઃખી હતી. એક વખત એના ગામમાં લૂંટારાઓ આવ્યા અને બીજાઓના ભેગી રાબેયાને પણ પકડીને લઇ ગયા. એ વખતે એશિયા અને યૂરોપના દેશોમાં ગુલામગીરીનો વેપાર ધમધોકાર ચાલતો હતો. લૂંટારાઓએ રાબેયાને એક વિલાસી ધનવાનને ત્યાં વેચી.

રાબેયા ખુબસુરત નહોતી, એટલે એના ભાગમાં ઘરધણીના ઘરનું વૈતરૂં જ આવ્યું. વિલાસી માલિકના પ્રમોદભવનમાં ખાવા-પીવા પીરસવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું. એ વખતે અરબસ્તાનમાં એવો રિવાજ હતો કે, ધનવાન મનુષ્યોને ઘેર વિદ્વાનોની પણ મિજલસ જામતી અને ત્યાં સ્વેચ્છાચારની સાથે સાથે વિદ્યાચર્ચા પણ થતી. રાબેયાના શેઠને ઘેર પણ વિદ્વાનોની મંડળી દરરોજ મળતી.

એવા રાત્રિભોજનપ્રસંગે દાસ-દાસીઓને પુષ્કળ માર પડતો. જે મનુષ્યોને ઢોર કે જડ વસ્તુની પેઠે ખરીદી કે વેચી શકાય, તેની સારી દશા ક્યાંથી હોઇ શકે ? પરોઢીએથી માંડીને મોડી રાતસુધી દાસ-દાસી કામ કરતાં અને માર ખાઇને કેટલીકવાર મહિનાઓ સુધી પીડાતાં. કેટલાકના તો પ્રાણ પણ નીકળી જતા. રાબેયાને પણ હદ ઉપરાંત મજુરી કરવી પડતી, પણ નાનપણથીજ એને દુઃખ સહન કરવાની તથા કુશળતાથી કામ કરવાની ટેવ પડી ગઇ હતી, એટલે એ દુઃખી થતી નહિ. ચિત્તની શાંતિને લીધે એ તંદુરસ્તી પણ સાચવી શકી હતી.

એક દિવસ રાબેયાના માલિકને ઘેર મિજલસ હતી. કવિ, દાર્શનિક, જ્યોતિષી, હકીમ વગેરે વિદ્વાનોની ઠઠ જામી હતી. અનેક વિષયોની વાતચીત ચાલી. વિલાસી શેઠને એ બધી બાબતોમાં કાંઇ રસ નહોતો પડતો. એ તો શરાબના પ્યાલામાંજ મસ્ત હતો.

રાબેયા વારાફરતી સ્વાદિષ્ટ વાનીઓ અને રંગબેરંગી શરાબ પીરસી જતી હતી. શીશાઓ ઉપર શીશા ખાલી થઈ જતા હતા; એટલામાં એક મહેમાને રકાબીમાંના ખોરાકમાંથી હાડકાંની ગાંઠમાંનું માંસ છૂટું પાડતાં પાડતાં કહ્યું કે, "વાહ ! આ ગાંઠ કેવી આશ્ચર્યકારક કુશળતાથી બનાવી છે ! માણસના શરીરમાં પણ એવી ગાંઠ હશે કે ?" એક હકીમ સાહેબ બોલી ઉઠ્યા કે "મનુષ્યના શરીરમાં એવી ગાંઠ છે, પરંતુ ચોપગાં અને બેપગાં પ્રાણીઓના ચાલવામાં

ફરક હોવાથી એ ગાંઠની રચનામાં પણ થોડોક ફેરફાર છે."

પહેલા ગૃહસ્થે કહ્યું કે 'દોસ્ત ! માણસના શરીર ને જાનવરના દેહમાંની એ ગાંઠ સાથે સરખાવીએ તો મઝા પડે.'

રાબેયાના શેઠે કહ્યું કે "અહો ! એમાં તે શી મોટી વાત છે ! આ દાસીનો પગ ચીરીને તમે તમારી એ ગાંઠને સરખાવી જુઓ અને આનંદ મેળવો."

માલિકનો ઈસારો થતાં દાસ-દાસીઓએ બિચારી રાબેયાને પકડી રાખી અને એક હકીમજીએ છરીવડે એની જાંઘ કાપીને માંસપેશીઓ એક પછી એક છુટી કરી નાખી, હાડકું બહાર કાઢયું. એક જણ હાડકાની ગાંઠને તપાસીને આનંદમાં બોલી ઉઠયો કે 'વાહ ! પરમેશ્વરનો કેવો મહિમા છે !' પછી હકીમજીએ માંસની પેશીઓ પાછી ગોઠવી દઈને પગ બાંધી દીધો અને દાસ-દાસીઓ રાબેયાને તેની ઓરડીમાં મૂકી આવ્યાં.

એ અવર્ણનીય વેદનામાં સર્વદુઃખવિદારક પરમેશ્વરનું મધુરૂં નામ રાબેયાના મર્મને ભેદવા લાગ્યું. દુઃખના વેશમાં હૃદયદેવતા પ્રભુ પોતેજ પોતાના હૃદયમાં અવતર્યા છે, એવો ભાવ રાબેયાના મનમાં જાગ્રત થયો અને તેથી તેણે એ અસહ્ય વેદનામાં પણ કોઈના ઉપર નિસાસો નહિ નાખતાં કહ્યું કે 'શુક્ર ખુદા'-ઈશ્વરને ધન્યવાદ.

રોગશય્યામાં પડેલી રાબેયાએ દયાળુ પ્રભુને કહ્યું કે "આજના આ દુઃખવડે તેં મને તારો મહિમા અને અપાર દયાળુતા સમજાવી છે કે, આટલા બધા દિવસ તેં મને કેટલા સુખમાં રાખી હતી ! શરીરનું માત્ર એકજ અંગ ખોડું કરીને તેં મને કેવું સમજાવી દીધું કે "સેંકડો તરફથી તેં કેવી રીતે મારૂં રક્ષણ કર્યું છે અને પ્રત્યેક પળે કેટલી બધી કાળજી રાખીને તેં મારૂં રક્ષણ કર્યું છે ! તારી આ અપાર દયાનો વિચાર કરતાં મને મારી અયોગ્યતા-માટે બહુજ શરમ આવે છે. વગરમાગ્યે તેં મારા ઉપર જે ઉદાર કરુણા આ વખતે પણ કરી છે તે જ્યારે મને યાદ આવે છે, ત્યારે તારી પ્રાર્થના કરતાં પણ મને શરમ આવે છે."

એ વેદનાને લીધે તેને એક મહિનાસુધી ખાટલાવશ રહેવું પડયું હતું; પરંતુ કોઈ દિવસ તેણે પોતાને દુઃખ દેનાર શેઠની નિંદા કરી નહોતી. એક ક્ષણને માટે પણ ઈશ્વરનો કે દૈવનો વાંક કાઢયો નહોતો, બલ્કે પૂર્ણ શાંતિમાં અને પ્રભુનો ઉપકાર માનવામાંજ તેણે સમય ગાળ્યો હતો.

('પંચકન્યા' નામક બંગાળી ગ્રંથમાંથી)

# ૧૬૬–સાચો બ્રાહ્મણ કોને કહેવો ?

## ( ગૌતમ બુદ્ધ અને સોણદંડ વચ્ચેની વાતચીત )

ચંપાનગરીમાં સોણદંડ નામનો એક ધનિક વિદ્વાન અને સુશીલ બ્રાહ્મણ રહેતો હતો. સેંકડો વિદ્યાર્થીઓ એની પાસે ભણતા અને એને માન આપતા. એક વખત બુદ્ધ ભગવાન વિહાર કરતા કરતા ચંપાનગરીની બહાર આવીને રહ્યા. એમનો ઉપદેશ સાંભળવાને આખી નગરીના બ્રાહ્મણો જતા હતા, તેમને જોઈ સોણદંડે કહ્યું કે 'ભાઇઓ! તમે ન જશો, મને જવા દો.' બ્રાહ્મણોએ કહ્યું કે 'મહારાજ ! તમારા જેવા વિદ્વાને એ તસ્દી લેવી યોગ્ય નથી. એમ કરવાથી તમારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે.' પણ સોણદંડ નમ્ર અને વિનયી હતો અને ગૌતમ બુદ્ધનું માહાત્મ્ય જાણતો હતો, તેથી તેણે એમની યોગ્યતાની પ્રશંસા કરી અને કહ્યું કે 'એ એવા મહાત્મા છે કે મારેજ એમની પાસે જવું જોઇએ.' એમ કહી સોણદંડ તથા બીજા બ્રાહ્મણો ગૌતમ બુદ્ધની પાસે ગયા અને ત્યાં ખરૂં બ્રાહ્મણત્વ શેમાં છે એ વિષે ચર્ચા ચાલી.

ગૌતમ બુદ્ધે સોણદંડના મનનો પ્રશ્ન જાણી જઇને પૂછયું:—

" સોણદંડ! એવી કયી વસ્તુઓ છે, કે જે હોય તો બ્રાહ્મણ 'હું બ્રાહ્મણ છું' એમ યથાર્થ રીતે કહી શકે ?"

સોણદંડે કહ્યું કે "ગૌતમ! પાંચ વાનાં હોય તો તે પોતાને બ્રાહ્મણ કહી શકે.

(૧) એક તો માતા અને પિતા ઉભયનો વંશ વિશુદ્ધ હોવો જોઇએ.

(૨) એ ત્રણ વેદમાં અને એને લગતાં અન્ય શાસ્ત્રોમાં કુશળ હોવો જોઇએ.

(૩) વળી એ સુંદર, ગોરો, દીઠે પ્રિય લાગે એવો અને ભવ્ય હોવો જોઇએ.

(૪) શીલ–ચારિત્ર્યવાન હોવો જોઇએ.

(૫) પ્રજ્ઞાવાન ( બુદ્ધિમાન ) હોવો જોઇએ."

બુદ્ધ ભગવાને પૂછયું કે 'પણ સોણદંડ! આ પાંચ–રૂપ, કુળ, શ્રુત, શીલ અને પ્રજ્ઞા એમાંનું કોઇ એક ન હોય તો ચાલે કે નહિ ?

સોણદંડે કહ્યું કે 'હા, રૂપ ન હોય તો ચાલે. બાકીનાં ચાર હોય તો બસ.'

બુદ્ધે કહ્યું કે 'પણ એ ચારમાંનું કયું ન હોય તો ચાલે ?'

સોણદંડે કહ્યું કે 'શ્રુત (વિદ્યા) ન હોય તો ચાલે.'

બુદ્ધે કહ્યું કે 'બાકીનાં ત્રણમાંનું એકાદ ન હોય તો ચાલે ?'

સોણદંડે કહ્યું કે 'હા, કુળ ન હોય તોપણ ચાલે.'

આ સાંભળી બીજા બ્રાહ્મણો ચમકયા, પણ એમને સોણદંડે કહ્યું કે "ભાઈઓ! હું કાંઇ આપણાં રૂપ, કુળ કે શ્રુત(વિદ્યા)ને નિંદતો નથી, પણ બ્રાહ્મણત્વમાં શું ખાસ આવશ્યક છે એજ કહું છું." એમ કહી તેઓને ઠંડા પાડયા.

બુદ્ધે કહ્યું કે "બાકી બે રહ્યાં શીલ અને પ્રજ્ઞા (જ્ઞાનશક્તિ અને ચારિત્રશુદ્ધિ) એમાંનું પણ એક ન હોય તો ચાલે?"

સોણદંડે કહ્યું કે "ના, જેમ હાથ કે પગ બીજા હાથ કે પગ સાથે ઘસીને ધોવાય છે, તેમ શીલ અને પ્રજ્ઞા (જ્ઞાન અને ચારિત્ર) એકબીજાની મદદથી શુદ્ધ થાય છે. શીલવડે પ્રજ્ઞા પ્રાપ્ત થાય છે અને પ્રજ્ઞાવડે શીલ આવે છે."

(પ્રૉ. આનંદશંકરભાઇના લેખ ઉપરથી)

## ૧૬૭–स्वामी विवेकानंदनी गरीबोप्रत्ये दया

એક દિવસ નરેન્દ્રનાથ(સ્વામી વિવેકાનંદ)ને સમાચાર મળ્યા કે, અમુક વ્યક્તિ ત્રણ સંતાનસહિત બહુ કષ્ટ ભોગવી રહી છે. ઘરસંસાર ચલાવવાનું તેને વસમું થઇ પડયું છે. ભૂખની પીડાથી એને સંગ્રહણીનો રોગ લાગુ પડયો છે. રોગને લીધે એ પથારીમાં પડયો છે, પણ દવા કરાવવાનું ગજું નથી. એ સમાચાર સાંભળતાંવારજ નરેન્દ્રનાથનું હૃદય પીગળી ગયું. તેમણે તરતજ ત્રીસ રૂપિયા એકઠા કરીને એક મિત્રની સાથે એ ગરીબ મનુષ્યને મોકલી આપ્યા અને કહાવ્યું કે, તમે કોઈ પણ જાતની ચિંતા ન કરશો. મ્હારા મિત્ર દાકતર ત્રૈલોકયનાથ બંદોપાધ્યાય તમારે ઘેર આવીને વગર ફીએ જોઇ જશે અને દવા–દારૂ પણ મફત કરશે. દાકતર સાહેબે નરેન્દ્રનાથના આગ્રહથી એ ગરીબ મનુષ્યની દવા કરી હતી. નરેન્દ્રનાથ હમેશાં એ ગરીબ કુટુંબની ખબર રાખતા અને એક વાર જાતે જઇને એ લોકોને મળી આવ્યા હતા.×

× 'બાપ તેવા બેટા' એની પેઠે સ્વામી વિવેકાનંદના અનુયાયી એક બે વિદ્યાર્થીઓએ શ્રી કાશીપુરીમાં પણ ઉપલી રીતેજ શરૂઆત કરીને તેને એક કેવું વિશાળ ઔષધાલય તથા શુશ્રૂષાલય બનાવી મૂકયું છે તથા તેનીજ જોડમાં ભજનમઠ પણ સ્થાપેલો છે, તે નજરે જોવાથીજ સમજાય તેમ છે. જે કોઇ કાશી જેવા તીર્થમાં જઇને આ જીવતા–જાગતા સ્થાનને જુએ નહિ, તેની યાત્રાજ નકામી જાણવી. એ સ્થળનું પણ નામ તો ઘણું કરીને 'રામકૃષ્ણ સેવાશ્રમ' છે. સંપાદક

## १६८–मानपानप्रत्ये फ्लोरेन्स नाइटिंगेलनी उपेक्षा

કુમારી ફ્લોરેન્સ નાઇટિંગેલના ઉત્તમ પરોપકારી કાર્યનો પરિચય તો વાચકોને અમે અહીંસુધી આપી ચૂકયા છીએ.એ ગુણો ઉપરાંત એમનામાં એક વિશેષ ગુણ એ હતો કે, લોકોમાં પ્રસિદ્ધિ મેળવી આગળ પડવાનો શોખ એમને જરાયે નહોતો.એમનાં સત્કાર્યોની ખ્યાતિ પવનવેગે ઇંગ્લૅંડ પહોંચી ચૂકી હતી અને ત્યાંના લોકો મોટા પાયા ઉપર એમને જાહેર સન્માન આપવાને આતુર થયા હતા. સરકારે એમને લખ્યું હતું કે, આપને સ્વદેશમાં આણવા સારૂ સરકારી મનવાર તૈયાર રહેશે; પરંતુ એમણે એ પસંદ કર્યું નહિ. લોકો એમના પ્રવાસથી જાણીતા ન થઇ જાય, એટલા માટે ગુપ્ત નામ ધારણ કરીને એમણે સાધારણ આગબોટમાં પ્રવાસ કર્યો અને ઇ. સ. ૧૮૫૬ની ૮ મી ઑગસ્ટને દિવસે ઇંગ્લૅંડ પહોંચી જઇ લીહર્સ્ટ ગામમાં સીધાં પોતાને ઘેર ગયાં. એમ કહેવાય છે કે, ઘરમાં પણ તેમણે પાછલે બારણેથી પ્રવેશ કર્યો હતો. આખો દેશ તેમના ગુણાનુવાદ ગાઈ રહ્યો હતો. એ સમયે તેઓ પોતાના કુટુંબ સાથે શાંતિમાં પોતાનું જીવન ગાળી રહ્યાં હતાં અને થોડીક વિશ્રાંતિ ભોગવીને તાજાં થઇ પાછાં સેવિકાશ્રમનો ચાર્જ લેવાની તૈયારી કરી રહ્યાં હતાં.

દેશસેવાના બદલામાં માનપત્રોની આશા રાખનાર દેશસેવકોએ કુમારી ફ્લોરેન્સ નાઇટિંગેલના ચરિત્ર ઉપરથી ધડો લેવો ઘટે છે. જનસમાજ તેની કદર કરવામાં પાછળ રહ્યો નહિ. તેમણે તેમના હાથમાં સાતલાખ રૂપિયા ઉઘરાવીને મૂકયા. કુમારી ફ્લોરેન્સે એમાંની એક કોડી પણ પોતાના કામમાં ન વાપરતાં, શુશ્રૂષા–નર્સિંગનું શિક્ષણ આપનારી સંસ્થા અને હૉસ્પિતાલ સ્થાપવામાં એ રકમનો ઉપયોગ કર્યો.

આ પરોપકારી નારીએ ઈ. સ. ૧૯૧૦ ની ૧૪ મી ઑગસ્ટે લગભગ ૯૦ વર્ષની વયે પરલોકગમન કર્યું. મૃત્યુની પૂર્વે તેમણે આગ્રહ કર્યો હતો કે, મારા શબને કોઇ પણ જાતના આડંબરવગર દફનાવજો.

રાણી અલેક્ઝાન્ડ્રાએ તેની સમાધિ ઉપર ચઢાવવા સારૂ સુગંધીદાર પુષ્પોનો એક ઝોટો મોકલ્યો હતો. તેમાં પુષ્પોના અક્ષરોથી લખ્યું હતું કે "આ નારી મનુષ્યોનું પરમ કલ્યાણ કરનારી હતી."×

---

× ધન્ય માતા નાઇટિંગેલ ! નીપજજો ભારતભૂમિમાં એવી અનેકાનેક દેવીઓ, કે જે ગુપ્તાચારી દેશસેવિકા નહિ હોતાં સાચે સાચીજ દયાની દેવીઓ હોય.

# १६९–कुमारी फ्लोरेन्स नाइटिंगेलनी सेवाचाकरी

કુમારી નાઇટિંગેલના સમયપૂર્વે ઇંગ્લૅંડમાં ખાનદાન કુટુંબની સ્ત્રીઓ પરિચારિકાનું કામ કરવામાં હીણપત સમજતી. ક્રીમિયાના યુદ્ધસમયે ઇંગ્લૅંડના મંત્રીમંડળની ખાત્રી થઈ કે, ખરા દિલથી કામ કરનારી અને શુશ્રૂષાના નિયમોથી જાણીતી સેવિકાઓના અભાવે પોતાના સૈનિકો દુઃખી થઈ રહ્યા છે અને રોગના ભોગ થઇ કમોતે મરી રહ્યા છે. આથી તેમણે કુમારી નાઇટિંગેલની સરદારી નીચે સેવિકાઓની એક ટુકડી રણક્ષેત્રમાં મોકલી આપી હતી. સ્કુટેરાઇની લશ્કરી ઇસ્પિતાલમાંથી એમને કામ શરૂ કરવાનું હતું. એમની સેવાનો ખરો ખ્યાલ આણવા સારૂ એમના ત્યાં પહોંચવા પહેલાં શી દશા હતી, તે પણ જાણવું જરૂરનું છે.

મિસ નાઇટિંગેલ જેવાં અંદર ગયાં કે તરત તેમને માલૂમ પડયું કે, શોભા તો ફક્ત બહારનીજ હતી. અંદર તો બેશુમાર ગંદકી, મરકી, દુઃખ અને અવ્યવસ્થાજ હતી. ઓસરીની બન્ને બાજુએ સંખ્યાબંધ ઘાયલ થયેલા માણસો ધીચોઘીચ પડેલા હતા ને તેમનાં શરીર ઢંકાય તેટલાં પણ વસ્ત્ર તેમની પાસે નહોતાં.

ક્રીમિયાના રણક્ષેત્રમાંથી ઘાયલ થયેલા માણસોને આ ઇસ્પિતાલમાં ઘસડી આણીને ઓસરી ઉપર ફેંકવામાં આવતા હતા. ચેપી રોગવાળા સિપાઇઓને પણ ત્યાંજ નાખવામાં આવતા. કાંઇપણ ભેદ પાડવામાં આવ્યો નહોતો; કારણકે બંદોબસ્ત રાખનાર કોઇજ નહોતું. એમાં પડેલા દર્દીઓ કેટલાય દિવસથી આવીને ત્યાં પડેલા હતા; પરંતુ તેમાંના ઘણાકના તો ઘા સરખા પણ કોઇએ ધોઇને સ્વચ્છ કર્યા નહોતા ને ભાગ્યાં તૂટયાં હાડકાં પણ કોઇએ જોયાં નહોતાં. માંદા માણસોને માટે પાણી પીવા કે ખાવા માટે વાસણ પણ નહોતાં, ત્યાં પછી સાબુ, ટુવાલ કે ચીંથરાં તો કયાંથીજ હોય! દર્દીઓને પહેરવાને બીજાં લુગડાં પણ નહોતાં. સિપાઇઓ પોતાનો લશ્કરી પોશાકજ પહેરીને પડયા રહેતા ને એટલા ગંદા હતા કે તેનું વર્ણન કરતાં પણ કંપારી છુટે. તેમના અંગ ઉપર કીડા પડેલા હતા, તે કીડા ભીંતો ઉપર અને જમીન ઉપર પણ ચાલતા હતા અને સઘળે ઠેકાણે ગંદકી અને રોગનો ફેલાવો કરતા હતા. સ્વાભાવિક રીતેજ માંદા માણસો દાક્તરી મદદની આશા રાખે; પણ આ ગરીબ

લોકોની તો છેક અંત ઘડીસુધી દાદ-ફરિયાદ કોઇ સાંભળતું નહિ. તેમનો છુટકારો તો માત્ર મરણથીજ થતો.

દરદીઓને કીડા પીખી ખાતા. મોટા મોટા ઉંદરો તેમના ટાટના બિછાના ઉપર દોડાદોડ કરતા. બારીઓની નીચે છ-સાત કુતરાં મરેલાં પડેલાં હતાં.

આ સર્વ દેખાવ કુમારી નાઇટિંગેલે જોયો અને ધીમે ધીમે એ બધું દૂર કરી ત્યાં આગળ સ્વચ્છતા અને શાંતિનું રાજ્ય લાવવાનો નિશ્ચય કર્યો. લોકો ધારતા હતા કે, સુકુમાર કુલીન અંગ્રેજ યુવતીઓ ઉંદરો અને કીડા જોઇને ડરી જશે ને સેવાવ્રત છોડી દઇ ઈંગ્લૅંડ નાસી જશે; પરંતુ મિસ નાઈટિંગેલને એ દુર્ગંધમય મલિન વાતાવરણની જરાયે સુગ ભરાઇ નહિ. તેણે તો પોતાની છત્રીવડે એક માણસની પથારી ઉપરથી ઉંદરને ખસેડી નાખ્યો; ધીરજથી કામ લઇ પોતાના હાથ નીચેની નર્સોને ઉત્સાહિત કરી; વ્યવસ્થા કેવી રીતે રાખવી, તેની યોજના ઘડી કાઢીને તેમને સમજાવી દીધી. ધીમે ધીમે બધી ગંદકી અને અવ્યવસ્થા દૂર કરી તથા અસંભવિત દેખાતું કામ પાર પાડ્યું.

એમની એ સમયની સેવાનું અવલોકન કરતાં એક વર્તમાનપત્રે લખ્યું હતું કે "આ ભલી બાઈ છેક મધરાત સુધી ઈસ્પિતાલના ઓરડામાં ઓસરી ઉપર જ્યાં જ્યાં દરદીઓનાં બિછાનાં હોય ત્યાં હાથમાં એક નાનો સરખો દીવો લઈને ફરે છે અને સઘળાંની તપાસ રાખે છે. મરણપથારીએ સૂતેલા માણસો તેમને આવતાં સાંભળીને તેમના ભલા કામને માટે આશીર્વાદ દેવા ખાતર પાસું બદલીને સુવે છે."

આ પ્રમાણે માનવબંધુઓ ઉપર અથાગ પ્રેમથી પ્રેરાઇને માનવજાતિની સેવાને પ્રભુનું પૂજન ગણી કુમારી નાઇટિંગેલે જે અદ્‌ભુત કાર્ય કર્યું છે, તેથી એમનો યશ અમર થઈ ગયો છે.

( 'નાઇટિંગેલ ચરિત્ર'માંથી )

## ૧૭૦–स्वामी विवेकानंदनां आत्मसंयम अने आत्मगोपन

રાજનારાયણ બસુ સાથેના તેમના એક મેળાપમાં એક સરસ ખુબી રહી હતી. દેશના અગ્રગણ્ય નેતાને મળવા જવું તો સન્માનની પૂરી વૃત્તિસહિત જવું જોઇએ અને તેમની સાથે અંગ્રેજીમાં ન બોલતાં બંગાળીમાંજ બોલવું જોઇએ, એવા વિચારથી નરેન્દ્રનાથે બધી વાતચીત બંગાળીમાંજ કરી હતી; અને એક પણ શબ્દ

અંગ્રેજીનો ન નીકળી જાય તેની ખાસ ચીવટ રાખી હતી. રાજનારાયણ બસુ પણ એ વાતચીત ઉપરથી એમ સમજ્યા કે, યુવક નરેન્દ્રનાથ અંગ્રેજી જાણતા નથી; એટલા માટે પોતાના મુખમાંથી કોઇ અંગ્રેજી શબ્દ નીકળી જતાં એનો બંગાળી તરજુમો કરતા. એક વખત વાતચીતમાં 'ગ્લસ' (વત્તા) શબ્દ નીકળી જતાં આંગળીના ઇસારાથી તેમણે એ શબ્દ સમજાવ્યો હતો. વૃદ્ધ બસુ મહાશયની એ વર્તણુકથી નરેન્દ્રનાથને મનમાં ઘણુંજ હસવું આવતું હતું, પણ એને દબાવીને ગંભીરપણે બેસી રહ્યા હતા. એમના સાથી ગંગાધરજીથી રહેવાયું નહિ અને એ હસી પડ્યા, ત્યારે ઈસારો કરી તેમને હસતાં રોક્યા હતા. વાતચીત પૂરી થયા પછી પાછા ફરતાં રસ્તામાં આ રમુજી બનાવ સંભારીને તેઓ બધા ખૂબ હસ્યા.

આત્મસંયમ અને આત્મગોપન (પોતાની યોગ્યતા કે વિદ્વત્તા નહિ દર્શાવવાપણું) એ શ્રેષ્ઠ મનુષ્યો માટે કેવો જરૂરી ગુણ છે, તે આ દૃષ્ટાંતમાંથી ખાસ સમજવાનું છે.

## १७१–कर्तव्यक्षेत्रसंबंधी उत्तम सलाह

અશ્વિનીકુમાર દત્ત ભણી–ગણીને તૈયાર થયા અને દેશસેવા કરવાની વૃત્તિ પણ તેમનામાં દીઠામાં આવી, ત્યારે ગુરુ રાજનારાયણે ઉપદેશ આપ્યો હતો કે 'અશ્વિનિ! કામ કરવું હોય તો બારિસાલમાં રહેજે અને ખૂબ નામ કાઢવું હોય તો કલકત્તા જજે.'

મોટા નગરમાં જાહેરજીવન ગાળનારા સેવકો નામના મેળવી શકે છે, સરકાર અને જાહેરસંસ્થાઓ તરફથી માન મેળવવા ભાગ્યશાળી થાય છે; પરંતુ એથી એમની શક્તિનો સારામાં સારો ઉપયોગ થતો નથી. કેમકે નાનાં શહેરો અને ગામોને તેમની સેવાનો લાભ મળતો નથી. ખરૂં ભારતવર્ષ કલકત્તા, મુંબઇ કે મદ્રાસ જેવાં ભવ્ય નગરોમાં નથી, પણ તેનાં હજારો નાનાં શહેરો અને અસંખ્ય ગામડાંઓમાં છે. વિદ્યા, વિનય અને ભક્તિથી વિભૂષિત થયેલા સાચા દેશસેવકોને માટે તો ત્યાં આગળજ વિશાળ કાર્યક્ષેત્ર પડ્યું છે.

('મહાત્મા અશ્વિનીકુમારચરિત્ર'માંથી)

## १७२–रामतनु लाहिडीना जाणवा जेवा सद्गुण

### ૧–અસત્ય ભાષણપર તિરસ્કાર

રામતનુ લાહિડી બંગાળાના એક સુપ્રસિદ્ધ વિદ્વાન, સુધારક, ધર્મપરાયણ અને સત્યનિષ્ઠ પુરુષ થઈ ગયા છે. કૃષ્ણનગરની કૉલેજિયેટ સ્કૂલના એ હેડમાસ્તર હતા. મિથ્યાચરણપ્રત્યે અશ્વિનીબાબુને બાલ્યાવસ્થામાંથીજ જે તિરસ્કાર ઉપજ્યો હતો, તે એજ મહાપુરુષના સમાગમને આભારી હતો.

એક દિવસ રામતનુ લાહિડી કલકત્તાના રાજમાર્ગમાં ફુટપાથ ઉપર થઈને જઇ રહ્યા હતા. અશ્વિનીબાબુ તેમની પાછળ પાછળ જઇ રહ્યા હતા; એટલામાં એકાએક કોણ જાણે શો વિચાર આવ્યો કે લાહિડી મહાશય ઉતાવળે પગલે બીજા ફુટપાથ ઉપર થઈને પાસેની એક ગલીમાં ઘુસી ગયા. અશ્વિનીબાબુ વિસ્મય પામીને તેમની પાછળ એજ ગલીમાં ગયા અને આમ એબાકળા થવાનું કારણ પૂછ્યું. લાહિડી મહાશયે એ વખતે સામેના ફુટપાથ ઉપર થઇને જતા એક માણસ તરફ આંગળી કરીને કહ્યું કે “એ માણસ પાસે મારા થોડાક રૂપિયા લહેણા નીકળે છે. જ્યારે મળે છે ત્યારે વાયદો કરે છે કે, થોડા દિવસમાં આપી દઇશ; પણ એનો વાયદો કદી સાચો પડતો નથી. વાયદો કરીને એનું પાલન નહિ કર્યાથી જૂઠું બોલ્યાનું પાપ થાય છે, એની એ બિચારાને ખબર નથી. આજ હું એને મળ્યો હોત તો પાછો એ જૂઠો વાયદો કરીને મિથ્યાચરણ કરત. મારાથી એ સહન થઇ શકતું નથી. એનું એ મિથ્યાચરણમાંથી રક્ષણ કરવા સારૂ મારે એ રસ્તો છોડીને એકદમ આ તરફ નીકળી આવવું પડયું.”

### ૨–તેજસ્વિતા અને સ્પષ્ટવક્તાપણું

રામતનુ લાહિડી કૃષ્ણનગરમાં હેડ માસ્તરના પદ ઉપર હતા, ત્યારે એક વાર બંગાળાના લેફ્ટેનંટ ગવર્નર એ નગરની મુલાકાતે ગયેલા. તે વખતે ત્યાંના મહારાજાએ તેમના માનમાં એક મોટી પાર્ટીની ગોઠવણ કરી હતી. લાહિડી મહાશય પણ આમંત્રણ હોવાથી ત્યાં ગયા હતા. લેફ્ટેનંટ ગવર્નર સાથે એમને પહેલાંનો પરિચય હોવાથી એમને જોતાંવારજ લેફ. ગવર્નરે ‘ શેકહેન્ડ ’ કરવા સારૂ હાથ આગળ લંબાવ્યો. પોતાના પ્રાંતનો સૌથી મોટો સરકારી અમલદાર અને શહેનશાહનો પ્રતિનિધિ આ પ્રમાણે એક સામાન્ય હેડમાસ્તરની સાથે શેકહેન્ડ કરવા માટે પહેલો પોતે હાથ ધરે, એ

કેટલું મોટું સન્માન ! પણ લાહિડી મહાશયે શું કર્યું ? એમણે તો પોતાનો જમણો હાથ સંકેલીને પાછળ લીધો અને કહ્યું કે " જે સદ્‌ગૃહસ્થે 'ઇલ્બર્ટ બીલ'ના પક્ષમાં મત આપ્યો છે, તેની સાથે હું હાથ મેળવીશ નહિ. "

ભારતવાસી અને અંગ્રેજો વચ્ચે ન્યાયની બાબતમાં ભેદભાવ દર્શાવવાનો ઇલ્બર્ટ બીલનો ઉદ્દેશ હતો અને એ વખતે એને અંગે આપણા દેશમાં જબરી હીલચાલ ચાલી હતી.

લેફ્. ગવર્નરનું ખુલ્લી રીતે આ પ્રમાણે અપમાન કરવું, એ જેવી તેવી તેજસ્વિતા ન ગણાય ! ગવર્નર સાહેબપ્રત્યે એમને વ્યક્તિગત દ્વેષ જરાયે નહોતો. ઉલટો સ્નેહ-સંબંધ હતો, પરંતુ આ આચરણથી એમના અમુક કૃત્યપ્રત્યે ખુલ્લી રીતે અણગમો બતાવવો એજ એમનો ઉદ્દેશ હતો.

## ૩–મિથ્યાવચનપ્રત્યે તિરસ્કાર

રામતનુ લાહિડી મન, વચન અને કર્મથી સદા સત્યનેજ અનુસરતા. જૂઠનો આધાર લેવો એને એ મોટો અપરાધ ગણતા. એ જ્યારે ઉત્તરપાડા સ્કૂલના હેડમાસ્તર હતા, ત્યારે એમની એક નોકરડીએ રડતા બાળક 'નવકુમાર'ને છાનો રાખવા માટે કહ્યું હતું કે ' કીકા ! રડતો નહિ. તને મિઠાઇ લાવી આપીશ.' લાહિડી મહાશયે એ વાત સાંભળી એટલે તરતજ નોકરડીની મારફતે મિઠાઇ મંગાવીને એ બાળકને અપાવી.

બાળકોને જૂઠી લાલચ બતાવીને તેનું પાલન નહિ કર્યાથી એમને પણ જૂઠું બોલવાની ટેવ પડી જાય છે અને વડિલોના વચનપ્રત્યે શ્રદ્ધા રહેતી નથી.

## ૪–સત્યનિષ્ઠા અને ન્યાયપરાયણતા

એક દિવસ કૃષ્ણનગરમાં એમના ઘરના એક કબાટમાંથી એક વસ્તુ ખોવાઇ. એમનો શક ઘરના એક નોકર ઉપર ગયો. થોડા દિવસ પછી ચોરાયેલી વસ્તુ જડી આવી, એટલે લાહિડી મહાશયે એ નોકરની આગળ પોતાનો અપરાધ કબૂલ કરીને માફી માગી કે 'મેં તારા ઉપર ગેરવ્યાજબી સંદેહ કર્યો છે. મારી ભૂલની મને માફી આપ.' આવા પ્રકારની સત્યનિષ્ઠા અને ન્યાયપરાયણતા ઘણા થોડા મનુષ્યોમાં જોવામાં આવે છે.

( 'ભારતપ્રતિમા' અને 'મહાત્મા અશ્વિનીકુમારચરિત્ર'માંથી )

## ૧૭૩–पिताना शिक्षण अने सत्संगनो प्रताप

### ૧–અશ્વિનીકુમાર દત્તમાં આવેલી સેવાવૃત્તિનું કારણ

પૂર્વબંગાળાના પ્રસિદ્ધ દેશભક્ત અશ્વિનીકુમારના પિતા વ્રજમોહન 'સદર આલા'નો મોટો હોદ્દો ધરાવનારા અમલદાર હતા. એમને ઘેર નોકર-ચાકર અને ધનવૈભવ કશાની ઓછપ નહોતી. પુત્રના મનમાં એ વૈભવને લીધે કોઇ પણ જાતનું મિથ્યાભિમાન ઉત્પન્ન થવા ન પામે, એ માટે એમને બહુજ કાળજી રહેતી. એક દિવસ એક સદ્‌ગૃહસ્થ વ્રજમોહન બાબુને મળવા સારૂ ગયા. એ વખતે વ્રજમોહને પુત્ર અશ્વિનીકુમારને આજ્ઞા આપી કે, એમને સારૂ હુકકો ભરી લાવ. મુખને જરા પણ વીલું કર્યા વગર પ્રસન્નચિત્તે અશ્વિનીકુમારે આજ્ઞાનું પાલન કર્યું. અશ્વિનીકુમાર ત્યાંથી દૂર ગયા, એટલે આવનાર સજ્જને પૂછ્યું કે 'આપને ત્યાં નોકરની ખોટ નથી, છતાં હુકકો તૈયાર કરી લાવવાની આજ્ઞા આપે પુત્રને કેમ આપી ?' ઉત્તરમાં વ્રજમોહન બાબુએ જણાવ્યું કે 'મારો છોકરો કોઇ પણ કામને હલકું ન ગણે, એટલા માટે હું એને ગમે તેવાં નજીવાં કામો કરવાનો હુકમ આપું છું.'

બાલ્યાવસ્થામાં આવું કાળજીભર્યું શિક્ષણ સમજુ પિતાએ આપેલું તેથીજ અશ્વિનીકુમાર દત્ત મોટી વયે દીન અને દુઃખીઓના સાચા સેવક નીવડયા હતા.

### ૨–અશ્વિનીકુમાર દત્તનો અશ્લીલ શબ્દોપ્રત્યે તિરસ્કાર

બાબુ વ્રજમોહને બાલ્યાવસ્થાથીજ પુત્રના નૈતિક શિક્ષણપ્રત્યે સ્નેહપૂર્વક એટલી બધી દેખરેખ રાખી હતી કે કોઇ પ્રકારનો ડાઘ તેમના ચરિત્રને સ્પર્શ કરી શકયો નહોતો. એ કહેતા કે 'પાપ શું છે, તેનો વિચાર પણ બાલ્યાવસ્થામાં મને આવી શકતો નહિ.'

અશ્વિનીકુમારના નીતિસંબંધી કેવા ઉચ્ચ વિચારો હતા, તે નીચેના એક પ્રસંગ ઉપરથી જણાઈ આવશે.

અશ્વિનીકુમાર કલકત્તાની એક કૉલેજમાં એમ. એ. નો અભ્યાસ કરતા હતા અને છાત્રનિવાસમાં રહેતા હતા. એક દિવસે સાંજે ફરીને ઘેર આવતાં એક મિત્ર(પ્રૉફેસર ત્રિગુણાચરણ)ના મુખેથી સમાચાર મળ્યા કે, એમની ઓરડીમાં બે વિદ્યાર્થીઓએ ઘણા અશ્લીલ શબ્દો ઉચ્ચાર્યાં છે. એ સાંભળીને અશ્વિનીબાબુને ઘણોજ ખેદ થયો. પોતાની ઓરડી અપવિત્ર થઇ છે, એમ તેમને

લાગ્યું અને તેથી તેમણે એમાંના બધા સામાન ઉપરાંત ભીંતોને પણ ત્રણ વાર પાણીવડે ધોવરાવીને શુદ્ધ કર્યો. તે પછીજ તે અંદર રહેવા ગયા.

આ ઉપરથી જણાઇ આવશે કે, અશ્લીલતાપ્રત્યે તેમને કેટલો બધો તિરસ્કાર હતો! અશ્લીલ શબ્દો વાતાવરણને મલિન કરે છે.

## ૩–અશ્વિનીકુમાર દત્તનો મિત્રપ્રેમ

બાબુ અશ્વિનીકુમાર દત્ત ચૌદ વર્ષના હતા, ત્યારે માતાપિતાથી વિખૂટા પડીને વિદ્યાભ્યાસ અર્થે બહારગામ રહેતા હતા. એ સ્થળે જેમના ઘરમાં એ રહેતા હતા, તે બધા ઇંદ્રિયાસક્ત અને દારૂડીઆ હતા. કેટલાક તો એમની સામેજ બેસીને એમને લલચાવવા સારૂ સુરાપાન કરતા. ઘરધણી વેશ્યાને બોલાવતાં પણ સંકોચ કરતો નહિ. એક દિવસ કેટલાક જણ સુરાપાન કરતાં કરતાં બાળક અશ્વિનીકુમારની આગળ દારૂનાં પુષ્કળ વખાણ કરીને થોડોક પીવાનો આગ્રહ કરી રહ્યા હતા. એમનો આગ્રહ જોઇ અશ્વિનીકુમારને પણ સુરાપાન કરવાની ઈચ્છા થઈ આવી. ધીમે ધીમે દારૂનો પ્યાલો ઉપાડવા જવાની તૈયારી થઇ; પણ જે વખતે એમણે હાથ લંબાવ્યો, તેજ વખતે પરદેશમાં વસતા પોતાના એક મિત્રનું તેમને સ્મરણ થઇ આવ્યું. એ મિત્રનું નામ ભુવનેશ્વર ગુપ્ત હતું. એમના ઉપર અશ્વિનીબાબુને ઘણોજ પ્રેમ હતો. બન્ને જણે મળીને દારૂની વિરુદ્ધ ઘણી ટીકાઓ કરી હતી. મનમાં વિચાર આવ્યો કે 'હું આ શું કરી રહ્યો છું ? હું આજ સુરાપાન કરીશ તો શું એ વાત એમનાથી છુપાવી શકીશ ? અને જાણ્યા પછી શું એ મને ચાહશે ?' એક તરફ સુરાપાનનું મોહમય પ્રલોભન અને બીજી તરફ પ્રેમનું પવિત્ર આકર્ષણ! એમ બે વિરોધી ભાવો વચ્ચે થોડી વાર સંગ્રામ ચાલ્યા પછી પ્રેમનો જય થયો. દારૂનો ગ્લાસ ત્યાંનો ત્યાંજ રહ્યો. અશ્વિનીબાબુએ તેનો સ્પર્શ પણ કર્યો નહિ.

સત્સંગનો મહિમા અપાર છે. સદાચારી મિત્રના પ્રેમના સ્મરણમાત્રે અશ્વિનીબાબુને મહાપાપમાંથી ઉગાર્યા.

## ૪–અશ્વિનીકુમાર દત્તનો અસત્ય આચરણમાટે પશ્ચાત્તાપ

અશ્વિનીકુમાર દત્ત હાઇસ્કૂલમાં ભણતા હતા, ત્યારે કલકત્તા વિશ્વવિદ્યાલયમાં એવો કાયદો હતો કે, ૧૬ વર્ષની વય પહેલાં કોઇ વિદ્યાર્થી મેટ્રીકની પરીક્ષામાં બેસી શકે નહિ. એ પરીક્ષા વખતે એમની વય ચૌદ વર્ષની હતી, પણ એ વખતે તો બીજાઓ કરે છે તેમ જૂઠી સોળ વર્ષની ઉંમર લખાવીને

એ પરીક્ષામાં બેઠા અને પાસ પણ થઇ ગયા. એફ. એ. (પ્રીવિયસ) પાસ થયા પછી એમને એ કૃત્યમાં રહેલા અસત્યનું ભાન થયું. ધર્મશીલ અશ્વિનીકુમારને લાગ્યું કે 'આ અસત્યદ્વારા મારૂં જીવન કલંકિત થયું છે. એ જૂઠને ચૂપચાપ નીભાવી લઉં તો હું સત્યસ્વરૂપ પરમેશ્વરની ઉપાસના કેવી રીતે કરી શકું ? મિથ્યા આચરણ અને ઈશ્વરોપાસના, એ બે વાતનો મેળ કેવી રીતે ખાય ?' એ જૂઠને સુધારવા સારૂ એમણે કૉલેજના પ્રિન્સિપાલને મળીને પોતાનો વિચાર જણાવ્યો. પ્રિન્સિપાલ સાહેબે સત્યનિષ્ઠ યુવકની બધી વાત સાંભળી લીધી, પણ કંઇ ઉપાય કર્યો નહિ; એટલે અશ્વિનીકુમાર યુનિવર્સિટીના રજીસ્ટ્રારને મળ્યા અને પોતે જૂઠી વય લખાવી હતી તે સુધારવા વિનતિ કરી. એમણે એ યુવકને કહ્યું કે 'હવે એ વાત હાથમાંથી જતી રહી છે, કાંઇ બની શકે એમ નથી.' એમણે અશ્વિનીકુમારની વાતને એક પ્રકારની ઘેલછા અને નાદાની ગણી કાઢીને વ્યાવહારિક ઉપદેશ આપીને વિદાય કર્યા.

વિશ્વવિદ્યાલયના ચોપડામાં જૂઠી ઉંમર લખાવવા માટે એમને એટલો બધો પશ્ચાત્તાપ થયો હતો કે એના પ્રાયશ્ચિત્તરૂપે એમણે બે વર્ષસુધી વિદ્યાભ્યાસ બંધ રાખ્યો હતો. આ પ્રમાણે અશ્વિનીકુમારના વિદ્યાર્થીજીવનમાંજ સત્યપ્રત્યે દૃઢ પ્રેમ પ્રગટ થયો હતો. એવા ઉચ્ચ આદર્શવાળા મનુષ્યોજ ભવિષ્યમાં મહાન કાર્યો કરવા ભાગ્યશાળી થાય છે.

('મહાત્મા અશ્વિનીકુમારચરિત્ર'માંથી)

## ૧૭૪–एक साचा ब्राह्मणनी सरळता–मद्यपानथी थती हानि

શ્રીયુત રાજનારાયણ બસુ બંગાળામાં એક પરમ વિદ્વાન, ધર્મપરાયણ અને દેશભક્ત પુરુષ થઇ ગયા છે. ઇ. સ. ૧૮૯૦ માં એક વખત નરેન્દ્રનાથ (સ્વામી વિવેકાનંદ) તીર્થાટન કરવા સારૂ, પોતાના સાથીઓસહિત નીકળી પડ્યા હતા. રાજનારાયણ બસુ મહાશય ઉત્તરાવસ્થામાં 'દેવધર' નામના ગામમાં રહેતા હતા. ત્યાંનાં હવાપાણી બહુ વખણાય છે. બંગાળાના એ વયોવૃદ્ધ વિદ્વાનને મળવા સારૂ સ્વામીજી ગયા. બન્નેને એકબીજાનો આ પ્રથમ પરિચય હતો. જૂના જમાનાની ઘણી વાતો નીકળી, તેમાં બ્રાહ્મસમાજસંબંધી ચર્ચા ચાલી. પછી વિવેકાનંદે બસુ મહાશયને પૂછ્યું કે "આપનું શરીર આટલું બધું લથડી કેમ ગયું ?" બસુ મહાશય સત્યવાદી હતા. ઢોંગ કરતાં એમને આ-

પડતો નહોતો. તેમણે સરળભાવે સ્પષ્ટપણે પોતાનો દોષ જણાવ્યો કે "દારૂથી, ભાઈ દારૂથી! નવું અંગ્રેજી શિક્ષણ દેશમાં દાખલ થયું, તેની સાથે સાથે દેશના યુવકોમાં એક એવો વિચાર પણ દાખલ થયો કે, દારૂ પીધા વગર બરોબર વિદ્યાભ્યાસ પણ થશે નહિ અને દેશહિતનાં કામો પણ થઇ શકશે નહિ!! એવી ખોટી માન્યતાથી મેં પણ મદ્યપાન શરૂ કર્યું, પરંતુ બંગાળીનું પેટ એને જીરવી શકે કેવી રીતે? એથીજ ભાઇ શરીર લથડી ગયું." રાજનારાયણના અનુભવ ઉપરથી ધડો લઈ આપણા યુવકોએ દારૂ, સીગારેટ આદિ પશ્ચિમના દોષોથી હજાર ગાઉ દૂર રહેવું જોઈએ.×

## ૧૭૫–તાબાના નોકરોપ્રત્યે સહાનુભૂતિ

નેપોલિયન બોનાપાર્ટ ફ્રાન્સના જે લશ્કરને મિસર દેશમાં છોડી દઇને પોતાની પદોન્નતિ ખાતર ફ્રાન્સમાં ચાલ્યો ગયો હતો, તેમના ઉપર અંગ્રેજ સેનાપતિ સર રાલ્ફ એવાર કંબીએ ભારતીય સિપાઇઓ અને અંગ્રેજ સૈનિકોના ભેગા લશ્કરની મદદથી અલેક્ઝાન્ડ્રિયામાં હુમલો કર્યો હતો. એ યુદ્ધમાં અંગ્રેજોનો જય થયો, પણ સેનાપતિ ઝેરી ઘાથી ઘાયલ થયો હતો. એક કામળો પાથરીને એના ઉપર ઘાયલ થયેલા સેનાપતિને સુવાડવામાં આવ્યો હતો, એમ કર્યાથી એને થોડીક વાર આરામ મળ્યો; પરંતુ એ અરસામાં તેણે વારંવાર પ્રશ્ન પૂછીને જાણી લીધું કે, એ કામળો કયા સિપાઇનો હતો. પછી પોતાના અમલદારોને સ્પષ્ટ આજ્ઞા આપી કે, સાંજ પડતાં એ સિપાઇને એ કામળો આપી આવવો કે જેથી એ એના કામમાં આવી શકે. આટલું કહ્યા પછી થોડીજ વારમાં એ સહૃદય પુરુષે દેહત્યાગ કર્યો હતો.

( 'સદાલાપ'માંથી )

× જુઓ શ્રી મહેન્દ્રનાથ દત્તકૃત 'શ્રીમત્ વિવેકાનંદ સ્વામીજીર જીવનેર ઘટનાવલી' પ્રથમ ભાગ.

# १७६–रोगमां पण शान्ति अने प्रफुल्लता

भक्त राजनारायण બસુ પાછલી વયમાં મંદવાડને લીધે રાજગૃહમાં રહેતા હતા. અશ્વિનીકુમારના એ ગુરુ હતા, એટલે એમના મંદવાડના સમાચાર સાંભળીને એ એમના દર્શનાર્થે ગયા. ત્રણ માસ થયાં બસુ મહાશય લકવાથી પીડાતા હતા, એટલે અશ્વિનીબાબુએ ગંભીર મુખે તેમના ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રણામ કરતાંવારજ રાજનારાયણ બાબુ ઘણા પ્રફુલ્લિત થયા અને હર્ષભેર બોલી ઉઠ્યા કે 'અશ્વિનિ! આવ આવ, ઘણા દિવસથી તને મળ્યો નથી.' એટલું કહીને તેમણે એક હાથેજ એમને આલિંગન કર્યું. બીજો હાથ લકવાને લીધે અવશ હતો. ત્યાર પછી વાતચીત શરૂ કરી. શેલી, બાઇરન, વર્ડ્ઝવર્થ, હાફીઝ, ગીતા અને ઉપનિષદ્‌માંથી શ્લોકપર શ્લોક ખુશીના આવેશમાં બોલવા લાગ્યા. જાણે દુઃખની કાંઇ પરવાજ નથી. એમના મનમાં પુષ્કળ આનંદ થયો. વાતચીતમાં ત્રણ કલાક ચાલ્યા ગયા, પણ ખબર પડી નહિ. અશ્વિની-બાબુને એથી જરા નવાઈ લાગી અને વિદાય થતી વખતે પૂછ્યું કે "આપને એક વાત પૂછવા માગું છું. આપની તબિયત નરમ છે, એમ જાણીને ગંભીર મુખે આપની ખબર પૂછવા સારૂ આવ્યો હતો; પરંતુ અહીંઆં આવતાંવાર જોયું કે આપના આનંદનો તો પારજ નથી. ત્રણ માસ થયાં આપ પથારીવશ છો. શું આપને દુઃખ થતું નથી?" રાજનારાયણ બસુએ ઉત્તર આપ્યો કે "અશ્વિનિ! હું હવે વૃદ્ધ થયો છું. જે ભગવાનની કૃપાથી આટલાં વર્ષ સુધી કેટલાંએ સુંદર દશ્યો જોયાં, કેટલાંએ સુંદર સ્થાનો જોયાં અને અવર્ણનીય આનંદ મેળવ્યો, તેનીજ ઇચ્છાનુસાર થોડાંક વર્ષ આ પ્રમાણે રોગશય્યામાં હું પ્રસન્તાપૂર્વક સૂઇ ન શકું?"

આનું નામ ખરો ભગવદ્‌પ્રેમ! આવા મનુષ્યો રોગની વેદના પણ ઓછી કરી શકે છે. ('મહાત્મા અશ્વિનીકુમારચરિત્ર'માંથી)

## ૧૭૭–હાલતાં ચાલતાં સ્વદેશભક્તિનું જ્ઞાન કેમ અપાય?

અશ્વિનીકુમાર દત્તનું લગ્ન થયું તે સમયે તેમનાં પત્ની સરલાબાળાની વય ઘણી નાની હતી. નિશાળમાં તેને ઝાઝું શિક્ષણ મળ્યું નહોતું, એટલે અશ્વિનીકુમાર પોતે તેને લખતાં–વાંચતાં શીખવતા હતા અને વાર્તાલાપમાંજ તેને અનેક વિષયનું વ્યાવહારિક જ્ઞાન સચોટ રીતે આપતા હતા. વિદ્યાર્થીઓ પુસ્તકો વાંચીને ઈતિહાસ તથા ભૂગોળનું જે જ્ઞાન પ્રાપ્ત કરે છે, તે જ્ઞાન એ ભાગ્યવતી સ્ત્રીએ પતિની સાથે પ્રવાસ કરીને પ્રત્યક્ષ રીતે મેળવ્યું હતું. નવી વાત જાણવાને એ કેટલાં ઉત્સુક રહેતાં અને અશ્વિનીબાબુ કેવી રીતે એમની જિજ્ઞાસા તૃપ્ત કરતા એ નીચેના ઉદાહરણથી જણાશે.

એક સાંજે એ પતિ તથા પતિના બેએક મિત્રોની સાથે ગોવિંદપુર ગામમાં બહાર ફરવા નીકળ્યાં હતાં. ત્યાં આગળ થઇને ગ્રાન્ટ ટ્રંક રોડ (સરકારી ધોરી સડક) નીકળે છે. અશ્વિનીબાબુનાં પત્નીએ પ્રશ્ન કર્યો કે 'આ સડક ક્યાં જાય છે અને તેને ગ્રાન્ટ ટ્રંક રોડ કેમ કહે છે?' અશ્વિનીબાબુના મિત્રે ઉત્તર આપ્યો કે "શેરશાહ બાદશાહના અમલમાં આ સડક બંધાઈ છે.જે વખતે આગગાડી નહોતી એ સમયમાં આ સડક ઉપર થઇને લશ્કર આવ–જા કરતાં; દેશનો વેપાર આ સડકોદ્વારા ચાલતો; એક પ્રાંતમાંનો માલ બીજા પ્રાંતમાં અહીં થઇને જતો; લોકો રાજધાની દિલ્હી પણ આ રસ્તે થઇને જતા. અંગ્રેજોએ આગલા રાજાઓની કોઇ કીર્તિનો નાશ કર્યો નથી, એટલે તેમણે આ પુરાણા રાજમાર્ગને પણ બની શકે તેટલો જાળવી રાખ્યો છે. દેશમાં હજુ પણ કોઇ દિવસ બળવો જાગે અને બળવાખોરો આગગાડીનો રસ્તો તોડી નાખે, તો આ સડક ઉપર થઇને અંગ્રેજોનું લશ્કર જઇ શકે." મિત્ર આ પ્રમાણે ખુલાસો કરી ચૂક્યા, એટલે અશ્વિનીબાબુએ કહ્યું કે "એમણે જે કાંઇ કહ્યું તે ધ્યાનમાં રાખજો, પણ સાથે સાથે એટલુંયે યાદ રાખજો કે, એ વખતમાં આ સડક ઉપર થઇને કેટલાએ સાધુ મહાત્મા યાત્રાળુઓ કાશી, પ્રયાગ, હરિદ્વાર આદિ તીર્થોમાં ગયા છે. તેમના ચરણની રજથી આ રસ્તો પવિત્ર બન્યો છે. એમનામાંના કેટલાએકના પ્રાણ લૂંટારાઓના હાથે પણ ગયા છે અને એ સાધુઓના દેહાવશેષ આ માર્ગની ધૂળમાં મળી ગયા છે."

('મહાત્મા અશ્વિનીકુમારચરિત્ર'માંથી)

# १७८–पति अने पत्नी बन्नेनुं आदर्श ब्रह्मचर्य

ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં આદર્શ બ્રહ્મચર્યવ્રત પાલન કર્યાનાં દષ્ટાંત વર્તમાન યુગમાં જવલ્લેજ મળી આવે છે. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવે એવું જીવન ગાળ્યું હતું. બીજું ઉદાહરણ દેશભક્ત અશ્વિનીકુમાર દત્તનું છે.

લગ્ન થઇ ગયા પછી બે વર્ષ બાદ એક દિવસ એ ઘણા ધ્યાનપૂર્વક ઇસુ ખ્રિસ્તના ભક્ત સંત પૉલનાં વચનો વાંચી રહ્યા હતા. એ વચનોમાં એમણે ઘણી જગ્યાએ દેહની શુદ્ધતા સાચવવાનો ઉપદેશ આપ્યો હતો. એ વચનોની એમના ઉપર ઘણી અસર થઇ અને વિચારવા લાગ્યા કે, હું તો પરણેલો છું, દૈહિક પવિત્રતા કેવી રીતે સાચવી શકું? તેમણે પોતાના મનના વિચાર આઠ પાનના લાંબા પત્રમાં પત્નીને લખી જણાવ્યા. તેમની પત્ની એ સમયે પંદર વર્ષની બાલિકા હતી, પરમેશ્વર રત્નનો સંયોગ રત્ન સાથેજ કરી આપે છે. એ સુકુમારીએ જરા પણ ચળ્યા વગર દઢતાપૂર્વક ઉત્તર આપ્યો કે "હું આપની સહધર્મિણી છું, આપે ધર્મજીવનમાં આગળ વધવા સારૂ જે માર્ગનું અવલંબન કરવું શ્રેય ગણ્યું છે, તેજ માર્ગનું અવલંબન સુખેથી કરજો. હું કદાપિ એમાં અડચણ નાખીશ નહિ; બલ્કે જ્યાંસુધી બનશે ત્યાંસુધી આપની સહાયતા કરીશ."

પત્નીનાં આવાં ઉત્સાહવર્ધક વચનોથી અશ્વિનીબાબુનો સંકલ્પ દઢ થયો. પરણેલા છતાં તેમણે આખું જીવન અખંડ બ્રહ્મચર્યવ્રતના પાલનમાં ગાળ્યું. સુંદરી, સાધ્વી, સહધર્મિણીની સાથે મરણપર્યંત ગૃહસ્થાશ્રમનું પાલન કર્યાં છતાં પણ એમણે બ્રહ્મચર્યને અખંડિત રાખીને જે આત્મસંયમ અને ચારિત્ર્યબળનો પરિચય આપ્યો છે, તે આપણા જેવા પામર મનુષ્યોની કલ્પનામાં પણ સહજ ઉતરે એમ નથી.

અવિવાહિત બ્રહ્મચારીના જીવનને એ શ્રેષ્ઠ માનતા અને દેશહિત સાધવા સારૂ કુંવારા બ્રહ્મચારીઓનું એક દળ સ્થાપવાની તેમની મનોકામના હતી. કેટલાક યુવકોએ તેમના ઉપદેશને અમલમાં પણ મૂક્યો હતો.

('મહાત્મા અશ્વિનીકુમારચરિત્ર'માંથી)

# १७९–विद्यार्थीओने खास उपत्यना उपदेश

અશ્વિનીકુમાર દત્તે વકીલાતનો ધંધો છોડી દઇને પોતાના પિતાના સ્મરણ-માં સ્થાપેલા વ્રજમોહન વિદ્યાલયમાં અધ્યાપકનું કામ કરવા માંડયું હતું. વિદ્યાર્થીઓ નિશાળમાં દાખલ થાય, ત્યારે એમના હાથમાં નીચેનું ઉપદેશ-પત્ર આપવામાં આવતું. એ ઉપદેશપત્ર અશ્વિનીબાબુનું ઘડેલું હતું. એના ઉપરથી આપણને જણાશે કે, વિદ્યાર્થીઓની શારીરિક, માનસિક અને નૈતિક ઉન્નતિમાટે તેમને કેટલી બધી કાળજી હતી.

"આ વિદ્યાલય તમને શારીરિક, માનસિક અને નૈતિક સુશિક્ષણ આપશે, અમે વિદ્યાલયમાં તેમજ ઘેર બન્ને સ્થળે તમારી વર્તણુક ઉપર દેખરેખ રાખી-શું. તમારાપ્રત્યેની અમારી દેખરેખ વિદ્યાલયમાં રજા પડશે ત્યારે પણ સમાપ્ત થશે નહિ. તમે વિદ્યાલયમાં આળસુ કે તોફાની થાઓ તો જેવો દંડ મળે તેવો-જ દંડ ઘરમાં ખરાબ વર્તણુક ચલાવ્યાથી પણ મળશે. નીચે લખેલાં ઉપદેશ-વચનો કાળજીપૂર્વક પાલન કરવાનો પ્રયત્ન કરજોઃ–

(૧) તમારા દરરોજના પાઠ, કાર્ય અને રમતનું એક વખતપત્રક બનાવજો અને સર્વદા એ વખતપત્રકને અનુસરીને ચાલજો.

(૨) સવારે વહેલા ઉઠજો. રોજનું કાર્ય આરંભ કરવા પહેલાં કર્તવ્ય પાળવા સારૂ પરમેશ્વરની પ્રાર્થના કરીને બળની ભિક્ષા માગજો.

(૩) કદીપણ વધારે પડતો અભ્યાસ કરતા નહિ. ભણવામાં નિયમિત રહેજો. કદી પણ ઉચ્છૃંખલ થતા નહિ. વરસનો ઘણોખરો ભાગ આળસમાં ગાળીને છેવટના વખતમાં હદ ઉપરાંત પરિશ્રમ કરીને માંદા પડતા નહિ. જે પાઠ મોઢે કરવાનો હોય, તેને સવારે કરવાની ગોઠવણ રાખજો. આવતી કાલ-નો પાઠ તૈયાર કરતાં પહેલાં આજે જે કાંઈ ભણ્યા હો, તેને એક વાર વિચારી જજો. સુવા જતાં પહેલાં સાંજે શું ભણ્યા છો, તેનો એક વાર વિચાર કરી જજો અને ઉંઘતા પહેલાં એક વાર પરમેશ્વરનું પણ સ્મરણ કરી લેજો.

(૪) વાંચતી વખતે તમારા શરીરનો મેરુદંડ (કરોડ) યથાસંભવ સીધો રાખીને બેસજો.

(૫) વાંચવામાં નિમગ્ન હો તે વખતે કોઇની પણ સાથે વાતચીત કરશો નહિ. કામને વખતે કામ કરજો, રમતની વખતે રમત રમજો. વગર બોલ્યે પાઠ

કર્યાથી તમારૂં ચિત્ત એમાં ન ચોંટે તો મોઢેથી ઉચ્ચાર કરીને વાંચજો. અર્થ સમજ્યાવિનાજ કોઈ પણ વાક્યને કંઠસ્થ કરવા સારૂ કદી પણ ગોખશો નહિ. જો તમે મન લગાડીને ધીમે ધીમે વાંચશો તો કોઇ પણ વાક્ય એક કે બે વાર વાંચ્યાથીજ મોઢે થઇ જશે.

(૬) વિદ્યાલયનાં પાઠ્ય પુસ્તક ઉપરાંત બીજાં પણ સારાં પુસ્તકો વાંચવા ખાતે નિશાળમાંથી રજા મળ્યા પછી એક કલાકનો વખત નક્કી કરી રાખજો. એથી તમારૂં ચિત્ત સતેજ અને સરસ થશે. પરંતુ ખબરદાર! કદાપિ કોઇ ખરાબ ગ્રંથ વાંચશો નહિ.

(૭) કોષનો ઉપયોગ કરવામાં બેપરવાઇ ન રાખશો. ઉચ્ચારપ્રતિ વિશેષ ધ્યાન આપજો. પ્રત્યેક શબ્દનો ઉચ્ચાર લક્ષમાં રાખીને સ્પષ્ટરૂપે વાંચજો. વિશુદ્ધ ઉચ્ચાર એ સભ્ય સમાજમાં દાખલ થવાનો અધિકાર મેળવવા સારૂ ઉત્તમ ભલામણપત્ર છે.

(૮) ભણવાની બાબતમાં જે કોઈ રીત તમને અનુકૂળ અને સગવડ-ભરેલી લાગે, તે રીત તમારા સહાધ્યાયી અથવા બીજા કોઇ વિદ્યાર્થીથી ગુપ્ત રાખશો નહિ. જેઓ ભણવા-ગણવામાં તમારા કરતાં શ્રેષ્ઠ હોય, તેમની બરો-બરીઆ થવાનો પ્રયત્ન કરજો; પણ તેમની તરફ અદેખાઈનો ભાવ કદાપિ ન રાખશો.

(૯) તમારા શિક્ષક ભણાવતી વખતે જે કાંઈ કહે,તે પૂરા ધ્યાનથી સાંભળજો.

(૧૦) માતાપિતાનું સન્માન કરજો. વડિલોની આગળ સદા નમ્ર થઈને રહેજો. ઉંમરમાં તમારાથી મોટા હોય તેમની સેવા કરજો. યાદ રાખજો કે, આજ્ઞાપાલન એ યૌવનના અલંકારસ્વરૂપ છે.

(૧૧) કદી પણ મદમાં છકેલ થઇને ફરશો નહિ. વિનયનો આધાર લેજો.

(૧૨) વાતચીતમાં સાવધાન રહેજો. કદી પણ અશ્લીલ વાક્ય બોલતા કે લખતા નહિ. જે સ્થળે અશ્લીલ વાતચીત થતી હોય, ત્યાં આગળ ઉભા પણ ન રહેતાં બીજે ચાલ્યા જજો.

(૧૩) ખાવા-પીવા તથા પહેરવામાં સાદા થજો.

(૧૪) સર્વદા પવિત્ર રહેજો. અપવિત્ર અભ્યાસે સેંકડો ઉન્નતિશીલ યુવકો-નું સત્યાનાશ વાળ્યું છે.

(૧૫) સરળ અને સાહસી થજો. કોઇને પણ મિથ્યાવચન કહેશો નહિ.

(૧૬) સારી ચાલચલણવાળા બાળકો અને આદર્શ ચરિત્રવાળા પુખ્ત ઉંમરના પુરુષોનો સંગ કરજો. ખરાબ આચરણવાળાં બાળકોની સોબત હરેક પ્રકારે તજજો. 'તમે કોની સાથે હરો-ફરો છો તે કહો અને તમે કેવા ચરિત્રના માણસ છો તે અમે કહી આપીશું.' એ કહેવતને હમેશાં સ્મરણમાં રાખજો.

(૧૭) તમારો આમોદ-પ્રમોદ નિર્દોષ રાખજો. પાનાં, સોગટાં, પાસા વગેરે કદી ખેલશો નહિ.

(૧૮) તમે જે કાંઈ કામ કરો તે નિયમપૂર્વક અને વખતસર કરજો.

(૧૯) જે રમતોથી શરીરનું બળ વધે, તેજ રમતો રમજો. સાંજે કમમાં કમ એક કલાક તો જરૂર જરૂર નિર્મળ વાયુમાં ફરવા જજો. શારીરિક સામર્થ્ય એ પ્રત્યેક યુવકમાટે ગૌરવની વાત છે.

(૨૦)યાદ રાખજો કે,જેનો સંકલ્પ શુભ છે,તેને પરમેશ્વર પણસહાય કરેછે."

આપણી બધી નિશાળો પોતાની સંસ્થામાં પ્રવેશ કરતા વિદ્યાર્થીઓને આવોજ બોધ આપે અને તેનું પાલન કરવામાં વિદ્યાર્થીઓને સહાયતા આપે, તો વિદ્યાર્થીઓની દશા કેટલી બધી સુધરી જાય ! દેશનું નૈતિક વાતાવરણ કેટલું બધું શુદ્ધ થઇ જાય ! !

(શરતકુમાર રાયરચિત 'મહાત્મા અશ્વિનીકુમાર દત્તના ચરિત્ર' ઉપરથી)

## ૧૮૦-हसन-गंगुनी प्रमाणिकता अने कृतज्ञता

દિલ્હીના બાદશાહ તઘલખશાહના સમયમાં ગંગુ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. એને જ્યોતિષવિદ્યાનું પણ સારૂં જ્ઞાન હતું. ગંગુને ઘેર હસન નામનો એક પઠાણ છોકરો નોકર હતો.

હસન ગરીબ પણ પ્રમાણિક હતો. સ્વામીનું કામ તે સાચા દિલથી કરતો. તેની નોકરીથી પ્રસન્ન થઈને ગંગુએ તેને એક નાનું સરખું ખેતર ખેડી ખાવા સારૂ આપ્યું હતું અને સાથે સાથે એક જોડી બળદની પણ આપી હતી.

એક વખત હસન ખેતરમાં હળ હાંકતો હતો, ત્યાં હળ ભોંયમાં ચોંટી

ગયું. બળદ ઘણું જોર કરે પણ હળ નીકળે નહિ. હસને જમીન ખોદીને જોયું તો એક મોટો ત્રાંબાનો ચરુ તેની નજરે પડયો. આ ચરુમાં અઢળક દ્રવ્ય ભરેલું હતું.

આ બધું દ્રવ્ય લઇ હસન ગંગુની પાસે ગયો અને તેને ચરણે મૂકી સઘળી હકીકત કહી.

ગંગુએ કહ્યું કે 'હસન ! એ ખેતર તો મેં તને આપ્યું છે, એના ઉપર તારોજ હક્ક છે; તું એ પાછું લઇ જા.'

હસન ગરીબ હતો, પણ એની દાનત સાફ હતી. નીતિસંબંધી એના વિચાર ઘણા ઉચ્ચ પ્રકારના હતા. તેણે કહ્યું કે 'ખેતર ખેડીને જે કાંઈ એમાંથી નીપજે એનો ધણી હું છું. જમીન અને જમીનના પેટામાં જે કાંઇ હોય તે સઘળું આપનું છે.'

હસનની આવી શુદ્ધ વૃત્તિના સમાચાર પવનવેગે આખા નગરમાં ફેલાયા. બાદશાહને કાને પણ એ ખબર પહોંચી અને તેમણે તરતજ હસનને લશ્કરી સરદારનો હોદ્દો આપ્યો.

હસન પોતાના માલિકનો ઉપકાર માનનાર માણસ હતો. લશ્કરમાં દાખલ થયા પછી એ દિન પર દિન મોટે હોદ્દે ચઢતો ગયો હતો. તઘલખશાહ પછી એનો પુત્ર મહમદશાહ ગાદીએ બેઠો. એ ખરાબ રાજા હતો. એણે પોતાના સરદારો અને અમલદારોને પ્રસન્ન રાખ્યા નહોતા. એ બધા સરદારોએ બંડ કરીને ઇ.સ. ૧૩૪૭ માં હસનને દક્ષિણનો સુલ્તાન બનાવ્યો હતો. દક્ષિણમાં ગુલબર્ગા નગરમાં એની રાજધાની હતી.

પોતાના સ્વામીના ઉપકારોનું સ્મરણ કરીને બાદશાહ હસને પોતાનું નામ હસન–ગંગુ રાખ્યું. ગંગુ જોષીને તેણે પોતાનો પ્રધાન બનાવ્યો; અને સિક્કાઓ ઉપર 'ગંગુ બ્રાહ્મણી' એવા શબ્દો કોતરાવ્યા.

આ પ્રસંગ હસનની કૃતજ્ઞતા સૂચવવા ઉપરાંત એ સમયની હિંદુમુસલમાન એકતાના પણ ઉજ્જવલ દાખલારૂપ છે.

('આપણા દેશના ઇતિહાસ'માંથી)



# १८१–मौलाना जलालुद्दीन रुमीनी साधुता

मौलाना जलालुद्दीन रूमी એક પ્રસિદ્ધ વિદ્વાન, પ્રભુપ્રેમી અને તત્ત્વજ્ઞાની પુરુષ થઇ ગયા છે. હિજરી સન ૬૦૪માં બલ્ખ દેશમાં એમનો જન્મ થયો હતો.

મૌલાનાએ ફકીરી ધારણ કરી તે પહેલાં એક દિવસ એમની ધર્મપત્નીએ એક દાસીને ખૂબ મારી. મૌલાનાને જ્યારે એ વાતની ખબર પડી, ત્યારે તે ઘણા નાખુશ થયા અને કહ્યું કે "જો એ શેઠાણી હોત અને તું દાસી હોત તો આવી વર્તણુક ચલાવવામાટે તું એને માટે કેવો ખરાબ અભિપ્રાય બાંધત અને એને શું શું કહેત?"

મૌલાના રૂમ રાજા–મહારાજાઓ અને અમીરોની પાસે જવું–આવવું પસંદ કરતા નહોતા. એક દિવસ કેટલાક અમીર લોકો એક રાજાને સાથે લઇને એમની સેવામાં ઉપસ્થિત થયા અને પ્રશ્નોત્તર કરવા લાગ્યા. એ લોકો શંકા કરતા હતા અને મૌલાના એમનું સમાધાન કરતા હતા; એટલામાં કોઇએ કહ્યું કે 'મહારાજ! વિદ્વાનોએ અમીરોને માન આપવું જોઇએ.' એનો અભિપ્રાય એવો હતો કે, વિદ્વાનોએ અમીરોને તાબે રહેવું જોઇએ. એક વાર કહ્યું, બે વાર કહ્યું; પણ મૌલાના તેનો ઉત્તર ન આપતાં, મૌનજ રહ્યા. આખરે તેલા માણસે ત્રીજી વાર કહ્યું કે, મહારાજ! કુરાનમાં લખ્યું છે કે 'માન આપો અલ્લાહને, રસૂલને અને અમીરો તથા રાજાઓને.'

એ વાત સાંભળીને મૌલાના ચૂપ રહી ન શક્યા. તેઓ બોલી ઉઠયા કે 'ભાઇ! મને તો અલ્લાહનીજ સેવામાંથી ફુરસદ નથી મળતી, તો પછી રાજા અને અમીરોમાટે તો સમયજ ક્યાંથી મળે?'

વાત ખરી છે, ઈશ્વરનીજ સેવા અને આજ્ઞામાં રહેવું એ કાંઈ સાધારણ વાત નથી. જે માણસ ઈશ્વરપરાયણ ન થઇ શકે, તેજ લૌકિક માનવોની તાબેદારી કર્યા કરે.

(મૌલાના રૂમ)

## १८२–हझरत महमद स०आ०स०नो पट्टशिष्यने छेल्लो उपदेश

મહમદ પેગંબર સાહેબનો મૃત્યુસમય નિકટ આવ્યો, ત્યારે એમણે પોતાના ઉત્તરાધિકારી હઝરતઅલીને બોલાવીને છેવટનો ઉપદેશ આપ્યો કે 'તમે પુરુષોમાં સિંહસમાન છો અને વીર પણ છો, પરંતુ કદી પોતાની વીરતા અને પરાક્રમનું અભિમાન ન કરશો, પણ નમ્ર રહીને અધિકાધિક ઉન્નત થવાનો દૃઢ સંકલ્પ રાખજો. તમારે હમેશાં નિષ્કપટ ધર્માત્માઓનીજ સોબતમાં રહેવું જોઇએ અને એવાનાંજ સેવા–સમાગમદ્વારા ઇશ્વરને પહોંચવાની આશા રાખવી જોઈએ. પોતાના મનને સદા વશમાં રાખજો અને જ્યારે પણ એ ખરાબી કરવા તૈયાર થાય, ત્યારે એની સાથે યુદ્ધ કરીને એને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરજો. વૃદ્ધજનો અને મુરબ્બીઓની આજ્ઞા શ્રદ્ધાપૂર્વક સાંભળજો અને પાળજો. હરેક પ્રાણીની સાથે પ્રેમથી વર્તજો અને કોઇને પણ પોતાના તરફથી કષ્ટ ન આપશો.

( મૌલાના રૂમ )

## १८३–सुल्तान थवा माटे केवी योग्यता जोइए ?

બાદશાહ થયા પછી એક વાર કોઇએ હસનને પૂછ્યું કે ' દ્રવ્ય અથવા લશ્કરની મોટી સામગ્રી વગર તમે સુલ્તાન શી રીતે થઈ શક્યા ? ' હસને જવાબ આપ્યો કે ' મિત્રો તરફ મારી ખરી લાગણી, શત્રુઓ તરફ પણ ઉદારતા અને દરેક મનુષ્ય તરફ સદ્ભાવ, આટલી સામગ્રી શું સુલ્તાન થવા માટે બસ નથી ? '

હસનનો ઉત્તર ખરેખર વ્યાજબી છે. એ ત્રણ વાનાં પ્રત્યેક મનુષ્યને ઉન્નતિને પદે પહોંચાડવામાટે પૂરતાં છે. ભાગ્યના વિપરીતપણાથી માણસ એટલા બધા સાંસારિક વૈભવે ન પણ પહોંચી શકે, પરંતુ બાદશાહ કરતાં પણ વધી જાય એવી સંપૂર્ણ આત્મશાંતિ તો એનાથી અવશ્ય મળે છેજ.

('આપણા દેશના ઇતિહાસ'માંથી)

# १८४–उत्तम सरदारने सेवकोमाटे केटली बधी लागणी होय छे !

બાબર બાદશાહ દિલ્હીની ગાદીએ બેસતાં પહેલાં કાબુલનો રાજા હતો. એક વાર એ પોતાનાં સગાં–વહાલાંઓને મળી આવીને હેરાતનગરથી કાબૂલ પાછો ફરતો હતો. એ વખતે શિયાળાની મોસમ હોવાથી ચારે તરફ પુષ્કળ બરફ પડતો હતો. સાંકડા પર્વતોમાંથી જવાનું હતું. બરફ એટલા બધા જોસથી પડતો હતો કે બાબર અને તેનાં માણસો ઘણી વાર તો કેડ કેડ સુધી તેમાં ખુંચી જતાં; એવે વખતે બાબર પોતે ઘોડા ઉપરથી ઉતરીને આગળ ચાલતો અને બરફમાં રસ્તો પાડીને બીજાઓને આગળ લઇ જતો. તે કહેતો કે ' જે ખરો મર્દ છે તે તો આવે પ્રસંગે બીજાઓને બનતી મદદ જરૂર કરે છે. '

ત્રણચાર દિવસ આટલી બધી અગવડ વેઠીને ચાલ્યા પછી બરફનું ભારે તોફાન ચઢી આવ્યું. એ વખતે તેઓ સર્વેના જીવ પણ જોખમમાં હતા. બાબર અને તેનાં માણસો ટાઢમાં ધ્રૂજવા લાગ્યાં.

એવામાં તેઓ એક ગુફા પાસે આવી પહોંચ્યા. ગુફા ઘણીજ નાની હતી. ત્યાં પહોંચતાં એક માણસે બાબરને નમ્રતાપૂર્વક કહ્યું કે આપ 'અંદર પધારો.'

બાબરે કહ્યું કે " મારા માણસો બહાર બરફના તોફાનમાં દુઃખી થાય અને હું આ હુંફ આપનારી ગુફામાં આરામ લઉં એ કેમ બને ? આખી ટોળી બહાર ત્રાસ ભોગવે અને હું અંદર નિરાંતે સૂઈ જાઉં ? કોઇ પણ સાચા આદમીને એ ન શોભે, તો પછી હું તો તમારા સુખ–દુઃખનો ભાગીદાર છું. જે જે દુઃખ તમે વેઠશો, તે હું પણ વેઠીશ. મિત્રોની સાથે મરવાનો લ્હાવો પણ મારે મન તો લગ્નસમાન છે. "

આવા સરદારને માટે તેનાં માણસો પોતાનો દેહ સુદ્ધાં આપવાને તૈયાર થાય તેમાં શી નવાઇ !

('આપણા દેશના ઇતિહાસ'માંથી)

# १८५–गरीबोनी अवगणना करवाथी थतुं नुकसान

સ્કૉટલેન્ડના એક ગામમાં એક ગરીબ સ્ત્રી રહેતી હતી. તેને રહેવાને ઘર અને ખાવાને અન્ન નહોતું. આશ્રયને માટે ઘેરેઘેર ફરીને એણે ભિક્ષા માગી; પણ એની દુર્દશા જોઈને કોઇનું પણ હૃદય પીગળ્યું નહિ. ઠંડી હવામાં ખુલ્લા પડયા રહેવાથી તથા ભૂખમરાથી એ માંદી પડી. જંતુઓને પોષણ પામવા માટે એનું શરીર ઉત્તમ સ્થાન થઈ પડયું. આખરે એના શરીરમાં એક ચેપી રોગનાં જંતુઓ ઉત્પન્ન થયાં અને એ મરણ પામી. એના મડદામાંથી રોગનાં ચેપી જંતુઓ ઉડીને આખા નગરમાં ફેલાયાં, ધનવાનોની હવેલીઓ પણ એની અસરથી બચી શકી નહિ અને જે તવંગર લોકોએ એ દરિદ્ર સ્ત્રીપ્રત્યે મનુષ્યને છાજતી બંધુભાવની લાગણી બતાવીને મુઠ્ઠી અન્ન આપવાની પણ ના કહી હતી, તે લોકો પણ એ ચેપી રોગનો ભોગ થઇને મરણ પામ્યા. અંગ્રેજ વિદ્વાન કાર્લાઇલ એ ઉપરથી વ્યાજબી રીતે સાર કાઢે છે કે, એ ધનવાનોએ તે જીવનમાં તો એ દીન નારીનો બહેનતરીકે સ્વીકાર કર્યો નહોતો; પણ મૃત્યુ પછી સ્વીકાર્યું કે, એ ખરેખર તેમની ભગિનીજ હતી. કેમકે એનાજ સુખ અને તંદુરસ્તીમાં તેમનું સુખ અને સ્વાસ્થ્ય સમાયેલાં હતાં.

ગરીબ અને માંદાઓની સેવા એ સામાજિક ફરજ છે. એ કર્તવ્યપાલનમાં આળસ કે પ્રમાદ કર્યાથી એ ગરીબોને તો દુ:ખ થાય છેજ; પણ સાથે સાથે આખો સમાજ હીનદશાને પ્રાપ્ત થાય છે. જેમની પાસે ધન કે જ્ઞાનની સંપત્તિ છે, તેમણે એનો લાભ પોતાના ગરીબ અને અજ્ઞાની પડોશીઓને પણ આપવો ઘટે છે.

('વેલ્ફેર' પુ–૪૨, અંક ૬ માંથી)



# ૧૮૬–રાણી રાસમણિની પૂજામાં ચંચળતા

એક સમયે ગંગામાં સ્નાન કરી આવીને રાણી રાસમણિ દક્ષિણેશ્વરમાં દેવીનાં દર્શન સારૂ ગયાં. એ વખતે કાલીની પૂજા ઘણી સારી થઈ રહી હતી. જગન્માતાને પ્રણામ કરીને રાણી મંદિરમાંની મૂર્તિ આગળ આસન બિછાવીને દરરોજની પૂજા કરવા લાગ્યાં અને પરમહંસ રામકૃષ્ણ કે જે એ વખતે માતાના પૂજારી હતા, તેમને માતાજીનાં ભજન ગાવાનો આગ્રહ કર્યો. ભક્તિમાં વિહ્વળ થઇને પરમહંસદેવે રામપ્રસાદ, કમલાકાન્ત આદિ ભકતોનાં પદ લલકારવા માંડયાં. રાણી પૂજા–જપ આદિ કરતાં કરતાં એ મધુરાં પદ સાંભળવા લાગ્યાં. થોડીક વાર એ પ્રમાણે ચાલ્યા પછી પરમહંસદેવ (એ સમયે છોટા ભટ્ટાચાર્ય) એકદમ ગાયન બંધ કરીને ગુસ્સાના આવેશમાં ઉગ્ર ભાવે બોલી ઉઠયા કે "બસ, એજ વિચાર, અત્યારે પણ એની એ ચિંતા!" એમ કહીને એમણે રાણીને એક થપ્પડ મારી! સંતાનની કોઈ પણ જાતની ગેરવર્તણુક જોઇને પિતાને જેમ ગુસ્સો ચઢે છે અને કોઇક વખત મારી પણ બેસે છે, તેવોજ ભાવ અત્યારે પરમહંસદેવનો હતો.

મંદિરના કર્મચારીઓ તથા રાણીના નોકરોમાં ખળભળાટ મચી રહ્યો; પરંતુ રાણીને તો પોતાના અંતઃકરણની ખબરજ હતી કે, પોતે શ્રીજગદંબાનું ધ્યાન નહોતાં ધરી રહ્યાં, પરંતુ એક મુકદ્દમાનો વિચાર કરતાં કરતાં અમુંઝણમાં પડયાં હતાં. રાણી રાસમણિ પોતાની એ વર્તણુકથી બહુજ શરમાઈ ગયાં અને પૂજારી રામકૃષ્ણને પોતાના મનની વાત પારખી ગયેલા જોઈને વિસ્મય પામ્યાં. રાણીનો માનમરતબો ઘણો ભારે હતો, પરંતુ એમનામાં મગજને ઠંડુ રાખવાની શક્તિ હતી. કર્મચારીઓની ગડબડથી રાણી ચમકી ઉઠયાં અને સમજી ગયાં કે, આ લોકો બિચારા નિર્દોષ પૂજારીને નાહક મારી બેસશે. એમણે ગંભીર સ્વરે આજ્ઞા આપી કે "ખબરદાર! ભટ્ટાચાર્ય મહાશયનો જરાપણ વાંક નથી. તમે એમને કાંઈપણ કહેશો નહિ."

('સદાલાપ'માંથી)

## १८७–महात्मा बुस्तामीनुं साचुं तीर्थ–संतसमागमना फायदा

સાધુ બુસ્તામી જ્યારે યાત્રામાં જતા ત્યારે હમેશાં એવા માણસોની તલાશમાં રહેતા કે જે દુનિયાથી વિરક્ત હોય અને જેમનું દિલ ઈશ્વિર ઉપર લાગેલું હોય. એક વાર એ હજ કરવા સારૂ મક્કા તરફ નીકળ્યા. રસ્તામાં એક સાધુ મળ્યા, સત્સંગ થયો, ધર્મસંબંધી ઘણી વાતચીત થઇ. સાધુએ પૂછ્યું કે 'બુસ્તામી! ક્યાં જઇ રહ્યા છો?' બુસ્તામીએ ઉત્તર આપ્યો કે 'હજ કરવા જાઉં છું.' મહાત્માએ કહ્યું કે 'એટલું બધું કષ્ટ શા સારૂ વેઠો છો? ખરી હજ શામાટે નથી કરતા? કોઈ સાચા સાધુની–જીવતાજાગતા તીર્થની–યાત્રા કરો. એ જડ મકાનમાં શું ભર્યું છે? ચેતન કાબાની તરફ કેમ નથી ચાલતા?' બુસ્તામીની અક્કલ ઠેકાણે આવી. તેમનું અંતર શુદ્ધ થયેલું હતું એટલે તેમને તો તે સાચું તીર્થસ્થાન (તે સાચા સાધુમાંજ પૂજ્યબુદ્ધિનું ભાન) મળી ગયું. આપણે ત્યાં પણ કહ્યું છે કેઃ–

संसारे विषवृक्षस्य द्वे फले अमृतोपमे ।
काव्यामृतरसास्वादः आलापः सज्जनैः सह ॥

આ સંસારરૂપ વિષવૃક્ષને અમૃતસમાં બે ફળ છે. એક તો કાવ્યામૃતનો રસાસ્વાદ અને બીજું સજ્જનની સાથે વાતચીત.

क्षणमिह सज्जनसंगतिरेका । भवति भवार्णवतरणे नौका ॥

એક પળભરની પણ સજ્જનની સોબત સંસારસાગરમાંથી તરવાને માટે નૌકાસમાન થઇ પડે છે.

( મૌલાના રૂમ )

## १८८-अश्विनीकुमार दत्तनी देशभक्तिमाटे अंतिम अभिलाषा

મૃત્યુના દોઢ વર્ષપૂર્વે બારિસાલના સરકારી વકીલ આગળ અશ્વિનીબાબુએ જન્મભૂમિ બારિસાલપ્રત્યે પોતાનો પ્રેમ નીચે પ્રમાણે પ્રગટ કર્યો હતો કે "હું નિર્વાણ ચાહતો નથી, મોક્ષની કામના કરતો નથી; પરંતુ ફરીથી આ પૃથ્વીમાં આવવા માગું છું અને ફરીથી જીવવા માગું છું."

"કયા દેશમાં?"

"આ ભારતવર્ષમાંજ"

"કયા પ્રાંતમાં?"

"સોનાના બંગાળામાં"

"કયા જિલ્લામાં?"

"તે પણ કહેવું પડશે કે? બારિસાલમાં. પણ એક વાત કહી શકતો નથી કે, કોના ઘરમાં જન્મીશ. બાપ થવા લાયક માણસ હવે દીઠામાં નથી આવતો. એક હતો, તેને ફાંસી દેવામાં આવી છે."

"એ કોણ?"

"અબ્દુલ"

અબ્દુલ ભયંકર લૂંટારો હતો તથા નિર્દયપણે નરહત્યા કરતો હતો; પરંતુ એનું હૃદય એવું ભયશૂન્ય હતું કે, ફાંસી દેવાઈ તેની આગલી રાત્રે પણ તે જરાયે ઉદ્વેગવગર ફર્યા કરતો હતો! અશ્વિનીકુમાર એવા નિર્ભય પિતાને ઘેર જન્મીને નવા જન્મમાં નવી શક્તિદ્વારા બારિસાલની સેવા કરવા માગતા હતા.

બારિસાલમાટે તેમને કેટલી ઉંડી અને અંતઃકરણની ભક્તિ હતી તે આટલા ઉપરથી જણાઈ આવે છે.

('મહાત્મા અશ્વિનીકુમાર દત્ત ચરિત્ર'માંથી)

# ૧૮૯–हझरत नूह पेगम्बरनी प्रभुसानिध्य पामवानी चावी

હઝરત નૂહે પોતાના બંધુઓને ઉપદેશ આપ્યો છે કે, જ્યારે મારામાંથી સ્વાર્થવૃત્તિ અને સકામ કર્મ× કરવાની ઇચ્છા નાશ પામી અને મેં સર્વભાવે મનને ઈશ્વર તરફ લગાડી દીધું, ત્યારેજ હું જગતને ઈશ્વરનો પેગામ–સંદેશો ઝીલાવવા અને પહોંચાડવા યોગ્ય બની શક્યો.

(મૌલાના રૂમ)

× 'લોકકીર્તિ' માટે પણ લૌકિક પદાર્થોનો ત્યાગ કરવામાં આવે છે; પરંતુ એવા ઉદ્દેશવાળો ત્યાગ સકામ કર્મમાંજ સમાતો હોઇને કર્મયોગમાં (નિષ્કામકર્મમાં) તેની ગણના નથી. કેમકે લોકપ્રતિષ્ઠા પણ આત્મનિષ્ઠમાટે સુકરી વિષ્ઠા જેવી અને લૌકિક ભોગ્ય પદાર્થ છે અને મોક્ષજિજ્ઞાસુનો ત્યાગ તો કેટલી હદનો હોવો જોઇએ તે વિષે કહેલું છે કે "બ્રહ્મલોક લોં ભોગ જો, ચહે સબનકો ત્યાગ; વેદ અર્થ જ્ઞાતા મુનિ, કહત તાહિ વૈરાગ."

# १९०–अश्विनीकुमार दत्तनी अंत्यजोप्रत्ये प्रीति

---o---

સ્વદેશી આંદોલનના વિરોધી કોઇએક પુરુષે નામશૂદ્ર જાતિના લોકોને તે હીલચાલની વિરુદ્ધમાં ઉશ્કેરવામાટે એમાંના એક દેશભક્ત નામશૂદ્રને ઉપદેશ આપ્યો કે "જુઓ, આ બાબુ લોકો 'વંદે માતરમ્' 'વંદે માતરમ્' બોલીને તમને ઠગે છે. તેઓ અંદર અંદર તો ભાઈઓ જેવો વ્યવહાર કરે છે, પરંતુ તમને નામશૂદ્ર ગણીને તિરસ્કારની નજરે જુએ છે. સારા લોકો તમારા હાથનું પાણી પીતા નથી, હુક્કાને અડકવા દેતા નથી, છતાં તમે એમના ભાઇ બનો એ કેવી ઉલટી વાત છે!" એ વાત સાંભળ્યા પછી એ બિચારા નામશૂદ્રના મનમાં જરા અંદેશો પેદા થયો કે 'ખરે! આ ઉંચી જાતિના ભણેલા બાબુઓ અમને ફોસલાવતા તો નહિ હોય?' પોતાનો સંદેહ મટાડવા સારૂ એ બાબુ અશ્વિનીકુમાર પાસે ગયો. અશ્વિનીબાબુ એ વખતે પોતાની એક નૌકામાં પથારી પાથરીને બેઠા હતા. પથારીની પાસે એક સારી શેતરંજી બિછાવી હતી. નામશૂદ્રે અશ્વિનીકુમારની ઓરડીના બારણા આગળ જઇને નમસ્કાર કર્યા, એટલે અશ્વિનીકુમારે તરતજ ઉભા થઇને અભ્યાગતને વળતા નમસ્કાર કર્યા અને એ ઓરડીની અંદર લઈ જઇને પરિચય પૂછયો તથા તેને સાથે લઇને પોતે શેતરંજી ઉપર બેઠા. ત્યારપછી તેના આવવાનું કારણ પૂછયું. નામશૂદ્રે કહ્યું કે "બાબુ! હું આપને એક વાત પૂછવા સારૂ આવ્યો હતો, પણ હવે એ પૂછવાની જરૂર રહી નથી. મારા પ્રશ્નનો ઉત્તર મળી ગયો છે. આપ મને સાથે લઇને એક બિછાના ઉપર બેસો છો, એટલે મારી ખાત્રી થઇ ગઇ કે 'વંદે માતરમ્' સાચું છે અને અમે લોકો આપના ભાઇઓ છીએ."

અશ્વિનીકુમાર હમેશાં અંત્યજો તથા શૂદ્રોની સાથે એ પ્રમાણે ભળી જતા. એ લોકોની પણ એમના ઉપર ખરા હૃદયની પ્રીતિ હતી.

('અશ્વિનીકુમાર દત્ત ચરિત્ર'માંથી)

---

## १९१–हझरत मुसाए एक अभण प्रभुभक्त पासे माफी मागी-

એક ભરવાડ એક દિવસ દુઃખનો માર્યો કોઇએક પહાડના શિખર ઉપર બેસીને ઈશ્વરપ્રાર્થના કરી રહ્યો હતો કે "હે ખુદા! જો તું મને મળે અને આ તરફ તારૂં આવવું થાય તો હું તારી ચાકરી કરૂં, તારા વાળ હોળું, જૂઓ વીણું તથા તને તેલ ચોળીને સ્નાન કરાવું. હે પરમાત્મન્! હું મારી જાત તારા ઉપર કુરબાન કરીશ, તારા પગને મારી દાઢીથી સાફ કરીશ, તું સૂઈ જવા માગીશ તો તારે માટે બિછાનું બિછાવીશ, તું માંદો હોઇશ તો તારી ચાકરી કરીશ અને એક સેવક જે રીતે તેના સ્વામી સાથે વર્તે તેમ તારી સાથે વર્તીશ." એ ભરવાડ એ પ્રમાણે કહી રહ્યો હતો, એવામાં મુસા ત્યાં આગળ થઈને જઈ રહ્યા હતા. તેમણે એની પ્રાર્થના સાંભળીને કહ્યું કે 'અરે નાદાન ભરવાડ! તું કોની સાથે વાતચીત કરી રહ્યો છે અને કયા માંદાની સેવાચાકરી કરવા માગે છે?'

ભરવાડે કહ્યું કે, હું પરમાત્માની સાથે વાતો કરૂં છું અને એનીજ સેવા કરવા માગું છું. મુસાએ કહ્યું કે "અરે બેવકુફ! આ શું બકી રહ્યો છે? તું તો કાફરો કરતાં પણ વધારે ખરાબ થઈ ગયો છે. પરમાત્માને વાળ પણ નથી અને દેહ ન હ હોવાથી તેને બિમારી પણ થાય તેમ નથી. એને કોઇએ પેદા નથી કર્યો. એ તો અજન્મા, નિત્ય અને શુદ્ધ છે. એને માણસોના જેવી નાહવા-ધોવાની, વાળ હોળાવવાની અને એવી બીજી સેવાચાકરીની શી જરૂર?"

મુસાની આવી વાતો સાંભળીને પેલો ભરવાડ ઘણો ગુસ્સે થયો અને પોતાનાં કપડાં ફાડી નાખી ઉઠીને ઉભો થયો તથા ગાંડા માણસની પેઠે પોતાના માથા ઉપર ધૂળ અને માટી ફેંકતો કહેવા લાગ્યો કે "અરે, ખુદાની સાથે પ્રત્યક્ષ વાતો કરવાનું અભિમાન રાખનારા સાધુ! તેં મોટું પાપ કર્યું છે. તેં મારા કલેજાના આજે ટુકડા કરી નાખ્યા છે."

એ ભરવાડ ત્યાંથી જંગલ તરફ ચાલ્યો ગયો, ત્યારે હઝરત મુસાને આકાશવાણી સંભળાઇ કે "હે મુસા! તેં ઘણું ખરાબ કામ કર્યું છે. તેં મારા પ્યારા ભક્તને મારાથી વિખૂટો પાડયો છે. શું તું દુનિયામાં એટલા માટે આવ્યો છે કે, કોઇને મારી પાસે પહોંચવાજ ન દે અને જુદાઇનોજ પાઠ ભણાવ્યા કરે? મેં તો તને એટલા માટે દુનિયામાં મોકલ્યો છે કે, તું મારા પ્યારાઓને પ્રેમાલાપનો સંદેશો આપે. તારી વર્તણુકથી હું બહુ દિલગીર છું. મેં દરેક

માણસને પ્રાર્થના કરવા સારૂ અનેક પ્રકારનાં સ્તોત્ર તેમજ મનોભાવ આપ્યા છે, તેમાંથી જેને જે પણ ફાવે તેનાવડે તેઓ મારી સ્તુતિ-ભક્તિ કર્યા કરે છે. એ ભરવાડના ખાસ પ્રકારના શબ્દો તારી સમજમાં નથી આવતા, તો તું તારે રસ્તે ચાલ્યો જા. નાહકનો એના ઉપર દોષારોપણ શા સારૂ કરે છે ? એણે બિચારાએ તો સાચા મનથી મારી સ્તુતિ કરી છતાં પણ તું તો એમજ સમજ્યો કે એણે પાપ કર્યું ! એણે અમૃત પીરસ્યું અને તેં એને ઝેર માની લીધું; એણે પ્રકાશ કર્યો અને તું અંધકાર સમજ્યો; એણે ફૂલ આપ્યાં અને તેં એને કાંટા માની લીધા; એણે સારૂં કર્યું અને તેં ખોટું કર્યું."

મુસા ઈશ્વરની આવી વાણી સાંભળીને એ ભરવાડની શોધમાં નીકળ્યા અને એના પગલાની નિશાનીએ જતાં જતાં જંગલમાં પહોંચ્યા. ત્યાં જઈને એ અભણ ભરવાડને કહ્યું કે 'હે પ્રભુના પ્યારા ! મારા ઉપર દયા કર; કેમકે મેં મારી મૂર્ખતાથીજ તને ગમાર ભરવાડ માની લીધો હતો.'

(મૌલાના રૂમ)

## ૧૬૨–પોણોસો વર્ષના વૃદ્ધ પુરુષની જ્ઞાનપિપાસા

પોલેંડમાં ઓર્ગસિક નામનો એક પુરુષ હાલમાંજ થઈ ગયો છે. નાનપણમાં એણે થોડો ઘણો અભ્યાસ કર્યો હતો, પરંતુ ઘરની સ્થિતિ સારી નહિ હોવાથી નાની વયમાંજ કુટુંબનું પોષણ કરવાનો ભાર એને માથે આવી પડયો અને વિદ્યાભ્યાસ અધુરો મૂકીને તેને ગુજરાનને સારૂ ધંધામાં પડવું પડ્યું. ઇ. સ. ૧૮૬૩માં એના દેશબંધુ પોલ લોકોએ રૂશિયાના ઝારની વિરુદ્ધ બળવો કર્યો. ઓર્ગસિક પણ બળવાખોરોની સાથે જોડાયો. એ યુદ્ધમાં એ કેદ પકડાયો અને સાઈબિરિયાના બરફવાળા પ્રદેશમાં એને દેશનિકાલ કરવામાં આવ્યો. ઇ. સ. ૧૮૯૫ માં એને વગર શરતે માફી મળી. ઓર્ગસિક પાછો ફરીને વૉર્સો નગરમાં આવ્યો અને ઘણાં વર્ષ પૂર્વે પોતે જે અભ્યાસ અધુરો મૂકયો હતો તે પાછો શરૂ કરીને એમાં ચિત્તને એવું પરોવ્યું કે ૭૫ વર્ષની વૃદ્ધ વય છતાં પણ તે ઇ. સ. ૧૮૯૭માં ડૉકટરની પદવી મેળવી શકયો.

સંકલ્પ ને આગ્રહ દઢ હોય તો ગમે તે વયે મનુષ્ય વિદ્યા પ્રાપ્ત કરી શકે છે અને પોતાનો ઉદ્દેશ પાર પાડી શકે છે.

('ચીલ્ડ્રન્સ બુક ઑફ મૉરલ લેસન્સ'માંથી)

## ૧૧૩–संत इसिडोरने पनिहारीओ तरफथी मळेलो बोध

કૂવાના પથ્થર ઉપર દોરડાંના ઘસારાથી પહોંચેલો ઘસારો જોઈને બોપદેવને ખંતથી વિદ્યાભ્યાસ કરવાનો બોધ કેવી રીતે મળ્યો હતો, તે આપણે આગળ એક દૃષ્ટાંતમાં જોઈ ગયા છીએ. બરોબર એનેજ મળતી ઘટના સેંકડો વર્ષ પૂર્વે સ્પેન દેશમાં પણ બની હતી. ત્યાં આગળ ઈસિડોર નામનો એક વિદ્યાર્થી પાઠની કઠિનતા તથા શિક્ષકોની કઠોરતાથી કંટાળીને ઘરમાંથી નાસી ગયો. જંગલમાં ફરતાં ફરતાં થાકી જઈને એક કૂવા આગળ તે વિશ્રામ લઈ રહ્યો હતો, ત્યાં આગળ ગામડાની રમણીઓ પાણી ભરવા આવતી હતી. ઈસિડોર બારીકીથી તેમની હીલચાલ જોઈ રહેતો. એણે જોયું કે, પાણીની ડોલનું દોરડું પથ્થર સાથે જ્યાં ઘસાતું હતું ત્યાં આગળ નાળી જેવું થઈ રહ્યું હતું. ઈસિડોરે પનિહારીઓને પૂછ્યું કે, આ કોણે બનાવ્યું ?

સ્ત્રીઓએ એને સમજાવ્યું કે, એને બનાવવા કોઈ નથી આવ્યું. એ તો દોરડાના ઘસારાને લીધે પથ્થર ઘસાય છે અને એ જગ્યા એની મેળે થઈ જાય છે.

યુવકે વિચાર કર્યો કે, એક સાધારણ દોરડું ખંતને લીધે કઠોર પથ્થરને પણ ઘસી નાખે છે, તો શું હું ખંતથી વિદ્યાભ્યાસ કરવા મંડી જાઉં તો સફળ ન થઈ શકું ? જરૂર, હવે હું ગમે તેવો અઘરો પાઠ પણ તૈયાર કરી શકીશ. એનામાં નવોજ ઉત્સાહ આવ્યો. હવે એની સંકલ્પશક્તિ વધી ગઈ હતી. એ ઘેર પાછો ફર્યો, નિશાળમાં ગયો અને ખંતપૂર્વક પાઠ કરવા લાગ્યો. હવે એને વિદ્યાભ્યાસમાં ઘણી સફળતા મળી. એ મહાવિદ્વાન થયો અને વિદ્યાની સાથે સાધુતાના ગુણોથી વિભૂષિત હોવાથી સંત ઈસિડોર નામે પ્રસિદ્ધ થયો.

ઉંચી અભિલાષા અને પૂરી ખંત હોય તો કશુંજ અસાધ્ય નથી.

('ચીલ્ડ્રન્સ બુક ઑફ મોરલ લેસન્સ'માંથી)



# १९४–महात्मा लुकमान हकीमनो बादशाहने उपदेश

लुकमान हकीम घणे। विद्वान अने विज्ञानवेत्ता हते।; पण देखावमां साधारण माणसोना जेवे। जणाते। हते।. एनी रहेणी–करणी बहु सादी हती, एनी योग्यतानी ख्याति चोतरफ फेलाई गई हती. एक दिवस एक बादशाहे लुकमानने बोलावी तेनी योग्यतानी परीक्षा लेवानी इच्छा करी. राजानी आज्ञा थतां वारज लुकमानने दरबारमां बोलाववामां आव्ये।. अनेक विषये। उपर वातचीत थई अने बादशाहनी खात्री थई के, खरेखर लुकमान ते लुकमानज छे. एना जेवे। मनुष्य बीजो नहि मळी आवे. बादशाह उपर एनी एटली बधी असर थई के, ए तेनां वखाण करवा लाग्ये। अने कहेवा लाग्ये। के, हुं आपना उपर घणे। प्रसन्न छुं. आप मारी पासे जे कांई मागशे। ते आपवा तैयार छुं. लुकमान कहेवा लाग्ये। के, "हे बादशाह! तने शरम नथी आवती के, मने दयापात्र समजे छे अने पोताने मोटे। दयाळु मानी बेठे। छे? जो, में देहाभिमान अने दुनियाई लोभ एवा वश करी लीधा छे के, हवे ते मारुं कांई पण बगाडी शके एम नथी, उलटा नोकरनी पेठे मारी आज्ञानुं पालन करे छे. एम होवाथी हुं शाह छुं अने तुं ते। अभिमान अने लोभने वश थईने दुनियाई विषये। अने सत्ता पाछळ भटकते। फरे छे. तारामां अभिमाननी मात्रा पण पूरेपूरी छे अने लोभने। पण तारा उपर पूरेपूरे। अधिकार छे. आ प्रमाणे जे गुणे।ने। गुलाम थईने तुं बीजाओना देश जीतवा माटे चढाई करे छे अने नाहक अनेकोनां खून करावीने हजारे। लाखोने अनाथ तेमज विधवा बनावी दुःखना दरियामां नाखे छे, तेज गुणे। मारा दास बनीने रहे छे. बोल, हवे तने ते बादशाह कोण कहे? हुं तारी पासे कांई मागते। नथी."

जेणे वासनाओने जीती छे तेज खरेखरे। राजाधिराज छे.

( मौलाना रूम )

# १९५–महाराणी द्रौपदीनी असाधारण क्षमा

મહાભારતના યુદ્ધનો અંત આવી રહ્યો, દુર્યોધનની બધી આશાઓ ઉપર પાણી ફરી વળ્યું; ત્યારે એ બહુ અકળાયો અને પાંડવોનો બદલો લેવાની પ્રબળ વાસના તેના હૃદયમાં ઉત્પન્ન થઇ. એની બધી શક્તિ વપરાઇ ગઇ હતી, કોઈનો આધાર નહોતો. કોની મદદથી પોતાની ઇચ્છા પાર પાડવી, એના વિચારમાં તે મુંઝાયા કરતો હતો; એટલામાં અશ્વત્થામા એની પાસે જઇ પહોંચ્યો. તેણે એને ધીરજ આપીને કહ્યું કે "આપ મને સેનાપતિ બનાવો, હું ગમે તે રીતે આપનો મનોરથ પૂર્ણ કરીશ અને પાંચે પાંડવોનો વધ કરીશ. મારા હૃદયમાં પણ મારા પૂજ્ય પિતાના મરણનો દારુણ ઘા લાગેલો છે. હું પણ બદલો લેવા માગું છું. હું જ્યાંસુધી પાંડવોને મારીશ નહિ, ત્યાંસુધી મારી દાઝ નહિ હોલાય." આથી દુર્યોધનને હિંમત આવી અને તેણે અશ્વત્થામાને પોતાનો સેનાપતિ બનાવ્યો.

અશ્વત્થામા રાત્રે લાગ જોઇને પાંડવોના તંબુ તરફ ગયો. રસ્તામાં ઘણાં વિઘ્નો આવ્યાં, પણ તેમને દૂર કરીને એ ઠેઠ પાંડવોના તંબુમાં પહોંચ્યો. એ દિવસે પાંચ પાંડવોને ઠેકાણે દ્રૌપદીના પાંચે પુત્રો સૂઇ રહ્યા હતા. એમના ચહેરા પણ પાંચે પાંડવોને મળતા આવતા હતા. અશ્વત્થામા વીર હોવા છતાં પણ એ વખતે તો તે અધમ, ચોર, ધાડપાડુ અને ખુનીનું કામ કરવા તૈયાર થયો હતો. એણે નિર્દયતાથી એ પાંચ સુકુમાર પાંડવપુત્રોનાં શિર કાપી નાખ્યાં. એ વીરયુવકો તરફડીઆં મારતા મરી ગયા. નિર્દય અને કાયર એવો અશ્વત્થામા પ્રસન્ન થતો દુર્યોધનની પાસે પહોંચ્યો. દુર્યોધનના હર્ષનો પાર નહોતો. એણે એ પાંચે શિરને અપમાનપૂર્વક પૃથ્વી ઉપર ફેંકી દીધાં અને પગવડે ઉપરાઉપરી ખૂબ ઠોકરો મારી ત્યારેજ તેનું મગજ જરા ઠેકાણે આવ્યું. પછી એ માથાંનું બારીકીથી અવલોકન કરીને એણે કહ્યું કે "નરાધમ અશ્વત્થામા! ગજબ થયો, ગજબ થયો! તેં આ શું કર્યું ? તેં અમારી પાછળ પાણી આપનાર પણ બાકી ન રાખ્યા! આ માથાં પાંડવોનાં નથી, પણ એમના પુત્રોનાં છે. એમનાં શિર આટલાં પોચાં નહોતાં. મેં ભીમના માથામાં ગદા મારીને ઘણી વાર અજમાવી જોયું છે. હાય! જે થનાર હતું તે થઇ ચૂક્યું. અત્યારસુધી હું હર્ષમાં હતો, હવે શોકથી મરી રહ્યો છું."

આ સમાચાર પાંડવોના લશ્કરમાં પહોંચતાં હાહાકાર વર્તી રહ્યો. દરેક માણસ આ હીચકારા કૃત્યના વૃત્તાંતથી આકુળ-વ્યાકુળ થઈ જતો. બધાના

શોકનો પાર નહોતો. પાંડવોએ પુત્રોના ધડને દીઠાં, ત્યારે તેમના શોકનો પાર ન રહ્યો. દ્રૌપદી તો મૂર્છિત થઇને ધરણીપર ઢળી પડી. એનો વિલાપ પથ્થરને પણ પીગળાવી નાખે એવો હતો. જ્યારે એને ખબર પડી કે, આ અધમ કૃત્ય અશ્વત્થામાનું છે, ત્યારે એણે ગુસ્સે થઇને પાંડવોને કહ્યું કે, જ્યાંસુધી તમે એ દુષ્ટને પકડીને મારી સામે નહિ લાવો ત્યાંસુધી હું અહીંથી ઉઠનાર નથી. વધારે વિલંબ થશે તો અહીંઆંજ હું મારા પ્રાણ છોડીશ. પાંડવોને પણ ક્રોધ આવ્યો. એમને અત્યારે કાંઇ ભાન નહોતું, ગમે તે પ્રકારે વેર લેવું એજ એક વિચાર એમના મનમાં ઘોળાયા કરતો હતો. ભીમથી ચૂપચાપ બેસી રહેવાયું નહિ. એ તરતજ અશ્વત્થામાને પકડવા સારૂ દોડયો. યુધિષ્ઠિરે એની પાછળ અર્જુન અને શ્રીકૃષ્ણને મોકલ્યા.

અશ્વત્થામા અને અર્જુનની વચ્ચે ઘોર યુદ્ધ થયું, બન્ને પક્ષ તરફથી અનેક અસ્ત્ર-શસ્ત્ર છુટયાં અને છેવટે અશ્વત્થામાને પકડી દ્રૌપદીની સામે લાવવામાં આવ્યો.

અશ્વત્થામા અત્યારે લાચાર થઇને દ્રૌપદીની સામે ઉભો છે. એને ખાત્રી હતી કે, હમણાંજ મારી દુર્દશા થશે અને જાન જશે. દ્રૌપદી આજ્ઞા આપે એટલીજ વાર હતી. દ્રૌપદીએ અશ્વત્થામાને ઉપરથી નીચે સુધી નીહાળ્યો. એની મનોદશા એકદમ બદલાઈ ગઈ. હવે એનો ક્રોધ શમી ગયો. હૃદયમાં દયા ઉપજી. એણે પાંડવોને કહ્યું કે "એ કાયરને છોડી દો. પ્રાણ લેવો એ એને માટે સજા નથી. હું એને પ્રાણદંડ દેવા નથી માગતી. એ આપણા ગુરુનો પુત્ર છે. એણે મારા પાંચે પુત્રોને માર્યા છે તેથી જે દુઃખ હું ભોગવી રહી છું તે મારૂં મનજ જાણે છે. મારા લાડકવાયા પુત્રો કાંઇ એને મારી નાખવાથી પાછા આવવાના નથી. હું જેમ પુત્રહીન થવાથી શોકસાગરમાં ડૂબી છું, તેમ જો હું આને મારી નંખાવીશ તો ગુરુપત્ની પણ મારી પેઠેજ પુત્રશોકમાં ડૂબી જશે. મારા દુઃખને લીધે બીજીને પણ દુઃખી બનાવવી એ હવે મને ગેરવ્યાજબી લાગે છે, તેથી હું એને ક્ષમા કરૂં છું. આપ સર્વે પણ એને ક્ષમા આપો."

પાંડવોએ પણ દ્રૌપદીનાં વચનોને માન્ય કરી ગુરુપુત્રને છોડી દીધો. જનસમાજમાં એ વાત વિજળીના વેગે ફેલાઇ ગઇ અને ચારે દિશામાં દ્રૌપદીની ક્ષમાનાં વખાણ થવા લાગ્યાં.

( શ્રી રામદાસ ગૌડકૃત 'હિંદી વાચનમાળા' ઉપરથી )

## ૧૯૬–देखादेखी काम न करवुं

કાશીનગરીથી થોડે દૂર જ્ઞાનપુર નામના સ્થાનમાં બનારસના મહારાજા સાહેબની કચેરીઓ છે. ત્યાં બે મુખત્યાર રહેતા હતા. એક સીધા સ્વભાવનો અને હસમુખો હતો. બીજો પણ હતો તો સજ્જન, પણ એના સ્વભાવમાં ચીઢિયાપણું અને અદેખાઇના દોષ હતા. પહેલો મુખત્યાર જે કાંઇ કરતો, તેની દેખાદેખી પેલો બીજો પણ એમજ કરતો. એક દિવસ પહેલા મુખત્યારે ભેંસ ખરીદી, બીજાને એની ખબર પડતાં તેણે પણ ભેંસ વેચાતી મંગાવી. પહેલા મુખત્યારને એની ખબર પડતાં એણે ભેંસ વેચીને ગાય લીધી. બીજાએ પણ દેખાદેખી એમજ કર્યું. પહેલાએ ફરીથી ગાય વેચીને બકરી બાંધી, બીજાએ પણ એ પ્રમાણેજ કર્યું. હવે તો પહેલા મુખત્યારને ખાત્રી થઈ કે, આ માણસ મને ચીઢવવા સારૂજ આમ કરે છે. હવે એને મશ્કરી સૂઝી. એણે એક ગધેડું મંગાવીને પોતાને ઘેર બાંધ્યું અને બીજા મુખત્યારને કહેવરાવ્યું કે 'ભાઇ સાહેબ ! આજ મારે ઘેર ગધેડું બાંધ્યું છે, તમે પણ ગધેડું ઘેર બાંધો તો ખરી વાત.' ઉત્તરહિંદુસ્તાનમાં ગધેડાને અડકવું એ પણ પાપ મનાય છે, તો પછી ઘેર ગધેડું બાંધવાની તો વાતજ કયાં ? હવે પેલો ગભરાયો અને બહુજ શરમીંદો થયો.

કોઇની ખોટી સરસાઇ કરવી એ ઠીક નથી. મહાત્મા કબીર કહી ગયા છે કેઃ–
'દેખાદેખી ભક્તિકા કબહું ન લાગે રંગ, વિપત પડે પર છોંડઈ,જ્યોં કાંચળી ભુજંગ.'

દેખાદેખી કોઇને ભક્તિનો રંગ લાગતો નથી. આફત આવી પડતાં જેવી રીતે સાપ કાંચળીને છોડી દે છે, તેવી રીતે દેખાદેખી ભક્તિ કરનારા માણસો પણ સ્વાર્થમાં વાંધો આવતાં તરતજ ભક્તિને છોડી દઈને પાછો પોતાના મૂળ સ્વભાવ ઉપર આવી જાય છે.

('દૃષ્ટાન્તાંજલિ'માંથી)

## ૧૯૭–प्राचीन भारतनो अस्तेयनो उच्च आदर्श

શંખ અને લિખિત બે ભાઇઓ હતા. નદીને કિનારે એ બન્નેની ઝુંપડીઓ જૂદી જૂદી બાંધેલી હતી. બન્નેના આશ્રમમાં અનેક પ્રકારનાં ફળ–ફૂલનાં વૃક્ષો ઉગેલાં હતાં.

એક સમયે લિખિત પોતાના મોટાભાઇ શંખના આશ્રમમાં ગયો. એ વખતે શંખ બહાર ગયો હતો. આશ્રમમાં પોતાનો ભાઇ નહિ જણાયાથી

લિખિત આમતેમ ફરવા લાગ્યો. તેણે જોયું કે, બગીચામાં બહુ સુંદર પાકાં ફળ લાગેલાં છે. પોતાના ભાઇનોજ બાગ હતો, એટલે વગરપૂછયે ફળ તોડીને ખાવા લાગ્યો.

એટલામાંજ શંખ બહારથી આવી પહોંચ્યો. એણે ભાઈને ફળ ખાતો જોઈને પૂછયું કે 'તેં આ ફળ કયાંથી આણ્યાં?' લિખિતે પ્રણામ કરીને કહ્યું કે 'આ સુંદર મીઠાં ફળ આપના આશ્રમનાંજ છે.' એ સાંભળીને શંખે ક્રોધપૂર્વક કહ્યું કે "ભાઈ! તેં મારી ગેરહાજરીમાં મને પૂછયાવિનાજ આ ફળ તોડીને ખાવામાં ચોરીનું કામ કર્યું છે; માટે જલદી રાજાની પાસે જઇને તારો અપરાધ કબૂલ કર અને દંડ ભોગવીને પ્રાયશ્ચિત્ત કર."

લિખિત મોટાભાઇની આજ્ઞા મળતાંજ રાજા સુદ્યુમ્નની પાસે ગયો. રાજાએ આદરસત્કારપૂર્વક તેમને પાસે બેસાડીને પધારવાનું કારણ પૂછયું.

લિખિતે એના ઉત્તરમાં પોતાનો અપરાધ સ્પષ્ટ રીતે જણાવ્યો અને સજા ફરમાવવાની વિનતિ કરી. રાજા સુદ્યુમ્ને કહ્યું કે "રાજાને શિક્ષા કરવાનો અધિકાર છે, તેટલોજ ક્ષમા કરવાનો પણ છે; માટે મેં આજે તમારો અપરાધ માફ કર્યો છે." પરંતુ લિખિતને એટલાથી સંતોષ ન થયો. એણે વારંવાર રાજાને પ્રાર્થના કરી કે, મેં વગર રજાએ ભાઇના આશ્રમમાંથી ફળની ચોરી કરી છે, તેનો દંડ પણ મારે ભોગવવોજ જોઈએ.

આખરે રાજાએ લાચાર થઈને લિખિત મુનિનાં બન્ને કાંડાં કપાવી નાખવાની આજ્ઞા આપી. એ સમયે ચોરોને એવી સખ્ત સજા કરવામાં આવતી હતી.

લિખિત સજા પામીને ભાઇની પાસે ગયો અને કહ્યું કે 'ભાઈ! મેં રાજદંડ ભોગવી લીધો. હવે આપ મને ક્ષમા કરો.' શંખે કહ્યું કે 'પ્રિય ભાઈ! તું મને પ્રાણથી પણ વધારે વહાલો છે. તેં મારૂં કાંઇ બગાડયું નથી, તેમજ હું તારા ઉપર ગુસ્સે પણ થયો નથી. તેં નીતિવિરુદ્ધ કામ કર્યું હતું, તેથી તને નીતિના માર્ગમાં દૃઢ કરવા સારૂ અને ધર્મવિરુદ્ધ કૃત્યનું પ્રાયશ્ચિત્ત કરાવવા સારૂ મેં રાજા પાસે મોકલ્યો હતો. "રાજાએ સજા કરી દીધી. હવે તું નદીકિનારે જઈને તપસ્યા કર. એમ કર્યાથી તું પાપથી મુક્ત થઇ જઇશ. ફરીથી એવું કામ કદી ન કરતો. હમેશાં યાદ રાખજે કે, વગર રજાએ કોઇની કાંઈ પણ વસ્તુ લેવી એ મહાપાપ છે."

(શ્રી રામદાસ ગૌડકૃત 'રાષ્ટ્રીય શિક્ષાવલી'માંથી)

## ૧૯૮–સૂક્ષ્મ બુદ્ધિ અને વચનપાલનનો મહિમા

ઇરાનની પશ્ચિમે આવેલા બગદાદ નગરમાં પૂર્વે ખલીફા હારૂન–ઉલ–રશિદ નામને એક પ્રસિદ્ધ બાદશાહ થઇ ગયો છે. એ ઘણોજ દયાળુ, દાની, ધર્માત્મા અને બહાદુર હતો. દુનિયામાં આજસુધી તેનું નામ જાણીતું છે. તેના મોટા પુત્રનું નામ અમીન અને નાનાનું નામ મામૂ રશીદ હતું. મામૂ પાંચ વર્ષનો થયો, ત્યારે એને કુરાન ભણાવવા સારૂ એક મૌલવીને નોકર રાખવામાં આવ્યો. અમીન પણ એની સાથેજ ભણતો હતો.

મૌલવી સાહેબ વિદ્યાર્થીઓને થોડુંક વાંચી સંભળાવ્યા પછી નીચું માથું કરીને ચૂપચાપ વિદ્યાર્થીઓનો પાઠ સાંભળ્યા કરતા હતા. મામૂ ઘણોજ સમજુ છોકરો હતો. જ્યારે એ વાંચવામાં ભૂલ કરતો, ત્યારે મૌલવી સાહેબ માથું ઉંચું કરતા. મામૂ એટલા ઉપરથી સમજી જતો અને બીજી વાર વાંચીને પોતાની ભૂલ સુધારતો. એની એ ચતુરાઇથી મૌલવી સાહેબ ઘણા ખુશ થતા.

એક દિવસ મામૂએ કુરાનની એક આયત વાંચી. મૌલવી સાહેબ એ સાંભળીને ચમકી ઉઠયા. મામૂએ વિચાર્યું કે, મારી કોઇ ભૂલ થઈ હશે. એણે ફરીથી એ આયત વાંચી, ત્યારે એને ખબર પડી કે,વાંચવામાં કંઈ પણ ભૂલ થઇ નહોતી. તો પછી મૌલવી સાહેબ ચમકયા કેમ ? થોડી વારસુધી બાળક એ વિષય ઉપર વિચાર કરતો રહ્યો. આખરે એની સમજમાં એક વાત આવી. ભણી રહ્યા પછી એ પિતાની પાસે ગયો અને કહ્યું કે, અબ્બાજાન ! આપે મૌલવી સાહેબને જે કાંઇ પગાર આપવાનો કહ્યો હતો તે આપી દેવો જોઇએ.

એ સાંભળીને ખલીફા હારૂને પુત્રને પૂછ્યું કે " કેમ, મૌલવી સાહેબ તને કાંઇ કહેતા હતા ? પગાર નહિ મળવાની ફરિયાદ એ ઘણી જગ્યાએ કરી ચૂકયા હોય એમ લાગે છે. આજ એમણે તને પણ કાંઈ કહ્યું લાગે છે."

મામૂએ કહ્યું કે "ના, મૌલવી સાહેબે મને કાંઇ પણ કહ્યું નથી."

એટલું કહીને જે આયત સાંભળીને મૌલવી સાહેબ ચમકયા હતા, તે આયત મામૂએ પિતાને કહી સંભળાવી. એનો ભાવાર્થ એવો હતો કે " હે ઇમાનવાળાઓ ! જે વાત તમે પૂરી નથી કરી શકતા, તે કહો છોજ શા સારૂ ?"

મામૂએ પિતાને એ પણ કહ્યું કે 'મૌલવી સાહેબનું એ આયત સાંભળીને ચમકી ઉઠવું, વિનાકારણનું ન હોઇ શકે.'

પુત્રની એ વાત સાંભળીને ખલીફા આશ્ચર્ય પામ્યા. એમણે પોતાની પાછળ મામૂનેજ વધારે બુદ્ધિમાનતરીકે ખલીફા બનાવવાનો પાકો નિશ્ચય કર્યો. ઉંમર તરફ જોતાં તો ગાદીનો હક્કદાર અમીનજ હતો, પણ બુદ્ધિમાં તે મામૂની બરોબરી કરી શકે એવો નહોતો.

ખલીફાએ તરતજ મૌલવી સાહેબને બોલાવીને પગાર ચૂકવી આપ્યો અને મામૂને પણ સારૂં ઇનામ આપ્યું.

આખરે મામૂ બગદાદનો ખલીફા થયો.

જે કાંઇ વાંચવું તે ધ્યાન દઇને વાંચવું જોઇએ. વળી જે વાયદો કરવામાં આવે તે પણ પૂરો કરવો જોઇએ.

('મનોરંજક ઐતિહાસિક કહાનિયાં'માંથી)

# ૧૯૧–मश्करी अने अपमान सहीने पण लोकसेवा बजावी शकाय छे.

કેટલાંક વર્ષ પૂર્વે ઇંગ્લૅંડમાં વરસાદમાં છત્રી લઇને ચાલવું, એ ફૅશનની વિરુદ્ધ અને હસવા લાયક ગણાતું હતું. જોનાસ હેનવે નામના એક પુરુષને એ ફૅશન નુકસાનકારક લાગવાથી એણે લંડનની સડકો ઉપર છત્રી ઓઢીને ફરવાનું શરૂ કર્યું. જરા પણ નવી વાત જોતાં પ્રથમ તો લોકો બસ મશ્કરીજ કરવા મંડી પડવાના ! જોનાસની પણ એજ વલે થઇ. રસ્તે જતા લોકો તેની તરફ હસવા લાગ્યા અને તેને ઉભો રાખીને મશ્કરી પણ કરવા લાગ્યા; પરંતુ એણે જરા પણ પરવા કરી નહિ. એ તો બીજા લોકોને છત્રી ઓઢવાના ફાયદા સમજાવવા માગતો હતો. ત્રીસ વર્ષસુધી એણે લોકોનો ઉપહાસ હિંમતપૂર્વક સહન કર્યો અને પરિણામ એ આવ્યું કે, લોકો વરસાદમાં છત્રીનો ઉપયોગ કરતાં શીખ્યા.

('ચીલ્ડ્રન્સ બુક ઑફ મૉરલ લેસન્સ'માંથી)

## ૨૦૦–શત્રુની દયાપર જીવવું સારૂં કે તેને હાથે મરવું સારૂં ?

જાપાનમાં કુમાગે નામનો એક બહાદુર ફકીર થઇ ગયો છે. એ હતો તો ફકીર, પણ દેશનો મોટો ભક્ત હતો. જરૂર પડતાં દેશની ખાતર તલવાર પકડીને મરવા–મારવાને પણ એ સદા તૈયાર રહેતો હતો. એ ઘણો સારો યોદ્ધો હતો. એનું નામ સાંભળીને ભલભલા બહાદુર લોકો કંપી ઉઠતા.

એક વાર જાપાનમાં સુનાનૌશના મેદાનમાં મોટી લડાઇ થઇ. કુમાગે પણ તલવાર લઇને લડાઈના મેદાનમાં પહોંચ્યો. એણે એક વીર યુવક શત્રુને પકડી લીધો. કુમાગેએ તેના હાથપગ બાંધી દીધા અને પૂછયું કે 'તારૂં નામ શું છે?' યુવકે જવાબ દીધો કે 'તમારાથી થાય તે કરી નાખો. મારા ટુકડે ટુકડા કરો તોપણ હું મારૂં નામ નહિ બતાવું તે નહિજ બતાવું.'

એનો એ દઢતાભર્યો ઉત્તર તથા એની યુવાવસ્થા જોઈને કુમાગેને દયા ઉપજી. એણે નવયુવકના હાથપગ છોડી દીધા અને કહ્યું કે "મને તારા ઉપર દયા આવે છે. હું તને છોડી મૂકું છું, તું તારે ઘેર જા અને તારી માતાને ખુશ કર. તારાવગર એ બિચારી રોતી હશે."

કુમાગેએ જવાબ આપ્યો કે "હું આપનો દુશ્મન છું, આપનો કેદી છું, મારે તમારી દયા જોઇતી નથી. આપની દયાપર જીવવું, એના કરતાં તો આપને હાથે મરવું, એમાંજ મારૂં મનુષ્યત્વ અને વડાઇ છે. હું યુદ્ધક્ષેત્રમાં જીત મેળવ્યાવિનાજ ઘેર પાછો ફરીને મારાં માતપિતાનું નામ નહિ લજવું. લોકો પણ એથી કરીને મને કાયર, બીકણ અને હીચકારોજ કહેશે. જો હું કેદ ન પકડાયો હોત તો તો છેવટસુધી આપની સાથે લડત. હશે, હવે આપ વિલંબ ન કરો; મારી ગરદન હાજર છે."

કુમાગેએ એક વાર ફરીથી પણ એને સમજાવ્યો કે "ભાઈ! સમજી જા, અને ઝટપટ અહીંથી નાસી જા. રસ્તામાં જો કયાંક મારા સાથીઓ મળી ગયા, તો તો તેઓ તને કદી પણ છોડશે નહિ અને તારો જીવ ચાલ્યો જશે." કુમાગેએ તેને ઘણુંએ સમજાવ્યો, પણ એ યુવકે તેની સલાહ ન માની. એટલામાં કુમાગેના સાથી આવી પહોંચ્યા અને તેમણે તરતજ એ યુવક શત્રુને મારી નાખ્યો.

વીર યુવકે શત્રુની દયાપર જીવવા કરતાં પ્રાણ આપવામાંજ પોતાની મહત્તા જોઈ.

('મનોરંજક ઐતિહાસિક કહાનિયાં'માંથી)

# २०१–एक स्वयंसेविकानी उंडी समजण अने भारे धगश

ઇટાલિનો પ્રસિદ્ધ દેશભક્ત સ્વીટ્ઝરલેન્ડમાં દેશનિકાલની સજા ભોગવી રહ્યો હતો. ઇટાલિના ઉદ્ધારમાટે–ઈટાલિની સ્વતંત્રતામાટે એણે બીડું ઝડપ્યું હતું. સ્વદેશભક્તોનો માતૃભૂમિપ્રત્યેનો પ્રેમ રાજસત્તાથી સાંખી શકાતો નથી; કેમકે એમની દષ્ટિમાં સ્વદેશપ્રેમ એ રાજ્યદ્રોહ થઇ પડે છે અને તેઓ દેશના નેતાઓને અનેક પ્રકારનાં દુઃખ દેવામાંજ પોતાની સલામતી સમજે છે. મેઝિની પણ રાજસત્તાનો ભોગ થઇને સ્વીટ્ઝરલેંડમાં એક નિર્જન પર્વતમાં ઝુંપડી બાંધીને રહેતો હતો. ઈટાલિમાં એ રાજદ્રોહી ગણાતો હોવાથી કોઇ એને સહાયતા આપવા તૈયાર થયું નહિ. એના એ નિર્જન વાસમાં જઇને તેની સંભાળ લેવાની કોઈની હિંમત ચાલી નહિ. મેઝિની ઇંગ્લૅંડમાં પણ ઘણું રહ્યો હતો અને ત્યાં અનેક સ્ત્રી–પુરુષો એનાપ્રત્યે સ્નેહ અને સહાનુભૂતિ દાખવતાં હતાં. પર્વત ઉપર દેશવટો વેઠતાં એ માંદો પડયો અને એ મંદવાડના સમાચાર ઇંગ્લૅંડ પહોંચ્યા, ત્યારે ત્યાંની એક સહૃદયા રમણીએ તેની પાસે જઇ તેની સારવાર કરી તેને સાજો કરવાનો સંકલ્પ કર્યો. એ સ્વીટ્ઝરલેંડ ગઇ અને પવર્તની ખીણ પાસે પહોંચી. ત્યાંથી એક ભોમીઆને સાથે લઇને હાથમાં લટ્ઠસહિત એણે ઉંચા વિષમ પર્વત ઉપર ચઢવા માંડયું. રસ્તો ઘણો ખડબચડો હતો. બરફ બધે પથરાઈ ગયો હતો. એવી અવસ્થામાં પર્વત ઉપર ચઢવું એ જીવને જોખમમાં નાખવા જેવું હતું. એક સુકુમારીને માટે તો તે લગભગ અસાધ્ય જેવું હતું; પરંતુ એ અબળાના હૃદયમાં પર–સેવાની ધગશ જાગી હતી. સંસારના એક મહાપુરુષના મંદવાડમાં તેની સેવા કરીને તે સાજો તાજો થાય તેમ કરવું, એ તેના હાથે થતા દેશકલ્યાણમાં અગત્યનો ભાગ લેવા બરાબર તેને સમજાઇ ચૂકયું હતું. આવી ઉંડી સમજણ અને નિઃસ્વાર્થ સેવાવૃત્તિને લીધે તેના મનમાં;તેમજ શરીરમાં પણ અદ્ભુત બળનો સંચાર થયો. અનેક વિઘ્નોને ઓળંગીને તે મેઝિનીની ઝુંપડી આગળ જઇ પહોંચી. ત્યાં જતાં સુધીમાં તો તે થાકીને ધરણીપર ઢળી પડી. ભોમીઓ તેને ઘરમાં લઇ ગયો. મેઝિનીએ જોયું કે, એક અંગ્રેજ મહિલા તેની માવજત કરવા સારૂ આવી છે, ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ. એ અંગ્રેજ મહિલાએ બહુજ કાળજીથી મેઝિનીની સેવાચાકરી કરી. એની પ્રેમમય સેવાથી એ મહાન દેશભક્ત વીર જલદી સાજો–તાજો થઇ ગયો.

ધન્ય છે એ પરોપકારી અંગ્રેજ મહિલાને !!

( 'ચીલ્ડ્રન્સ બુક ઑફ મૉરલ લેસન્સ'માંથી )

# ૨૦૨–ખુશરો પરવેઝના ગવૈયાની હાજરજવાબી

ખુશરો પરવેઝના દરબારમાં એક ઘણોજ હોશિયાર ગવૈયો હતો. એનું નામ બારબદ હતું. ઇરાનના ગવૈયાઓમાં એનું નામ બહુ પ્રખ્યાત હતું. બારબદ સિતાર બજાવવામાં જેટલો હોશિયાર હતો, તેટલો ગાવામાં નહોતો. તેની પાસે એક ગુલામ હતો, જે ગાવામાં એકકો હતો. બારબદ કોઇ કોઇ વખત એને પોતાની સાથે બાદશાહના દરબારમાં લઈ જતો હતો. બાદશાહ ઘણીજ ખુશીથી એનું ગાયન સાંભળતો. ધીમેધીમે બાદશાહને ગુલામનું ગાવું એટલું બધું પસંદ પડી ગયું, કે હમેશાં એના સંગીતની એને ઇચ્છા રહેતી. હવે એને બારબદની સિતાર ઉપર એટલો બધો પ્રેમ ન રહ્યો.

બાદશાહનું મન આ પ્રમાણે પોતાના ઉપરથી ઉતરીને ગુલામની કળા ઉપર ચોંટયું છે, એ જોઇ બારબદ અદેખાઇનો માર્યો બળી જવા લાગ્યો. ગુલામ ઉપર હવે એ અંદરખાનેથી ઈર્ષ્યા કરવા લાગ્યો અને એક દિવસ લાગ જોઇને ગુપ્ત રીતે તેને મારી નંખાવ્યો.

ગુલામનું ગાયન સાંભળવાનું બંધ થવાથી પરવેઝને ઘણોજ શોક થયો. એણે બારબદને પૂછયું કે 'કેમ ઉસ્તાદ! તમારો ગુલામ હાલ જણાતો નથી, એના શા સમાચાર છે?' બારબદે ઢોંગ કરીને જવાબ આપ્યો કે "હજુર! એ તો ઘણો બેઈમાન નીવડયો. ઘણા દિવસથી મને એની તરફના કાંઇ સમાચાર મળ્યા નથી. એ તો કોણ જાણે કયાંય નાસી ગયો છે." બાદશાહને એથી ચિંતા ઉત્પન્ન થઈ અને એની તપાસ કરવા સિપાઇઓ મોકલ્યા. આખરે બારબદનું કપટ એના જાણ્યામાં આવી ગયું. હવે એ બારબદ ઉપર ઘણોજ ગુસ્સે થયો. એણે તરતજ ગવૈયાને દરબારમાં બોલાવી મંગાવ્યો અને ધમકાવીને પૂછયું કે "કેમ બેઈમાન દુષ્ટ! તેં આવું હત્યારૂં કામ કેમ કર્યું? બિચારા ગુલામે તારૂં શું બગાડયું હતું? તારી સિતાર સાંભળવામાં મને જેટલી મઝા આવતી હતી, તેટલીજ એના ગાયનથી આવતી હતી. તેં હવે મારો અડધો આનંદ ધૂળમાં મેળવી દીધો; માટે એ કસુરની તને એજ સજા છે કે, તને કતલ કરી નાખવામાં આવશે."

પોતાનું પોગળ ઉઘડી જવાથી બારબદ થરથર કંપવા લાગ્યો, પણ એ ચતુર પુરુષ હતો. થોડીકજ વારમાં હિંમત લાવીને તે બોલ્યો કે "હજુર! મેં તો ક્રોધ અને અદેખાઈના આવેશમાં આવી જઇને આપની જીંદગીનો અડધોજ

આનંદ ધૂળમાં મેળવી દીધો છે; પણ આપ તો હવે બાકીની અડધી મઝા પણ પોતાનેજ હાથે ધૂળમાં મેળવવા બેઠા છો ! (અર્થાત્ જો હું જીવતો નહિ રહું તો આપને એવી સરસ સિતાર સાંભળવાનું ટળી જશે.) એ શું દુઃખની વાત નથી ?"

એ સાંભળતાંવારજ ખુશરોનો ગુસ્સો ઠંડો પડી ગયો. એણે બારબદનો અપરાધ માફ કરી દીધો. બારબદ ધીરજ ધરીને બાદશાહની સાથે એવી વાતો ન કરત, તો એનો જીવ કદી પણ બચત નહિ.

હાજરજવાબી પણ એક સારો ગુણ છે.

('મનોહર ઐતિહાસિક કહાનિયાં'માંથી)

# ૨૦૩–ગાંધીજીની અસાધારણ ક્ષમા

મહાત્મા ગાંધીજી આફ્રિકામાં હતા, એ વખતે આત્મસન્માનને ખાતર ત્યાંના હિંદુઓ સરકારની સાથે લડી રહ્યા હતા. ત્યાંની સરકાર ભારતવાસીઓ ઉપર જુલમ કરી રહી હતી. મહાત્માજી તેમના આગેવાનતરીકે સત્યાગ્રહની લડાઇ લડી રહ્યા હતા. સરકાર થોડીક નમી, તેથી મહાત્માજી સમાધાનપર આવવાને તૈયાર થયા.

હિંદુ–મુસલમાન બધા એ વખતે મહાત્માજીના ઝંડા નીચે હતા. એક પઠાણને લાગ્યું કે, ગાંધીજી સરકારની તરફ વધારે ઝુકી ગયા છે. એ વિચારથી એ ગાંધીજી ઉપર ઘણોજ ચીઢાયો અને ગુસ્સાના આવેશમાં એક દિવસ મહાત્માજીને ખૂબ માર્યા. માર એટલો બધો સખ્ત પડયો હતો કે, કેટલાક મહિના સુધી તો એમને ખાટલાવશ રહેવું પડયું. લોકોએ ઘણુંયે કહ્યું, પણ ગાંધીજીએ એ પઠાણની વિરુદ્ધ કાંઇ પણ પગલાં ન લીધાં.

એક દિવસ એજ પઠાણ આવીને એમના ચરણમાં પડયો, બહુજ રોયો અને માફી માગી. એ વખતે એને ખબર પડી ગઇ હતી કે, મહાત્માજીનો સરકારની સાથે સમાધાન કરવામાં શુદ્ધ હેતુ હતો. મહાત્માજી પણ જાણતા હતા કે, પઠાણના અત્યાચારમાં વૈરભાવ નહોતો. ઉદ્દેશની બાબતમાં ગેરસમજ થયાથીજ એણે એ કૃત્ય કર્યું હતું; પરંતુ એવે પ્રસંગે ક્રોધના આવેશમાં ન આવતાં ક્ષમા કરવી એ વીર પુરુષોનું લક્ષણ છે.

(શ્રી રામદાસ ગૌડકૃત 'હિંદી વાચનમાળા'માંથી)

# ૨૦૪–તંબાકુના ઉપયોગથી થતી હાનિ

દારૂ, અફીણુ, ગાંજો, ભાંગ, ચડસ અને તંબાકુ એ માદક પદાર્થો છે. આપણા દેશના દુર્ભાગ્યે માદક પદાર્થોનો ઉપયોગ વધતોજ જાય છે. તંબાકુની બીડી અને સિગારેટ તો ઘેરેઘેર થઈ ગઇ છે. કુમળી વયના બાળકો એના ઉપયોગથી પોતાની તંદુરસ્તીનું સત્યાનાશ વાળી રહ્યા છે. રૂશિયાના પ્રસિદ્ધ મહાપુરુષ કાઉન્ટ ટૉલસ્ટૉય તંબાકુના નશાને દારૂ કરતાં પણ વધારે ખરાબ ગણુતા હતા.

એ લખે છે કે, એક મનુષ્યના મનમાં એક દિવસ પોતાની સ્ત્રીનું ખૂન કરવાનો વિચાર ઉત્પન્ન થયો. છરો બહાર કાઢયો, મારવા તૈયાર થયો; પણ એટલામાં હૃદયમાં પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો અને તેથી તરતજ તે પાછો હટયો. ત્યારપછી એ સિગારેટ પીવા બેઠો; પરંતુ સિગારેટમાં પણ તંબાકુની બીજી વસ્તુઓ પેઠે જે એક જાતનું ઝેર રહેલું છે, તે ઝેરની અસરથી તેની અક્કલ ઉપર તરતજ ગાઢ પડદો પડી ગયો અને તેજ વખતે તેણે પત્નીનું ખૂન કર્યું !

આવાં આવાં અનેક પ્રકારનાં નુકસાન તંબાકુના ઉપયોગથી થાય છે. પાચનશક્તિ પણ ધીમે ધીમે બગડતી જાય છે, ભોજનમાં રુચિ ઘટતી ચાલે છે અને મોઢું પણ દુર્ગંધ મારે છે.

સમજુ મનુષ્યોએ તે હુક્કા–બીડીથી તેમજ જરદાથી અને સિગારેટથી પણ સદા દૂરજ રહેવું જોઇએ અને નાનાં બાળકોને તો તેનો સ્પર્શ પણ કરવા દેવો જોઇએ નહિ.×

( મહાત્મા ગાંધીજી )

---

× વાંચનાર! તમને પણ એક યા બીજા રૂપમાં તંબાકુનો છંદ લાગી ચૂકયો હોય તો તરતજ છોડી દેજો. ધીમે ધીમે છોડીશું, એવી ખોટી દુરાશામાં રહેતા નહિ.
સંપાદક

# ૨૦૫–મહાત્મા ગાંધીજીનો રાજાઓને ઉપદેશ

કાશીના હિંદુ વિશ્વવિદ્યાલયનો પાયો નાખવાનું મુહૂર્ત થયું, ત્યારે ભારત-ભૂષણ પંડિત મદનમોહન માલવિયાજીએ ઘણો મોટો સમારંભ રચ્યો હતો. દેશ-સુપ્રસિદ્ધ વિદ્વાનો, માતૃભૂમિના અનન્ય સેવકો તથા ભારતીય નરેશો તેમના આમંત્રણને માન આપીને ત્યાં પધાર્યા હતા. રાજા–મહારાજાઓ એ પુણ્ય-પ્રસંગે પણ પોતાના હીરા, મોતી આદિ ઝવેરાતના અલંકાર તથા ઝાગઝમાટ-વાળા કિંમતી કસબી પોશાકમાં અલંકૃત થઇને આવ્યા હતા. એ વખતે ઠાઠ એવો હતો કે, કોઈ પરદેશી તેનું અવલોકન કરી રહ્યો હોત તો એને એમજ લાગત કે ભારતવર્ષની દરિદ્રતાની જે વાત મહામાન્ય દાદાભાઈ નવરોજજી અને વિલિયમ ડિગ્બી કરતા હતા અને જેનો ઉલ્લેખ કૉંગ્રેસવાળાઓ હમેશાં કરે છે તે બધી જૂઠી છે. મહાત્મા ગાંધીજીના ચિત્ત ઉપર આ બનાવની બહુજ અસર થઇ. દેશી નરેશોપ્રત્યે એમને સદ્‌ભાવ છે અને તેઓ ખરે રસ્તે ચાલી પોતાની પ્રજાની અને સાથે સાથે દેશની ઉન્નતિ કરે એવી તેમની અભિલાષા છે. એ અભિલાષાથી પ્રેરાઈને તેમણે પોતાનું વ્યાખ્યાન આપતાં નરેન્દ્રોને ઉદ્દેશીને કહ્યું હતું કે 'શ્રીમાનો! આ ઝવેરાત આપના શરીર ઉપરથી ઉતારી નાખો અને ભૂખમરાથી પીડાતા દીન ગરીબ ખેડુતો જે સેંકડે પંચોતેરની સંખ્યામાં તમારા રાજ્યમાં છે, તેમના સુખ સારૂ વાપરો. એમનીજ ખરા પરસેવાની કમા-ણીનું આ ફળ છે. એ અલંકાર આપના શરીરના શણગાર સારૂ નથી. એ એમનો ખોટો દિવસ આવે, ત્યારે મદદ કરવા સારૂ આપની પાસે અનામત મૂકેલી થાપણસમાન છે.

વાત તદ્દન ખરી છે. સારા રાજાઓ રાજ્યની સંપત્તિને એક અનામત થાપણ સમાનજ ગણે છે અને પોતાના અંગત મોજશોખમાં તેનો ઉપયોગ ન કરતાં પ્રજાના કલ્યાણાર્થેજ તેને વાપરે છે.

(શ્રી રામદાસ ગૌડકૃત 'હિંદી વાચનમાળા'માંથી)



## २०६–संतानोना शिक्षण अने सद्गुणमाटे केवी काळजी जोइए ?

---o---

### ૧-શિક્ષણમાટે અસાધારણ કાળજી

મહારાણી મેરીનાં માતુશ્રી ડચેસ ઑફ ટેક છોકરાંઓ સારી રીતે રમતગમત કરે, એવું ઈચ્છતાં હોવા છતાં પણ એની ખાતર એમના અભ્યાસમાં જરાપણ ખલેલ ન આવે, તેની હમેશાં કાળજી રાખતાં હતાં. એક દિવસ કોઇ સ્નેહીને ત્યાંથી છોકરાંઓને રમવા જવાનું નિમંત્રણ આવ્યું. તેના ઉત્તરમાં તેમણે લખી મોકલ્યું કે “છોકરાંને તમારે ત્યાંની રમતગમતમાં મોકલવા સામે મને બીજો તો કાંઇ વાંધો નથી; પરંતુ આ અઠવાડીઆમાં બે દિવસ તેઓ બીજે ઠેકાણે જઇ આવેલાં છે તેથી ફરીને તેમનો વખત એમાં જાય તો અભ્યાસમાં ઘણો અંતરાય પડી જાય. મારો હેતુ તમે સમજશો અને તેમને નહિ મોકલવા માટે માફ કરશો.”

### ૨-દાનધર્મનું શિક્ષણ આપવાની ઉત્તમ રીત

સમ્રાજ્ઞી મેરીનાં માતપિતા ડયુક અને ડચેસ ઑફ ટેક કેનસિંગટનના રાજમહેલમાં રહેતાં હતાં, ત્યારે મિ. બુલોક અને ત્યાંના પુરોહિત છોકરાંને ધર્મશિક્ષણ આપતા હતા. ધર્મનું શિક્ષણ કેવળ પુસ્તકોમાંથીજ અપાતું નહિ, પણ પોતાના વ્યાવહારિક દષ્ટાંતથી અપાતું.

પુરોહિત ભણાવવા આવે ત્યારે અભ્યાસ કરવાના ઓરડામાં ડચેસ છોકરાંને એકઠાં કરતાં અને અભ્યાસ પૂરો થયા પછી દાનની માગણીમાટે જેમની અરજીઓ આવી હોય, તેમને લગતી પૂછપરછ કરતાં તથા તેમની હાલતના તપાસ કરવાનું કહેતાં. છોકરાંઓના દેખતાં એવી વાતચીત કરવાનો હેતુ એ હતો કે, છોકરાં ગરીબોનું સંકટ અને બીજાઓની જરૂરિયાતો સમજતાં શીખે. વળી એ પુરોહિતની સાથે છોકરાંને ગરીબોની સ્થિતિ નજરે જોવા મળે તે માટે તેમને ઘેર પણ મોકલવામાં આવતાં. એક વખત તો પુરોહિતની સાથે એક ગરીબ કુટુંબને ઘેર ભોજનની સામગ્રી મોકલવામાં આવી હતી અને ગરીબ કુટુંબ કેવા આનંદથી તેનો ઉપયોગ કરે છે, તે જોતા રહેવાની છોકરાંઓને સૂચના કરવામાં આવી હતી. આ પ્રમાણે થવાથી સમ્રાજ્ઞીને બચપણમાંથીજ ગરીબોની મુશ્કેલીઓ સમજવાનો અને દુઃખની તપાસ કરવાનો મહાવરો પડયો છે.

## ૩-ગરીબોપ્રત્યે દિલસોજી શીખવવાની સરસ રીત

સમ્રાજ્ઞી મેરી બાલ્યાવસ્થામાં કુમારી મેના નામથી ઓળખાતાં હતાં. એ અને એમનાં માતાજી ઘણુંખરૂં સાથેજ ફરવા જતાં. એક વાર તેઓ રીચમંડ પાર્કમાં ફરવા ગયાં હતાં, ત્યાં એક ગરીબ ઘરડી ડોશી ઝાડ નીચે પડેલાં સૂકાં લાકડાં વીણતી તેમને જણાઈ. ટાઢ પુષ્કળ પડતી હતી અને ડોશી લાકડાં વીણવાથી કંટાળી ગઇ હોય એવી દેખાતી હતી. ડચેસ તરતજ તેની મદદે ગયાં અને નીચાં નીચાં ડાળ ઉપરનાં સૂકાં લાકડાં પોતાની છત્રીથી તેને માટે પાડવા લાગ્યાં અને પ્રિન્સેસ મેરી તેમણે પાડેલાં લાકડાં વીણીને એકઠાં કરવા લાગ્યાં. આ પ્રમાણે મા-દીકરીએ સપાટાબંધ એક ભારો ચીટીઆં એકઠાં કરી આપી હસતે ચહેરે તેને ઘેર મોકલી.

## ૪-દુઃખીઓને મદદ આપવાનું શિક્ષણ

પ્રિન્સેસ મેરી અને તેમનાં માતુશ્રી એક વાર લંડનના એક બાગમાં ફરતાં હતાં. એવામાં એક છોકરી મોટો ચક્કાવો ન ખાવો પડે તે માટે પોતાની ઠેલણગાડીને તારની વાડમાંથી પેલી તરફ લઈ જવાને મથતી તેમણે જોઇ. પેલી છોકરીએ બે ત્રણ વાર ઠેલણગાડીને તારમાંથી પેલી તરફ જાય એમ હડસેલી પણ કાંઇ વળ્યું નહિ, તેથી નિરાશ થઇને તે પાછી ફરતી હતી; એટલામાં ડચેસ તેની પાસે ગયાં અને કહ્યું કે "હું ધારૂં છું કે અમે તને મદદ કરી શકીશું. જો તું બાળકને ઠેલણગાડીમાંથી લઇ લે તો હું અને મારી પુત્રી ગાડીને ધકેલી તારની પેલી તરફ કાઢી આપીએ." આ મદદને માટે તે છોકરી તેમની બહુજ આભારી થઇ; પણ એ વખતે તેને ખબર પણ ન પડી કે, તેને મદદ આપનાર બાનુઓ ડચેસ ઑફ ટેક અને પ્રિન્સેસ મેરી જેવી રાજવંશી રમણીઓ હતી.

ઉપલી હકીકત ઉપરથી જણાશે કે, એ રાજવંશી બાનુને પણ પોતાનાં બાળકોને ઉચ્ચ સંસ્કારથી વિભૂષિત બનાવવા માટે કેટલી બધી કાળજી હતી. આપણા દેશમાં તો રાજાઓ અને ધનિકો એથી વિરુદ્ધના ગુણોજ પોતાનાં બાળકોમાં ખીલવે છે. તેઓ તો એમજ માનતા લાગે છે કે આજ્ઞાપાલન, સાદાઇ, આત્મસંયમ આદિ ગુણો તો ગરીબ માણસોને માટે છે. અમારાં છોકરાંઓને એની શી જરૂર!

# ૨૦૭–મહારાણી મેરીની ગરીબોને માટે લાગણી

## ૧–ગરીબોમાટે પહેરણ ગુંથવાની તેમની કાળજી

દીનદરિદ્ર લોકો માટે શહેનશાહ બાનુને ઘણીજ લાગણી છે. ધનથી તો ગરીબોની સેવા ઘણા રાજવંશીઓ કરે છે; પરંતુ સમ્રાજ્ઞી મેરી તો તન, મન અને ધનથી તેમની સેવા કરે છે. કુંવારાં હતાં ત્યારથીજ તેઓ પોતાને હાથે શીવેલાં ઘણાં કપડાં ગરીબ સ્ત્રીઓ તથા બાળકોને ભેટ આપતાં હતાં. પરણ્યા પછી પણ વર્ષોવર્ષ લગભગ સાઠ 'પહેરણો' ભરીને તૈયાર કરે છે. આટલાં બધાં બદનો તેઓ કેવી રીતે તૈયાર કરે છે અને એટલો વખત પણ કેમ મેળવે છે, તે સંબંધી પ્રશ્ન પૂછવામાં આવતાં તેમણે એક વાર જણાવ્યું હતું કે "મારા ઓરડાઓમાં હું પહેરણ ભરવાનો સામાન રાખું છું અને જ્યારે જ્યારે મને જરા પણ વખત મળે છે, ત્યારે તરત તે કામ હાથમાં લઉં છું. વળી રાત્રે મારા પતિ જ્યારે વાંચવા બેસે છે, ત્યારે હું વાંચન સાંભળતી જાઉં છું, વાત કરતી જાઉં છું અને 'પહેરણ' પણ ગુંથતી જાઉં છું."

આપણા દેશની મોટા ઘરની મહિલાઓ સમ્રાજ્ઞીના જીવન ઉપરથી કાંઈ ધડો લેશે ખરી કે ?

## ૨–મહારાણીનો બાળકોપ્રત્યે પ્રેમ

સમ્રાજ્ઞીને બાળકોપ્રત્યે ઘણોજ પ્રેમ છે. તેમાંયે લૂલાં–લંગડાં બાળકો-માટે તો તેઓ બહુજ લાગણી ધરાવે છે. તેમના માતૃભાવ અને સમયસૂચકતાનો એક પ્રસંગ જાણવા જેવો છે.

લંડનના વેસ્ટ એન્ડની દુકાનમાં કેટલીક ખરીદી કરી બહાર નીકળતાં સમ્રાજ્ઞીએ એક નાના છોકરાને તેની માતાની પાસેથી છટકી જતાં જોયું. તરતજ તેમણે તેને ઉપાડી લીધું અને તેનાં માબાપને સોંપ્યું. શહેનશાહ એડવર્ડના મૃત્યુ પછી મળેલા દિલાસાપત્રોમાં એ બાળકની માતાનો પણ પત્ર હતો, કે જેમાં એણે ફરી ફરીને મહારાણીનો આભાર માન્યો હતો.×

---

× આ તથા આમાંનાં બીજાં મહારાણીસંબંધી દૃષ્ટાંતો રા. રા. મણિલાલ છબારામ ભટ્ટરચિત 'શહેનશાહ બાનુ મેરી'માંથી લીધાં છે.

## ૨૦૮–સાચા મહાપુરુષ કેવા હોય છે?

### ૧–ગરીબના અનાદરથી સંત ફ્રાન્સિસને થયેલો પસ્તાવો

મહાન સાધુ પુરુષ ફ્રાન્સિસ ૧૧૮૨માં જન્મ્યો હતો. તેનો પિતા બહુ મોટો વેપારી હતો, એટલે તેણે વિદ્યાભ્યાસ બહુ કર્યો નહિ અને એશઆરામ તથા ભોગવિલાસમાંજ જીવનનો આરંભ કર્યો હતો; પરંતુ એ વિલાસવૈભવમાં પણ તેનો આત્મા તદ્દન સૂતેલો નહોતો. કોઇક વાર પોતાની આસપાસના ગરીબોનું સંકટ જોઇને તેનું અંતર ભીનું થતું અને પોતે મોજશોખમાં જેટલું ખર્ચ કરે છે, તેટલાથી તો કેટલાયે ગરીબોને રોટલો પૂરો પડે, એવો તેને વિચાર આવ્યા કરતો.

એક દિવસ પોતાના પિતાની દુકાનમાં તે બીજા વેપારીને મખમલ, કિનખાબ વગેરે વેચતો હતો, એટલામાં એક ભીખારી ભીખ માગતો આવ્યો. મખમલનો સોદો બહુ કાળજીથી થઇ રહ્યો હતો, ત્યાં પેલાએ ભીખનો પોકાર કર્યો; તેથી કદાચ બંને સોદાગરોને ચીઢ ચઢી હશે, એટલે ભીખારીને કાઢી મૂકવામાં આવ્યો. પણ સોદો થઇ ગયો, એટલે ફ્રાન્સિસે ડોકીઉં કર્યું તો પેલો ભીખારી નહોતો. 'પૈસાની ભાંજગડમાં બારણે આવેલા યાચકને કાઢયો! મારા જેવો કઠોર કોણ? શું એ યાચક કરતાં આ વેપારી વધારે?' આમ વિચારતો તે પોતાની બેઠકપરથી કૂદ્યો, મખમલ મખમલને ઠેકાણે રહ્યું અને તેણે તો પેલા ભીખારીની પાછળ દોટ મૂકી. દોડતાં દોડતાં જ્યારે પેલો ભીખારી હાથ આવ્યો, ત્યારે આનંદથી તેને ભેટયો, તેના ગજવામાં નાખવું હતું તે નાખ્યું અને તેજ વેળાએ પ્રતિજ્ઞા કરી કે 'આજે તો ગરીબની અવગણના કરી અને આટલું પ્રાયશ્ચિત્ત કરવું પડયું, પરંતુ હવેથી જીંદગીમાં કદી પણ ગરીબને તરછોડીશ નહિ.'

ફ્રાન્સિસે એ પ્રતિજ્ઞા જીવનપર્યંત અટલપણે પાળી હતી.

### ૨–મહાત્મા ફ્રાન્સિસનો રક્તપિત્તિયાંપ્રત્યે પ્રેમ

રોમની યાત્રા કરી આવ્યા પછી ફ્રાન્સિસ એક દિવસ ઘોડે બેસીને જતો હતો, ત્યાં રસ્તામાં દૂરથી કોઇ આવતું જણાયું અને તેને જોઇને તે ચમકયો. એ માણસ રક્તપિત્તિયો હતો. તે વેળા રક્તપિત્તનો રોગ આજે મનાય છે, તેના કરતાં પણ વધારે ભયંકર માનવામાં આવતો. તેના પડછાયાથી પણ લોકો ડરતા. ફ્રાન્સિસને પણ એ રોગનો ઘણોજ ડર હતો. તેથી ઘોડાને તેણે પાછો

વાળ્યો. પાછો વાળ્યા છતાં તેનું અંતર તો તેને ડંખવાજ લાગ્યું. શૂરાતનની લડાઇમાં જનાર અને ગમે તેવી આફતોને પણ ન ગણકારનાર આમ એક પીડાતા રોગીથી ભાગે? ઘોડો પાછો ફેરવ્યો. પેલા રોગીની પાસે પહોંચતાંવારજ ઘોડા ઉપરથી કૂદી પડી તેને ભેટી પડયો. તેના ખોળામાં પોતાનું ખિસ્સું ખાલી કર્યું અને તેનો હાથ ચૂમ્યો. પોતાના ભય ઉપર આવો અપૂર્વ વિજય ઈશ્વરે અપાવ્યો,તે માટે તેનો ઉપકાર માનીને તે પાછો ઘોડા ઉપર બેસી ચાલ્યો ગયો.

એ દિવસનો ઉમળકો ક્ષણિક નહોતો, એમ સિદ્ધ કરવા માટે તે રક્તપિત્તિયાંની ઇસ્પિતાલમાં ગયો, તેમને સૌને મળ્યો, પ્રેમથી વાતો કરી અને તેમની સેવામાટે પ્રતિજ્ઞા લીધી.

## ૩–સંત ફ્રાન્સિસને ધર્મગ્રંથમાંથી મળેલી સેવાવ્રતની પ્રેરણા

સંત ફ્રાન્સિસ પોતાના બે મિત્રોસહિત સંસારની જંજાળ તથા અનિત્ય સુખનો ત્યાગ કરી દઇને અલગ ઝુંપડી બાંધીને રહેતા હતા. રક્તપિત્તિયાંની ઇસ્પિતાલની પાસેજ એમની એ કુટિર હતી. એ ગંદા રોગથી પીડાતા દર્દીઓના ઘા ધોવા, સાફ કરવા, તેમને નવરાવવા–ધોવરાવવા, બીજા માંદાઓની સેવા કરવી વગેરે કામોમાંથી કાંઈ સમય મળે તો તેમાં ભાવિ જીવનનાં સ્વપ્નો એ ત્રણે જણ જોતા હતા.

એ અરસામાં એવું બન્યું કે, ફ્રાન્સિસને ભાવિ જીવનની દશા હાથ લાગી. દેવળમાં તે પ્રાર્થના કરવા ગયો હતો, તે વખતે બાઇબલ વંચાતું હતું. બાઇબલનું એક વચન તેના હૃદયમાં ઉંડું ઉતરી ગયું. જાણે ઈસુ ખ્રિસ્ત એના કાનમાં જાતેજ એ ઉપદેશ આપી રહ્યા હોય, એમ એને લાગ્યું. તે વચન એ હતું કે "જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં કહેતા જાઓ કે, ઈશ્વરનું રાજ્ય આંખ આગળ છે. માંદાની સેવા કરો, રક્તપિત્તિયાંને સાફ કરો અને ભૂતપ્રેતાદિવાળાઓને મુક્ત કરો. તમને જે કાંઇ (તન, મન, ધન વગેરે) છૂટે હાથે મળ્યું છે, તે તમે પણ બીજાઓની સેવામાં છૂટે હાથે આપી દો અને સેવામાટે નીકળી પડો. સાથે દમડી જેટલું પણ દામ ન રાખજો, ન ઝોળી રાખજો કે ન બે પંચીઆં કે ન બે કોટ, ન જોડા કે ન તો લાકડી પણ રાખજો. ઈશ્વરના મજૂરને તેની લાયકાત જેટલી મજૂરી મળીજ રહે છે."

આ છેલ્લા શબ્દોમાં અચળ શ્રદ્ધા રહેલી છે. સેવાના પરમ ગહન ધર્મનું વ્રત લેનારને માટે એ અનુપમ ભાથું છે. એ ભાથાને લઈને ફ્રાન્સિસે પોતાનું સેવાજીવન શરૂ કર્યું અને દુઃખી તથા રોગીઓની સેવા કરવા સારૂ એ તથા

એના મિત્રો જગતમાં નીકળી પડયા.

## ૪-સંત ફ્રાન્સિસ અને તેના સાથીઓની જનસેવા

લોકોના ઉપદેશક થવું એ તો સહેલું છે, પણ તેમની સેવા કરવી એ દોહ્યલું છે. સંત ફ્રાન્સિસ તો લોકોના સાચા સેવક હતા. એમની સેવાદ્વારાજ પ્રભુની સાચી સેવા થાય છે અને પ્રભુ પ્રસન્ન થાય છે, એમ તેઓ માનતા. એ પોતાના સાથીઓને ઉપદેશ આપતા કે "ઇશ્વરે આપણને આપણોજ સ્વાર્થ સાધવાને નથી ઉત્પન્ન કર્યા, પણ લોકનો ઉદ્ધાર કરવા ઉત્પન્ન કર્યા છે. 'આપણે અભણ છીએ, આપણે નાનકડા પ્રાણી શું કરી શકીએ' એવી લાગણીથી હતાશ થશો નહિ. ઇશ્વરનું કાર્ય સૌ કોઈ કરી શકે. આપણે તો લોકોને પશ્ચાત્તાપ કરી સન્માર્ગે જવાનુંજ કહેવાનું છે, તેમાં શી મોટી વાત છે? આપણે કયાં કોઇને ભારે પડવું છે? અને આપણું કોઈ ન સાંભળે તો શી હરકત? એમાં આપણું 'કહેવાપણું' છે પણ કયાં? આપણું છેજ શું? કેમકે આપણે પોતેજ ઈશ્વરના છીએ! અને તે છતાં પણ હું તો ખાત્રીથી કહું છું કે, આપણને જ્યાં ત્યાં આવકાર મળશે, ઘણા માણસો આપણી ભેગા થશે અને આપણું કુટુંબ વધશે."

આ સંદેશો લઇને સંત ફ્રાન્સિસ અને તેમના સાથીઓ જાડાં ભૂરાં લુગડાં પહેરી કમ્મરે દોરડું બાંધીને નીકળી પડતા. ગામમાં જાય ત્યાં રોપણી ચાલતી હોય તો રોપવામાં મદદે લાગી જાય, આખો દિવસ ખેતરમાં કામ કરે અને જે કાંઇ મળે તે ખાઇને મજૂરોની સાથે ખેતરમાં અથવા ઘાસ ઉપર પડયા રહે તથા કામમાંથી પરવારી પ્રાયશ્ચિત્ત અને પ્રાર્થનાની વાતો કરે.

આવા પ્રકારની સેવા એ વખતે તો નવીનજ હતી. આવી રીતે ગરીબીનું વ્રત લેવામાટે હિતૈષીઓ તેમને ઠપકો આપતા; પણ નમ્રતાની મૂર્તિ ફ્રાન્સિસ તો ઉત્તર આપતા કે "સાહેબ! મિલ્કત અને ઘરબાર રાખીને અમે કયાં જઇએ? એ સાચવવા માટે નોકર રાખવા પડે, હથિયાર રાખવાં પડે, ઘણી વાર કજીઆ કરવા પડે. સંગ્રહ કરીને જવું કયાં? સંગ્રહની પંચાતમાં પડીએ તો પછી ઈશ્વરને કયારે યાદ કરીએ?"

ફ્રાન્સિસની વાત સાચી હતી. સાચો અપરિગ્રહ પાળનારજ દેશની સંગીન સેવા અને પ્રભુભક્તિ કરી શકે છે. એટલા સારૂજ આપણા દેશમાં ત્યાગીને કનક-કામિનીનો સ્પર્શ કરવાનો સખ્ત નિષેધ છે.

## ૨૦૬—ખાદીધારી જૈન આચાર્ય હેમચંદ્રસૂરિ

આચાર્ય હેમચંદ્ર જૈનધર્મમાં ઘણાજ મોટા વિદ્વાન થઈ ગયા છે. એમનું પાંડિત્ય અગાધ હતું. ગુજરાતમાં ધંધુકા ગામમાં સંવત ૧૧૪૫ માં તેમનો જન્મ થયો હતો અને સં. ૧૨૨૯ માં ૮૪ વર્ષની વયે અણહિલપુર પાટણમાં દેહત્યાગ કર્યો હતો.

આચાર્ય હેમચંદ્ર એક સમયે સાંભર ગામમાં પધાર્યા હતા. ત્યાં ધનજી નામે એક નિર્ધન શ્રાવકે પોતાને સારૂ પોતાની સ્ત્રીએ કાંતેલા જાડા સૂતરમાંથી વણાવેલું કોરૂં પાણકોરૂં તેમને ભેટ આપ્યું. ગુરુ પાટણ પાછા આવ્યા, એટલે મહારાજા કુમારપાળ આદિ ૭૨ રાજાઓ સૈન્યસામંત લઈને સામા આવ્યા ને જુએ છે તો ગુરુએ જાડી ખડબચડી ખાદી ધારણ કરી છે.

રાજા કુમારપાળે કહ્યું કે 'આપ મારા ગુરુ છો. આપ આવું કપડું ઓઢો એ તો મારે લાજી મરવા જેવું છે.'

આચાર્યે ઉત્તરમાં કહ્યું કે "તારા રાજ્યમાં તારા સધર્મીઓ કંગાલ દશામાં માંડમાંડ કષ્ટપૂર્વક નિર્વાહ કરે છે, તેમાં તું નથી લાજતો? અમારે સાધુને શું? અમારે તો આવાંએ લુગડાં ક્યાંથી હોય? અમે તો જૂનાં ફાટેલાં—તૂટેલાં વસ્ત્ર પહેરીએ, બીજા માણસો ઉપર આસક્તિ તો નજ રાખીએ અને પોતાના શરીરની પણ અમને ચિંતા નહિ. ભમરો જેમ એક પણ ફૂલને કોચ્યા-વિના અનેક ફૂલ પાસે ભમી ભમીને પેટ ભરે છે, તેમ અમે પણ ઘેરેઘેર ભિક્ષા માગીને પરોપકારાર્થે દેહ ગાળીએ છીએ."

એમના ઉપદેશની રાજા ઉપર ભારે અસર થઈ અને ગરીબ રૈયતનું સંકટ નિવારવા સારૂ એ દર વર્ષે એક કરોડ સોનાના સિક્કા વાપરવા લાગ્યો.×

('નવજીવન'ના આધારે)

× અમો આ ઘોર કળિયુગથી ભરેલા ભેખધારીઓ તો હવે ધનવાનોનાં ધન મઠમંદિરના બહાને, અન્નક્ષેત્રના નામે અને અનેક પ્રકારે અમારાજ ચરણમાં મૂકાવીએ છીએ અને પછી ગમે તેમ સ્વચ્છંદે વર્તીએ છીએ! અમો આ પ્રકારના ભેખધારીઓ કરતાં તો અમુક વિભાગના જૈન ભેખધારીઓ કેટલા બધા સારા છે કે કનક-કામિનીથી, મહંતીથી, માલકીથી અને ઉંચકાય તેથી વધારે સામાનથી દૂરજ રહે છે; કોઇને ત્યાં બેસીને જમતા નથી, તેમજ બને ત્યાંસુધી એક ઘરનું અન્ન પણ લેતા નથી અને પીવાનું જળ સુદ્ધાં બીજાઓનુંજ માગી લાવીને પીએ છે!

સંપાદક.

## ૨૧૦–મહાત્મા કૉનફ્યુશિયસની અતિ ઉત્તમ ઉપદેશપદ્ધતિ

આજથી લગભગ અઢી હજાર વર્ષ પૂર્વે (વિક્રમ સંવતની ૪૯૪ વર્ષ પૂર્વે) ચીન દેશમાં મહાત્મા કૉનફ્યુશિયસનો જન્મ થયો હતો. એમના ઉપદેશો અને લેખોથીજ ચીનાઓનું રાષ્ટ્રીય સંગઠન થયું હતું. અત્યારે પણ આશરે ૪૦ કરોડ લોકો એમનાપ્રત્યે પૂજ્યદષ્ટિથી જુએ છે અને તેમના ઉપદેશ ભાવભક્તિપૂર્વક વાંચે છે.

એ મહાન ઉપદેશકનો એવો સ્વભાવ હતો કે, કોઇ પણ વાતનો બીજાને ઉપદેશ આપતાં પહેલાં પોતે એ ગુણ તથા સદાચારને સાધી લેતા. परोपदेशे पांडित्यम् એ નહોતા બતાવતા. બાલ્યાવસ્થાથીજ એમણે એ આદર્શ પોતાની આગળ રાખીને પ્રતિજ્ઞા કરી હતી કે 'જે કામ હું જાતે નહિ કરતો હોઉં તે કરવાનો બીજાને ઉપદેશ કદી નહિ કરૂં.' પાછળથી એમણે પોતાના શિષ્યોને પણ એજ ઉપદેશ આપ્યો હતો કે 'જે વાતનું તમે પોતે પૂરૂં પાલન ન કરતા હો, તેવી વાત બીજાને કદી શીખવશો નહિ.'

એવા કર્મવીરોનાજ ઉપદેશોની અસર થાય છે, બાકી 'પોથીમાંનાં રીંગણાં'નો ઉપદેશ કર્યા કરનારા ઘણાયે કથાકારો, શિક્ષકો, ઉપદેશકો રાત્રિ-દિવસ કામ કરે છે, છતાં દેશમાં નીતિ અને ધર્મની વૃદ્ધિ થતી નથી.

મહાત્મા કૉનફ્યુશિયસને એક વાર કોઇ શિષ્યે પૂછયું કે, કોઇ એક એવો શબ્દ છે કે જેવડે મનુષ્યનું પૂરેપૂરૂં કર્તવ્ય જાહેર કરી શકાય? મહાત્માએ કહ્યું કે "હા, એક શબ્દ છે 'પરસ્પરતા'–અર્થાત્ જો તમે બીજાઓ પાસેથી સારા વ્યવહારની આશા રાખતા હો તો તમે પણ બીજાઓપ્રત્યે સદ્વ્યવહાર કરો."

(શ્રી રામદાસ ગૌડના પુસ્તક ઉપરથી)

## ૨૧૧–પાછળથી પસ્તાવો કર્યે શું થાય?

એક દિવસે એક સ્ત્રી સંત ફ્રાન્સિસની પાસે ગઇ અને કહેવા લાગી કે "મારી જીભ ઘણી ખરાબ છે. મારાથી બીજાઓને માટે એટલું બધું ભુંડું બોલાઈ જવાય છે, કે જે મારે કદી ન બોલવું જોઇએ. હવે મને ઘણો પસ્તાવો થાય

છે, પણ શું કરૂં ?" સંત ફ્રાન્સિસે તેને બજારમાં જઈને એક મરઘી લાવવાનું કહ્યું અને સૂચવ્યું કે 'આવતી વખતે એનાં પીછાં એકે એકે કરીને તોડીને રસ્તામાં નાખતી આવજે.' પેલી બાઇએ એમજ કર્યું અને પીછાંવગરની મરઘી સાધુની આગળ રજુ કરી. સંતે કહ્યું કે 'પુત્રિ! હવે તું એ ને એજ રસ્તે પાછી જા અને પીછાં પાછાં વીણીને ખોસી દે.' પેલી સ્ત્રીએ કહ્યું કે 'મહારાજ! એ તો મારાથી ન બની શકે.' સંત ફ્રાન્સિસે કહ્યું કે 'સાચાબોલી દીકરી! એવીજ રીતે તેં તારા અપશબ્દોથી બીજાઓને જે હાનિ પહોંચાડી છે, તેનો બદલો તારા માત્ર એકલા પશ્ચાત્તાપથી તો વળીજ શકે નહિ. જે થઇ ગયું તે તો થઈજ ગયું. હવે તો તું એટલુંજ કરી શકે કે, ભવિષ્યમાં કોઇને મન, વચન કે કર્મથી ઈજા પહોંચાડવી નહિ. ( અને પ્રાણીસેવા પાછળ છૂટથી શક્તિ વાપરવી. )

(સંત ફ્રાન્સિસની આ હકીકત તથા આગલી હકીકત 'નવજીવન'ના આધારે આપી છે.)

## ૨૧૨–પ્રિન્સેસ મેરી એડેલેઇડની પિતૃભક્તિ

મહારાણી મેરીનાં માતા ઘણાં પિતૃવત્સલ સ્ત્રી હતાં. લગ્નપૂર્વે એ પ્રિન્સેસ મેરી એડેલેઇડ નામથી ઓળખાતાં. એ અવસ્થામાં એક વખત તેમની એક સખી સાથે એમને ખ્રિસ્તીધર્મ સારૂ સ્વાત્માર્પણ કરનારા લોકોવિષે વાદવિવાદ શરૂ થયો. પ્રિન્સેસ એકદમ ઉશ્કેરાઇ ગયાં અને સખીને પૂછયું કે 'જો તમારા પિતા જીવતા હોય અને તમારે તેમને માટે માથું આપવાનો પ્રસંગ આવ્યો હોય તો તમે શિરચ્છેદ કરાવો કે કેમ ?' પેલી સખીએ ઉત્તર આપ્યો કે 'ના, હું નથી માનતી કે હું એમ કરી શકું. કદાપિ હું કરૂં પણ ખરી, પણ તેમ કરીજ શકું એવું નક્કીપણે તો હું નથીજ માનતી.' 'અરર! તમે કેવું નિર્માલ્ય વચન બોલો છો!' એમ તરતજ પ્રિન્સેસે જણાવ્યું અને કહ્યું કે "હું જેને ચાહતી હોઉં તેને માટે, તેમજ જે કોઈ મને વધારે પ્રિય હોય તેવી કોઇ પણ બાબતમાટે હું પ્રાણ આપું.જો જરૂર હોય તો હું મારા વહાલા પિતાજી-માટે એક વાર તો શું પરંતુ એક બે વાર પણ પ્રાણ આપું."

# ૨૧૩—સહરાનપુરના જોઇન્ટ મેજિસ્ટ્રેટનો નિષ્પક્ષ ન્યાય

ઈ. સ. ૧૯૧૦માં સહરાનપુર જીલ્લાની નહેરોના એક અંગ્રેજ અમલદારનો ગીનીઓથી ભરેલો એક વાટવો રસ્તામાં પડી ગયો. એ ઘોડો દોડાવતો આગળ નીકળી ગયો. રસ્તે જનાર એક મુસાફરે એ વાટવાને ઉપાડી લીધો. થોડી વાર પછી સાહેબને વાટવો ખોવાયાની ખબર પડી અને તે ઘોડો દોડાવતો પાછો ફર્યો તથા નહેરને કિનારે કિનારે ખોળવા લાગ્યો. મુસાફર ત્યાંજ બેઠો હતો. તેણે પૂછ્યું કે 'સાહેબ! શું ખોળો છો ?' સાહેબે કહ્યું કે 'મારો ગીનીઓનો ભરેલો વાટવો ખોવાયો છે.' મુસાફરે વાટવો હતો એવો ને એવો એને આપી દીધો. સાહેબે તેને ખોલીને ગીનીઓ ગણીને કહ્યું કે 'એમાં ત્રણ ગીનીઓ ઓછી છે, તેંજ એને ચોરી લીધી છે.' એમ કહી એણે એ પ્રમાણિક મુસાફરની વિરુદ્ધ પોલિસમાં ફરિયાદ નોંધાવીને સહરાનપુરના જોઇન્ટ મેજીસ્ટ્રેટ સાહેબની કચેરીમાં રજુ કર્યો. મેજીસ્ટ્રેટ આગળ આરોપીએ બધો સાચો વૃત્તાંત કહી સંભળાવ્યો. મેજીસ્ટ્રેટના હૃદયમાં એના કથનની સત્યતાની છાપ પડી. એણે ત્રણ ગીની મંગાવી અને ફરિયાદી અંગ્રેજ અમલદારને કહ્યું કે 'લ્યો, આ ત્રણ ગીનીને વાટવામાં નાખો. ફરિયાદીએ ઘણું એ જોર કર્યું, પરંતુ એક પણ ગીની અંદર જઇ શકી નહિ; એટલે મેજીસ્ટ્રેટ સાહેબે પેલા આરોપી મુસાફરને વાટવો આપી દઇને કહ્યું કે 'ફરિયાદીના વાટવામાં ૬૩ ગીની હતી. આમાં તો ૬૦થી ૬૧ મી ગીની પણ નથી માઇ શકતી; માટે આ વાટવો એનો નથી એવું સાબિત થાય છે. ઈશ્વરેજ આ મુસાફરને વાટવો ભેટ આપેલો જણાય છે અને તેથી એજ એને ભોગવવાનો હક્ક ધરાવે છે. ”

મુસાફરે લેવાની ઘણીએ ના કહી, પણ સાહેબે ચપરાસીને આજ્ઞા આપી કે, એ ગીનીઓ એને આપીને રેલગાડીમાં બેસાડી આવ.

આ ન્યાયની પ્રશંસા આખા ઈલાકામાં ચોતરફ ફેલાઇ ગઇ અને બધા મેજીસ્ટ્રેટને ધન્યવાદ આપવા લાગ્યા. ફરિયાદી અંગ્રેજ હતો અને આરોપી હિંદુસ્તાની. એવા મુકદ્દમાઓમાં અંગ્રેજ અમલદારો ઘણું ખરૂં પક્ષપાત કરે છે, પણ આ ન્યાયી મેજીસ્ટ્રેટે જરા પણ પક્ષપાત ન કરતાં પોતાની અપૂર્વ બુદ્ધિથી ખરો ન્યાય તોળ્યો; અને તેથી એની જે પ્રશંસા થઇ તે વ્યાજબીજ હતી.

(શ્રીયુત દેવીપ્રસાદ મુન્સફ)

# ૨૧૪–सुल्तान मुरादना गुनाहनो बोधदायक निकाल

ખુજંદ નગરમાં એક સલાટ પોતાના કામમાં ઘણો હોશિયાર હતો. તેણે સુલ્તાન મુરાદના હુકમથી એક મસ્જીદ બાંધી હતી; પરંતુ સુલ્તાનને એ પસંદ ન આવી, તેથી ગુસ્સે થઇને સુલ્તાને એ બિચારાના હાથ કપાવી નાખ્યા. સલાટ કાજીની કચેરીમાં ગયો અને કાજીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે "તું ખુદાનો સંદેશો પહોંચાડનારો અને પેગંબરે બનાવેલા કાયદાને પળાવનારો છે. હું બાદશાહનો ગુલામ નથી, છતાં મુરાદે મારા ઉપર આવો જુલમ ગુજાર્યો છે. તું કુરાનની આજ્ઞા પ્રમાણે મારા દાવાનો ફેંસલો કર."

કાજીએ સુલ્તાનને બોલાવ્યો, સુલ્તાન અપરાધીની પેઠે અદાલતમાં ગયો અને કાજીની આગળ કુરાન રાખેલું જોઇને ભય પામ્યો તથા ગભરાઇને કહેવા લાગ્યો કે 'મેં ગુસ્સાના આવેશમાં એનાં કાંડાં કપાવી નાખ્યાં છે, પણ હવે મને ઘણો પસ્તાવો થાય છે.'

કાજીએ કહ્યું કે "આ કુરાનના કાયદામાં ગુનેહગારોને દંડ દેવાનું લખ્યું છે અને એ કાયદાને લીધેજ લોકો જીવી રહ્યા છે. કોઇ મુસલમાન બીજાનો ગુલામ નથી કે એના ઉપર આ પ્રમાણે જુલમ કરવામાં આવે. બાદશાહનું લોહી સલાટના લોહી કરતાં કાંઇ વધારે રાતું નથી."

મુરાદે કુરાનની આજ્ઞા સાંભળીને પોતાના હાથ કાજીની આગળ ધર્યા કે સલાટના હાથ કાપવાના બદલામાં એના હાથ પણ કાપી નાખવામાં આવે.

એ જોઇને ફરિયાદી ગભરાયો અને એ વખતે કુરાનની એક આયત યાદ આવી. જેનો ભાવાર્થ લોકોની સાથે ન્યાય અને દયાનો વ્યવહાર કરવાનો હતો. એનામાં દયાનો સંચાર થયો અને કહ્યું કે 'મેં ઈશ્વિર અને રસૂલની ખાતર એનો અપરાધ માફ કર્યો છે, અને મને ઇન્સાફ પણ મળી ચૂકયો છે. માટે હવે આપ એને છોડી દો.'

ફરિયાદીએ રાજીનામું આપ્યું અને અપરાધીને પણ અંતઃકરણથી પશ્ચાત્તાપ થયો; એટલે કાજીએ બાદશાહને છોડી દીધો અને જતી વખતે ઉપદેશ આપ્યો કે 'આ દુનિયામાં તમે ફરિયાદી સાથે રાજીનામું કરી લીધું એ બહુજ સારૂં થયું. હ તમે પરલોકમાં ખુદાની આગળ પણ આ અપરાધના અપરાધી નથી રહ્યા.'

કાજી અને ફરિયાદીનો ઉપકાર માનતો સુલ્તાન રાજમહેલમાં ગયો અને ફરીથી એવો જુલમ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી. (શ્રી દેવીપ્રસાદ મુન્સફ)

## ૨૧૫–બ્રાહ્મણના જેવા ગુણકર્મ હોય તેનેજ બ્રાહ્મણ કહેવાય

બ્રાહ્મણકુળમાં જન્મેલા પણ પાછળથી જૈનધર્મ અંગીકાર કરનારા જયઘોષ નામના મહાજ્ઞાની અને તપસ્વી પુરુષ કાશી નગરીમાં જઇ પહોંચ્યા.ત્યાં વિજય-ઘોષ નામનો એક બ્રાહ્મણ યજ્ઞ કરી રહ્યો હતો; તેને ત્યાં જયઘોષે ભિક્ષા માગી, પણ વિજયઘોષે તેમનું અપમાન કર્યુ. જયઘોષે એથી જરા પણ ક્રોધે ન ભરાતાં શાંતિથી એના પ્રશ્નોનો ઉત્તર આપ્યો, વેદ તથા યજ્ઞનું રહસ્ય સમજાવ્યું અને છેવટે ખરો બ્રાહ્મણ કોણ? એ દર્શાવતાં કહ્યું કે:–

"જે બધી જાતનાં પ્રાણીને જાણે છે અને તેમની ત્રણે પ્રકારે–મન, વચન અને કર્મથી હિંસા કરતો નથી, તેને અમે 'બ્રાહ્મણ' કહીએ છીએ."

"જે ક્રોધ, હાસ્ય, લોભ કે ભયને લીધે પણ જૂઠું બોલતો નથી, તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ."

"જીવિત કે જડ, અલ્પ કે બહુ, કોઇ વસ્તુ આપ્યા વિના જે લેતો નથી, તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ."

"જે બ્રહ્મચર્ય પાળે છે તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ."

"જેમ જળમાં ઉગેલું કમળ જળથકી ભીંજાતું નથી, તેમ કામ (સાંસારિક પદાર્થો)થી જે લેપાતો નથી, તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ."

"માત્ર મસ્તક મુંડાવીને કોઇ પણ માણસ શ્રમણ થઇ જતો નથી, માત્ર ૐકાર ઉચ્ચાર્યાથી બ્રાહ્મણ બની જતો નથી, માત્ર અરણ્યમાં વસવાથી મુનિ થઇ જતો નથી અને માત્ર વલ્કલ પહેર્યાથી તાપસ થઈ જતો નથી."

"સમતાથકી શ્રમણ થાય છે; બ્રહ્મચર્યથકી બ્રાહ્મણ થાય છે; જ્ઞાને કરી મુનિ થાય છે અને તપે કરી તાપસ થાય છે."

"કર્મે કરી માણસ બ્રાહ્મણ થાય છે; કર્મે કરી ક્ષત્રિય થાય છે; કર્મે કરી વૈશ્ય થાય છે અને કર્મે કરી શૂદ્ર થાય છે."

"જે કોઇ ઉપર કહેલા ગુણોથી યુક્ત છે, તેજ બ્રાહ્મણ છે અને તેજ પોતાનો અને પારકાનો ઉદ્ધાર કરવા સમર્થ છે."

('ધર્મવર્ણન'માંથી)

## २१६–आत्मचरित्र बाबत अश्विनीबाबुनो विनय

અશ્વિનીબાબુ દેશસેવક હોવા સાથે પ્રભુભક્ત પણ હતા અને સાચા સેવકની પેઠે પોતાને સદા દીનહીન માનતા. 'હું મોટો માણસ છું, આદર્શ નેતા છું' એવો અહંકાર તેઓ કદી પણ મનમાં લાવતા નહિ. સ્નેહીઓનો ઘણોજ આગ્રહ હોવા છતાં પણ એમણે આત્મચરિત્ર લખવાનું કબૂલ કર્યું નહિ. જે સમયમાં એ દેશનિકાલ થઇને કેદ ભોગવતા હતા, તે સમયે એક મિત્ર તરફથી એમને એક કોરી બાંધેલી નોટબૂક મોકલી આપવામાં આવી હતી અને આગ્રહ કરવામાં આવ્યો હતો કે, એમાં એમનું જીવનચરિત્ર લખવામાં આવે. નોટબૂક જે અવસ્થામાં ગઇ હતી, તેજ અવસ્થામાં પાછી આવી. અશ્વિનીબાબુએ તેના ખુલાસામાં કહ્યું કે "નોટબૂકની જે અવસ્થા છે, તેજ મારા જીવનચરિત્રની અવસ્થા છે. બાંધેલી ચોપડી ઉપર બે કઠણ પૂઠાં છે, ઉપરવાળું પૂઠું જન્મ છે, પાછળવાળું મૃત્યુ અને અંદરનાં બધાં પાનાં કોરાં–અર્થાત્ જીવન-મૃત્યુની વચમાંનું જે જીવન છે, તે બધું ખાલી છે."

આખી જીંદગીસુધી સ્વદેશસેવા કરનાર વીર પુરુષને માટે આ કેટલી બધી સાદાઈ ! હાલ તો પોતાને મુખે પોતાનાં યશોગાન ગાવાં અને એમાં અતિશયોક્તિ પણ કરવી એ તો સભ્યતા ગણાય છે. રાજ્યની સભાઓ, કાઉન્સીલો, એસેમ્બ્લીઓ અને કૉર્પોરેશનના ઉમેદવારોને તો 'મેનીફેસ્ટો' દ્વારા પોતાના ગુણોનો રાગ આલાપ્યા વગર ચાલતુંજ નથી.શું સાચા દેશસેવકોના ગુણની સૌરભ આપોઆપ એમના ગામ કે જીલ્લાની હદમાં પણ નહિજ પહોંચતી હોય !!

( 'અશ્વિનીકુમાર દત્તચરિત્ર'માંથી )

## २१७–महात्मा अश्विनीकुमारनो बाबु सतीशचंद्रने उपदेश

બંગભંગના વખતમાં સરકારી અમલદારોને જ્યાં ત્યાં રાજદ્રોહનુંજ ભૂત દેખાતું હતું. પાપકર્મ કે નીતિવિરુદ્ધ આચરણનો સ્વપ્ને પણ વિચાર ન કરે એવા કૃષ્ણકુમાર મિત્ર, અશ્વિનીકુમાર દત્ત આદિ નવ દેશભક્તોને સરકારે ૧૮૧૮ ના જૂના પુરાણા કાયદારૂપી શસ્ત્રને ખૂણેખોચરેથી શોધી કાઢીને બંગાળાની બહાર કેદ કર્યા હતા. એમાં એક સતીશચંદ્ર નામના યુવક પણ

હતા. એ અશ્વિનીકુમારના દેશસેવાનાં કાર્યોમાં સહાયક હતા. બારિસાલથી વહાણમાં કલકત્તા લાવી બન્નેને છુટા પાડયા. અશ્વિનીબાબુને લખનૌ મોકલવાની તૈયારી સરકારે પહેલી કરી. વિદાય થતી વખતે સરકારી અમલદાર કોટસ સાહેબે અશ્વિનીબાબુને કહ્યું કે "અશ્વિનીબાબુ! આપ સતીશબાબુના પિતાસમાન છો. વિદાયકાળે તેને કાંઈ શિખામણ આપવાની ઇચ્છા હોય તો મારી રૂબરૂ આપી શકો છો." અશ્વિનીબાબુએ કહ્યું કે "સતીશને હું શો ઉપદેશ આપું? સતીશ બધું જાણે છે; પણ આ ઘડીએજ મારા મનમાં જે એક વાત સાંભરી આવે છે તે પરમ સાધ્વી મેડમ ગેયાનું વચન છે કે:–

"હું મારા શત્રુઓની ઉપર દયા લાવું છું; કેમકે એ બિચારાઓને ખબર નથી કે કારાગારના લોખંડના સળીઆ મારા પ્રિયતમ(પ્રભુ)ને અંદર આવતાં રોકી શકે તેમ નથી."

# ૨૧૮–मानवजातिना कल्याणमाटे गुरु-आज्ञा तोडनार महात्मा

આ મહાન આચાર્ય ઇ. સ. ૧૦૧૭માં દક્ષિણપ્રાંતમાં જન્મ્યા હતા. શ્રીરંગજીમાં મહાપૂર્ણ સ્વામી પાસેથી એમણે ઉપદેશ લીધો હતો. એમ કહેવાય છે કે,તે ઉપદેશ કોઇને પણ કહેવો નહિ એવી તેમના ગુરુની આજ્ઞા હતી; પરંતુ રામાનુજને લાગ્યું કે એ ઉપદેશો જનસમાજ માટે ઘણાજ મહત્ત્વના છે. એમણે વિચાર કર્યો કે,હું એકલોજ એથી મારા જીવનનું સાર્થક કરૂં તો સ્વાર્થી ગણાઉં. જનસમાજમાં એનો પ્રચાર કરીને માનવબંધુઓનું પણ શ્રેય કરવાની મારી ફરજ છે. બીજી તરફ ગુરુઆજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ પણ મહાપાપ છે; પરંતુ એથી કરીને કદાચ મારે નરકયાતના ભોગવવી પડે તો ભલે ભોગવીશ; પણ હું તો આ સત્ય માર્ગનો ઉપદેશ અન્ય જીવોને પણ આપ્યાવિના નહિજ રહું. આવો નિશ્ચય કરીને એમણે ગુરુ પાસેથી મળેલો ઉપદેશ જગતમાં પ્રકટ કર્યો.

# २१९–आदर्श समाजसेवक केवा होय?

ફ્રાન્સ દેશમાં 'વિલિયર્સ ડી લક' નામનું એક ગામડું છે. ત્યાંના રહેવાસીઓના મનમાં એક મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ કે 'આપણા ગામમાં કોઇ બાળક મરવું ન જોઇએ.' એમણે એવો સંકલ્પ કર્યો અને એવો જબરદસ્ત પ્રયત્ન કર્યો કે ૧૦ વર્ષ સુધી લાગટ એ ગામમાં જેટલાં બાળકો જન્મ્યાં એટલાં જીવ્યાં, કોઇ પણ સ્ત્રીને કસુવાવડ સુદ્ધાં ન થઇ !

પ્રથમ તો એ ગામના નગરશેઠે પોતાના મોટા દીકરાને વૈદકશાસ્ત્ર ભણાવ્યું. એમ. ડી. સુધી ભણ્યો, તોપણ કમાણી કરવાનો એનો ઇરાદોજ નહોતો. વૈદકશાસ્ત્રના સંપૂર્ણ જ્ઞાન પછી એણે પોતાના નાનકડા ગામનીજ સેવાઅર્થે પોતાનું જીવન અર્પણ કર્યું અને ગામનાં તમામ સ્ત્રીપુરુષોએ, નગરશેઠ તથા એમના દીકરાને પૂરેપૂરી મદદ આપી.

ફ્રાન્સમાં વસ્તી ઘટતી જાય છે, પરંતુ દેશ ઉજ્જડ ન થઇ જાય તે માટે ઉછરતાં બાળકો જીવે અને મોટાં થાય એ ત્યાં બહુ જરૂરનું છે. આમ પોતાનાં બાળકો બચાવવામાં એ ગામે પોતાના દેશની સેવા પણ સાધી.

પ્રથમ તો એમણે ગામમાં ચોખ્ખા પાણીના નળ લીધા, ગટરો કરી, મહોલ્લા સ્વચ્છ કર્યા અને ગંદકી, ભેજ તથા દુર્ગંધ દૂર કર્યાં. મચ્છરો મેલેરિયા ફેલાવે છે, માટે મચ્છરો ઉત્પન્નજ ન થાય એવા ઇલાજ લીધા. પાણીનાં ખાબોચીઆં પૂરી નાખ્યાં અને આખું ગામ તથા એની આસપાસના બબ્બે ત્રણ ત્રણ માઇલનો વિસ્તાર સાફ કરાવ્યો.

પછી એ ગામે નમુનારૂપ સુધરાઇખાતું સ્થાપ્યું અને પેલો નગરશેઠનો પુત્ર તેનો પ્રમુખ થયો. આપણાં રસોડાં–પાણિયારાં કરતાં પણ સ્વચ્છ જાજરૂ બંધાવ્યાં. કચરા કેમ નાખવા એના નિયમો ઘડ્યા. ગળફા કે પરૂ તો દરેક જણ બાળીજ નાખે એવી ગોઠવણ કરી; અને ગંદકી, ચેપ તથા દુર્ગંધનો તો આખા ગામમાંથી નાશ કર્યો, એટલે માખીઓ તો ત્યાં શોધી પણ ન જડે એવી સ્થિતિ ઉત્પન્ન થઇ.

બહારગામમાંથી કોઇ આવે તો એને માટે કોરેન્ટાઇનનો બંદોબસ્ત કર્યો. ક્ષય અને બીજા ચેપી રોગોને માટે અલગ ઇસ્પિતાલો સ્થાપી.

સગર્ભા સ્ત્રીઓની નોંધ રખાવા માંડી. ગામને ખર્ચે દાઇઓ અને સ્ત્રી દાક્તરો એમને વારંવાર તપાસે, તથા ગામને ખર્ચે બંધાવેલાં ચોખ્ખાં અને ખુલ્લી હવા અજવાળાવાળાં સુવાવડખાનાંમાંજ સ્ત્રીઓની સુવાવડો થાય એવો બંદોબસ્ત કર્યો.

આમ બાળકોને સંભાળતાં બાળકોની માતાઓ પણ સુરક્ષિત થઇ ગઇ અને સુવાવડોમાં કોઇનાં પણ મરણ ન થયાં, એટલુંજ નહિ પણ આખા ગામમાં કસુવાવડો પણ થતી અટકી ગઈ.

સુવાવડો કે જે સ્ત્રીઓ માટે મોટી ઘાતરૂપ ગણાતી તેને વિલિયર્સ ડી લકે કુદરતી રમત જેવી કરી નાખી. સાદી કસરત, પચે એવો પુષ્ટિકારક ખોરાક, યોગ્ય આરામ, માનસિક પ્રફુલ્લિતપણું અને ખુશનુમા વાતાવરણ યોજીને ગામની બધી સ્ત્રીઓ, જાણે દરેક રહેવાસીની પોતાનીજ માતા કે બહેનો હોય એવી તજવીજથી તેમને રાખી.

આવી યોજનાથી એમણે બાળકોને અકાળે મરતાં બચાવ્યાં, એટલુંજ નહિ પણ સામાન્ય મરણપ્રમાણ પણ ઘણુંજ ઘટી ગયું. રોગ અને શોક પણ ઘટ્યા.

દારૂ એ અનેક અનર્થનું મૂળ હોવાથી એમણે દારૂની તો સાવ બંધીજ કરી દીધી. એટલે દારૂડીઆં માણસોનાં તન, મન અને ધનની જે ખરાબી થાય છે અને તેમનાં બાળકોને પણ વારસામાં જે નબળાઇઓ મળે છે, તે પણ બધી અટકી.

આપણા દેશમાં નાનાં ગામડાંઓમાં આરોગ્યસંબંધી પણ ઘણું કામ થઇ શકે એમ છે. સાચા દેશસેવકો પોતાનો કાર્યપ્રદેશ નગરોમાંથી ખસેડીને ગામોમાં લઇ જાય તો થોડી મહેનતે ઘણું કામ થઈ શકે.

( ડૉ. હરિપ્રસાદ દેસાઇકૃત ‘બાળકલ્યાણ’ ઉપરથી )

## २२०–खलीफा मामूने एरिस्टोटलनुं स्वप्न–दर्शन

મુસલમાન રાજ્યકર્તાઓમાં ખલીફા 'મામૂ રશીદ' ઘણાજ સહૃદય,વિદ્યાપ્રેમી અને ન્યાયી શાસક થઇ ગયા છે. એ ખલીફા હારૂન રશીદના પુત્ર હતા.

ખલીફા મામૂએ એક દિવસ સ્વપ્નમાં એક પૂજ્ય પુરુષને ઉચ્ચ આસન ઉપર બિરાજેલા જોયા. મામૂએ તેમની સમીપ જઇને પૂછયું કે "તમારૂં નામ શું ?" "અરસ્તુ" (એરિસ્ટોટલ). એ ઉત્તર સાંભળી મામૂને ઘણોજ હર્ષ થયો; કેમકે અરસ્તુ ગ્રીસનો પ્રસિદ્ધ તત્ત્વદર્શી હતો. મામૂએ તેને પૂછયું કે "હઝરત ! દુનિયામાં કયી વસ્તુ સારી છે ?" કલ્પિત અરસ્તુએ ઉત્તર આપ્યો કે ' જેને બુદ્ધિ સારી કહે તે. ' ફરીથી તેણે અરસ્તુને પ્રાર્થના કરી કે, મને કાંઇ શિખામણ આપો. ઉત્તર મળ્યો કે ' અદ્વૈતવાદ અને સત્સંગને હાથમાંથી જવા દેશો નહિ.' આ સ્વપ્નદર્શનની મામૂ ઉપર એટલી બધી અસર થઈ કે, એણે તરતજ રૂમના કૈસરને લખીને એરિસ્ટોટલના જેટલા મળી શકે તેટલા બધા ગ્રંથો મંગાવ્યા અને તેનો અભ્યાસ કરીને વિદ્વાનો પાસે અનુવાદ કરાવ્યો.

## २२१–खलीफा मामू रशीदनी सहनशीलता अने क्षमा

ખલીફા મામૂ એટલા બધા ક્ષમાશીલ હતા કે, પોતાની વિરુદ્ધ ઈર્ષ્યાખોર કવિઓએ રચેલી નિંદાની કવિતા ઉપર જરા પણ ધ્યાન આપતા નહિ. એવા કવિઓની તે ખબર લેતા નહિ, પણ એ કવિતાને મોઢે કરતા. એ કવિતાઓમાં કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ કાંઈ ગુણ હોય તો કદર કરતા. એક અરબી કવિ ઘણોજ ઉદ્દંડ અને નિંદા કરવામાં કુશળ હતો. એની નિંદાભરી કવિતાથી લોકો કંટાળી જતા.

એણે એક વાર મામૂના કાકા ઈબ્રાહીમની વિરુદ્ધ પણ બહુ કટાક્ષમય કવિતા લખી. એથી ચીઢાઇને ઇબ્રાહીમે ખલિફા આગળ ફરિયાદ કરી કે ' એ હરામખોર કવિ હવે હદ ઓળંગી ગયો છે, એની નિંદાભરી કવિતાઓ મારાથી સાંખી શકાતી નથી. ' મામૂએ કહ્યું કે ' કાકા સાહેબ ! એણે મારી નિંદા તમારા કરતાં પણ વધારે કરી છે; પરંતુ મેં એને ક્ષમા આપી છે અને આશા છે કે આપ પણ માફ કરશો.' ઇબ્રાહીમના કાકા ઉપરાંત બીજા દરબા-

રીઓ પણ એ કવિથી કંટાળી ગયા હતા અને તેમણે પણ ઉપરાઉપરી ખલિફાના દરબારમાં ફરિયાદ કરી. આખરે એક પ્રતિષ્ઠિત દરબારી કે જે પોતે પણ બહુ સારો કવિ હતો, તેની વારંવારની ફરિયાદ સાંભળીને મામૂએ કહ્યું કે 'ઠીક, જો તમે બદલો લેવા માગો છો તો તમે પણ એની નિંદામાં કાવ્ય લખો; પણ એટલુંજ લખજો કે એ લોકોની નિંદામાં જે કાંઈ લખે છે તે બધું ખોટું છે.'

## २२२–एक बहेननो भाइमाटे असामान्य प्रेम

મુંબઈમાં કેટલાંક વર્ષ પૂર્વે એક પારસી કુટુંબમાં બાનુબાઇ નામની કન્યા હતી. તેને બે ભાઇ હતા. બાનુબાઇની ઉંમર નવ વર્ષની હતી અને બંને ભાઈ એના કરતાં નાના હતા.

એક દિવસ સળગતો લૅમ્પ એના ભાઇ ઉપર પડયો અને એ બહુજ દાઝી ગયો. દાક્તરોએ તેના જીવવાની આશા છોડી દીધી.

એક દાક્તરે કહ્યું કે 'કોઇ માણસના હાથની જીવતી ચામડી ઉતારીને એની બળી ગયેલી ચામડીની જગ્યાએ ચોંટાડી દેવામાં આવે તોજ છોકરાને બચવાની આશા છે.'

છોકરી બાનુબાઇ એ વાત સાંભળી રહી હતી. તે આગળ આવી અને દાક્તરને કહેવા લાગી કે 'દાક્તર સાહેબ ! મારી ચામડી કાપી લો અને મારા ભાઇની જીંદગી બચાવો.'

બધાને ઘણુંજ આશ્ચર્ય થયું, પણ જાન બચાવવા ખાતર છોકરીની વાત માનવી પડી. છોકરીએ ક્લોરોફોર્મ સુંઘીને બેહોશ થવાનું પણ પસંદ ન કર્યું. તેની જીવતી ચામડી દાક્તરે ઉતારી લીધી, પણ એણે હૃદયને એવું કઠણ કર્યું કે એના મુખમાંથી જરા ચીસ સરખી પણ નીકળી નહિ.

એના ભાઇનો જીવ બચી ગયો અને એનો પોતાનો હાથ પણ થોડા દિવસોના ઈલાજથી સાજો થઇ ગયો.

ધન્ય છે એના બંધુપ્રેમને !

( શ્રી રામદાસ ગૌડકૃત 'વાચનમાળા'માંથી )

# २२३–खानदान विद्यार्थीनी शिक्षकने प्रत्ये असामान्य गुरुभक्ति

ખલીફા મામૂ વિદ્વાનોની ઘણી કદર કરતો હતો. એણે પોતાના બે પુત્રોને ભણાવવા માટે એક વિદ્વાન શિક્ષક રાખ્યો હતો. એક વખત એ શિક્ષક કોઇ કામને માટે પોતાની ગાદી ઉપરથી ઉઠયો, એટલે તરતજ બન્ને શાહજાદાઓ ઉઠીને તેના જોડા સીધા કરીને તેની આગળ મૂકી દેવા સારૂ દોડયા. પરંતુ બન્ને સાથે પહોંચ્યા એટલે ગુરુસેવાનું એ પુણ્યકર્મ કોણે કરવું એ વિષે ઝગડો ઉભો થયો. છેવટે બન્નેએ સમાધાન કર્યું કે, બન્ને જણે એક એક જોડો સીધો કરીને ગુરુજીના ચરણ આગળ મૂકવો. આ વાતની ખબર ખલિફાને કાને પહોંચી, એટલે તેણે શિક્ષકને બોલાવી મંગાવ્યો. મામૂએ શિક્ષકને પૂછયું કે " આજ દુનિયામાં સૌથી વધારે પ્રતિષ્ઠિત અને પૂજ્ય કોણ છે?" શિક્ષકે કહ્યું કે 'મુસલમાનોના સ્વામી મામૂ કરતાં વધારે પ્રતિષ્ઠિત કોણ હોઇ શકે?'

મામૂએ કહ્યું કે ' નહિ, એ પુરુષ કે જેના જોડા સીધા કરવા સારૂ મુસલમાનોના સ્વામીના પુત્રો પરસ્પર ઝગડો કરે તે !'

શિક્ષકે ઉત્તર આપ્યો કે " મેં પોતે શાહજાદાઓને એમ કરતાં રોકવાની ઈચ્છા રાખી હતી, પણ પછી વિચાર આવ્યો કે હું એમની શ્રદ્ધાને શા માટે રોકું?" મામૂએ કહ્યું કે 'તમે એમને રોકયા હોત તો હું ઘણોજ અપ્રસન્ન થાત. એ કૃત્યથી એમની ઈજ્જત કાંઇ ઓછી નથી થઈ, બલ્કે એથી એમણે કુલીનતા અને શિષ્ટાચારનો પરિચય આપ્યો છે. બાદશાહ! પિતા અને ગુરુની સેવા કરવાથી આબરૂ વધે છે, પણ ઘટતી નથી.'

એમ કહીને એમણે છોકરાઓને ગુરુભક્તિના બદલામાં દશ દશ હજાર દરહેમ (ચાર આના જેટલો સિક્કો) ભેટ આપ્યા અને અધ્યાપકનું કર્તવ્ય બરોબર બજાવવા સારૂ શિક્ષકને પણ એટલુંજ ઈનામ મળ્યું.

(શ્રીરામદાસ ગૌડકૃત 'વાચનમાળા'માંથી)

# २२४–जनरल कालु घोषनुं साहस

હુગલી જીલ્લાના આકનાથામનિવાસી કાલીચરણ ઘોષ ભરતપુરના પ્રથમ યુદ્ધસમયે અંગ્રેજી પલટણમાં કારકુનનું કામ કરતો હતો. એની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી. સર્વદા યુદ્ધક્ષેત્રમાં સેનાપતિઓની સાથે રહેવાથી યુદ્ધવિદ્યામાં પણ એ ઘણો કુશળ થઇ ગયો હતો. અંગ્રેજ અમલદારો પણ એની બુદ્ધિની તીવ્રતા તથા જલદી કામ કરવાની ટેવને લીધે ઘણા પ્રસન્ન રહેતા અને વગરસંકોચે દરેક વિષય ઉપર તેની સાથે વાતચીત કરતા. લડાઇને લગતી ઘણી આંટી–ઘુંટીઓની તેને ખબર પડી ગઇ હતી. દેશી સુબેદાર તથા હવાલદાર એના ઉપર ઘણી શ્રદ્ધા રાખતા. ઘણી વાર એ અનુમાન કરીને કહેતો કે, જનરલ સાહેબ આ પ્રમાણે હુકમ દેશે અને તમારે એ વખતે અમુક રીતે કામ કરીને તેમને સંતોષ આપવો જોઇએ. એની બધી અટકળ ખરી પડતી, તેથી સનિકો એની બુદ્ધિને માટે ઘણું માન ધરાવતા.

એક યુદ્ધના પ્રથમ ભાગમાં બધા અંગ્રેજ અમલદારો ઘાયલ થયા અને એથી નિરાશ થઇને સિપાઇઓની બે પલટણ પાછી પાની કરવા લાગી. એ વખતે હવાલદાર અને સુબેદારોએ કાલુ બાબુને કહ્યું કે 'હેડક્લાર્ક સાહેબ ! અત્યારે તમેજ જનરલનો પોશાક પહેરીને અમને યુદ્ધ કરવાનો હુકમ આપો. અમે બધા ફરીથી વિજય પ્રાપ્ત કરવાનો યત્ન કરીશું. આપ આગેવાની નહિ લો તો બધું સૈન્ય વીખરાઇ જશે.' કાલુ બાબુએ એ વખતે પોતાનું કર્તવ્ય સમજીને એક મરણ પામેલા સેનાપતિનો પોશાક ધારણ કર્યો અને યુદ્ધક્ષેત્રમાં ઉતરીને એક સેનાપતિની પેઠે હુકમ આપી બધા સૈનિકોને એકઠા કર્યા તથા યુદ્ધ કરવામાં કામે લગાડ્યા. રીતસર યુદ્ધ ચાલ્યું. કાલુ ઘોષની યુક્તિ અને બુદ્ધિથી અંગ્રેજોનો જય થયો. યુદ્ધ પૂરૂં થઇ ગયા પછી વગર અધિકારે લડાઇનો પોશાક ધારણ કરીને યુદ્ધક્ષેત્રમાં અમલદારની પેઠે હુકમ આપવાના અપરાધમાં કાલુ ઘોષના ઉપર સૈનિક કાયદા પ્રમાણે મુકદ્દમો ચાલ્યો અને ૫૦૦) રૂપિયા દંડ કરવામાં આવ્યો; પરંતુ એણે બે પલટણોને નાશમાંથી બચાવી હતી; એટલે અંગ્રેજ સત્તાધીશોએ તેની કર્તવ્યપરાયણતા અને બુદ્ધિકૌશલ્યનાં વખાણ કરીને એક સર્ટિફિકેટ આપ્યું તથા ત્રીસ હજાર રૂપિયા ઇનામમાં આપ્યા.એ દિવસથી લોકો એને 'જનરલ કાલુ ઘોષ' નામથી ઓળખવા લાગ્યા.

('સદાલાપ'માંથી)



## २२५–प्रथम आदर्श राजा पृथु

प्राचीन युगमां देशमां એક વાર અરાજકતા વ્યાપી જઈને ચોરી વગેરે પાપ-કર્મોની વૃદ્ધિ થઇ; ત્યારે ધર્મરક્ષાને સારૂ મુનિઓએ રાજા વેનની વિરુદ્ધ હીલ-ચાલ કરીને તેને પદભ્રષ્ટ કર્યો અને તેના પુત્ર પૃથુને ગાદીએ બેસાડયો. તેણે મુનિઓને પૂછ્યું કે 'રાજામાં કયાં લક્ષણો હોવાં જોઇએ?' તો કહેવામાં આવ્યું કે 'રાજા દાનશીલ, સત્યપરાયણ, પરાક્રમી, દુષ્ટદમનકારી, ક્ષમાશીલ, ધર્મજ્ઞ, કૃતજ્ઞ, દયાળુ,પ્રિયભાષી, પ્રજાપાલક, બ્રહ્મનિષ્ઠ, લોકહિતકારી, યજ્ઞ કરનાર, સાધુ-ઓનો પ્રિય, સન્માનપાત્રનું માન રાખનારો, ન્યાયમાં તદ્દન નિષ્પક્ષપાતી અને શત્રુ તથા મિત્રને સરખી રીતે જોનારો હોવો જોઇએ.'

પૃથુએ એ ઉપદેશને હૃદયમાં ધારણ કર્યો અને એવા ગુણો પોતાના જી-વનમાં ખીલવ્યા તથા એવાજ સદ્ગુણોથી વિભૂષિત થઇને રાજ્ય કર્યું.

સમસ્ત પ્રજા એના ઉપર અત્યંત પ્રસન્ન રહેતી. પ્રજાના કલ્યાણ સારૂ તેણે સમુદ્ર અને પર્વતોમાંથી મોતી અને રત્નો તથા ખનીજ ધાતુઓ શોધી કાઢી હતી. પહાડ કાપીને જમીનને સપાટ બનાવી ખેતીને માટે સગવડ કરાવી આપી હતી. સડકો બંધાવી માલ એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાના ઉપાય કર્યા હતા. નદી ઓળંગવા માટે પૂલ બાંધ્યા હતા અથવા નૌકાઓની વ્યવસ્થા રાખી હતી. એના પિતા વેનના જુલમથી ખેડુત લોકો બહુ ત્રાસી ગયા હતા, ખેતીની દુર્દશા હતી અને લોકોને ઝાડપાન તથા કંદમૂળ ખાઇને જીવવા વારો આવ્યો હતો. પૃથુએ અનેક સ્થળોએથી શોધી શોધીને સારાં બીજ મંગાવ્યાં અને ખેતીનો વધારો કર્યો. પ્રજાનો ઉત્સાહ વધારવા સારૂ એ પોતાના હાથથી પણ ધરતી ખેડતો.

('સદાલાપ'માથી)

## २२६–हालनी पूजापद्धति अने अश्विनीकुमार दत्त

એક પ્રસંગે દુર્ગાપૂજાના મંત્રોનો અર્થ અને પૂજાનું રહસ્ય સમજાવતાં મહાત્મા અશ્વિનીકુમાર દત્તે કહ્યું હતું તે આપણે બધાએ ધ્યાનમાં લેવા જેવું છે.

"હાલ પૂજા કરે છે કોણ? જે શાસ્ત્રોમાં પૂજાનો વિધિ છે તેજ શાસ્ત્ર કહે છે કે,

'स्वयमसमर्थे ब्राह्मणम् वृणुयात्'

અર્થાત્ પોતાથી નજ થઇ શકે એવું હોય, ત્યારેજ બ્રાહ્મણદ્વારા કર્મ કરાવવું, પણ એ નિયમ અનુસાર કોઈ કાર્ય કરે છે? બ્રાહ્મણસિવાય બીજી ન્યાતના લોકો શું પોતાનું કર્મ પોતાને હાથે કરે છે? બ્રાહ્મણોમાંથી પણ કેટલા જણ પોતાને હાથે કર્મ કરે છે? ભગવાનને બોલાવવા હોય તો શું મુખત્યારદ્વારા બોલાવવા જોઇએ? ચંડીમંડપમાં પૂજા થઇ રહી છે, બ્રાહ્મણો મંત્ર ભણી રહ્યા છે, પણ હું પોતે તો એ સમયે ઘરમાં બેઠો બેઠો ખેડુત પાસેથી મહેસુલ જમા કરી રહ્યો હોઉં છું કે ગાનતાનની ગોઠવણ કરી રહ્યો હોઉં છું. પેલી તરફ જે બ્રાહ્મણ નિયુક્ત થયો હોય છે તે કાં તો ઉષ્ટ્રને બદલે એક વાર બોલે છે ઉષ્ઠ્ર અને બીજી વાર બોલે છે ઉષ્ટ્ર અને પાછો સતૃષ્ણ નયને નૈવેદ્ય તરફ દૃષ્ટિપાત કરે છે. કેવી અપૂર્વ પૂજા ચાલી રહી છે! જાતે પૂજા ન કરી શકતા હો, તો બ્રાહ્મણ બોલાવો; પરંતુ તે બ્રાહ્મણ પાસે મંત્રનો અર્થ સમજી લઇને મનમાં ભક્તિનો સંચાર થાય એવું પણ કરવાની જરૂર છે. જો આમ મુખત્યાર કે વકીલ નીમવાની જરૂરજ હોય તો સદાચારી અને શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણનેજ કામે લગાડજો. આપણે વકીલ કે મુખત્યારદ્વારા પૂજા કરીએ છીએ, તેથી મુકદ્દમોયે ખોઇએ છીએ અને ત્રીજોરી પણ ખાલી થાય છે."

('મહાત્મા અશ્વિનીકુમાર દત્તચરિત્ર'માંથી)

## ૨૨૭–सादाइनो पण गर्व करवो ए खोटुं छे.

ઘણા મનુષ્યો સાદાઈનો ઢોંગ કરીને સાધુ પુરુષમાં ગણાવા માગે છે અને એ સાદાઇનો એમને બહુ ગર્વ હોય છે.

ગ્રીસના મહાન તત્ત્વવેત્તા સૉક્રેટિસના સમયમાં આંટિસ્થિનિસ નામનો એક વિદ્વાન હમેશાં મેલાં અને ફાટેલાં-તૂટેલાં કપડાં પહેરીને ફરતો અને 'હું ઘણો નિઃસ્પૃહ છું" એવો હસવા જેવો ઢોંગ કરતો. સાક્રેટિસને એ વાત બિલકુલ પસંદ નહોતી, તેથી તેણે એક દિવસ એ વિદ્વાનને કહી દીધું કે, તમે આવાં ચીંથરાં શરીર ઉપર ધારણ કરો છો, પણ તેનાં છિદ્રોમાંથી માત્ર તમારો ગર્વજ લોકોની નજરે પડે છે.

( 'સૉક્રેટિસચરિત્ર'માંથી )

## ૨૨૮–મહેનત મજુરી કરી સ્વાવલંબનનો પાઠ શીખનાર યુવક

પ્રાચીન સમયમાં ગ્રીસ દેશમાં કિલએનથિસ નામનો એક યુવક થઇ ગયો છે. અખાડાઓમાં કુસ્તી ખેલવામાં અને મુક્કાબાજીમાં એ ઘણો પ્રવીણ હતો. ભલભલાને એ હરાવી દેતો, પણ થોડા વખત પછી એને એ ધંધાનો કંટાળો આવ્યો અને દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરવાની ધૂન લાગી. એથેન્સનિવાસી તત્ત્વવેત્તા ઝીનોની એ સમયે દર્શનવેત્તાતરીકે ઘણી ખ્યાતિ હતી. એ ઝીનોની પાસે ગયો તે વખતે એની અવસ્થા ઘણી દયાજનક હતી. અંગપરનાં લુગડાં ફાટેલાં હતાં અને પાસે છજ આનાના પૈસા હતા. ઝીનોની નિશાળમાં દરરોજ થોડી ફી લેવામાં આવતી, તે આપીને યુવક ધ્યાનપૂર્વક ભણતો. વિદ્યાભ્યાસમાં એ એટલો બધો રસ લેતો કે બીજા વિદ્યાર્થીઓ તેની અદેખાઈ કરતા. એમને શંકા થઈ કે, આવો ચીંથરેહાલ યુવક ભણવાને માટે આટલા લાંબા સમયથી ફી કેવી રીતે લાવે છે? તેમણે તેની વિરુદ્ધ ચોરીનો આરોપ ઘડી કાઢયો અને ન્યાયાધીશ આગળ રજુ કર્યો.

નિર્દોષ કિલએનથિસે નિર્ભયતાપૂર્વક ઉત્તર આપ્યો કે "હું નિર્દોષ છું. મારી વિરુદ્ધ ચોરીનો જે આરોપ મૂકવામાં આવ્યો છે, તે તદ્દન પાયાવગરનો છે, હું મારા કથનની પુષ્ટિમાં બે સાક્ષી રજુ કરવા માગું છું."

સાક્ષી બોલાવવામાં આવ્યા. પહેલો સાક્ષી એક માળી હતો. તેણે જુબાની આપી કે "આ યુવક દરરોજ પરોઢીએ મારા બાગમાં આવીને કૂવામાંથી પાણી ખેંચે છે અને એના બદલામાં હું એને થોડાક આના મજુરીના આપું છું." બીજો સાક્ષી એક વિધવા હતી. તેણે જુબાની આપી કે "હું વૃદ્ધ થઈ છું અને છોકરાંઓની સંભાળમાં મારો ઘણો વખત જતો હોવાથી ઘરનું દળણું મારાથી દળાતું નથી. આ યુવક મારે ત્યાં આવીને દળી જાય છે અને હું તેને તેની મહેનતના બદલામાં પૈસા આપું છું."

આવી રીતે મહેનતમજુરી કરીને મેળવેલા પૈસાથી કિલએનથિસ પોતાનો અભ્યાસ કરતો હતો. ન્યાયાધીશ તેના આત્મબળથી પ્રસન્ન થયા અને તેને મદદરૂપે થોડાંક નાણાં આપવા માંડ્યાં કે ભવિષ્યમાં એને નિશાળની ફીને ખાતર મજુરી કરવી ન પડે.

પરંતુ યુવકે એવી મદદ સ્વીકારવાને સાફ ના કહી અને જણાવ્યું કે, હું

જાતમહેનતથીજ મારો અભ્યાસ કરવા માગું છું. કોઈનું દાન લેવાની મારે જરૂર નથી.

ગુરુજી ઝીનોએ પણ તેનું સમર્થન કરીને કહ્યું કે 'ઠીક છે, એને કોઇની મદદવગરજ અભ્યાસ કરવા દો. સ્વાવલંબનનો મહાન પાઠ એ એવીજ રીતે શીખશે.'

( 'ચીલ્ડ્રન્સ બુક ઑફ મૉરલ લેસન્સ'માંથી )

## २२१–अभिमान दूर करवानो एक उपाय

સૉક્રેટિસના સમયમાં આલ્સિબાઇડિસ નામનો એક તરુણ તવંગર હતો. એને પોતાના ધનવૈભવનું ઘણું અભિમાન હતું. પોતાની આગળ એ બીજા કોઈને લેખામાંજ ગણતો નહિ. સૉક્રેટિસને લાગ્યું કે, એનો ગર્વ મટાડવો જોઈએ. એક દિવસ એ તરુણ શેઠીઓ પોતાની બડાઇ હાંકી રહ્યો હતો. તે વખતે સૉક્રેટિસે પૃથ્વીનો નકશો તેની પાસે લાવીને કહ્યું કે 'આ નકશામાં એટિકાપ્રાંત ક્યાં છે તે બતાવો જોઇએ. પણ એ પ્રાંત ઘણો નાનો હોવાથી એને શોધી કાઢતાં ઘણીજ વાર લાગી અને પરિશ્રમ પણ ઘણો પડયો. પછી સૉક્રેટિસે પૂછ્યું કે 'હવે એમાં તમારી જાગીરની જમીન ક્યાં છે તે બતાવો.' આલ્સિબાઇડિસ બોલ્યો કે 'તે ઘણી થોડી છે,જેથી આ નકશામાં જૂદી પાડીને કેવી રીતે બતાવી શકાય ?' એ ઉત્તર સાંભળી સૉક્રેટિસે કહ્યું કે 'વારૂ ભાઈ ! જે જમીનનો કટકો આંખે પૂરો દેખાતો નથી, તે જરાસરખા કટકાને લીધે તું પોતાને મોટો માણસ કેમ માને છે? આટલી નજીવી જમીનના ધણી થવા માટે તું આટલો બધો ફૂલાઇને ફરે છે !'

સૉક્રેટિસનો આ વિચાર એથી પણ આગળ ચલાવીએ તો ચલાવી શકાય એમ છે. એટિકા પ્રાંત આખા ગ્રીસદેશની સરખામણીમાં શી ગણત્રીમાં ? આખો ગ્રીસદેશ યૂરોપની સરખામણીમાં શી ગણત્રીમાં ? યૂરોપ આખી પૃથ્વીની સરખામણીમાં કેટલો નાનો દેશ ? અને પૃથ્વીનું પણ આખા બ્રહ્માંડમાં ક્યાં સ્થાન ? આ પ્રમાણે વિચાર કરવાથી ભલભલા મનુષ્યને પણ પોતાની ક્ષુલ્લકતાનું ભાન થઇ શકશે.

( 'સૉક્રેટિસચરિત્ર'માંથી )

# ૨૩૦–सॉक्रेटिसनी असामान्य प्रमाणिकता

દેવતાઓસંબંધી સૉક્રેટિસના વિચાર ઘણા ખરાબ છે. એ ખરાબ વિચારો નાનાં છોકરાંઓના મનમાં ઠસાવીને તેમને બગાડે છે, એવું તહોમત સૉક્રેટિસ ઉપર તેના શત્રુઓએ મૂક્યું હતું. તેણે ન્યાયાધીશોની આગળ પોતાના ઉપર મૂકાયેલા આરોપોનો બચાવ કર્યો, તોપણ તેમણે તેને દેહાંત-શિક્ષા ફરમાવી.

એ સજા ભોગવવા પહેલાં એને કેદખાનામાં રાખવામાં આવ્યો હતો. એના સૌથી પ્રિય અને વિશ્વાસપાત્ર મિત્ર ક્રેટોએ કેદખાનાના નોકરોને ફોડીને સૉક્રેટિસને નસાડી લઇ જવાની યુક્તિ કરી હતી. એણે સૉક્રેટિસને એ યુક્તિ જણાવી અને પોતાની સાથે નાસી જવા માટે આગ્રહપૂર્વક વિનતિ કરી, ત્યારે સોક્રેટિસને હસવું આવ્યું અને તેણે કહ્યું કે ‘ભાઇ ક્રેટો ! આ એટિકા પ્રાંતની બહાર જ્યાં લોકો મરતા ન હોય, એવા એકાદ ઠેકાણાની તને ખબર છે ? હોય તો મને જણાવ.’ આત્માની અમરતા અને દેહની ક્ષણભંગુરતામાં દૃઢ વિશ્વાસ ધરાવનાર સૉક્રેટિસના મુખમાં એવોજ ઉત્તર શોભે, પણ એના પ્રેમના આવેશમાં આવેલા ક્રેટોને એ દલીલ રુચી નહિ અને પોતાની સૂચ-નાનું પાલન કરવા સારૂ વારંવાર આગ્રહ કર્યો, ત્યારે સૉક્રેટિસે એના સદ્ભાવ-ની પ્રશંસા કરીને તથા પોતાપ્રત્યેના તેના પ્રેમમાટે ઉપકાર માનીને કહ્યું કે “એથેન્સવાસીઓની પરવાનગીસિવાય તુરંગમાંથી નાસી જવું, એ મારેમાટે વાસ્તવિક નથી. એમાં અપ્રમાણિકતા રહેલી છે. મારો ન્યાય કર-વામાં ન્યાયાધીશોએ ભલે ભૂલ કરી હોય, પણ જ્યારે હું આખી જીંદગીસુધી એ કાયદાઓને માન આપતો આવ્યો છું અને એ ન્યાયાધીશોની આગળ મારો ન્યાય કરાવવાનું કબૂલ કરી ચૂક્યો છું, તો હવે એમની આજ્ઞાનું પાલન કરવાની પણ મારી ફરજ છે. મારા પોતાના વિચારથી એમનો નિર્ણય ઉલટો છે,તોપણ મારા વિચારને બાજુપર રાખીને હું તો સરકારનોજ ન્યાય કબૂલ કરીશ. જન્મભૂમિ માબાપ કરતાં–સર્વ સગાંવહાલાં કરતાં પણ અધિક પ્રિય છે અને માનને પાત્ર છે. આપણો દેશ આપણી સાથે અન્યાયથી વર્તે તો આપણે ઘણા વિનયથી તેના કાન ખોલીને તથા તેને ડહાપણની બે ચાર વાતો કહીને શુદ્ધિમાં લાવવો જોઇએ; અને એ ઠેકાણે નજ આવે તો તો પછી મુંગે મોઢે તેનો હુકમ માથે ચઢાવવો, એજ આપણો ધર્મ છે. આ જગતમાં બાળબચ્ચાં તો શું પણ

જીવ સુદ્ધાંને હું પ્રમાણિકતા કરતાં વધારે નથી ગણુતો. તાત્કાલિક જીવન માટે અપ્રમાણિક વર્તણુક ચલાવીને હું મારૂં અમર જીવનનું સુખ બગાડવા નથી માગતો.”

આ પ્રમાણે ક્રેટોને પોતાની નીતિની ખાત્રી કરી આપીને શાંતચિત્તે એણે રાજ્યસત્તાને તાબે થઇ વિષનો પ્યાલો પી જઇને દેહત્યાગ કર્યો.

આવી ઉંચા પ્રકારની પ્રમાણિકતાને લીધેજ સૉક્રેટિસનું નામ સંસારમાં અમર થઈ ગયું છે.

( ‘સૉક્રેટિસચરિત્ર’માંથી )

## ૨૩૧–પોતાના અજ્ઞાનને પણ જે જાણે છે તેજ ખરો જ્ઞાની છે.

પ્રાચીનકાળમાં ગ્રીસ દેશમાં ડેલ્ફી નામનું એક નગર હતું. ત્યાં એક મોટું મંદિર હતું. એ મંદિરની ઘણી પ્રતિષ્ઠા હતી અને એવું મનાતું કે, ત્યાંની પૂજારણના શરીરમાં દેવતા આવતા અને એ વખતે એના મુખમાંથી જે શબ્દો નીકળતા તે સાચા પડશે, એમ બધાને ખાત્રી હતી.

એક વખત સૉક્રેટિસના ચિરિફ્રન નામના એક વિદ્યાર્થીએ એ પૂજારણને પૂછ્યું કે, સૉક્રેટિસના કરતાં વધારે ડાહ્યો પુરુષ બીજો કોઈ છે કે નહિ ? પૂજારણે કહ્યું કે ‘ કોઇ નથી. ’

આ વાતની ખબર સૉક્રેટિસને મળતાં એ ઘણા વિચારમાં પડયો અને વિચારવા લાગ્યો કે, મારામાં તો થોડું પણ ડહાપણ નથી, છતાં દેવતાએ આવું કહ્યું; તેનો શો અર્થ ? બહુ વિચાર કરીને તેણે આ પ્રમાણે પોતાના મનનું સમાધાન કર્યું કે ‘ મારા અને બીજા લોકોમાં ભેદ એટલોજ છે કે, જે વસ્તુવિષે તેઓ ખરેખર કાંઇ જાણતા નથી, તે હું પણ જાણતો નથી; પરંતુ હું મારી અજ્ઞાનતા ખુલ્લી રીતે કબૂલ કરૂં છું અને તેઓ એમ ન કરતાં પોતે જાણે મોટા સર્વજ્ઞ હોય એવો ડોળ કરે છે. વાસ્તવિક અને સંપૂર્ણ જ્ઞાતા તો એકમાત્ર ઈશ્વરજ છે. હવે એપોલોના મંદિરની પૂજારણે મને જ્ઞાની કહ્યો, એનો અર્થ એટલોજ કે માણસોમાં વાસ્તવિક જ્ઞાતા તો કોઇ છેજ નહિ; પણ જે માણસ મારી પેઠે પોતાની અજ્ઞતા સમજે છે, તેજ ‘ માણસોમાં જ્ઞાની ’ છે. ”

( ‘સૉક્રેટિસચરિત્ર’માંથી )

## २३२–आपणा देशमां विद्याने बदले पैसानुं मान शाथी वध्युं ?

भूदेव मुखोपाध्याय अंग्रेजीमां पोताना नामनी साथे मुकरजी लखता. बंगाळामां घणा लोको एवुं करे छे. चट्टोपाध्याय चेटरजी लखे छे, बंदोपाध्याय बेनरजी लखे छे अने मुखोपाध्याय मुकरजी लखे छे. एक दिवस बंगाळानी निशाळोना डायरेक्टर एटकिन्सन साहेबे भूदेवबाबुने पूछ्युं के "तमे नामनी साथे मुकरजी केम लखो छो ? मुखोपाध्य केम नथी लखता?" उत्तरमां भूदेवबाबुए हसीने कह्युं के "तमे लोको विद्यानुं गौरव ओछुं करो छो, धननुं गौरव तमारी दृष्टिमां वधारे छे; माटे अंग्रेजीमां लखुं छुं 'मुकरजी' अने बंगाळीमां लखुं छुं 'मुखोपाध्याय.' आ देशना लोको हजु पण उपाध्यायनुं सन्मान धनवानो करतां वधारे करे छे; तोपण हवे तमारा लोकोनी सोबतथी अहींआं पण धननुं गौरव दिनप्रतिदिन वधतुं जाय छे."

एटकिन्सन साहेबे कह्युं के 'मुकरजीमां धननी वात क्यांथी आवी ?' भूदेवे कह्युं के 'मूखरीय इति ख्याता मुखराग्रामवासतः' अमारा पूर्वजो मुखरा गामना जागीरदार हता. मुखरीय शब्दनो अपभ्रंश 'मूखूजजे' अने तेनुं अंग्रेजी अपभ्रंशरूप थयुं 'मुकरजी.'

('सदालाप'मांथी)

## २३३–प्लेटोए मृत्युकाळे मानेलो जाणवा जेवो उपकार

महान तत्त्ववेत्ता प्लेटो (अफ्लातुन) ज्यारे मरवा पडयो, त्यारे एणे ईश्वरनी पासे प्रार्थना करीने त्रण वातमाटे एनो घणो उपकार मान्यो हतो. पहेली वात ए हती के, प्रभुए तेने मनुष्यजन्म आपीने विचार करवानी बुद्धि आपी हती; बीजी ए के, प्रभुए तेने जंगली लोकोमां उत्पन्न न करतां ग्रीस जेवा सभ्य देशमां उत्पन्न कर्यो अने त्रीजी ए हती के, सॉक्रेटिस जेवो महापुरुष जे समयमां जीवतो हतो ते समयमां तेने जन्म आप्यो हतो.

મનુષ્યમાત્રને પ્રભુએ સારા-ખોટાનો વિચાર કરવા સારૂ બુદ્ધિ તો આપી છેજ. ગ્રીસ કરતાં પણ પુરાણી સભ્યતાવાળા ભારતવર્ષ જેવા દેશમાં જન્મ લેવાનું સૌભાગ્ય પણ આપણને બધાને પ્રાપ્ત છે, તેમજ મહાન પુરુષોનો પણ આપણા દેશમાં છેક અભાવ નથી; છતાં પણ આપણે એક યા બીજા પ્રકારે તેમના સમાગમમાં આવીને તેમના જ્ઞાનચારિત્રનો લાભ ઉઠાવીએ નહિ, તો પછી આપણુંજ કમનશીબ !

('સૉક્રેટિસચરિત્ર'પરથી)

# २३४–युक्लिड नामना विद्वाननो असाधारण विद्याप्रेम

આ યુકિલડ ભૂમિતિના ગ્રંથનો કર્તા નહિ, પણ એક બીજોજ વિદ્વાન અને સૉક્રેટિસનો શિષ્ય હતો. તે ગ્રીસ દેશમાં મિગારા નામના નાના રાજ્યમાં રહેતો હતો. સૉક્રેટિસના સમયમાં એથેન્સ અને મિગારા એ બે સંસ્થાનો વચ્ચે યુદ્ધ ચાલતું હતું અને એથેન્સવાસીઓએ પ્રતિજ્ઞા લીધી હતી કે, અમે વર્ષમાં બે વાર મિગારાને લૂંટીને ઉજ્જડ કરીશું. એમણે એવો કાયદો કર્યો હતો કે, મિગારાથી એટીકા (એથેન્સના રાજ્યમાં) કોઇ પુરુષે આવવું નહિ. આવી સ્થિતિમાં યુકિલડને એથેન્સ જઇને સૉક્રેટિસ પાસે વિદ્યાભ્યાસ કરવા જવું એ જીવનું જોખમ ખેડવા જેવું હતું; પણ એના હૃદયમાં તો એ મહાન તત્ત્વવેત્તાના ઉપદેશામૃતનું પાન કરવાની તીવ્ર પિપાસા લાગી રહી હતી. એણે ગમે તે જોખમે વિદ્યા પ્રાપ્ત કરવાનો સંકલ્પ કર્યો. આખરે એણે એક યુક્તિ પણ શોધી કાઢી.સંધ્યાકાળે તે સ્ત્રીનો વેશ ધારણ કરી બુરખો નાખીને પોતાનું શહેર છોડી સૉક્રેટિસને ઘેર જતો અને ત્યાં રાત્રિ રહી મળસ્કું થતાં એના એજ વેશમાં પાછો ચાલ્યો જતો.

('સૉક્રેટિસચરિત્ર'માંથી)

# २३५–बाळकोने अने भावि संततिने बळवान बनाववानो खास उपाय

**૧–ગર્ભાવસ્થામાંથીજ સંતતિનું ઉત્તમ શિક્ષણ શરૂ કરવું જોઈએ.**

નેપોલિયન બોનાપાર્ટની માતા લેટીશિયા ઘણી બુદ્ધિમતી અને ભણેલીગણેલી નારી હતી. તેનામાં પુરુષોને શોભે એવું સાહસ હતું. વીર પુરુષોનો ઇતિહાસ સાંભળવો અને કહેવો એને બહુ ગમતો. ઈ. સ. ૧૭૬૯ ની ૧૫ મી ઑગસ્ટે નેપોલિયન બોનાપાર્ટ તેને પેટે જન્મ્યો હતો. તેના જન્મસમયે લેટીશિયાએ જે વસ્ત્ર ઓઢયું હતું, તેના ઉપર પણ ગ્રીસના વીરરસ કાવ્ય ઇલિયડમાં વર્ણવેલા મહાન રણસંગ્રામનાં તથા તે સમયના વીરપુરુષોનાં ચિત્ર છાપેલાં હતાં. આ પ્રમાણે નેપોલિયને આ સંસારમાં પ્રથમ શ્વાસ લેતાં વારજ જો કાંઇ જોયું હોય તો તે યુદ્ધસંબંધી ચિત્રોથી અંકિત થયેલું વસ્ત્રજ હતું.

નેપોલિયન ગર્ભમાં હતો તે સમયે તેની માતા પોતે ઘોડે બેસીને એક પર્વતથી બીજે પર્વત અને એક જંગલમાંથી બીજા જંગલમાં પોતાના પ્રિય પતિની સાથે કુચ કરતી હતી.

નેપોલિયન જરા મોટો થયો ત્યારે ફ્રાન્સના રાજાએ કોર્સિકા બેટ ઉપર ચઢાઈ કરી. તે સમયે તેના પિતા તથા બીજા સ્વદેશભક્તોએ કેવી વીરતાથી યુદ્ધ કર્યું હતું, તેની વાતો રસભેર માતા લેટીશિયા તેની આગળ કરતી હતી. બાળક નેપોલિયનના સુકુમાર હૃદયમાં એવી રીતે બાલ્યાવસ્થાથીજ વીરરસનો સંચાર થયો હતો.

આપણા દેશમાં પણ વીરાંગના સુભદ્રાએ પુત્ર અભિમન્યુને ગર્ભમાંથી કોઠાયુદ્ધનું જ્ઞાન કેવી રીતે આપ્યું હતું, તે વાત તો પ્રસિદ્ધજ છે.

સગર્ભા સ્ત્રીઓને સારાં જીવનચરિત્ર અને રામાયણ, મહાભારત, રાજસ્થાન ઇત્યાદિ ઈતિહાસનાં પુસ્તકો વંચાવ્યાથી આપણા દેશમાં પણ ભાવિ પ્રજા સારી નીવડે એમાં સંશય નથી.

**૨–બાલ્યાવસ્થામાં વીરરસના અભ્યાસથી થતી અજબ અસર**

નેપોલિયનને પાંચ વર્ષની વયે નિશાળે બેસાડવામાં આવ્યો હતો અને દશ વર્ષની વયે તેણે સૈનિકશાળામાં પ્રવેશ કર્યો હતો. ત્યાં આગળ તેણે ગણિત,

ઇતિહાસ, વિજ્ઞાન અને સાહિત્યના વિષયોમાં પ્રવીણતા મેળવી હતી; પરંતુ તેની સાથે સાથે હોમર કવિએ રચેલું વીરરસનું કાવ્ય ઇલિયડ તો તેનું પ્રિય વાંચન હતું. ઇલિયડ વાંચતાં તેના કુમળા મગજમાં વીરતાના અભિલાષ જાગતા. વિદ્યાર્થી અવસ્થામાં તેણે માતાને લખેલા એક પત્રમાં જણાવ્યું હતું કે 'કંમરે તલવાર અને ગજવામાં હોમર રાખીને હું જગતમાં મારો રસ્તો કાપી કાઢીશ.'

પ્લુટાર્કે લખેલાં વીરોનાં જીવનચરિત્રો પણ તે ધ્યાનથી વાંચતો અને ગ્રીસ તથા રોમનાં મહાસામ્રાજ્યોના આગેવાન પુરુષોનાં વીરરસપૂર્ણ પરાક્રમો અને મોટાં મોટાં રાજ્યોની ચઢતીપડતીનાં કારણોવિષે ઉંડો ઉતરીને એકાગ્રચિત્તે વિચાર કરતો.

બાલ્યાવસ્થાનું આ શિક્ષણ તેની ભાવિ મહત્તાને પ્રાપ્ત કરવામાં કિંમતી પગથીઉં થઈ પડયું હતું.

આપણા દેશમાં માણભટ્ટો વ્યાસ મુનિના મહાભારતને પ્રાકૃત ભાષામાં રસભેર રસ્તાઓપર ઠઠ્ઠ જમાવી ગાઇ સંભળાવીને જનસમાજમાં રહેલી વીરતાની ભાવનાને પોષતા હતા; પણ હવે સુધારો (!) વધતાં એવી કથાઓ લગભગ બંધ પડી છે અને આખું મહાભારત વાંચવા-સાંભળવા જેટલી ધીરજ આપણાં કેળવાયલાં (!) યુવક-યુવતીઓમાં રહી નથી, એટલે વીરરસનું શિક્ષણ આપણને મળતું તદ્દન બંધ થયું છે.×

## ૩-શાળાઓમાં પણ કેવા ધોરણે તાલીમ અપાવી જોઇએ ?

પંદર વર્ષની વયે નેપોલિયનને પેરિસના પ્રસિદ્ધ યુદ્ધવિદ્યાલયમાં મોકલવામાં આવ્યો હતો. એ વિદ્યાલયમાં કુળવાન લોકોનાજ છોકરાઓને દાખલ કરવામાં આવતા. તેમના ઘોડાની બરદાસ્ત લેવામાટે, તેમનાં હથિયાર સ્વચ્છ રાખવામાટે તથા એવાં એવાં બીજાં પરચુરણ કામમાટે દરેકને નોકર આપવામાં આવતો. વિદ્યાર્થીઓને સૂઇ રહેવામાટે સુંવાળી તળાઈઓ મળતી અને જમવાને ભાવતાં ભોજન મળતાં. આવું એશઆરામભર્યું જીવન કયા

× જોયોને ! કેવો આપણા આધુનિક સુધારકો અને રાષ્ટ્રના સેવક-શિક્ષકોનો પ્રતાપ ! નવા ભણતરવાળાઓ અને ધનિકોમાં જે તે રીતે મોટાભા અથવા તો મહાશિક્ષક કે ગુરુદેવ ગણાવું, એજ હેતુ હોય તેમના મગજમાં કે શ્રવણમાં દેશની એવી સર્વોત્તમ સેવાના વિચાર પણ કયાંથી આવે ! લિ૦ અવગુણસાગર

યુવકને ન ગમે ? પરંતુ નેપોલિયન એવા વિલાસી જીવનનો કટ્ટો શત્રુ હતો. તેણે ત્યાંના ગર્વનર ઉપર સખ્ત ભાષામાં એક અરજી લખી મોકલી કે "સૈનિક વિદ્યાલયમાંથી ચાકરો રાખવાનો રિવાજ રદ કરવાની જરૂર છે. ઘોડાની માવજત, હાથયાર સાફ કરવાં અને એવાં બીજાં નાના પ્રકારનાં કામ જે હમણાં નોકરો પાસે કરાવવામાં આવે છે, તે કામ જાતેજ કરવાની વિદ્યાર્થીઓને ફરજ પાડવી જોઇએ. ખોરાકની બાબતમાં તથા બીજા શારીરિક પરિશ્રમ સહન કરવાની બાબતમાં વિદ્યાર્થીઓને અત્યારથીજ સાદા અને મહેનતુ બનાવવામાં નહિ આવે, તો યુદ્ધસમયે પડતી મુશીબતો અને તનતોડ મહેનત તેઓ કેવી રીતે સહન કરી શકશે ?"

મોટા થયા પછી પોતે ફ્રેન્ટેનબ્લો નગરમાં સ્થાપેલી સૈનિક પાઠશાળામાં તેણે ઉપરનાજ નિયમો રાખ્યા હતા; અને તેના પરિણામે એ વિદ્યાલયના વિદ્યાર્થીઓમાં જે આવડત અને સહનશીલતા આવતી, તેથીજ તેમની જનસમાજમાં ઘણી પ્રશંસા થતી હતી.

('નેપોલિયનચરિત્ર'માંથી)

## ૨૩૬–નેપોલિયનના કેટલાક અસાધારણ ગુણો

### ૧–અદ્ભુત એકાગ્રતા અને સહનશીલતા

એકાગ્રચિત્તતા અને મનોનિગ્રહ નેપોલિયનના ખાસ ગુણ હતા. વિદ્યાર્થી અવસ્થામાંથીજ તેણે એ ગુણોને ખીલવ્યા હતા. એક દિવસ તેના શિક્ષકે ગણિતનો એક ઘણોજ અઘરો પ્રશ્ન વર્ગ આગળ મૂક્યો. એ સવાલનો જવાબ શોધી કાઢવા સારૂ નેપોલિયને બોતેર કલાક સુધી પોતાના ઓરડામાં બેસીને લાગલાગટ વિચાર કર્યો હતો. આ પ્રમાણે લાગલાગટ ઘણાજ લાંબા સમયસુધી શારીરિક અને માનસિક પરિશ્રમ સહન કરવાની અદ્ભુત શક્તિ તેનામાં બાલ્યાવસ્થાથીજ હતી.

### ૨–નાચ–કૂદ ઉપર નેપોલિયનનો તિરસ્કાર

નેપોલિયન બાદશાહ ખોટા વિલાસોને ધિક્કારતો હતો. એ ભાવ બાલ્યાવસ્થાથીજ એનામાં હતો. એક દિવસ અમુક ઉત્સવને પ્રસંગે બાળક નેપોલિયન માર્સેલ્સ ગયો હતો. ત્યાં સાંજની રમણીય વેળાએ ઘણા યુવાનો અને

યુવતીઓ ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરીને આનંદપૂર્વક નૃત્ય કરતાં હતાં. તેમણે નેપોલિયનને પણ તેમના આનંદોત્સવમાં જોડાવાનું આમંત્રણ કર્યું. તે ઉપરથી તેણે સખ્ત ભાષામાં જવાબ આપ્યો કે "આવી રીતે નાચ્યાકૂદ્યાથી કાંઇ મનુષ્યત્વ આવતું નથી."

### ૩-નેપોલિયનની અસામાન્ય કૃતજ્ઞતા

નેપોલિયન જ્યારે સોળ વર્ષનો હતો ત્યારે એના પિતાનો દેહાંત થયો. ત્યારપછી થોડા સમયમાં એ માંદો પડયો. એ સમયે એની આર્થિક દશા સારી નહોતી. એટલે પરદેશમાં એક વીશીના સૌથી ઉપલા કાતરીઆમાં શરીરે વ્યાધિગ્રસ્ત અને પૈસે ખાલી હોવાથી ઘણી દયાજનક હાલતમાં આવી પડયો હતો. એક સહૃદય બાઇના સાંભળવામાં આ વાત આવતાં તેણે પરોપકારવૃત્તિથી પ્રેરાઇને નેપોલિયનની સેવાચાકરી કરીને તેને સાજો કર્યો. સ્ત્રીઓના હૃદયમાં દયાનું ઝરણું સ્વાભાવિક રીતેજ વહેતું હોય છે. જગતના અનેક મહાન પુરુષોના જીવનને અણીને વખતે સેવાશુશ્રૂષાથી સહૃદય નારીઓએ બચાવ્યાનાં દષ્ટાંત ઇતિહાસમાં નોંધાયેલાં છે. નેપોલિયનના જીવનનો આ પ્રસંગ પણ સ્ત્રીઓની નિઃસ્વાર્થ દયાનો નમુનો છે.

પાછળથી ઘણે વર્ષે જ્યારે ફ્રાન્સની પ્રજાએ કૃતજ્ઞતાપૂર્વક નેપોલિયનને રાજમુકુટ અર્પણ કર્યો, ત્યારે પેલી સ્ત્રીએ તેના ઉપર અભિનંદનનો પત્ર લખીને પોતાનો હર્ષ પ્રગટ કર્યો હતો અને સાથે સાથે એ પણ લખ્યું હતું કે, ગરીબાઇ અને વિપત્તિને લીધે એનું જીવન અંધકારમય બની ગયું હતું. આ પત્ર વાંચતાંજ નેપોલિયને તે સ્ત્રીને દશહજાર ફ્રેન્કનો ચેક મોકલી આપ્યો અને લખ્યું કે "ભવિષ્યમાં પણ તમે જે કાંઇ માગશો તે હું ઘણી ખુશીથી મોકલી આપીશ." ('નેપોલિયનચરિત્ર'માંથી)

## ૨૩૭–નેપોલિયનનાં માતાનું સ્વદેશપ્રત્યે કર્તવ્યપાલન

ઇ. સ. ૧૭૬૯ માં ફ્રેન્ચ સેનાએ કોર્સિકાના ટાપુ ઉપર આક્રમણ કરીને તેને પોતાના તાબામાં લીધો હતો. કોર્સિકાના સેનાપતિ જનરલ પાઓલિએ પોતાના દેશ તરફથી બહુ વીરતાપૂર્વક યુદ્ધ કર્યું હતું, તેથી પ્રસન્ન થઇ દેશ જીતાયા પછી ફ્રેન્ચ લોકોએ એનેજ કોર્સિકાનો ગવર્નર નીમ્યો હતો.

પાછળથી ફ્રાન્સમાં ચાલી રહેલા અંધેરને લીધે પાઓલિને એમ લાગ્યું

કે, ફ્રાન્સ કરતાં ઇંગ્લૅંડનું શરણુ લેવાથી કોર્સિકાનું હિત વધારે સારી રીતે સચવાશે. એ વિચારથી તેણે કોર્સિકાનો દ્વીપ ઇંગ્લૅંડને સ્વાધીન કરી દેવાનું કાવતરૂં રચ્યું. નેપોલિયનનો પિતા સરદાર પાઓલિનો મિત્ર હતો, એટલે તેણે યુવક નેપોલિયનને પણ એ કાવતરામાં જોડાવાનું કહ્યું; પરંતુ નેપોલિયને એવા દગામાં સામિલ થવાને સાફ ના કહી. પરંતુ એથી નિરાશ ન થતાં પાઓલિ નેપોલિયનની માતા લેટીશિયાની પાસે ગયો અને એમના કુટુંબની સાથેના પોતાના જૂના સંબંધનું સ્મરણ કરાવીને કહ્યું કે, તમે નેપોલિયનને સમજાવો કે, એ કોર્સિકાનો ટાપુ અંગ્રેજોને સ્વાધીન કરવામાં મારી સાથે જોડાય. પરંતુ નેપોલિયન જેવા વીરપુત્રની માતાને છાજે એવી દઢતાથી તેણે ઉત્તર આપ્યો કે "હું માત્ર બેજ કાયદા જાણું છું. એક કાયદો કર્તવ્યનો છે અને બીજો ઇજ્જત અને નેકીનો છે."

આ ઉત્તરથી અપ્રસન્ન થઇ પાઓલિએ નેપોલિયનના કુટુંબ સામે દેશનિકાલનો હુકમ જારી કર્યો. નેપોલિયનની માતાએ વિનાઅપરાધે સ્વદેશનો અને સ્વજનોનો પરિત્યાગ કરવાનું પસંદ કર્યું, પણ સ્વાર્થસિદ્ધિની લાલચમાં દેશદ્રોહનું ઘોર પાપ તો ન કર્યું તે નજ કર્યું. ધન્ય છે એવી સત્યપરાયણ માતાઓને ! ('નેપોલિયનચરિત્ર'માંથી)

# ૨૩૮–एक गरीब महेताजीनो संतोष अने परोपकारवृत्ति

બંગાળામાં શ્રી કૃષ્ણચંદ્ર મજુમદાર એક સારા લેખક અને કવિ હતા. બંગાળી સંવત ૧૨૪૫ માં તેમનો જન્મ થયો હતો અને બંગ સં. ૧૩૧૩ માં તેમણે પરલોકવાસ કર્યો. સંસ્કૃત અને ફારસી ભાષાનું પણ તેમને સારૂં જ્ઞાન હતું. એક બંગાળી નિશાળમાં મહેતાજીની નોકરી કરીને ગરીબાઇથી એ પોતાનું ગુજરાન કરતા; પરંતુ દરિદ્ર હોવા છતાં એમનામાં સંતોષવૃત્તિ બહુજ પ્રબળ હતી. એક વખત સરકારમાં તેમનો પગાર વધારવાનો સવાલ આવ્યો ત્યારે એમણે કહી દીધું કે "મને જે પગાર મળે છે તેટલાથીજ મારૂં પોષણ થઇ શકે છે, મારે વધારે પગારની જરૂર નથી. એ રૂપિયા મારા હાથ નીચેના ગરીબ પંડિતોને આપશો, તો એ બિચારાઓની અગવડ કાંઇક અંશે દૂર થશે."

આવા નિર્લોભી પુરુષો બહુ થોડા દીઠામાં આવે છે.

('ભારતવર્ષ'માંથી)

# ૨૩૬–રાણી અહલ્યાબાઇએ બળવો કેવી રીતે શમાવ્યો ?

આજથી આશરે દોઢસો વર્ષ પૂર્વે વિંધ્યાચળમાં વસતા ભીલ લોકોએ પોતાનાં મહારાણી અને ઇંદોરનાં અધિષ્ઠાત્રી અહલ્યાબાઇની વિરુદ્ધ બળવો કરવાનો દૃઢ નિશ્ચય કર્યો અને જીલ્લાનો સુબો જે કાંઇ હુકમ આપે તેની વિરુદ્ધ કાર્ય કરવું શરૂ કર્યું. એના બોલાવ્યાથી કોઇ જાય નહિ, એની વાત કોઈ સાંભળે નહિ, બધા પોતાની મરજી પ્રમાણે વર્તવા લાગ્યા અને તોફાન કરવું શરૂ કરી દીધું. સુબો દિવસે દિવસે વધારે ગુંચવાડામાં પડતો ગયો. એની પાસે સરકારી ખજાનો પણ હમેશાં રહેતો હતો; એટલે એને બીક લાગી કે, રખે આ લોકો ધાડ પાડીને ખજાનો લૂંટી ન જાય. આખરે તેણે મહારાણીને કાને એ ખબર પહોંચાડી. એ ખબર મળતાંજ મહારાણીએ બે પત્રો પોતાને હાથે લખ્યા. એક ભીલોના સરદારના ઉપર હતો અને બીજો સુબાના ઉપર હતો. બન્ને પત્રો યોગ્ય માણસોની સાથે બન્ને જગ્યાએ મોકલી આપવામાં આવ્યા; અને પોતાના પ્રધાનને ઘટનાસ્થળ ઉપર તપાસ કરવા મોકલ્યો.ભીલોના સરદારને જે પત્ર લખ્યો હતો,તેનો સારાંશ આ પ્રમાણે હતો:–

"બળવો અથવા એવા પ્રકારની અશાંતિનું બીજ ત્યાંજ રોપાય અને એવાજ રાજ્યમાં એ ફૂલે છે અને ફળે છે, કે જ્યાં અન્યાય, અત્યાચાર અને જુલમ થતો હોય; પ્રજાને નાના પ્રકારના ઘાતકી ત્રાસ વેઠવા પડતા હોય; ખજાનો કે જે પ્રજા તરફથી સોંપાયેલી અનામત છે, તેનો ઉપયોગ અમલદારો ખરાબ કામમાં કરતા હોય; પરંતુ મારા રાજ્યમાં તો હું ધારૂં છું કે એ બધી વાતો નથી. હું હમેશાં એવો દુર્દિન આવવાજ ન પામે તેને સારૂ પ્રયત્ન કરતી રહું છું. પછી આ બળવાનું બી રોપાવાનું કારણ શું છે ? હું પ્રધાનજીને મોકલું છું અને આશા રાખું છું કે, એ બધી વ્યવસ્થા ઠીક કરી દેશે."

"જ્યાં આગળ પ્રજાની અગવડો દૂર કરવાને રાજા તૈયાર ન હોય, જ્યાં એમના કહેવા ઉપર ધ્યાન દેવાતું ન હોય, જ્યાં એમના હકકોનું રક્ષણ થતું ન હોય અને જ્યાં અન્યાય તથા અત્યાચારથી એમનું લોહી ચૂસી લેવામાં આવતું હોય ત્યાં પ્રજા રાજ્યની વિરુદ્ધ પોકાર કરવાને લાચારીએ તૈયાર થતી હોય છે; પરંતુ મારે ત્યાં તો પ્રજાનું દુ:ખ સાંભળવા સારૂ દરવાજા સદા ઉઘાડા રહે છે અને હું તન, મન, ધનથી તમારૂં પ્રતિપાલન કરવાને હરઘડી તૈયાર રહું છું. મારી વહાલી પ્રજા! તને આવું નીચ કાર્ય કરવાને કોણે તૈયાર

કરી? હું ચાહું છું કે, તમે આવીને પોતાની ફરિયાદો મારી આગળ રજુ કરો. નવો મંત્રી તમારે ત્યાં કામ કરવા સારૂ મોકલવામાં આવે છે. આશા છે કે, એ તમારે માટે યોગ્ય પ્રબંધ કરશે.”

આ પત્રનું પરિણામ ધાર્યું હતું તેજ આવ્યું. થોડા દિવસો પછી ભીલ-સરદાર અહલ્યાબાઈનાં દર્શન કરવા આવ્યો; પણ તે બંડખોરના વેશમાં નહોતો, સાચા રાજભક્તના રૂપમાં હતો.

('ચાંદ માસિક' પરથી)

અમલદારોની શાખ કાયમ રાખવા ખાતર જુલમ નીભાવી લીધાથી ઘણા મોટા બળવા થયેલા ઇતિહાસમાં નોંધાયા છે. એવે પ્રસંગે મહારાણી અહલ્યા-બાઇએ જે કાર્યકુશળતા બતાવી છે, તે તેમની અસાધારણ રાજનીતિ-નિપુણતાનો પૂરાવો છે.

# ૨૪૦–सर लल्लुभाइ शाहनी उगती वयमां सत्यपरायणता

સર લલ્લુભાઇ આશારામ શાહ ગુજરાતનું ગૌરવ હતા. હાઈકોર્ટના ન્યાયા-સન ઉપર બિરાજી અદલ ન્યાય તોળી એમણે ઘણી નામના મેળવી હતી. સં. ૧૯૮૩ ની દેવદિવાળીને દિવસે એમનો સ્વર્ગવાસ થયો. જે ન્યાયવૃત્તિને લીધે એમણે પાછલા જીવનમાં સુખ્યાતિ મેળવી, તેનો પાયો એમના બાલ્યજીવન-માંજ નંખાયો હતો. એમના પિતાશ્રી કાઠિયાવાડમાં સારા અમલદાર હતા. એક વખત આશારામભાઇ મોરબીથી આવતા હતા. પોતે સેકંડ ક્લાસમાં હતા અને છોકરાંઓ થર્ડમાં હતાં. બાપે થોડો વખત વગરટીકીટે છોકરાંઓને સેકન્ડ ક્લાસમાં બેસાડવાથી લલ્લુભાઇનો સત્યપ્રેમ ઘવાયો. થર્ડ ક્લાસની ટીકી-ટવડે સેકન્ડ ક્લાસની મુસાફરી આપણાથી કેમજ થાય! એવો વિચાર કરીને તેમણે પિતાજીને પૂછ્યાવિનાજ રેલ્વે કંપનીપર સેકન્ડ ક્લાસનું ભાડું મોકલાવી આપ્યું હતું.

આ પ્રસંગ લલ્લુભાઈના ચારિત્ર્યની મહત્તા દર્શાવે છે.

('ગુજરાત'માંથી)

## २४१–एक जापानी अमलदारनुं परोपकारार्थे पुत्रबलिदान

જાપાનમાં મિચિજેન નામનો એક બહાદુર માણસ થઈ ગયો છે. એ બધાનું ભલું કરતો હતો, એટલા માટે બધા એને ચાહતા હતા અને એનો ઘણો આદર કરતા હતા. બધે ઠેકાણે એની પ્રશંસા થતી હતી. એ જોઇને કેટલાક લોકો એના ઉપર દાઝે બળવા લાગ્યા અને એને નુકસાન પહોંચાડવાના ઉપાય કરવા લાગ્યા.

એક દિવસ કેટલાક લોકોએ જાપાનના રાજા આગળ મિચિજેનની ચાડી ખાધી અને કહ્યું કે "આપ સાવધ રહેજો. મિચિજેન ઘણોજ બદમાસ છે. એ પ્રજાને પોતાના પક્ષમાં મેળવી લઇને આપનું રાજ્ય છીનવી લેવાનો લાગ શોધી રહ્યો છે. આપ એનાથી બચશો નહિ તો જરૂર કોઇ દિવસ એ આપને છેતરશે." રાજાઓને તો કાનજ હોય છે. વધારે ઉંડી તપાસ કરવાની તસ્દી કોણ લે ? એ વાત સાંભળતાંવારજ રાજા પુષ્કળ ગુસ્સે થયો અને આગળ પાછળનો વિચાર કર્યા વિનાજ બોલી ઉઠયો કે "એ બદમાશને તરતજ દેશનિકાલ કરો. એ અહીંઆં રહેવાજ નહિ પામે, તો પછી રાજ્ય પડાવી લેવા કયાંથી આવશે ?"

બિચારા દેશભક્ત મિચિજેનને દેશનિકાલ મળ્યો. એને એક નાનો છોકરો હતો. જતી વખતે મિચિજેન એને પોતાના એક મિત્ર ગેંજોને સોંપતો ગયો. ગેંજો પાઠશાળામાં શિક્ષકનું કામ કરતો હતો. તે એ બાળકને ઘણા પ્રેમથી ભણાવવા લાગ્યો.

મિચિજેનના દુષ્ટ શત્રુઓને એટલેથી પણ સંતોષ ન વળ્યો. એમણે ફરીથી રાજાને કહ્યું કે "ગેંજો ઘણોજ બદમાસ છે. એ મિચિજેનનો મિત્ર છે. એ એના છોકરાને પોતાના ઘરમાં રાખીને ભણાવે છે." રાજાએ તરત હુકમ આપ્યો કે 'એ છોકરાને તરત મારી નાખો. સાપનાં બચ્ચાં સાપજ નીવડે છે.'

ગેંજોને ખબર મોકલવામાં આવી કે, અમુક વખતે મિચિજેનના છોકરાને પાઠશાળામાં હાજર રાખવો.

હવે ગેંજોને મિચિજેનના બાળકને બચાવવાની ફીકર પડી. એણે એ બાળકને કયાંક સંતાડી દીધો. એજ વખતે એક મોટા ઘરની સ્ત્રી એક બાળકને પાઠશાળામાં લઇને આવી. એ બાળક ઘણોજ સુંદર હતો અને મિચિજે-

નના બાળકને દેખાવમાં મળતો આવતો હતો. ગેંજોએ વિચાર કર્યો કે, આ બાળકને મિચિજેનના બાળકતરીકે ઓળખાવું તો કામ ચાલી જશે. એટલામાં તો રાજાએ મોકલેલો અમલદાર પાઠશાળામાં આવી પહોંચ્યો.

ગેંજોએ પોતાની તલવાર હાથમાં લીધી. એણે વિચારી રાખ્યું હતું કે, આજ મારો ભેદ ઉઘાડો પડી જશે તો કાં તો આ અમલદારને મારી નાખીશ અથવા તો હુંજ મરી જઇશ. પરંતુ એ નવો આવેલો બાળક એજ અમલદારનો છોકરો હતો. એ અમલદાર ઘણોજ દયાળુ હતો. એ જાણતો હતો કે,મિચિજેન અને તેનો પુત્ર બન્ને તદ્દન નિર્દોષ છે. એમને મારી નાખ્યાથી ઘણું પાપ લાગશે. એણે પોતેજ મિચિજેનના બાળકને બચાવવા સારૂ પોતાના બાળકને નિશાળમાં મોકલ્યો હતો. બાળકની સાથે જે સ્ત્રી આવી હતી તે પણ એની માતા–મિચિજેનના પુત્રની હત્યા સારૂ રાજાએ મોકલેલા અમલદારની પત્નીજ–હતી ! એ સ્ત્રી પણ ઘણીજ દયાળુ અને પરગજુ હતી.

અમલદારે ગેંજોને પૂછ્યું કે 'મિચિજેનનો બાળક ક્યાં છે?' ગેંજોએ ચૂપચાપ પેલા બાળક તરફ ઇસારો કર્યો. અમલદારે પોતાના જીવને કઠણ કરીને કહ્યું 'હા, એજ મિચિજેનનો પુત્ર છે, હું એને ઓળખું છું.' તરતજ એ લોકોએ બાળકને એક તરફ લઇ જઈને કતલ કર્યો !

એ અમલદાર ઘેર ગયા પછી એની સ્ત્રીએ પૂછ્યું કે 'મિચિજેનનો છોકરો તો બચી ગયો ને?' અમલદારે જવાબ આપ્યો 'હા,પણ એને સાટે તારા છોકરાની તો હત્યાજ કરવી પડી ને!' હૃદયને વિંધી નાખે એવા એ સમાચાર સાંભળવા છતાં એ સ્ત્રીના મુખ ઉપર જરા પણ ઉદાસી તો નજ છવાઈ, પણ એણે તો ઉલટું પ્રસન્નતાથી એમજ કહ્યું કે "મારો છોકરો પુણ્યને ખાતર–બીજાનો જીવ બચાવવાનેજ મર્યો છે ને! એટલે પછી એમાં શોક શો કરવો?"

ધન્ય છે એ બાળકનાં વીર માતાપિતાને ! પારકાના રક્ષણ સારૂ સંસારમાંની પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુ–જે પુત્ર, તેનું પૂરી શાંતિપૂર્વક બલિદાન આપનાર વીર મનુષ્યો આ જગતમાં ઘણાજ થોડા છે. આપણા દેશમાં પણ વીર ધાત્રી પન્ના એવોજ અસાધારણ ત્યાગ કરીને અમર યશ પ્રાપ્ત કરી ગઇ છે.

( 'મનોરંજક ઐતિહાસિક કહાનિયાં'માંથી )

# ૨૪૨–આદર્શ પત્રકાર શિશિરકુમાર ઘોષ

સ્વતંત્રપણે પ્રજાનો અધિકાર જણાવવા અને સરકારનાં કે સરકારી અમલદારોનાં ગેરવ્યાજબી કામો ઉપર પ્રસંગ આવ્યે સખ્ત ટીકા કરવા માટે 'અમૃતબઝાર પત્રિકા' બહુ સુપ્રસિદ્ધ છે. તેના તંત્રી શિશિરકુમાર ઘોષ બહુજ સ્વતંત્ર સ્વભાવના અને નિર્લોભી માણસ હતા.

સર એસ્લી એડન બંગાળાનો ગવર્નર હતો. એને સત્તાનો ઘણો શોખ હતો. પોતાનીજ ઇચ્છાનુસાર દૃઢતાથી બંગાળા ઉપર શાસન કરવાનો તેને અભિલાષ હતો. એની રાજનીતિ વિરુદ્ધ સખ્ત ટીકા કરીને શિશિરકુમાર તેના અખંડ પ્રતાપની આડે આવતા હતા. આથી 'પત્રિકા' ગવર્નર સાહેબને કંટકરૂપ લાગી અને અધિપતિને જીતી લેવા રાજનીતિનું પ્રથમ શસ્ત્ર 'સામ' વાપરી જોયું. તેમણે શિશિરબાબુને બોલાવી નમ્રતાથી સમજાવ્યું કે "હું, તમે અને ક્રિસ્ટોદાસ( કૃષ્ણદાસ )પાલ, ત્રણે જણા મળી આખા પ્રાંત ઉપર રાજ્ય ચલાવી શકીશું. ક્રિસ્ટોદાસે મારી સલાહ અનુસાર તેમનું પત્ર( હિંદુ પેટ્રિયટ )કાઢવા કબૂલ કર્યું છે અને હિંદુ પેટ્રિયટમાં જેમ હું લેખો લખું છું, તેમ તમારે પણ કરવું. જો તમે સરકારની ટીકા કરનારો કોઇ લેખ લખો, તો તેમ કરતાં પહેલાં તેની હસ્તલિખિત નકલ મને બતાવવી અને તેના બદલામાં સરકાર તમારા પત્રની નકલો ખપાવવામાં ઘણી મદદ કરશે. તમારી અને ક્રિસ્ટોદાસની સલાહ હું ખુશીથી બંગાળાનું શાસન કરવામાં લઇશ."

બાબુ સાહેબ મુંઝાયા. એ વખતે એમની આર્થિક દશા દયાજનક હતી. પત્રિકાના ગ્રાહક બહુ થોડા હતા. કલકત્તામાં હજુ એ ઠરી ઠામ બેઠા નહોતા. આવા સંયોગોમાં બંગાળાના લેફ્ટેનંટ ગવર્નરે આવી ભારે લાલચ બતાવી. બીજો કોઈ હોત તો લાલચમાં ફસાઇ જાત. આપણા અનેક નેતાઓ એવી પ્રલોભન–જાળમાં ફસાઈ ચૂકયા છે; પણ શિશિરકુમાર તો આદર્શ અને ધીર પુરુષ હતા. લક્ષ્મી વરવા આવે તોપણ ન્યાયના માર્ગમાંથી જરાપણ ચળે નહિ એવા એ દૃઢ વીર હતા. પોતાની પ્રત્યે ગવર્નર સાહેબે બતાવેલી એ કૃપામાટે ઉપકાર માનીને તેમણે ધીમે રહીને કહ્યું કે "નામદાર! અમારા દેશમાં એકાદ પણ પ્રમાણિક પત્રકાર રહેવોજ જોઇએ."

સાહેબનો મિજાજ ગયો. તેમણે શિશિરબાબુને પાયમાલ કરી દેવાની

ધમકી આપી અને એ ધમકીનો અમલ કરવા સારૂ વડી સરકારમાં સખ્ત લખાણ કરી દેશી ભાષામાં પ્રગટ થતાં પત્રોની સ્વતંત્રતા કચડી નાખનારો 'પ્રેસ ઍક્ટ' (છાપખાનાનો કાયદો) પસાર કરાવ્યો. શિશિરબાબુ અને તેમના ભાઇ મોતીલાલજીએ 'અમૃતબઝાર પત્રિકા' જે અત્યારસુધી દેશી અને અંગ્રેજી બે ભાષામાં નીકળતું હતું, તેને કેવળ અંગ્રેજીમાંજ પ્રગટ કરવા માંડયું; અને સર એસ્લી એડનની પ્રપંચજાળ તોડી નાખી.

('શ્રીયુત મોતીલાલ ઘોષના જીવનચરિત્ર' ઉપરથી)

## ૨૪૩–एक ગામડીઆની પ્રભુમાં દૃઢ શ્રદ્ધા

યુરોપમાં કોલિન્સ નામનો એક નાસ્તિક થઇ ગયો છે. ઇશ્વર ઉપર તેને વિશ્વાસ નહોતો; કારણકે એની બુદ્ધિમાં એના અસ્તિત્વની દલીલો ઉતરતી નહોતી. એક વાર એ બહાર જઇ રહ્યો હતો, એટલામાં માર્ગમાં એને એક ગામડીઓ મળ્યો. કોલિન્સે એને પૂછયું કે 'ભાઈ! ક્યાં જાય છે?' ગામડીઆએ જવાબ આપ્યો કે 'દેવળમાં.'

'ત્યાં જઇને શું કરીશ?'

'પ્રભુને ભજીશ.'

'ઠીક, એ તો બતાવ કે, તારો પરમેશ્વર નાનો છે કે મોટો?'

'એ બન્ને છે. નાનો પણ છે અને મોટો પણ છે સાહેબ!'

'એમ તે બની શકે? એ નાનો અને મોટો બન્ને કેવી રીતે હોઇ શકે?'

'સાહેબ! એ એવડો મોટો છે કે, મોટામાં મોટું સ્વર્ગ પણ એનો સમાવેશ ન કરી શકે અને એ એટલો બધો નાનો પણ છે કે તે મારા નાના સરખા હૃદયમાં પણ વસી શકે છે.' આ સરળ ઉત્તરની કોલિન્સના હૃદય ઉપર ઉંડી અસર થઇ અને તે એ દિવસથી આસ્તિક બન્યો. એણે કબૂલ કર્યું છે કે, ઇશ્વરની વિરુદ્ધ લખાયલા અનેક ગ્રંથોથી તેનાપર જેટલી અસર થઈ હતી, તે સર્વના કરતાં વધારે અસર આ સરળ હૃદયના ગામડીઆના દૃઢ શ્રદ્ધાથી ભરેલા સાદા જવાબથી થઈ.

આપણાં ઉપનિષદો પણ બ્રહ્મનું વર્ણન કરતાં એજ કહી ગયાં છે કે, એ મોટામાં મોટો અને અણુથી પણ નાનો છે.

# ૨૪૪–पतिप्रेमनी पराकाष्ठा

અંગ્રેજોમાં છુટાછેડા કરવાનો રિવાજ છે, તોપણ મિસિસ વિલેટ નામની એક અંગ્રેજ મહિલાએ પોતાનો પતિ રક્તપિત્તના ચેપી રોગથી પીડાતો હોવા છતાં એની ખાતર પોતાના સુખ અને સ્વાસ્થ્યનો પરિત્યાગ કરીને જે આત્મ-સમર્પણ કર્યું છે, તે હાલના જમાનામાં બોધ લેવા યોગ્ય છે. એ સન્નારીની કથા અમે એના પોતાનાજ શબ્દોમાં નીચે ઉતારીએ છીએઃ–

"પોતાનીજ ઇચ્છાથી કબરમાં દટાવું અથવા મિત્રમંડળી, સ્વજન અને સંસારની બધી વાસનાઓને છોડીને એકાંતવાસ કરવો, એ કોઇ લલના સ્વીકારશે નહિ,તો પછી મારા જેવી એક મહિલા કે જેનો મિત્રસમુદાય ઘણો મોટો હોય અને જેને ધન તથા બીજાં સાંસારિક સુખોની મણા ન હોય, તે એકાંતવાસનું નામ સાંભળીનેજ અપાર દુઃખ પામે તો તે સંભવિત છે. ભૂમંડળના પ્રસિદ્ધ ચિત્રકારોનાં રમણીય ચિત્રો દરરોજ નીરખવાનો મને ઘણો શોખ છે. ગોલ્ફ, ટેનિસ ઇત્યાદિ પાશ્ચાત્ય રમતો રમ્યા વગર મારો એક પણ દિવસ સુખમાં નથી વીતી શકતો. એ બાબતો ઉપર મને જન્મથીજ પ્રેમ હતો, પણ પરણ્યા પછી તો એ પ્રેમ ઘણો વધી ગયો હતો; પરંતુ હાય! ઈશ્વરેચ્છા કાંઇ બીજીજ હતી. હું જ્યારે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને સંસારનાં એ સુખોની તરફ તૃષ્ણાભરી દૃષ્ટિ નાખી રહી હતી, ત્યારે મારા પતિ એ સમયે માંદા હોવાથી તેમના દાક્તરે કહ્યું કે 'મારે ઘણી દિલગીરી સાથે આપને જણાવવું પડે છે કે, આપના પતિની અવસ્થા ઘણીજ શોચનીય થતી જાય છે. એમને રક્તપિત્તનો રોગ લાગુ પડ્યો છે;એટલે એમને અહીંથી ખસેડીને બીજે કોઇ એવા એકાંત સ્થળમાં લઇ જવા પડશે, કે જ્યાં માણસોની આવ–જા બિલકુલ ન હોય. કેમકે લોકોની વચમાં રહેવાથી બીજા લોકોને એ રોગ લાગવાનો સંભવ છે.'

મનુષ્યના ઉપર વજ્રપાત થાય તો એની કેવી દશા થાય, તેનો અનુભવ મને દાક્તરની એ વાત સાંભળીને થયો. મારા પતિદેવ કે જેમની સાથે મારો પવિત્ર સંબંધ થયે થોડોકજ સમય થયો હતો, તેમને પોતાના દોસ્તો અને સગાંવહાલાંઓને છોડીને એકાંતવાસમાં પોતાનું આયુષ્ય પૂરૂં કરવું પડશે! એ વાતનો વિચાર કરતાં મારા હૃદયને દારુણ દુઃખ થવા લાગ્યું, પરંતુ દાક્તરની ઇચ્છાવિરુદ્ધ કાંઇ પણ કરવું અસંભવિત હતું. થોડાકજ સમય-માં મારા પતિદેવને ત્યાંથી ખસેડીને 'બીટર–રૂટ' નામની પહાડી ટેકરી

ઉપર પહોંચાડી દેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. મેં દાક્તરને પૂછ્યું કે 'હું એમની સાથે જઇ શકીશ ?'

એમણે કહ્યું કે 'આપના જવામાં મારે કાંઇ વાંધો નથી, પરંતુ તેથી એક દિવસ આપને પણ એ રોગના પંજામાંથી બચવાનું વસમું થઇ પડશે. માટે ભવિષ્યનાં સુખોને તિલાંજલિ આપીને જો તમે તમારૂં શેષ જીવન પોતાના પતિની સાથે ગાળવા માગતાં હો,તોજ ત્યાં જતાં હું આપને રોકી શકું નહિ.'

મારા મનમાં અનેક વિચારો ઉત્પન્ન થયા. મેં પહેલાં પતિદેવની તરફ જોયું અને પછી સંસારના સુખની તરફ ! એક તરફ મારો પતિપ્રેમ હતો અને બીજી તરફ સંસારનાં સુખ હતાં; પરંતુ લગ્ન વખતે મેં શું એ વાતની પ્રતિજ્ઞા નહોતી લીધી કે, દુઃખ તથા સુખ બન્નેમાં હું સદા એમની સાથે રહીશ ? મારેમાટે બીજો રસ્તો હોઇજ ન શકે. પતિસેવાની આગળ સંસારનાં બધાં સુખ તુચ્છ છે. મેં પતિદેવની સાથે જવાનો નિશ્ચય કર્યો.

જ્યારે મારા પતિદેવે મારા આ નિશ્ચયની વાત જાણી, ત્યારે એ ઘણા દિલગીર થયા. એ નહોતા ચાહતા કે, એમની ખાતર મારૂં જીવન પણ કષ્ટમય થઇ જાય. એમણે મને સાથે લઇ જવાની ના કહી. એમણે મને સમજાવ્યું કે, ત્યાં કોઇ સગા-સંબંધીને મળવું અઘરૂં થઇ પડશે. વળી ત્યાંનો ભયંકર એકાંતવાસ માણસને ગાંડો બનાવી દે એવો હોય છે. એમણે એ પણ કહ્યું કે,ત્યાં સંસારના કોઇ પણ માણસ સાથે સંબંધ નહિ રહે. એમની સાથે રહેવાથી મને પણ એ રોગ લાગુ પડશે, એ બીક એમણે બતાવી. એ પ્રમાણે બીજું ઘણુંયે કહ્યું, પણ હું મારા નિશ્ચયથી ફરનારી નહોતી. જ્યારે બીજાઓએ મારો નિશ્ચય સાંભળ્યો, ત્યારે કેટલાકે મારાં વખાણ કર્યાં; પણ ઘણાઓએ તો કહ્યું કે,મારા જેવી ભણેલી-ગણેલી અને પૈસાવાળી સ્ત્રીએ આ પ્રમાણે સંસારને તિલાંજલિ આપવી એ સારૂં નથી. એ બધી વાતોની મારા હૃદય ઉપર કાંઇ પણ અસર ન થઇ. પરણતી વખતે મેં એવી પ્રતિજ્ઞા કરી હતી કે, જીંદગીસુધી હું એમનો સાથ નહિ છોડું અને સંપત્તિ તથા વિપત્તિમાં એમની સાથેજ રહીશ. જો આવે વખતે હું એમનો સાથ છોડી દઉં તો મારી પ્રતિજ્ઞાનો શો અર્થ થાય અને ઇશ્વરની આગળ મારાં કૃત્યોને માટે હું શો જવાબ દઉં ?

ત્યાર પછી થોડાજ દિવસોમાં અમે લોકો નક્કી કરેલે ઠેકાણે જઇ પહોંચ્યાં. ત્યાં મિત્રોની સોબત નહોતી, તેમજ મનોરંજનનાં કોઇ સાધન નહોતાં.

અહીંઆં બંધુવર્ગનો આનંદદાયક સહવાસ નહોતો, તેમજ આરામની ગોઠવણ નહોતી; પરંતુ એ વાતોથી મારૂં ચિત્ત જરા પણ ડગ્યું નહિ. મારી આ સ્થિતિ ક્યાંસુધી રહેશે, તે હું કહી શકતી નથી. હું જાણું છું કે, જે રોગ મારા પતિદેવને દારુણ દુઃખ દઈ રહ્યો છે, તે એક દિવસ મને પણ પોતાનો શિકાર બનાવશે. મારા પતિનું ધૈર્ય એજ મારો આધાર છે. મારે ખિન્નતા પ્રગટ નથી કરવી, કેમકે ખરેખર હું ખિન્ન નથી. કસોટીના વખતમાં પણ હું કર્તવ્યપાલનથી વિચલિત નથી થઇ, એ જોઇને મારા પતિદેવ આનંદ પામશે. એ વાતથી મને પણ અપાર આનંદ થાય છે! જો હું દુનિયામાં મારી બહેનોને દાખલો બેસાડી શકું તો મારૂં જીવન સાર્થક થશે, એટલુંજ હું જાણું છું."×

પોતાનાં સર્વ પ્રકારનાં સાંસારિક સુખોને લાત મારી લગ્નની વિશુદ્ધ પ્રતિજ્ઞાઓનું પાલન કરવાના ઉચ્ચ કર્તવ્યથી પ્રેરાઇ આવી પતિસેવા કરનાર સ્ત્રી કોઈ પણ દેશમાં હોય તો તે પૂજનીયજ છે.

## २४५–नेपोलियननी प्रमाणिकता

ઉપર જણાવેલા યુદ્ધ પછી થોડે સમયે નેપોલિયનનું સૈન્ય વિજય કરતું કરતું મિલાન શહેરમાં જઇ પહોંચ્યું. મોડેનાનો રાજા ત્યાં આગળ એને શરણે આવ્યો અને તેની પાસેથી દંડતરીકે વીસ લાખ ડૉલર અને તેની ચિત્રશાળાનાં વીસ ઉત્તમોત્તમ ચિત્રો લેવામાં આવ્યાં. આ સંધિનો કરાર જ્યારે લખાતો હતો, ત્યારે એક ફ્રેંચ અમલદાર નેપોલિયનની પાસે આવીને કહેવા લાગ્યો કે " મોડેનાના રાજાનો ભાઇ આઠ લાખ સોનાના ડૉલર લાવ્યો છે તે તમને ભેટ આપવા ઇચ્છે છે. મારી પણ તમને સલાહ છે કે, તમે તેનો સ્વીકાર કરો. એમાં શું ? એના બદલામાં રાજાના દંડમાંથી કાંઇક ઓછું કરજો." નેપોલિયને જવાબ આપ્યો કે " હું રાજાનો આભાર માનું છું, પણ એ નાણું લઇને તેના દબાણ નીચે આવવા ચાહતો નથી." દંડની કુલ રકમ લશ્કરની તિજોરીમાં જમા થઈ અને નેપોલિયને એક દમડી પણ લીધી નહિ.

('નેપોલિયનના ચરિત્ર'માંથી)

× 'ચાંદ' વર્ષ ૪, ખંડ ૨, સંખ્યા ૨ માંના શ્રીયુત શિવમંગલ પાંડેય તથા શ્રીયુત અમૃતલાલ કસનજી નાયકના લેખ ઉપરથી

# २४६–एक अनुभवी अंग्रेजनी हितावह शिखामणो

———o———

કેટલાંક વર્ષ ઉપર હડસનના ઉપસાગરમાં 'હેન્રી કલે' નામનું વહાણુ બળી ગયું, ત્યારે તેમાં ડૂબી મરેલા ઑ. સ્ટીવન એલનની નાની નોંધપોથીમાંથી એક નાનો છાપેલો કાગળનો કટકો મળી આવ્યો હતો. એ કોઇ વર્તમાન-પત્રમાંથી કાપી કાઢેલો હોય એમ જણાતું હતું, પણ એમાં સોનાની શિખામણો ભરેલી હોવાથી અમે અમારા વાચકોના બોધ સારૂ તેનો સાર નીચે આપીએ છીએ.

(૧) વચન આપતા નહિ.
(૨) નિત્ય સાચું બોલો.
(૩) કદી કોઇનું ભુંડું બોલતા નહિ.
(૪) સંગત કરો તો સારી કરજો, નહિ તો બિલકુલ કરશો નહિ.
(૫) કામધંધામાં નિયમિત રહો.
(૬) સટ્ટો કરીને કદી નસીબ અજમાવશો નહિ.
(૭) કોઈ પણ જાતનું કેફી પીણું પીશો નહિ.
(૮) સદાચરણ બીજી સઘળી વસ્તુઓ કરતાં શ્રેષ્ઠ છે.
(૯) તમારી છુપી વાત કોઇને કહેશો નહિ.
(૧૦) બનતાંસુધી ઉછીના પણ પૈસા લેશો નહિ.
(૧૧) સ્ત્રીનું ગુજરાન કરવા શક્તિમાન ન હો ત્યાંસુધી તમે પરણશો નહિ.
(૧૨) સુખી થવા ઇચ્છતા હો તો નિર્દોષ થવા યત્ન કરો.
(૧૩) કોઇ સાથે વાત કરો, ત્યારે તેના સામું જોઇને કરવી.
(૧૪) જો સારા થવા ચાહતા હો તો પૈસાદાર થવાનો લોભ રાખતા નહિ.
(૧૫) સદા આવક કરતાં ખર્ચ ઓછો રાખો.
(૧૬) જુવાનીમાં બચાવો તોજ ઘડપણમાં કામ આવે.
(૧૭) લાલચ સામે ટકી ન શકવાની ધાસ્તીથી દૂર રહો.
(૧૮) કદી કરજ કરશો નહિ.
(૧૯) શાંત મનથી નાના અને દઢ ફાયદા પ્રાપ્ત થાય છે.
(૨૦) સારી સંગત અને સારી વાતચીત એજ સદ્ગુણનાં લક્ષણ છે.
(૨૧) તમને હાનિ કે લાભ થવાનો આધાર તમારાં પોતાનાં કામો ઉપર છે.

(૨૨) જો તમારૂં કોઇ ભુંડું બોલે તો તમે તમારી જીંદગીમાંજ તમારા વર્તનથી એવું સિદ્ધ કરી આપજો કે, કોઈ તેને માને નહિ.

(૨૩) જ્યારે તમે રાત્રે સૂવા જાઓ, ત્યારે દિવસના કામનો વિચાર કરજો.

(૨૪) કદી આળસુ રહેતા નહિ. જો તમારા હાથનો કંઇ ઉપયોગ થઇ શકતો ન હોય તો તમારૂં મન કામમાં રોકો.

આ શિખામણોને મનુષ્ય રોજ ધ્યાનમાં રાખે તો જીવનમાં સફળતા મળ્યા વગર રહેજ નહિ.

('સ્ત્રીબોધ'માંથી)

## ૨૪૭–બ્રાહ્મણપણાનું મુખ્ય લક્ષણ સત્યવક્તાપણું છે.

જબાલા નામની દાસીના ગર્ભમાં જન્મ પામેલો જાબાલ એક દિવસે મહર્ષિ ગૌતમની પાસે ધર્મશાસ્ત્ર ભણવા સારૂ ગયો. ગુરુએ તેને પૂછ્યું કે 'તું કોણ છે ? કયા ગોત્રનો છે ?' જાબાલે કહ્યું કે 'મારૂં નામ જાબાલ છે, પણ મારૂં ગોત્ર કયું છે તેની મને ખબર નથી.'

પછી એ બાળક પોતાની માતા જબાલાની પાસે ગયો અને પૂછવા લાગ્યો કે "હે માતા ! હું બ્રહ્મચારીતરીકે ગુરુની સમીપ રહેવા ઇચ્છું છું; માટે હું કયા ગોત્રનો છું, તે મને કહો."

માતાએ કહ્યું કે "તારા પિતાનું ગોત્ર હું જાણતી નથી. મારૂં નામ જબાલા છે અને તારૂં નામ સત્યકામ પાડેલું છે; માટે કોઇ પૂછે તો કહેજે કે, હું સત્યકામ જાબાલ છું."

સત્યકામે ગુરુની પાસે જઇને એ વાત યથાવત્ કહી. ગુરુની ખાત્રી થઇ કે, બ્રાહ્મણના દીકરા સિવાય આટલી સરળતાથી સાચી વાત બીજો કોઇ કહી દે નહિ. 'તું સત્યને વળગી રહ્યો છે, માટે હું તને બ્રાહ્મણ ગણીને તારો ઉપનયન સંસ્કાર કરીશ' એમ કહી તેમણે સત્યકામને જનોઇ આપીને બ્રહ્મચર્યવ્રતની દીક્ષા આપી તથા બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો. જાબાલ પણ પછી ઘણો વિદ્વાન ઋષિ થયો.

( 'ઉપનિષદ'માંથી )

## ૨૪૮–સાધુસમાગમથી જ્ઞાનદેવને પ્રાપ્ત થયેલી ભક્તિ

જ્ઞાનેશ્વર મહારાજ મહારાષ્ટ્રમાં એક મહાન સાધુ થઇ ગયા છે. એમણે ગીતા ઉપર સરળ ભાષામાં બહુ સારી ટીકા રચી છે. જ્ઞાન તો એમણે પોતાની મહેનતવડે સંપાદન કર્યું હતું; પણ ભક્તિ કેવી રીતે સંપાદન કરી તે સંબંધે એમ કહેવાય છે કે, એક દહાડો જ્ઞાનેશ્વરે 'નામદેવ' નામના પ્રખ્યાત સંતને કહ્યું કે ' મારી ઇચ્છા આપની સાથે રહી તીર્થયાત્રા કરવાની છે. ' તે ઉપરથી નામદેવે કહ્યું કે ' હું ઠાકુરદ્વારમાં જઇ દેવની આજ્ઞા લઈ આવું છું. ' એમ કહી બન્ને ઠાકુરદ્વારમાં ગયા. દેવની આજ્ઞા લેતી વખતે નામદેવની આંખોમાં ભક્તિના પ્રભાવથી અશ્રુ ભરાઇ આવ્યાં, પણ જ્ઞાનેશ્વરની આંખમાં પાણીનું એક ટીપું પણ ન આવ્યું. જ્ઞાનદેવ સમજી ગયા કે, નામદેવજીના હૃદયમાં ઉંડી પ્રભુભક્તિ રહેલી છે. પછી નામદેવજી સાથે તીર્થયાત્રા કરીને જ્ઞાનેશ્વર મહારાજે પણ ઉત્તમ પ્રકારની પ્રભુભક્તિ સંપાદન કરી અને ત્યારેજ તેમને દેહનું સાર્થક થયેલું લાગ્યું અને ત્યારેજ તેઓ ઇશ્વરના સહવાસમાં આવવાને યોગ્ય થયા.

ખરીજ વાત છે કે, ભક્તિવગરનું શુષ્ક જ્ઞાન નકામું છે.

( 'મહાદેવ ગોવિંદ રાનડેનાં વ્યાખ્યાનો'માંથી )

## ૨૪૯–આફતમાં પણ રાજા ઑલ્ફ્રેડની ઉદારતા

પોતાના ભાઇના મૃત્યુ બાદ ઑલ્ફ્રેડ વિલાયતનો રાજા થયો. એ સમયે ડેન લોકોએ આખા ઇંગ્લૅંડમાં તોફાન મચાવી મૂક્યું હતું. એ લોકો ડેન્માર્ક દેશના નિવાસી હતા અને લૂંટફાટ કરવા સારૂ વિલાયતમાં જતા હતા. એ લોકો જ્યાં પહોંચતા ત્યાં લૂંટફાટ કરતા, ગામડાંઓને આગ લગાડી દેતા અને જે કાંઇ હાથ આવે તેનો નાશ કરતા. એમના ત્રાસથી દેશમાં હાહાકાર મચી રહ્યો હતો અને બધા ગભરાઇ ગયા હતા.

રાજગાદી ઉપર બેસતાંજ ઑલ્ફ્રેડને ડેન લોકોનો નાશ કરવા સારૂ તયાર થવું પડ્યું, ફોજ એકઠી કરવામાં આવી અને લડાઇ જામી ગઇ. ડેન લોકો ઘણા બળવાન હતા, તેઓને લડતાં પણ સારી રીતે આવડતું હતું. એ

યુદ્ધમાં અંગ્રેજોનીજ હાર થવા લાગી અને ડેન લોકોનો ઉત્સાહ વધતો ગયો. સમરસેટશાયરની લડાઇમાં ડેન લોકોએ રાજા ઑલ્ફ્રેડને બહુ સખ્ત હાર ખવરાવી. ઑલ્ફ્રેડ હારીને એથેલનીના નાના કિલ્લામાં સંતાઇ ગયો.

એ વખતે ઑલ્ફ્રેડની દશા ઘણી ખરાબ હતી. રજપૂતોની સ્વતંત્રતાને સારૂ જીવસટ્ટે યુદ્ધ કરનાર રાણા પ્રતાપના જેવી એની દશા હતી. એની પાસે બહુ થોડા સિપાઇઓ બચ્યા હતા અને ખાવાપીવાનો સામાન પણ પાસે રહ્યો નહોતો. એથી ઑલ્ફ્રેડનું બળ બહુજ ઘટી ગયું હતું. કોઇ દિવસ એને પેટ ભરીને ભોજન કરવાનું મળતું નહોતું. એવે સમયે એક દિવસ એક ભિખારી આવી પહોંચ્યો. એની હાલત બહુ ખરાબ હતી. એને કેટલાયે દિવસથી પેટ ભરીને ખાવાનું નહોતું મળ્યું. એણે રાજા પાસે ભોજન માગ્યું.

રાજા ઘણા વિચારમાં પડયો. પોતાને તો પેટ ભરીને ભોજન મળ્યું નથી, તેમાં વળી આ ભિખારી આવી પહોંચ્યો. હવે એને શું આપવું ? ઑલ્ફ્રેડ ઘણો દયાળુ હતો. ભિખારીની દશા જોઇને એને બહુ દયા ઉપજી. એણે પોતાની રાણીને કહ્યું કે " તમારી પાસે જે કાંઇ હોય તે આ ભિખારીને આપી દો. બિચારો બહુ ભૂખ્યો જણાય છે."

રાણીએ ઉત્તર આપ્યો કે 'મારી પાસે શું છે તે એને આપું ? આપણા સિપાઇઓ ભોજનને સારૂ સામાનની શોધમાં ગયા છે, પરંતુ એમને પણ કાંઇ મળે એમ નથી લાગતું. હત્યારા ડેન લોકો તો ચેનજ પડવા દેતા નથી. મારી પાસે કેવળ એક રોટલી રહી છે, જે મારૂ પણ પેટ ભરવાને પૂરતી થાય તેમ નથી.'

એ સાંભળીને ઑલ્ફ્રેડ બહુ ખુશ થયો. એણે રાણીને કહ્યું કે "ઘણું છે, તું મારા ભાગની અડધી રોટલી એને આપી દે, પ્રભુને ત્યાં કશી ખોટ નથી."

રાણીએ પોતાના ભાગની પણ પરવા નહિ રાખતાં પ્રસન્નતાપૂર્વક ભિખારીને આખી રોટલી આપી દીધી. એણે પોતાના ભાગની પણ પરવા ન કરી. ભિખારી એમને આશીર્વાદ દેતો ચાલ્યો ગયો. થોડીકજ વારમાં એમના સિપાઇઓ ઇશ્વરકૃપાથી ભોજનની પુષ્કળ સામગ્રી લઇને પાછા આવ્યા અને બધાએ ખુશીથી ધરાઇને ભોજન કર્યું.

દરિદ્ર નારાયણની સેવા કરનારને ભગવાન કદી દુઃખી કરતો નથી.

( 'મનોરંજક ઐતિહાસિક કહાનિયાં'માંથી )

## ૨૫૦—નેપોલિયનની સત્યપ્રિયતા

નેપોલિયનના ફ્રેન્ચ સૈન્યને ઑસ્ટ્રિયાવાસીઓ સાથે લોદી નગર આગળ ભારે યુદ્ધ થયું હતું. 'અસંભવિત એ શબ્દ ફ્રેંચ ભાષાનો નથી' એ મહાવાક્ય એણે એજ યુદ્ધ વખતે વાપર્યું હતું. એ યુદ્ધમાં શત્રુ ઑસ્ટ્રિયનોના અઢી હજાર સિપાઇઓ અને ચારસો ઘોડેસ્વારો જમીનદોસ્ત થઇ ગયા હતા અને વીસ તોપો તથા બે હજાર કેદીઓ ફ્રેંચોના હાથમાં આવ્યાં હતાં. નેપોલિયન તો એ સમયે હજી માત્ર નાનોસરખો કૉર્પોરલ હતો.

ઉત્તરાવસ્થામાં નેપોલિયન દેશનિકાલ થઇને સેન્ટ હેલેના ટાપુમાં રહેતો હતો, ત્યારે એક માણસે તેને લોદીના સંગ્રામનો હેવાલ વાંચી સંભળાવ્યો. તેમાં એવું લખ્યું હતું કે 'નેપોલિયને અત્યંત બહાદુરી બતાવી હતી અને તે સૌથી પહેલો પૂલ ઓળંગી ગયો હતો તથા સરદાર લેની તેની પાછળ હતો.' આ સાંભળીને નેપોલિયને કહ્યું કે 'આ લખાણમાં ભૂલ છે. અહીં ને અહીંજ સુધારવું પડશે. લેની તો મારી આગળ હતો, મારી આગળ હતો! અને હું એની લગોલગ પાછળ હતો.' નેપોલિયન પણ કેટલો સત્યપ્રિય અને નિરભિમાની હતો, તે આ પ્રસંગ ઉપરથી જણાઇ આવે છે.

જે યશ જેને ઘટતો હોય તેનેજ તે યશ આપવો, એમાંજ મોટાની વડાઇ છે. આ પ્રસંગે એ પણ જણાવવું અસ્થાને નહિ ગણાય કે, લોદીનો પૂલ જીતવો એ ઘણું વિકટ કામ હતું. નેપોલિયનની બુદ્ધિ અને કુશળતાને લીધેજ એ પૂલ જીતાયો હતો. નેપોલિયને એ સંબંધમાં કહ્યું હતું કે "મેં પેરિસનો બળવો શમાવ્યો તેમજ મોન્ટીનોટનો સંગ્રામ જીત્યો, પણ તેથી મારા સામર્થ્યનો પૂરેપૂરો ખ્યાલ મને આવ્યો નહોતો; પરંતુ લોદીનો વિકટ પૂલ જીત્યો ત્યારેજ મને એકાએક વિચાર આવ્યો કે, યૂરોપના રાજનૈતિક નાટકમાં હું પણ મહત્ત્વનો પાઠ ભજવવાને સરજાયો છું. એજ દિવસથી મારા હૃદયમાં ઉંચામાં ઉંચા મનોરથો જાગ્રત થયા."

એ યુદ્ધનો મુખ્ય યશ એનોજ હોવા છતાં એ સંબંધી કોઇ પણ વિગત નોંધવામાં ભૂલ ન થાય અને બીજાનો યશ પણ પોતે ખાટી ન જાય, તેની એને ઘણી ચીવટ હતી.

( 'નેપોલિયનના ચરિત્ર'માંથી )

# २५१–ब्राह्मणपणं जन्म के जनोइमां नथी, पण गुण–कर्ममां रहेलुं छे.

મહાભારતના વનપર્વમાં પતિવ્રતા સ્ત્રીનું એક આખ્યાન છે. એક દિવસે એક બ્રાહ્મણ ભિક્ષામાટે એક ગૃહસ્થને ઘેર ગયો. ગૃહસ્થની સ્ત્રી તે વેળાએ ઘરના કામમાં લાગેલી હતી. તે જલદીથી ઘરનું કામ પૂરૂં કરી બ્રાહ્મણને ભિક્ષા આપવા જતી હતી, એટલામાં તેનો પતિ થાકયો–પાકયો ઘરમાં આવી પહોંચ્યો. સ્ત્રીને ભિક્ષા આપવાનો વખત મળ્યો નહિ. તે જલદીથી હાથમાં પંખો લઇને પતિની સેવા કરવામાં નિયુક્ત થઈ. બ્રાહ્મણ થોડી વાર થોભીને છેવટે ક્રોધાયમાન થઇને બોલ્યો કે " બ્રાહ્મણ તને શ્રેષ્ઠ જણાયો નહિ, પતિજ તને શ્રેષ્ઠ લાગ્યો? ગૃહસ્થાશ્રમનો ધર્મ પાળ્યા છતાં પણ તું બ્રાહ્મણની અવગણના કરે છે?"

તે સાંભળી પેલી પતિપરાયણા સ્ત્રીએ ઉત્તર આપ્યો કે ' હે ભગવાન્! આપ ધર્મનું તત્ત્વ જાણતા નથી, એમ લાગે છે. બ્રાહ્મણના વંશમાં જન્મ્યાથીજ કોઇ બ્રાહ્મણ થતો નથી અથવા યજ્ઞોપવીત ધારણ કર્યાથીજ કાંઇ બ્રાહ્મણ થવાતું નથી. પરંતુ ક્રોધ અને મોહરૂપી શત્રુઓને જે જીતી શકે છે, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ જાણે છે. જે માણસ સત્યવાદી હોય, જે ગુરુસેવામાં તત્પર હોય, જે બીજાઓદ્વારા પોતાનું ભુંડું થયું હોય છતાં તેનો અપકાર કરતો નથી, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ જાણે છે. જે જિતેંદ્રિય છે, જે ધર્માનુરાગી છે, જે સ્વાધ્યાયમાં લાગેલો છે અને જે પવિત્ર છે તથા કામ–ક્રોધ જેને વશીભૂત છે, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ જાણે છે. જે ધર્મજ્ઞ છે, જે બીજાના જીવને પોતાના આત્માસમાન ગણે છે અને જે સર્વ પ્રકારે ધર્મનેજ અનુસરે છે, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ જાણે છે."

આ ઉપદેશમાં ઉંડું રહસ્ય રહેલું છે. કેવળ બાહ્યવિધિ કર્યાથીજ મનુષ્ય ધાર્મિક બનતો નથી. ધર્મ એ તો આચરણમાં ઉતારવાની વસ્તુ છે. જે કોઇ માણસ ચરિત્રની શ્રેષ્ઠતા સાધી શકે તેજ બ્રાહ્મણ છે અને તેજ પૂજ્ય છે.

(મહાભારતના 'વનપર્વ'માંથી)

## ૨૫૨–सर आशुतोष मुखोपाध्यायनी मातृभक्ति

સ્વર્ગસ્થ આશુતોષ મુખોપાધ્યાય કલકત્તા હાઈકોર્ટના ન્યાયાધીશ તથા વિશ્વવિદ્યાલયના વાઈસ ચેન્સેલર હતા. માતપિતાપ્રત્યે તેમને અત્યંત શ્રદ્ધા હતી. ઘણા મિત્રો તેમને વિલાયત જવાની સલાહ આપતા. એમને પણ વિલાયત જવાનું મન નહોતું થતું એમ નહિ. વિલાયત જવામાં પાપ માને એવા એ સાંકડા વિચારના પણ નહોતા; પરંતુ એમની માતાને એમ કર્યાથી ખોટું લાગશે, એ વિચારથી એમણે વિલાયત જવાનો વિચાર માંડીજ વાળ્યો હતો. એમનો એ પણ વિશ્વાસ હતો કે, આ દેશમાં રહીને પણ મનુષ્ય સારામાં સારૂં શિક્ષણ મેળવી શકે છે.

લૉર્ડ કર્ઝન જ્યારે ભારતવર્ષના વાઈસરૉય હતા, ત્યારે એમણે એક દિવસ આશુતોષને બોલાવીને વિલાયત જવા સારૂ આગ્રહ કર્યો. આશુતોષે એના ઉત્તરમાં જણાવ્યું કે "મારી માતા વિલાયતગમનને પસંદ કરતી નથી, તેથી હું જઈ શકીશ નહિ."

ભારતનો ગવર્નર જનરલ વિલાયત જવાનો આગ્રહ કરી રહ્યો છે અને આશુતોષ 'કેવળ માતાની મરજી નથી' એવું કારણ બતાવીને ના કહી રહ્યા છે, એવું જાણીને લૉર્ડ કર્ઝન જેવા સત્તાપ્રિય અધિકારીને ઘણી નવાઇ લાગી. મોટા મોટા રાજા–મહારાજાઓ પણ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતા નહિ. આજે એક બંગાળી બ્રાહ્મણ તેની આજ્ઞાની અવજ્ઞા કરી રહ્યો છે! આશુતોષને તેમણે કહ્યું કે "જાઓ, તમારી માતાને કહેજો કે, ભારતના ગવર્નર જનરલે તમને વિલાયત જવાનો હુકમ આપ્યો છે."

એના ઉત્તરમાં માતૃભક્ત આશુતોષે નિર્ભય ચિત્તે જવાબ આપ્યો કે "એમ છે તો હું ભારતના ગવર્નર જનરલને કહીશ કે, આશુતોષ મુકરજી પોતાની માતાની આજ્ઞા તોડીને બીજા કોઇની આજ્ઞા સ્વીકારી શકશે નહિ–પછી ભલે તે 'બડા લાટ' હોય કે એના કરતાં પણ મોટો અમલદાર હોય!"

આ દૃષ્ટાંત ઉપરથી જણાય છે કે, આશુતોષ બાબુ માતપિતાને દેવસમાન ગણતા હતા.

('બાંગલાર બાધ આશુતોષના ચરિત્ર' ઉપરથી)

## ૨૫૩–ગુણવાનની કદર ગુણવાનજ કરી જાણે છે.

ઇ. સ. ૧૮૮૭માં આશુતોષ મુકરજી ડૉ. રાસબિહારી ઘોષના હાથ નીચે હાઈકૉર્ટમાં વકીલાત કરતા હતા. એ સમયે એક અંગ્રેજ અમલદારનું મૃત્યુ થયું. એની પાસે પુસ્તકો ઘણાં હતાં. એને હરાજ કરી નાખવાની જાહેરખબર છપાઇ. એના પુસ્તકસંગ્રહમાં ફ્રેન્ચ ભાષામાં લખેલા ગણિતવિદ્યાના બેએક ઘણા સારા ગ્રંથ હતા. આશુતોષને ગણિતનો ઘણો શોખ હતો અને ફ્રેન્ચ ભાષા પણ આવડતી હતી.એમની ઇચ્છા થઇ કે, એ બે પુસ્તકો હું ખરીદી લઇશ.

હરાજીને વખતે એ નક્કી કરેલે સ્થાને જઇ પહોંચ્યા.તેમણે જોયું કે, એક સાહેબ ચોપડીઓનું લીલામ કરી રહ્યો છે; એટલામાં બે ઘોડાની બગીમાં બેસી એક અંગ્રેજ આવીને એ હરાજ કરનારાના કાનમાં કાંઈક કહી ગયો.

થોડી વારમાં એ બે પુસ્તકોમાંથી એકની હરાજી શરૂ થઇ. આશુતોષ જેટલી બોલી લગાવે તેના કરતાં એક રૂપિયો વધારે હરાજ કરનારો પોતે બોલે. એ પ્રમાણે આશુતોષે ૧૦૦) રૂપિયા સુધી કિંમત વધારી. હરાજી કરનારે ૧૦૧) રૂપિયા બોલીને એ જુનું પુસ્તક પોતાની પાસેજ રાખી લીધું.

ત્યારપછી બીજા પુસ્તકનું લીલામ શરૂ થયું; એમાં પણ આશુતોષ જેટલી કિંમત બોલે, તેના કરતાં એક રૂપિયો વધારે પેલો હરાજી બોલનારો પોતે બોલે. એમ હરીફાઇ ચાલી. આશુતોષ પણ આંખ મીંચીને ચડસાચડસીમાં બોલી વધારતાજ ગયા. આખરે ૧૫૦) રૂપિયા આપવા તે તૈયાર થયા. હરાજીવાળા અંગ્રેજે ૧૫૧) રૂપિયામાં એ જીર્ણ ગ્રંથને પોતાની પાસે રાખ્યો.

આશુતોષ એ બે જૂનાં પુસ્તકોને ખરીદી શકયા નહિ, પણ હરાજી કરનારે શા સારૂ એક એક રૂપિયો વધારે લગાડીને એ પુસ્તકો પોતાની પાસેજ રાખ્યાં તે જાણવાની એમને જિજ્ઞાસા ઉત્પન્ન થઇ.

તપાસ કરતાં પેલા હરાજી બોલનારા સાહેબે જણાવ્યું કે ‘ થોડી વાર પહેલાં બે ઘોડાની બગીમાં બેસીને જે અંગ્રેજ આવ્યા હતા તે હાઇકાર્ટના જડજ ઓકેનેલી સાહેબ હતા; અને એ બે ગ્રંથ પોતાને સારૂ ખરીદી લેવાનો હુકમ આપી ગયેલા તેથી એમને સારૂ આ બે ગ્રંથ રાખી લેવામાં આવ્યા છે.’

આશુતોષ નિરાશવદને ઘેર પાછા ફર્યા. બીજે દિવસે હાઇકૉર્ટના જડજ સાહેબ પાસે બે પુસ્તકો સાથે રૂ. ૨૫૨)નું બીલ ગયું, ત્યારે એમના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિ. તેમણે હરાજી કરનારને એનું કારણ પૂછ્યું. એણે

ખુલાસો કર્યો કે, આશુતોષ મુકરજી નામનો એક બંગાળી યુવક એની કિંમત ૨૫૦) રૂપિયાસુધી લગાડી ગયો હતો, એટલે બે રૂપિયા વધારવામાં આવ્યા છે.

બીજે દિવસે અદાલતમાં જસ્ટિસ ઓકેનેલીએ ડૉક્ટર રાસબિહારી ઘોષને પૂછ્યું કે 'આશુતોષ મુકરજી નામના કોઇ યુવકને તમે ઓળખો છો ?'

ડૉ. રાસબિહારીએ કહ્યું કે 'હાજી, એ મારા હાથ નીચેજ કામ શીખે છે.'

જડજ સાહેબે આજ્ઞા કરી કે 'આશુતોષને મારી પાસે મોકલાવી આપજો.'

ડૉ. રાસબિહારી ઘોષનો પરિચયપત્ર લઇને આશુતોષ જસ્ટિસ ઓકેનેલીની પાસે ગયા. જડજ સાહેબે પરિચયપત્ર ફાડી નાખીને કહ્યું કે 'તમારે માટે કોઈની ભલામણની જરૂર નથી. આ બે પુસ્તકોજ તમારો પૂરતો પરિચય આપે છે.' એટલું કહીને એમણે હરાજીમાંથી ખરીદ કરેલાં બે પુસ્તકો તેમની સન્મુખ મૂકી દીધાં.

ત્યાર પછી જડજ સાહેબે એ તરુણ વકીલસાથે જાણે જૂના દોસ્ત હોય એ પ્રમાણે દિલ ખોલીને ખૂબ વાતચીત કરી. આશુતોષ પણ તેમના એ સદ્‌વ્યવહારથી મુગ્ધ થઇ ગયા. આશુતોષનું ઉચ્ચ શિક્ષણ તથા ગણિતવિદ્યા ઉપરનો અગાધ પ્રેમ જોઇને જડજ સાહેબ ખુશ ખુશ થઇ ગયા અને તેમને એ બે પુસ્તકો ભેટ આપી દીધાં.

ગુણી જનોજ ગુણવાનની કદર કરે છે. ('બાંગલાર બાધ'માંથી)

---

## ૨૫૪–रामकृष्ण परमहंसदेवनुं निरभिमान

એક દિવસ એક દુબળો પાતળો ગરીબ માણસ ધૂળવાળી સપાટ પહેરીને ચટપટ કરતો આવીને 'કેમ રે, રામકૃષ્ણ' કહેતો શ્રીરામકૃષ્ણ પરમહંસદેવની ગાદી ઉપર બેસી ગયો. ત્યારપછી તેમના શરીરને થાબડીને કહ્યું કે 'મારે માટે એક ચલમ તો ભરી લાવ.' પરમહંસદેવ તરતજ ઉઠીને ચલમ ભરી લાવવા ગયા. પાસે ઉભેલા ભક્તજનોએ દોડીને એમના હાથમાંથી ચલમ લઇ લઇને હુક્કો તૈયાર કર્યો. એ માણસ પરમહંસદેવના ગામનો હતો. થોડી વાર તંબાકુ પીને 'હવે ભાઈ રામ, હું જઇશ' કહીને તે ચાલ્યો ગયો. એના ચાલ્યા ગયા પછી ભક્તોએ પરમહંસદેવને કહ્યું કે "અમે આટલા બધા હતા છતાં આપશ્રી જાતે તંબાકુ ભરવા શા સારૂ ગયા ? અમને આજ્ઞા આપવી હતી." પરમહંસદેવે કહ્યું કે 'તમને ન કહ્યું તેમાં બગડ્યું શું?' કેવો વિનય !

('સદાલાપ'માંથી)

## २५५—सर आशुतोष मुखोपाध्यायनो विद्यार्थीओप्रत्ये प्रेम

સર આશુતોષનો વિદ્યાર્થીઓપ્રત્યે ઘણોજ પ્રેમ હતો. પરીક્ષાઓ બહુ સખ્ત કરીને વિદ્યાર્થીઓનું લોહી ચૂસી લેવામાંજ યુનિવર્સિટીની નિપુણતા સચવાય છે, એવું એ માનતા નહોતા; એટલા માટે પરીક્ષકોના કાર્ય ઉપર પોતે ખાસ દેખરેખ રાખતા.

એક વાર એમણે જોયું કે, અમુક વિદ્યાર્થી લાગલાગટ કેટલાંક વર્ષથી મોઢાની પરીક્ષામાં નાપાસ થાય છે. બીજા બધા લેખિત વિષયોમાં એના ઘણા સારા નંબર આવે છે. એ ચતુર પરીક્ષક સમજી ગયા કે, મોઢાની પરીક્ષા લેતી વખત એ વદ્યાર્થી બિચારો ગભરાઈ જાય છે, તેથી તે બરાબર જવાબ દઇ શકતો નથી. બીજે વર્ષે એમણે પોતે એની મોઢાની પરીક્ષા લીધી.

વિદ્યાર્થી એમની પાસે આવ્યો, એટલે એમણે એને પરીક્ષાને લગતો એક પણ પ્રશ્ન પૂછયો નહિ, પણ સાધારણ વિષયોની વાતચીત કરવા માંડી; એથી વિદ્યાર્થીનો ભય જતો રહ્યો અને તેનામાં હિંમત આવી. એટલે ધીમે ધીમે આશુતોષે તેને પરીક્ષાને સવાલ પૂછવા માંડયા. વિદ્યાર્થીને પોતાના વિષયનું સારૂં જ્ઞાન । હતુંજ. આગલાં વર્ષોમાં ગભરાટને લીધે તે ઠીક જવાબ દઇ શકતો નહોતો, તેથી એ નાપાસ થતો હતો. આ વર્ષે એની બીક જતી રહી અને એ સારે નંબરે પાસ થયો.

('બાંગલાર બાઘ સર આશુતોષ ચરિત્ર'માંથી)

## २५६—एक अंग्रेज कामदारनी भूलभरेली समजण

એક અંગ્રેજ આગબોટમાં કોઈ એક નવો કપ્તાન નીમાયો હતો. તેને ઝાઝો અનુભવ નહોતો. કપ્તાનના કરત વધારે હોશિયાર બે–ચાર જણા તેના તાબામાં હતા. એક દિવસ કપ્તાન આગબોટ ચલાવી રહ્યો હતો, એવામાં તેમાંનો એક બોલ્યો કે " આગબોટ જે વેગથી ચાલી જાય છે, તે વેગ જોતાં એક કલાકની અંદર તે ખડકની સાથે અથડાઇને નાશ પામશે." એ સાંભળીને બીજાએ કહ્યું કે 'તો પછી એ વાત કપ્તાનને કહેતો કેમ નથી ?' તેણે ઉત્તર આપ્યો કે 'હું શામાટે કહું ? એ કપ્તાન પોતાનું કામ કરી રહ્યો છે. તેની આજ્ઞા પાળવી એટલીજ આપણી ફરજ છે. તે આપણી સલાહ ન પૂછે ત્યાંસુધી આપણે આગળ પડીને ડહાપણ કરવું એ વ્યાજબી નથી.' આવા ભૂલભરેલા વિચારને લીધે ઉપરીને ચેતવવાની ફરજ બજાવવી જોઇએ તે પણ કોઇએ બજાવી નહિ. આગબોટ ખડક સાથે અથડાઇને નાશ પામી. કેવી ભૂલભરેલી સમજણ !

('સદાલાપ'માંથી)

## २५७–नेपोलियननी विलक्षण शक्ति अने कार्यपद्धति

એક સાથે અસાધારણ માનસિક અને શારીરિક પરિશ્રમ કરીને નેપોલિયન અસાધ્ય દેખાતાં કાર્ય પણ સાધી શકતો. પોતાની કાર્યપદ્ધતિની વિલક્ષણતા તેણે નીચે પ્રમાણે પ્રગટ કરી હતીઃ–"મારા મગજમાં જૂદા જૂદા વિષયોને માટે નોખાં નોખાં ખાનાં હોય, તેમ દરેક વિષયને તેના ખાનામાં ગોઠવી દઉં છું. મારે અમુક બાબતનો વિચાર ન આવવા દેવો હોય, તો હું તે બાબતનું ખાનું બંધ કરી દઉં છું; આથી કરીને મારા મગજમાં વિચારોનો ગુંચવાડો થવા પામતો નથી. મારી નામરજી છતાં મારા મગજમાં વિચાર આવ્યા કરે અને તેથી કરીને મને ઉંઘ ન આવી હોય, એવું કદી બન્યું નથી. મારે ઉંઘવું હોય છે, ત્યારે હું મારા મગજનાં તમામ ખાનાં બંધ કરી દઉં છું; એટલે મને તરતજ ઉંઘ આવી જાય છે. મારે જ્યારે આરામની જરૂર હોય, ત્યારે ગમે તે વખતે હું ઉંઘી લઉં છું અને લગભગ ઉંઘવાનો સંકલ્પ કરતાંની સાથેજ મને ઉંઘ આવે છે." કોઇ વાર છેવટનું પરિણામ લાવી મૂકે એવાં યુદ્ધોની તૈયારી પાછળ દિવસોના દિવસ અને રાતોની રાતોસુધી એક ઝોકું પણ લીધા વગર કામ કર્યા પછી જ્યારે તોપોના ધડાકા અને યોદ્ધાઓની વીરહાકનો ભયાનક કોલાહલ ચાલવા લાગ્યો હોય એવે વખતે પણ તે નિરાંતે ઉંઘ કાઢતો હોય એવાં અનેક દૃષ્ટાંત જોવામાં આવ્યાં છે.

નેપોલિયનનો આ અદ્‌ભુત આત્મસંયમ યોગીઓને શોભે એવો હતો.

( 'નેપોલિયનના ચરિત્ર'માંથી )

## २५८–जगबंधु दासनी दुःखीप्रत्ये सहानुभूति

દેશબંધુ ચિત્તરંજન દાસના દાદા શ્રીયુત જગબંધુ દાસ એક પરોપકારી પુરુષ હતા. થાકયા–પાકયા મુસાફરોને સારૂ તેમણે પોતાના ગામમાં એક ધર્મશાળા બંધાવી હતી. એ ઉપરાંત તેમનામાં કોઇ પણ પ્રકારનાં દુઃખીઆં માણસોપ્રત્યે દયાની લાગણી હતી. એક દિવસ એ પાલખીમાં બેસીને ગામ જઇ રહ્યા હતા. (એ વખતે બંગાળામાં મોટા માણસો પાલખીમાં બેસીને બહાર જતા.) રસ્તામાં તડકાને લીધે કંટાળી ગયેલો તથા વધારે ચાલવાથી થાકી ગયેલો એક બ્રાહ્મણ એમના દીઠામાં આવ્યો. જગબંધુ પોતે પાલખીમાંથી ઉતરી ગયા અને પેલા બ્રાહ્મણને પાલખીમાં બેસાડી એને ગામ પહોંચાડયો.

## ૨૫૯–अहिंसा अने सेवा घातकी पशुने पण वश करे छे.

પ્રયાગમાં ત્રિવેણીને પેલે પાર જંગલમાં સિંહને પાળનાર એક યોગીરાજ રહેતા હતા. દિવસભર એમનો મેળાપ ન થતાં રાત્રેજ ભક્તોને મળતા. મહાત્મા મુન્શીરામજી એમનાં દર્શને ગયા. રાત્રિના દશ વાગે આશ્રમે પહોંચ્યા ત્યાં તો એ વૃદ્ધ કૌપીનધારી મહાત્મા સમાધિમાં બેઠા હતા. રાત્રિના ત્રણ વાગ્યા, પણ એ મહાત્માની સમાધિ ન છૂટી; તેમજ મળવા આવેલા લોકોની આંખ પણ ન મીંચાઈ. બરોબર રાત્રિના ત્રણ વાગે સિંહની ઘોર ગર્જના સંભળાઇ. જોતજોતામાં તો એ વિકરાળ વનરાજ કોઇ જટાધારીની માફક પોતાની કેશવાળી હલાવતો ને મશાલો જેવી આંખો ટમકાવતો સડેડાટ યોગીરાજની સામે આવતો દેખાયો. આવીને એ અવધૂતનાં ચરણો ચાટવા મંડયો. યોગીએ આંખો ઉઘાડીને કેસરીના મસ્તક ઉપર પ્યારભર્યો હાથ ફેરવ્યો અને કહ્યું કે "તું આવ્યો બચ્ચા ! સારૂ, હવે ચાલ્યો જા!" ગુરુદેવનાં ચરણોમાં મસ્તક નમાવીને એ વનરાજે જંગલની વાટ લીધી. મહાત્મા મુન્શીરામજી તો એ દશ્ય જોઇને સ્તબ્ધજ થઈ ગયા અને મહાત્માના ચરણોમાં પડી ગયા. એમના મુખમાંથી સ્વાભાવિક રીતેજ ઉદ્ગાર નીકળી ગયા કે 'અહો યોગીવર! આટલો ચમત્કાર!' મહાત્માએ ઉત્તર આપ્યો કે "ચમત્કાર કશોજ નથી બેટા! પરંતુ એવું બન્યું હતું કે, એક વાર એ સિંહને કોઈ શિકારીની ગોળી લાગી હતી. એના પગ ઉપર જખમ થવાથી એ બિચારો ચાલી શકતો નહોતો અને પડયો પડયો આર્તનાદ કરતો હતો. એ તરસ્યો હતો, એટલે મેં જઇને એને પાણી પાયું ને જંગલની એક વનસ્પતિ વાટીને ઘા ઉપર પાટો બાંધ્યો. પાટો બાંધતો ગયો, તેમ એને આરામ થતો ગયો. દવા ચોપડતી વખતે રોજ એ મારા પગ ચાટતો અને આરામ થયા પછી પણ એની એ ટેવ નથી છુટી. તેથીજ એ રોજ મારી સમાધિને વખતે મારા પગ ચાટવા નિયમિત આવ્યા કરે છે. નક્કી સમજજે બેટા! કે અહિંસા અને સેવા નિષ્ફળ નથી જતાં."

# २६०–मनुष्यनुं सौन्दर्य शेमां छे ?

એક દિવસ એક યુવક ખૂબ ટાપટીપ કરીને, વાળ સુંદર રીતે હોળીને ઠાઠમાઠ સાથે ગ્રીક તત્ત્વવેત્તા એપિક્ટેટસની પાસે પહોંચ્યો. એપિક્ટેટસે તેની સાથે નીચે પ્રમાણે વાતચીત કરી.

'કોઇ કુતરાને, કોઇ ઘોડાને અથવા કોઇ જંતુને પણ તું સુંદર માને છે?'

એણે કહ્યું કે 'હા, માનું છું.'

'એવીજ રીતે કોઇ મનુષ્ય પણ સુંદર અથવા કદ્રૂપો નથી હોતો?'

'હોય છે તો ખરો.'

"આ બધાં જે જે સુંદર પ્રાણીઓ છે તે બધાંને આપણે શું એકજ કારણસર સુંદર કહીએ છીએ? ખરી વાત તો એ છે કે, કુદરતે કોઇક ખાસ ઉદ્દેશ સાધવા સારૂજ કુતરો, ઘોડો, કોયલ આદિ જાનવરો તથા પક્ષીઓની ઉત્પત્તિ કરી છે. આવું હોવાથી એવો સિદ્ધાંત કરવો ગેરવ્યાજબી નહિ ગણાય કે, દરેક જાતના જીવજંતુની અંદર પોતાની પ્રકૃતિઅનુસાર જે સૌથી સારો જીવ હોય તેનેજ સુંદર કહેવામાં આવે છે અને પ્રત્યેક જાતિની પ્રકૃતિ ભિન્નભિન્ન પ્રકારની હોવાથી એમનું સૌંદર્ય પણ ભિન્નભિન્ન પ્રકારનું છે. કેમ એમજ છે ને?"

પેલા માણસે એ દલીલમાં રહેલું સત્ય સ્વીકાર્યું.

"એટલા માટે જે ખાસ ખુબીને લીધે એક કુતરો સુંદર કહેવાય છે, તેજ ગુણ એક ઘોડામાં હોય તો તે બદલ તે ઘોડો કદ્રૂપો દેખાય છે અને જે વિશેષતાને લીધે એક ઘોડો સુંદર દેખાય છે,તેજ વિશેષતા એક કુતરામાં હોય તો તેને લીધે તે કુતરો કદ્રૂપોજ ગણાય છે. આવી રીતે પ્રત્યેક જાતિની પ્રકૃતિમાં ભેદ હોવાથી એક બીજી જાતિના સૌંદર્યના પ્રકારમાં પણ ભેદ નથી પડતો?"

"હા, એવુંજ દેખાય છે."

"જે અસાધારણ ગુણને લીધે એક માણસ પહેલવાન બને છે, તેજ ગુણને લીધે કોઈ માણસ સારો નાચનારો પણ ન થઇ શકે?"

પેલો માણસ બોલી ઉઠયો કે "ખરી વાત છે, થઇ શકે."

"ત્યારે બતાવો કે, મનુષ્યની સુંદરતાનો આધાર શેના ઉપર છે? જે ધોરણે કુતરો સુંદર કહેવાય છે તથા ઘોડો ખુબસુરત કહેવાય છે, એજ ધોરણે મનુષ્યને પણ સુંદર ન કહી શકાય?"

પેલાએ કહ્યું કે 'હા, કહી શકાય. વાત તો એમજ છે.'

'તો પછી કુતરાનું સૌંદર્ય કયી વાત ઉપર આધાર રાખે છે?'

'કુતરાનો સ્વધર્મ કુતરામાં સારી પેઠે રહેવા ઉપર.'

'અને ઘોડાનું સૌંદર્ય?'

'ઘોડાનો સ્વધર્મ એનામાં સારી પેઠે હોવા ઉપર.'

"જો એમજ છે તો પછી મનુષ્યનું સૌંદર્ય પણ મનુષ્યના સ્વધર્મ ઉપર આધાર નથી રાખતું? એટલા માટે હે શાણા યુવક! તું પણ જો મનુષ્યોમાં સુંદર થવા માગતો હોય, તો મનુષ્યનો જે સ્વધર્મ છે, તે ધર્મનીજ ઉન્નતિ કરવા પ્રયત્ન કર; પરંતુ એ મનુષ્યધર્મ કયો છે? તું કોઇની પ્રશંસા કરે છે તે શામાટે કરે છે, તેનો વિચાર કર્યો છે? એની સજ્જનતાને લીધેજ તું એનાં વખાણ કરે છે ને?"

'હા; સજ્જનતાનીજ ખાતર.'

'મિત્રાચારી અને અમિત્રાચારી એ બેમાંથી તું કોનાં વખાણ કરે છે?'

'મિત્રાચારીનાં.'

'ઇંદ્રિયાસક્ત અને જિતેંદ્રિય બેમાંથી તું કોને વખાણે છે?'

'જિતેંદ્રિયને.'

"ત્યારે જેની તું પ્રશંસા કરે છે, તેના જેવો તું પોતાને બનાવી શકે તો તું પણ જરૂર તેવો સુંદર બની શકીશ. જો એ સદ્‌ગુણોની ઉપેક્ષા કરીને તું સુંદર બનવા સારૂ બહારની ગમે તેટલી ટાપટીપ કરીશ, તોપણ તું કદ્રૂપો અને કઢંગોજ દેખાઇશ.તું માંસ નથી, કેશ નથી;પરંતુ તું તો આત્મા–પુરુષ છે. તું તારા અંતઃકરણને નિર્મળ સુંદર બનાવી શકીશ,તોજ તું ખરેખરો સુંદર બનીશકીશ."

એપિકટેટસના કહેવાનો ઉદ્દેશ એવો પણ નહોતો કે, માણસે ગંદા અને મલિન રહેવું. એનો ઉદ્દેશ એ હતો કે, સ્થૂળ શરીરની સાથે સૂક્ષ્મ શરીરને પણ સ્વચ્છ અને નિર્મળ બનાવો. અર્થાત બાહ્યશરીરને કુદરતે જે સૌંદર્ય આપ્યું છે તેને જાળવો; પણ તે ઉપરાંત તો સદાચારવડેજ તેને શોભાવો અને દીપાવો, બહારની ટાપટીપથી નહિ.

આ ઉપદેશ પુરુષ તેમજ સ્ત્રી બન્નેને એકસરખો લાગુ પડે છે.



# २६१–महर्षि दयानंदनी सत्यमां अडग श्रद्धा

સ્વામી દયાનંદજી પ્રયાગમાં વ્યાખ્યાન આપતા હતા, તે વખતે અનેક અંગ્રેજ અમલદારો તથા પાદરીઓ પણ તેમનાં વ્યાખ્યાન સાંભળવા સારૂ આવતા હતા. પુરાણોમાંની અસંભવિત વાતોનું એ ખંડન કરતા, ત્યારે વિધર્મી અમલદારો ખુશ થઈને ખડખડાટ હસતા. સ્વામીજીને એ ઠીક ન લાગ્યું. એમણે તરતજ વિષય બદલ્યો અને કહ્યું કે "પુરાણીઓની તો આવી લીલા છે, પણ હવે કિરાણીઓ(ખ્રિસ્તીઓ)ની લીલા સાંભળો. કેવા ભ્રષ્ટ એ લોકો, કે કુંવારી મેરીને પુત્રોત્પત્તિ થયાનું બતાવીને એનો દોષ શુદ્ધસ્વરૂપ પરમાત્મા ઉપર ઢોળે છે!" સાંભળતાં વારજ કમીશ્નર સાહેબ તથા કલેકટરની મુખાકૃતિઓ લાલચોળ થઈ ગઈ; પરંતુ ઋષિનું વ્યાખ્યાન તો ચાલુજ રહ્યું અને આખરસુધી ખ્રિસ્તી ધર્મનું ખંડનજ કર્યા કર્યું. કોઇની મગદૂર નહોતી કે ત્યાંથી ઉઠી શકે.

કમીશ્નર સાહેબે વળતે દિવસે એક પ્રતિષ્ઠિત માણસ પાસે કહેવરાવ્યું કે "સ્વામીજીને કહેજો કે, આટલી કડવાશ ન વાપરે. અમે ખ્રિસ્તીઓ તો સભ્ય છીએ, વાદવિવાદથી ઉશ્કેરાતા નથી; પરંતુ કોઇ ઝનુની હિંદુ કે મુસલમાન કોપશે તો એમનાં ભાષણો અટકાવી દેશે."

સ્વામીજી એ સાંભળીને હસ્યા. બીજે દિવસે પાદરી સ્કૉટ સિવાયના બધા અંગ્રેજ અમલદારો જ્યાં હાજર હતા, ત્યાં વ્યાખ્યાન આપતાં સત્યની મીમાંસા કરવા માંડી અને કહ્યું કે "લોકો મને કહે છે કે, સત્યને પ્રગટ ન કરો. કલેકટર ગુસ્સે થશે, કમીશ્નર નારાજ થશે, ગવર્નર સતાવશે! અરે ભાઇ! ચક્રવર્તી રાજા ભલેને અપ્રસન્ન થતો! હું તો સત્યજ કહેવાનો. આ શરીર તો અનિત્ય છે. જેની મરજી થાય તે એને ભલે ઉડાવી દે." પછી ચારેબાજુ તીક્ષ્ણ દૃષ્ટિ કરીને તે સિંહનાદે ગરજ્યા કે "પરંતુ એવો શૂરવીર તો મને બતાવો કે જે મારા આત્માનો નાશ કરી શકવાનો દાવો ધરે? જ્યાંસુધી એવો વીર દુનિયામાં નથી, ત્યાંસુધી હું સત્યને દાબી રાખવાનો વિચારસરખો પણ કરીશ નહિ."

આખી સભા સ્તબ્ધ થઇ ગઇ! વાત તદ્દન સાચીજ હતી. દેહનું હનન તો મનુષ્ય પોતે પોતાની અજ્ઞાનતા અને નિર્બળતાને લીધે કરે છે અને જીવાત્માને તો કોઇપણ હણવાને સમર્થજ નથી, અને તેથી કરીને સત્યવીરો તો કોઇ પણ જાતની ધમકીથી ડરી જઇને પરમાત્માનો આદેશ સંભળાવવા ચૂકતા નથી.

## २६२–मातापिताए बाळको साथे केवी रीते वर्तवुं जोइए?

કલકત્તા હાઇકોર્ટના માજી ન્યાયાધીશ તથા કલકત્તા વિશ્વવિદ્યાલયના વાઇસ ચેન્સેલર સ્વર્ગસ્થ સર ગુરુદાસ બેનરજીનાં માતા સોનામણિ દેવી એક આદર્શ સ્ત્રી હતાં. ગુરુદાસની બાલ્યાવસ્થામાંજ તેમના પિતા સ્વર્ગવાસી થયેલા હોવાથી ગુરુદાસને ઉછેરવાનો તથા કેળવવાનો ભાર તેમની કાર્યદક્ષ અને ધાર્મિક માતા ઉપર આવી પડયો હતો. એ માતાના શિક્ષણ અને ચારિત્ર્યના અનુકરણથીજ ગુરુદાસ મહાન પુરુષ થયા હતા.

સોનામણિ દેવીના વિચારો કેટલીક બાબતમાં એમના જમાનાના લોકો કરતાં આગળ વધેલા અને સુધરેલા હતા. દાખલાતરીકે બાલક–બાલિકાઓને માર મારવાનાં તેઓ સંપૂર્ણ વિરોધી હતાં. તેમનો વિશ્વાસ હતો કે સ્નેહ, મમતા અને મીઠી વાતચીતથી જેટલું કામ થઇ શકે છે, તેટલું કઠોર વર્તણુકથી થતું નથી. સોનામણિ દેવીએ પાશ્ચાત્ય વિદ્વાનોના શિશુપાલનવિષયક નીતિના નિયમો કદી વાંચ્યા નહોતા, પણ સ્વાભાવિક રીતેજ તેમનામાં એ ઉચ્ચ વિચારો ઉત્પન્ન થયા હતા. એમની પુત્રવધૂઓ કોઇ દિવસ છોકરાંઓને ધમકાવતાં કહેતી કે ' મારીને હાડકાં ખોખરાં કરી નાખીશ ' ત્યારે સોનામણિ દેવી કહેતાં કે " કદી એવી ગેરવ્યાજબી અને જૂઠી વાત કહેવી નહિ. તારાથી એનું એક પણ હાડકું ભંગાવાનું નથી; તો પછી બોલે છે શા માટે? એવું કહ્યાથી તમારી વાતનું માન રહેશે નહિ, અને બાળકોમાં મિથ્યા બોલવાની ટેવ પ્રબળ થઇ જશે તથા બીજાં પણ ઘણી જાતનાં અનિષ્ટ પેદા થશે. જે સજા કરી શકીએ નહિ, તે મોંએથી કહેવી પણ ન જોઇએ. "

( 'સર ગુરુદાસ ચરિત્ર'માંથી )



# २६३–सारा माणसनी एक अजाण्या विदेशीप्रत्ये सहानुभूति

કેટલાંક વર્ષ પૂર્વે શ્રીયુત ગૌરમોહન દે એમ. એ. બી. એલ. ઇંગ્લૅંડમાં બેરિસ્ટર થવા સારૂ ગયા હતા. કલકત્તામાં થૉમસ કુકની કંપનીમાં બાર હજાર રૂપિયા જમા કરાવીને એ કંપનીની વિલાયતની શાખા ઉપર હુંડી લઇને એ ઇંગ્લૅંડ ગયા હતા. લંડનમાં ચેકદ્વારા એ રૂપિયામાંથી ખર્ચજોગા રૂપિયા ઉપાડવા સારૂ એ કંપનીની ઑફિસમાં ગયા. કંપનીના મેનેજરે ઓળખાણ માગ્યું. એ સુપ્રસિદ્ધ બેરિસ્ટર અને દેશભક્ત ડબ્લ્યુ. સી. બેનરજીની પાસે ગયા અને પૂર્વપરિચય આપીને ઓળખાણ તાજી કરાવવા પ્રયત્ન કર્યો. શ્રીયુત બેનરજીએ નવા બેરિસ્ટરને ધંધામાં આગળ વધવાને કેટલી અગવડો છે વગેરે સંબંધે ઘણી વાતચીત કરી; પણ છેવટે કહ્યું કે, આપનું ઓળખાણ મને યાદ આવતું નથી. 'ઇન્સ ઑફ કોર્ટ'માં ઘણા બંગાળી હતા, પણ કોઇએ ઓળખાણ આપવાનું કબૂલ કર્યું નહિ અને સાફ કહી દીધું કે, ભાઇ! અમે તમને ઓળખતા નથી. એવી અવસ્થામાં મિ. દે કોઇનો દોષ કાઢી શક્યા નહિ. વિદેશમાં ભયભીત અને ચિંતાતુર થઇને પોતે એક હૉટેલમાં નાસ્તો કરવા ગયા. ત્યાં આગળ એક અંગ્રેજ એમની પાસેના એક ટેબલ ઉપર ચ્હા-પાણી લઈ રહ્યો હતો. તે અંગ્રેજ વારે ઘડીએ મિસ્ટર દેના ચિંતાતુર ચહેરા તરફ ઉત્સુકતાપૂર્વક જોઇ રહ્યો હતો. થોડી વારમાં બન્નેની વચ્ચે વાતચીત શરૂ થઇ. કયા દેશમાંથી આવ્યા? ક્યારે આવ્યા? શું કરવા આવ્યા છો? વગેરે પ્રશ્નો પૂછ્યા પછી પેલા અંગ્રેજે કહ્યું કે "હું આપને ચિંતાતુર દેખું છું. કાંઇ વિપત્તિમાં પડયા હો એમ લાગે છે." શ્રીયુત દે પહેલાં તો જવાબ દેતાં સંકોચાયા, પણ પેલા અંગ્રેજનો બહુજ આગ્રહ જોઇને ખરી વાત કહી દીધી કે, થૉમસ કુકની કંપનીવાળા કોઈની ઓળખાણવગર મારા રૂપિયા મને આપવાની ના કહે છે. કોઇ ઓળખાણ આપતું નથી. બે દિવસની અંદર ફીના રૂપિયા ભરી દેવાની જરૂર છે. એ બધી સંકડામણને લીધે હું ચિંતાતુર થયો છું. એ બધી હકીકત સાંભળીને પેલા અંગ્રેજે કહ્યું કે "મારૂં નામ એન્ડ્રુ ડિયર છે. હું પાર્લામેન્ટનો સભાસદ છું. મારી દારૂની ભઠ્ઠી ચાલે છે. તમે કાંઇ ચિંતા ન કરશો. આપણે બન્ને થૉમસ કુકની કંપનીમાં સાથે જઇશું." એમ કહીને તેઓ શ્રીયુત દેને સાથે લઇને કંપનીની ઑફિસમાં ગયા અને મેને-

જરને મળ્યા. મેનેજરે કહ્યું કે "હાલમાં એક બેન્કડ્રાફ્ટ (હુંડી) કોઇએ વટાવ્યા પછીજ ખબર પડી કે એ ચોરાયેલી હતી. ત્યારથી વિશ્વાસપાત્ર કોઈ માણસનું ઓળખાણ લીધા વગર રૂપિયા નહિ આપવાનો કંપનીએ સખ્ત નિયમ કર્યો છે. પરદેશીની સિફારશ કરીને એ મુકદ્દમામાં પણ ભલામણ કરનારો ઘણી આફતમાં પડયો હતો." મિ. એન્ડ્રુ ડિયરે કહ્યું કે "હું આ ગૃહસ્થને ઓળખતો નથી, એટલે એમનું ઓળખાણ તો આપીશ નહિ; પરંતુ હું ખાત્રી આપું છું કે, મારા જે દશ હજાર પાઉંડ આપની ઑફિસમાં ડીપોઝીટ છે, તેમાંના એક હજાર પાઉંડ એમની જામીનગીરી પેટે રાખજો. મારી ખાત્રી છે કે, એ બિચારા પરદેશમાં આવીને આફતમાં સપડાયા છે. એમના જામીન થયાથી મને કાંઇજ નુકસાન નહિ થાય; અને કદાચ થશે તો એટલું નુકસાન વેઠી લેવા જેટલાં નાણાં ભગવાન મને જરૂર આપી રહેશે."

કંપનીએ એમની જામીનગીરી સ્વીકારીને તરતજ શ્રીયુત દે મહાશયને નાણાં આપી દીધાં. જેના હૃદયમાં આટલી લાગણી અજાણ્યાપ્રત્યે પણ જાગતી હોય, તે પણ આપણા વધારેજ માનપાત્ર થઇ રહે છે.

('સદાલાપ'માંથી)

## ૨૬૪–મહર્ષિ દયાનંદની હૃદયવિશાળતા

ખ્રિસ્તીઓની અમુક બાબતોનું પ્રબળ રીતે ખંડન કરતા હોવા છતાં સારા ખ્રિસ્તીઓપ્રત્યે એમને કોઇ પણ જાતનો અણગમો નહોતો. પાદરી સ્કૉટપ્રત્યે એમની પ્રીતિ હતી. એક દિવસ એ ભલા પાદરીને ભાષણમાં ન જોવાથી તેમણે પૂછયું કે "ભક્ત સ્કૉટ આજ કેમ નથી દેખાતા?"

એક ભક્તે કહ્યું કે 'મહારાજશ્રી! પાસેના દેવળમાં આજે એમનું વ્યાખ્યાન છે.' 'ત્યારે તો ચાલો, ભક્ત સ્કૉટનું દેવળ જોઇ આવીએ' એમ કહીને ઋષિ તમામ મેદનીને લઇને ચાલ્યા. દેવળમાં સ્કૉટ સાહેબે સામા આવી સત્કાર કર્યો. સ્વામીજીને વેદી ઉપર બિરાજી કાંઇક પ્રવચન કરવા વિનતિ કરી. તેથી ઋષિએ ત્યાં પણ વીસ મિનિટસુધી મનુષ્યપૂજાના ખંડન ઉપર ભાષણ આપ્યું. આર્યધર્મના એક ધુરંધર વિદ્વાન સંન્યાસી હોવા છતાં પોતે ખ્રિસ્તીના દેવળમાં જાય એ એમની કેટલી બધી હૃદયવિશાળતા સૂચવે છે!

## २६५–देशबंधु चित्तरंजन दासनी प्रमाणिकता अने पितृभक्ति

દેશબંધુ ચિત્તરંજન દાસના પિતાશ્રી ભુવનમોહન દાસ બહુજ પરોપકારી અને દયાળુ ગૃહસ્થ હતા. પોતે દેવું કરીને પણ દુઃખી માણસને મદદ કરતા. એક વખત એમણે આફતમાં ફસેલા પોતાના એક મિત્રની ચાલીસ હજાર રૂપિયાની જામીનગીરી આપી હતી. એ મિત્રે એક પણ પૈસો પાછો આપ્યો નહિ, એટલે ચાલીસ હજારની જવાબદારી એમના ઉપર આવી પડી. પોતે પહેલેથીજ દેવામાં દબાઇ ગયા હતા, તેમાં આવડો મોટો નવો ભાર આવી પડયો. એવામાં એમના પુત્ર ચિત્તરંજન વિલાયતથી બેરિસ્ટરી પાસ કરીને આવ્યા. એમની ઈચ્છા હતી કે, પોતાની કમાણીમાંથી એ પિતાનું દેવું ચૂકવે. પરંતુ કાયદાના ધંધામાં કુશળ હોવા છતાં એમનો ધંધો પ્રારંભમાં ઠીક ચાલ્યો નહિ. મહામુશીબતે ગુજરાન ચાલતું હતું. બીજી તરફ દેવાનું વ્યાજ ચઢતું જતું હતું. આખરે એ દેવામાંનો થોડોક ભાગ પોતે બહારગામ બેરિસ્ટરી કરીને ચૂકવ્યો, પણ ઋણનો ખાડો એટલાથીએ પૂરાય એમ નહોતો. લેણદારોએ ઉઘરાણીની તાકીદ કરવા માંડી. પિતાનું ઋણ વાળી દેવાની પુત્રતરીકે પોતાની ફરજ હોવાથી પિતાએ કરેલું ઋણ પોતેજ કર્યું છે, એમ સ્વીકારીને તેમણે પણ ઇ. સ. ૧૯૦૬ માં પિતાની સાથે નાદારી કોર્ટનું શરણ લઇ દેવાળિયામાં નામ નોંધાવ્યું; પરંતુ નાદારી લેતી વખતે પારકું ધન સ્વાહા કરી જવાની તેમની ઇચ્છા નહોતી. સારો દિવસ આવ્યેથી એ દેવું પતાવી દેવાનો સંકલ્પ તેમણે એજ સમયે મનમાં કર્યો હતો. ત્યારપછી બેરિસ્ટરના ધંધામાં પુષ્કળ કમાણી થવા માંડી, ત્યારે સૌથી પહેલી સગવડે એમણે પોતાના પિતાનું ઋણ લેણદારોને ચૂકવી આપવાની અરજી હાઈકૉર્ટમાં ૧૯૧૩ માં આપી. એ અરજી એમના તરફથી શ્રી. એસ. પી. સિંહે ( કે જે પાછળથી લૉર્ડ સત્યપ્રસન્ન સિંહતરીકે સુવિખ્યાત થયા છે તેમણે) આપી હતી. તેમાં જણાવ્યું હતું કે "એમનું દેવું ૬૭,૭૩૯) રૂપિયાનું હતું. ઇ. સ. ૧૯૦૬ ની ૧૯ મી જુને શ્રી. દાસે નાદારીની અરજી આપીને ઋણમાંથી મુક્તિ મેળવી હતી; પણ એ અરજીમાં શ્રી. દાસે જણાવ્યું હતું કે 'હું જ્યારે એ બધું કરજ ચૂકવી આપું, ત્યારે દેવાળિયાની યાદીમાંથી મારૂં નામ કાઢી નાખવું. હાલ શ્રી. દાસ પોતાનું કરજ પાઇએ પાઈ ચૂકવી દેવા સારૂ સરકારી અમલદારને ૬૭,૭૩૯ ) ની રકમ આપવા તૈયાર છે.' "

જસ્ટીસ ફ્લેચરને પણ એ અરજી વાંચીને નવાઈ લાગી. એમણે કહ્યું કે 'આ અરજીમાં કાંઇક વિશેષતા છે.'

શ્રી. સિંહે કહ્યું કે 'હાજી, એવું વારંવાર જોવામાં આવતું નથી.'

ન્યાયમૂર્તિ ફ્લેચરે કહ્યું કે 'હા, એવું જોવામાં આવતું નથી. એ કામના સરકારી અમલદારના હાથમાં રૂપિયા આપી દીધાથી શ્રી. દાસને નાદારીમાંથી મુક્ત કરવામાં આવશે. આ પ્રમાણે જે રકમ આપવાને કાયદાનું કોઇ પણ બંધન પોતાને નહોતું, તેવી લગભગ ૯૮ હજારની ગંજાવર રકમ પોતાની ખુશીથી આપીને તેમણે અસાધારણ પ્રમાણિકતા અને સાધુતાનો પરિચય આપ્યો. એ દેવું એમનું પોતાનું નહિ, પણ એમના પિતાનું હોવાથી એમની અસાધારણ પિતૃભક્તિ પણ આ ઘટનાથી સિદ્ધ થઈ ચૂકી.

કલિયુગમાં એવાં ઉદાહરણ ભાગ્યેજ જોવામાં આવે છે.

('દેશબંધુ દાસના ચરિત્ર'માંથી)

# ૨૬૬–ગુરુકુળના વિદ્યાર્થીઓએ કષ્ટ ખમીને કરેલી સહાય

નિઝામના હૈદ્રાબાદ શહેરમાં એક વાર ભીષણ જળપ્રલય થયો. ગુરુકુળના વિદ્યાર્થીઓએ એ સમાચાર વર્તમાનપત્રોમાં વાંચ્યા. વાંચતાં વારજ તેઓ કુલપતિ મહાત્મા મુન્શીરામજીની પાસે ગયા અને એક સભા ભરવાની ઇચ્છા જણાવી. મહાત્માજીએ હા કહી. વિદ્યાર્થીઓએ ઠરાવ કર્યો કે, પંદર દિવસસુધી ઘી, દૂધ અને દાળ વગર ચલાવી લઇ, બચેલી રકમ એ હોનારતમાં ભોગ થઇ પડેલાં માણસોને મોકલી આપવી. ખુબી તો એ હતી કે, થોડાજ દિવસ પહેલાં નિઝામ સરકારે સુપ્રસિદ્ધ સ્વામી નિત્યાનંદજીને કેવળ તેમના આર્યસમાજી હોવાના કારણે પોતાના રાજ્યની હદ બહાર કાઢયા હતા. આર્યસમાજીઓને આથી ઘણું ખોટું લાગ્યું હતું; છતાં પણ એ અપમાન વિસરી જઈને વિદ્યાર્થીઓ તો એ મુસલમાન રાજ્યમાં પણ આફતમાં ડૂબેલા લોકોની સહાયતા કરવા તત્પર થયા અને પંદર દિવસસુધી ખોરાકમાં કષ્ટ વેઠયું. વિદ્યાર્થીઓના એ સ્વાર્પણની ઘણી સારી અસર થઇ હતી.

## २६७–स्वामी श्रद्धानंदजीनुं अपूर्व आत्मबळ

સંવત ૧૯૭૪ ના વૈશાખ સુદ પડવાને દિવસે મહાત્મા મુન્શીરામજીએ સંન્યાસ લઈને શ્રદ્ધાનંદ નામ ધારણ કર્યું; પરંતુ ત્યારપછી દેશમાં એવા સંયોગો ઉભા થયા કે, એમને સામાજિક અને ધાર્મિક સેવા ઉપરાંત રાજદ્વારી ક્ષેત્રમાં પણ ઉતરવું પડ્યું.

ઇ. સ. ૧૯૧૯ માં સરકારે 'રૉલેટ ઍક્ટ' પસાર કર્યો. દેશમાં કાળા કાયદાના નામથી એ કાયદો ઓળખાયો છે. ગમે તેવા નિરપરાધી પ્રજાજનને પણ અર્ધી રાત્રે, વગરવાંકે, કેવળ રાજદ્રોહના સાચા કે બનાવટી શક ઉપર-થીજ ઢંઢોળીને સરકારની પોલીસ પલકારાની અંદર બેડીઓ પહેરાવી ઉઠા-વી લઇ જઈ શકે અને અદાલતમાં એના ઉપર આરોપ સાબીત થયાવગર વર્ષોનાં વર્ષોસુધી એને પોલીસ કારાવાસમાં પૂરી રાખી શકે. એવા એ કાળા કાયદા સામે કરોડો માતાઓ, પત્નીઓ, બહેન–ભાઇઓ અને બાળકોના વિલાપસ્વર સંભળાયા. મહાત્મા ગાંધીજીએ એ કાળા કેરસમા કાયદાવિરુદ્ધ સત્યાગ્રહ શરૂ કર્યો. એ સત્યાગ્રહમાં સંન્યાસી શ્રદ્ધાનંદ પણ ખરા દિલથી જોડાયા અને પૂરજોસમાં કામ કરવા લાગ્યા. પરિણામે થોડાજ સમયમાં તેઓ દિલ્હીના રાજનૈતિક આગેવાન થઇ પડ્યા.

ઇ. સ. ૧૯૧૯ના માર્ચની ૩૦મી તારીખ આવી પહોંચી. દિલ્હી નગરી ઉપર એ દિવસે સંન્યાસી શ્રદ્ધાનંદજીનું રાજ્ય ચાલતું હતું. હિંદુ–મુસલ-માન ઉભય કોમ ઉપર એમની આણ વર્તતી હતી. એ નિઃશસ્ત્ર એકલવાયા સાધુની આંગળીનો ઇસારો થતાં મારવા કે મરવા અસંખ્ય હિંદુ–મુસલમાનો તૈયાર હતા. મુસલમાનોએ દિલ્હીની વિશાળ અને ભવ્ય જુમ્મામસ્જીદના વ્યાસપીઠ ઉપરથી ઉપદેશ આપવાનું માન શ્રદ્ધાનંદજીને આપ્યું હતું. એવો એ દિવસે એમનો પ્રભાવ હતો. અંગ્રેજ અમલદારોને શાંતિના ભંગની ચિંતા હતી. આ સત્યાગ્રહે રાજ્યની પ્રતિષ્ઠાને ધૂળ ભેગી કરી છે એમ તેમની ખાત્રી થઇ હતી અને એને ગમે તે પ્રકારે દબાવી દેવા તેઓ તૈયાર થયા હતા. સરકારે પોતાની ગંજાવર ફોજને કિલ્લામાંથી બહાર કાઢીને દિલ્હી શહેરને ચૌટે ચૌટે અને માર્ગે માર્ગે મશીન ગનો, ભરેલી બંદૂકો અને દારૂગોળાના રેંકડા ગોઠવી દીધા હતા. એકજ ઈસારો થતાં લોકોના દેહમાં પરોવાઇ જાય તેવાં કાતિલ સંગીનો હુકમની રાહ જોતાં, સૈનિકોના હાથમાં ચમકતાં હતાં. આવી એ ભયાનક તિથિ હતી.

તે તિથિએ દિલ્હીનો બીનતાજ બાદશાહ શ્રદ્ધાનંદ સંન્યાસી, બોડે માથે, ઉઘાડે પગે અને ભગવાં વસ્ત્રે પોતાના બુલંદ અવાજે મુંગા સમર્પણના મંત્રો છોડતો, લાખો માનવીઓની વચ્ચે માંચડા ઉપર ઉભો હતો. સરકારી અન્યાયના જખમ વાગતાં ઘવાઈને અર્ધપશુ જેવી સ્થિતિમાં આવી પડેલી પ્રજાને એ સંન્યાસી 'અહિંસા' નો આદેશ સંભળાવી ઉચ્ચ બલિદાનની મનોદશા ઉપર ચઢાવતો હતો, રાજસત્તાની મનાઇને લોપવાનો બોધ આપી રહ્યો હતો.

આ પ્રમાણે એમનું સરઘસ ચાલ્યું જતું હતું. હજારો માણસો એમની પાછળ હતા. એકાએક એક સરકારી સૈન્યે આવીને એમનો રસ્તો રોકયો. બંદૂકોની નળીઓ એ ધર્મસેનાની સામે ઉગામવામાં આવી. માણસોને વિંધી નાખવા માટે સંગીનો આગળ વધતી હતી. સેનાપતિએ લાલચોળ ચહેરે ખુનસભર્યાં નેત્રે હુકમ આપ્યો કે 'પાછા ફરો.'

સંન્યાસી વીર શ્રદ્ધાનંદે પોતાની સેનાને શાંતિપૂર્વક આજ્ઞા આપી કે 'ફરવા નહિ, ચૂપચાપ આગળ વધો.'

સરકારી સશસ્ત્ર ફોજના જીવલેણ હુકમની સામે આવી આજ્ઞા આપનાર કોણ? શું સરકાર એને જીવતો રહેવા દે? પેટની ખાતર સ્વતંત્રતા વેચનાર ગુરખા સૈનિકોની કમરમાંથી ઝણણણ કરતી કાતિલ કુકરીઓ ખેંચાઇ અને આગળ ડગલું ઉપાડતા એ પહાડ જેવા પુરુષસિંહની છાતીસામે કાળની લસલસતી જીભો જેવી એ કુકરીઓ ચમકવા લાગી!

સંન્યાસીનો એકજ શબ્દ એ દિવસે દિલ્હીના ચાંદની ચોકમાં લોહીની નદીઓ વહેવરાવવાને બસ હતો, પણ શ્રદ્ધાનંદજીએ શાંતિ ગુમાવી નહિ. પોતાની સામે જાણે ફૂલોનું બિછાનું બિછાવ્યું હોય, તેમ એમણે આગળ કૂદકો માર્યો.

ગુરખાની કાતિલ કુકરીઓ પોતાનું ધૈર્ય ગુમાવી બેઠી. શસ્ત્ર હલાવતા ગુરખાઓ સત્તાના શત્રુ સ્વામીજી ઉપર ધસ્યા. મૃત્યુને અને શ્રદ્ધાનંદજીને હવે વધારે અંતર ન હતું. સંન્યાસીએ પોતાના અંગ ઉપર ઓઢેલું ભગવું વસ્ત્ર ખસેડી એ કુકરીઓની પ્યાસ છીપાવવા માટે પોતાની પહોળી છાતી ધરીને પડકાર કર્યો કે 'આવો, સુખેથી છેદી નાખો.'

મૃત્યુને આટલા પ્રેમથી ભેટવા તત્પર થનાર એક સંન્યાસી મહાવીરને સિપાઇઓએ આજે પહેલીજ વાર જોયો. જોતાંવારજ તેમના હૃદયમાં રહેલી પાશવતા સ્તબ્ધ બની ગઇ અને કુકરીઓ હાથમાંજ સ્થિર થઇ ગઇ. હજારો

કંઠમાંથી ગગનભેદી ધ્વનિ ગાજી ઉઠયો કે 'શ્રદ્ધાનંદકી જય!' જાણે કશુંજ બન્યું ન હોય એમ પૂર્ણ આત્મશાંતિથી ડગલાં ભરતો એ મૃત્યુંજય પોતાની ધાર્મિક સેનાની સાથે સરઘસમાં આગળ વધ્યો.

શસ્ત્રબળ ઉપર સંન્યાસીના આત્મબળનો આ કેવો અપૂર્વ વિજય હતો!×

## ૨૬૮–સાચું સૌંદર્ય શેમાં છે ?

મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર અને બાબુ રાજનારાયણ બસુ વચ્ચે સારી મિત્રતા હતી. રાજનારાયણ બસુ બંગાળાના એક પ્રસિદ્ધ વિદ્વાન, સુધારક અને ધાર્મિક પુરુષ થઇ ગયા છે. ઈ. સ. ૧૮૪૫ માં એમણે બ્રાહ્મધર્મ સ્વીકાર્યો, ત્યારથી મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરની એમના ઉપર ઘણી પ્રીતિ થઇ હતી. મહર્ષિની ઇચ્છા હતી કે, બ્રાહ્મલોકોની સ્ત્રીઓ આદર્શ ગૃહિણી અને બ્રહ્મવાદિની થાય તથા બ્રાહ્મ સંસાર સુખી નીવડે. એ ઉદ્દેશથી પોતે વારંવાર શિષ્યોને એ વિષયમાં બોધ આપતા રહેતા. કોઈ પણ મિત્રની પત્નીને મહર્ષિ 'મૈત્રેયી' રૂપે પત્રમાં સંબોધતા; કેમકે એમનો આદર્શ બ્રાહ્મધર્મી સ્ત્રીઓને વિલાસિની નહિ, પરંતુ મૈત્રેયીના જેવી બ્રહ્મપરાયણા બનાવવાનો હતો. રાજનારાયણ બસુને એક પત્રમાં તેમણે લખ્યું હતું કે:—

"તમારી મૈત્રેયીને હું મારી કન્યાસમાન ગણું છું. એ ઘણી સુશીલ થઇ છે, એ જાણી એના તરફથી તથા તમારા તરફથી મને પરમ સંતોષ થયો છે. તેની સાથે સાથે તેનો આત્મા બ્રહ્મજ્ઞાનની જ્યોતથી પ્રકાશિત થશે અને બ્રહ્મપ્રીતિરસથી ભીંજાશે તો એની શોભા કેવી ખીલશે? એ શોભાની સાથે બીજી કોઈ શોભા સરખાવી શકાશે? સોનાના અલંકારની તેને શી જરૂર છે? સુંદર શરીરમાં જો મન પણ સુંદર રહેલું હોય અને એ સુંદર મન પણ જો પૂર્ણ સુંદર પ્રભુને ધારણ કરે, તો તો પછી એ સૌંદર્યની આગળ બીજું કયું સૌંદર્ય ઉભું રહી શકે?"

સૌંદર્યની આવીજ ભાવના સ્ત્રીઓએ અને પુરુષોએ ગ્રહણ કરવી ઉચિતછે.

('મહર્ષિ દેવેન્દ્રનાથ ચરિત્ર'માંથી)

× આ તથા બીજાં સ્વામી શ્રદ્ધાનંદજીના સંબંધનાં દૃષ્ટાંતો 'સૌરાષ્ટ્ર' કાર્યાલય તરફથી પ્રગટ થયેલા ધર્મવીર શ્રદ્ધાનંદજીના ચરિત્ર ઉપરથી અહીં યોજ્યાં છે. લેખક

# ૨૬૧–પતિને ખાતર ઘરેણાં ઉતારનાર પત્ની શિવદેવી

મુન્શીરામજી યૌવનના આરંભમાં કુસંગતિને લીધે કુમાર્ગે ચઢયા હતા. દારૂનો ઘણો છંદ લાગ્યો હતો, પણ પૂર્વજન્મના પુણ્યથી એમને સ્નેહાળ પત્ની મળી હતી. પતિ દારૂ પીને મોડી રાત્રે ઘેર આવતા ત્યાંસુધી એ ભુખ્યાં બેસી રહીને તેમની વાટ જોયા કરતાં. દારૂડીઆ પતિની એ સેવા કરતાં.

દારૂ પીવામાં મુન્શીરામજીએ જાલંધરમાં ઘણું દેવું કર્યું હતું. એક દિવસ પારસી ઇજારદારને ત્યાંથી ચઢી ગયેલા રૂ. ૩૦૦) નું બીલ આવ્યું. ત્રણચાર દિવસની મુદત માગીને ઉઘરાણીને પાછી ઠેલી; પરંતુ એ રૂપિયા આપવાની કોઈ જોગવાઇ નહિ હોવાથી મુન્શીરામજીના મુખ ઉપર ગ્લાનિ છવાઈ ગઇ. એમનાં પ્રેમમૂર્તિ પત્ની શિવદેવી પતિનો મનોભાવ કળી ગયાં અને ભોજન-સમયે પ્રેમપૂર્વક એ ખેદનું કારણ પૂછ્યું. સહૃદય મુન્શીરામ, પત્નીથી કોઈ વાત છુપાવી ન શક્યા. અંતરપટ ઉઘાડીને તેમણે પોતાના અધઃપતન-ની કહાણી કહી. એમનાં પત્નીએ શાંતિપૂર્વક એ કથા સાંભળી. ભોજન થઈ રહ્યા પછી પતિને કોગળા કરાવ્યા, હાથ–મ્હોં ધોવરાવ્યાં. પછી પોતે જમવા બેસવા પહેલાંજ પોતાનાં સોનાનાં કડાં ઉતારીને પતિની પાસે મૂક્યાં. પતિ તો પત્નીનો આત્મોત્સર્ગ જોઇને ચકિતજ થઈ ગયા.

એમણે શરમાઇ જઇને કહ્યું કે "અરે દેવિ ! આવું તે કાંઇ બને ? તને તો મારે વિભૂષિત કરવી જોઈએ, તેને બદલે શું હું તારાં આભૂષણો ઉતારી લેવાનું પસંદ કરૂં ?"

"આમ જુઓ !" દેવીએ તરતજ કડાંની બીજી જોડ બતાવીને પતિને દિલાસ-લાવ્યા અને કહ્યું કે "આ એક જોડ પિયરની અને એક જોડ સાસરાની આપેલી છે, એટલે મારે તો એમાંની એક જોડ તો નકામીજ પડી છે. વળી એ તો મારી મિલ્કત છે ને ! અને આ દેહ તો તમારો છે, તોપછી ધૂળ જેવાં કડાં લેવામાં તમને શાનો સંકોચ ? વળી તમારી ચિંતાઓ ટળી શકતી હોય તો મારેમાટે શું આ સોદો મોંઘો છે ?"

પત્નીની પ્રેમભરી ભેટ પતિને સ્વીકારવી પડી. પત્નીનાં કડાં વેચીને ભવિષ્ય-ના મહાત્મા–સ્વામી શ્રદ્ધાનંદ દારૂના ઋણમાંથી મુક્ત થયા. બાકી જે રૂપિયા બચ્યા તે પત્નીની પેટીમાંજ મૂકાવ્યા અને મનમાં પ્રતિજ્ઞા કરી કે "કમાવા

લાગીશ, ત્યારે સૌથી પહેલું કામ તો એજ કરીશ કે આ લીધેલો દાગીનો ઘડાવીને દેવીને અર્પણ કરીશ."

દેવી શિવદેવીનો પતિને માટેનો આત્મોત્સર્ગ કેવો પ્રશંસનીય છે! વિપથગામી પતિને પણ આરાધ્યદેવ સમજી તેમને ખાતર પોતાના સર્વસ્વનું બલિદાન અપાવાનાં બીજાં પણ અનેક દષ્ટાંત અમે સાંભળ્યાં છે.

( વંદન હો એવી આર્યદેવીઓને, અને ભારતભૂમિને કે જ્યાં આવા કળિકાળમાં પણ એવી ઉચ્ચ કોટિની અનેકાનેક દેવીઓ અને માતાઓની પરંપરા નષ્ટ નહિ થતાં થોડા ઘણા પ્રમાણમાં પણ હજી કાયમ છે. **સંપાદક** )

## ૨૭૦–रामायणनी पापी मनुष्यपर थयेली असर

સ્વામી શ્રદ્ધાનંદજીના પિતા નાનકચંદ્રજી પોલીસ ખાતામાં અમલદાર હતા. પૂર્વજન્મના પુણ્યે એ બુદ્ધુભગત નામના એક સજ્જનના સમાગમમાં આવ્યા હતા. બુદ્ધુભગત ઝાંઝ, સારંગી અને તબલાં સાથે દર રાત્રિએ તુલસીદાસજીનું રામાયણ લલકારતા. નાનકચંદ્રજી ઉપર એ ભગતના રામાયણપાઠની બહુ ઉંડી અસર થઇ હતી. આખો દિવસ પોલીસ અમલદારની ક્રૂર ફરજો અદા કરી, ગુનેહગારોને કેદ પકડીને પોલીસ ડાયરી લખતા; અને રાત્રિએ અપરાધી તેમજ ફરિયાદી, થાણદાર, જમાદાર, સિપાઇ અને ખલાસી બધાને એકજ આસનપર બેસાડી રામાયણ સંભળાવતા. એક રાત્રે ભગવાન રામચંદ્રજીની ક્ષમાનો પ્રસંગ છેડાયો અને નાનકચંદ્રજીએ સિદ્ધ કરી બતાવ્યું કે "પાપનો સ્વીકાર કરવો એ ઉત્તમમાં ઉત્તમ પ્રાયશ્ચિત્ત છે. શરણાગતને પ્રભુ કદી પણ ઠેલતો નથી."

આટલું સાંભળીને એકાએક આરોપીઓમાંથી એક પ્રચંડ અલમસ્ત આદમી ઉભો થયો. નાનકચંદ્રજીની સામે તે સાષ્ટાંગ ઢળી પડયો અને હાથ જોડી ગદ્‌ગદ્ કંઠે બોલ્યો કે "બન્ને ખૂન મેંજ કર્યાં છે. લાવો કાગળ, એકરાર લખી દઉં."

વડીલોની અનેક ઉલટતપાસ, અથવા તો પોલીસોના ત્રાસજનક અત્યાચારથી પણ જે શખસ પોતાનો અપરાધ કબૂલ ન કરે, તેનું હૃદય ધર્મગ્રંથના ઉપદેશથી પીગળ્યું.

રામાયણ આદિ ધાર્મિક કાવ્યોનો પ્રભાવજ ઓર છે!

## २७१–प्रातःकाळमां प्रभुस्तवन शामाटे ?

મહાત્મા મુન્શીરામ(સ્વામી શ્રદ્ધાનંદજી)ના દાદા ગુલાબરાય ભક્ત પુરુષ હતા. પ્રાતઃકાળે ઉઠીને સ્નાન કરતા, ત્યારપછી શિખ લોકોના ધર્મગ્રંથ સુખમણિ તથા ભગવદ્‌ગીતાના શ્લોકો લલકારતા અને પછી કબીર આદિ ભક્તનાં ભજનો ગાયા કરતા.

કપૂરથલાની રાણી હીરાદેવીના પોતે એજન્ટ હતા. મહારાજા નૌનિહાલસિંહ ગાદીનશીન થયા, ત્યારે રાણીજી પોતાના બન્ને કુમારોને લઈને જાલંધર જઈ વસ્યાં હતાં; એટલે ગુલાબરાયજી પણ મહારાજા નૌનિહાલસિંહની લાલચોની પરવા ન કરતાં પોતાનાં અન્નદાતા રાણીજીનીજ સાથે ચાલ્યા આવ્યા. રાણીજીના પરિવારની સાથેજ પોતે રહેતા હતા. ત્યાં દરરોજ પ્રાતઃકાળે ચાર વાગે પોતે પંચમ સૂરમાં ભજન લલકારતા, એથી રાણીજીના કુંવર વિક્રમસિંહની નિદ્રા ઉડી જતી. તેથી રોષે ભરાઈને એક દિવસ કુંવરે એમને કહ્યું કેઃ–

“ લાલાજી ! પરમેશ્વરનું રટણ શું આપ મનમાં નથી કરી શકતા ?”

લાલા ગુલાબરાયે પરખાવ્યું કે “ મારા મનમાં તો નિરંતર પરમાત્મા વસીજ રહ્યા છે; પરંતુ હું ભજન ગાઉં છું એ તો માત્ર નાદાનોનેજ માટે કે જેઓ પ્રભુ–સ્તવનની અમૃતઘડીએ પણ પથારીમાં ઘોરતા પડ્યા હોય છે ! સમજ્યા કુંવર ?”

આ પ્રસંગ ગુલાબરાયજીની નિર્ભયતા સૂચવવા ઉપરાંત પ્રાતઃકાળે જોરથી પ્રભુનાં સ્તવન ગાવાનું રહસ્ય પણ સમજાવે છે. મુસલમાન મુલ્લાંઓ પ્રાતઃકાળે મોટે સાદે બાંગ પોકારે છે, તેનો ઉદ્દેશ પણ પોતાના સ્વધર્મીઓને નિદ્રાનો ત્યાગ કરી પ્રભુભક્તિમાં જોડાવાનું સ્મરણ કરાવવાનો હોય છે.

# ૨૭૨–व्रत करवानो एक नवो ने जाणवा जेवो प्रकार

ચોમાસાના ચાર મહિના હિંદુઓમાં ઘણા પવિત્ર ગણાય છે અને એ 'ચાતુર્માસ'માં ભાવિક સ્ત્રી-પુરુષો કાંઇ ને કાંઇક વ્રત લે છે. કોઈ એક વાર જમવાનું, તો કોઇ સોમવાર કરવાનું, કોઇ સવારે નદીમાં જઇ સ્નાન કરવાનું, તો કોઇ અમુક મંદિરમાં જઈ ઠાકોરજીનાં દર્શન કર્યાવગર ભોજન નહિ કરવાનું અને કોઈ મહાદેવજીને બીલીપત્ર ચઢાવવાનું, એમ વિવિધ જાતનાં વ્રત લે છે. એ નિમિત્તે લોકોની વૃત્તિ સારા માર્ગ તરફ વળે છે, ચિત્તની શુદ્ધિ થાય છે, આત્મસંયમનો અભ્યાસ થાય છે અને કેટલીક વાર પરોપકાર પણ થાય છે. પૂનામાં શ્રીમતી દુર્ગાબાઈ જોશી નામની એક દક્ષિણી બાઈ હતી. એનામાં નવા અને જૂના વિચારનું અદ્‌ભુત મિશ્રણ થયું હતું. એને થોડું ઘણું શિક્ષણ પણ મળ્યું હતું. ૧૯૦૫ માં એ સન્નારીને ચાતુર્માસનિમિત્તે નવાજ પ્રકારનું વ્રત લેવાનું સૂઝયું. અંગ્રેજી નિશાળમાં છઠ્ઠા અને સાતમા વર્ગમાં ભણતા કેટલાક વિદ્યાર્થીઓમાટે સંસ્કૃતનું મફત શિક્ષણ આપવાનો એક વર્ગ એણે પોતાને ત્યાં શરૂ કર્યો અને તે કામ સારૂ રા. બોક નામના પ્રસિદ્ધ વિદ્વાનની પગાર આપીને નિમણુક કરી. સંસ્કૃત ભાષા ઉપર એમનો સારો કાબુ હતો અને કાવ્ય તથા વ્યાકરણના વિષયો બહુજ સારી અને રસ પડે એવી રીતે શીખવવાની તેમનામાં કળા હતી. મહાકાવ્યના કેટલાએક સર્ગ શાસ્ત્રી બુવાએ વિદ્યાર્થીઓને શીખવ્યા. શ્રીમતી દુર્ગાબાઇએ એ વ્રતનું ઉદ્યાપન વિધિપૂર્વક દશેરાને દિવસે કર્યું અને વિદ્યાર્થીઓને ભગવદ્‌ગીતાની સટીક આવૃત્તિની એક એક પ્રત ભેટ આપી. એ ઉદ્યાપનના સમારંભનું પ્રમુખસ્થાન લોકમાન્ય તિલકે લીધું હતું અને વ્રતની પ્રાચીન ભાવનાને હાલના સમયને અનુકૂળ રૂપ આપવા માટે શ્રીમતી દુર્ગાબાઈ જોશીને ધન્યવાદ આપ્યો હતો.

દુર્ગાબાઇનું અનુકરણ આપણા દેશની ધનવાન સ્ત્રીઓ કરે અને ચાતુર્માસમાં પોતાની શક્તિ અનુસાર દેશહિતનું કોઇ કાર્ય કરવાનું વ્રત લે તો આ લોક અને પરલોક બન્નેમાં તેમનું કલ્યાણ થાય, એમાં જરા પણ સંદેહ નથી.

સ્ત્રીઓમાં રહેલી ધર્મભાવનાને આવાં નવાં સ્વરૂપો આપવાની જરૂર છે.

('લોકમાન્ય તિલકની યાદદાસ્ત'માંથી)

# २७३–हरि से लागी रहो मेरे भाइ

શ્રીરામકૃષ્ણ પરમહંસદેવે પોતાના કુળધર્મને અનુસરીને શક્તિની ઉપાસના સિદ્ધ કરી હતી. પાછળથી પરીક્ષા કરીને એમણે જોયું હતું કે, બધા ધર્મોની પદ્ધતિ અનુસાર સાધના કર્યાથી ફળ મળે છે; એટલા માટે એ કહી ગયા છે કે "કાળી, તારા, હરિ, હર, રામ, કૃષ્ણ, ગૉડ, અલ્લા, જિહોવા, બ્રહ્મ ગમે તે નામથી એ 'એક'નું મનમાં ચિંતન કરશો તો તેથી લાભજ થશે. એમ છતાં પણ સદ્‌ગુરુ પાસે પોતાની કુળપ્રથા પ્રમાણે સાધના કરતાં શીખવું, એ મનુષ્યમાત્રનું સૌથી પહેલું કર્તવ્ય છે."

સારાં–ખોટાં કર્મોનું ફળ તો અવશ્ય ભોગવવુંજ પડે છે; પરંતુ પ્રભુ-નો આશ્રય લેનારને એ ફળ એવી રીતે મળે છે, કે જેથી અતિઘોર પાપીને પણ અધોગતિ તો નથીજ મળતી.

પરમહંસદેવ પોતાની મીઠી અને સરળ વાણીમાં કહી ગયા છે કે "કરુણામયી જગન્માતાના ખોળામાં નાના બાળકની પેઠે વગરસંકોચે કદાચ કાદવ–કીચડસહિત કૂદી પડો, તો તે પણ એ દયાળુ માતાજ ધોઈને સાફ કરશે. મનુષ્યોની શક્તિઓને પણ હદ છે, પાપને પણ હદ હોય છે; પરંતુ ઇશ્વરની કૃપા તો અપાર છે, એનો તો પારજ નથી. એમ ન હોત તો માનવીના ઉદ્ધારનો ઉપાયજ નહોતો."

ભગવાનના ચિંતનમાં લાગ્યા રહેવાથી ધીમે ધીમે બધા ખરાબ ધંધા અને વિચાર પણ સારા થઈ જાય છે. એક ગુણિકા દરરોજ સવારે એક પોપટને અનેક વાર 'સીતારામ' પઢતાં શીખવતી. એમ કરતાં કરતાં ધીમે ધીમે એની પાપવાસના છૂટી ગઇ અને તેનો ઉદ્ધાર થયો.

હરિ સે લાગી રહો મેરે ભાઇ, તેરિ બિગડી બાત બની જાઇ;
તેરિ બનત બનત બનિ જાઈ, હરિ સે લાગી રહો રે ભાઈ–ટેક
રાંકા તારે બાંકા તારે, તારે સદન કસાઇ;
શુક પઢાય કે ગણિકા તારી, તારી હે મીરાંબાઈ–હરિ સે૦
ઐસિ ભક્તિ કર ઘટ ભીતર, છોડ કપટ ચતુરાઇ;
સેવા બંદગી ઔર અધીનતા, સહજ મિલે રઘુરાઇ–હરિ સે૦

# ૨૭૪–જેવી ભક્તની ઇચ્છા તેવી ભગવાનની કૃપા

કર્નાટકનિવાસી ગણપતિ ભટ્ટ સદાચારી, સરળ સ્વભાવના અને ભક્તિમાન બ્રાહ્મણ હતા. ગણપતિજ તેમના ઇષ્ટદેવ હતા. એ મૂર્તિદ્વારા એ ભગવાનનું ધ્યાન ધરતા. બ્રહ્મપુરાણનો પાઠ કરતાં તેમના વાંચવામાં આવ્યું કે, નીલાચલમાં જગન્નાથનાં દર્શન કર્યાથી મુક્તિ મળે છે. એ પણ દર્શન કરવા સારૂ જવા નીકળ્યા. માર્ગમાં તેમણે જોયું કે, ઘણા લોકો જગન્નાથજીનાં દર્શન કરીને પાછા ફરી રહ્યા હતા. આથી તેમના મનમાં શંકા ઉત્પન્ન થઈ કે, દર્શનથીજ મુક્તિ થાય છે; તોપછી આ લોકો શરીરસહિત કેમ ઘેર પાછા ફરે છે? એના એ વિચારમાં એ સડકને કિનારે બેસી રહ્યા.

કૃપામય ભગવાન ઘણી વાર મનુષ્યનેજ મુખેથી ભકતોને ઉપદેશ આપે છે. એ રસ્તે એક પંડો જઈ રહ્યો હતો. તેના મનમાં આવ્યું કે, આ બ્રાહ્મણ આ પ્રમાણે ચિંતાતુર શા સારૂ બેઠો છે? ચાલ, પાસે જઈને કારણ પૂછું. તેના પ્રશ્નના ઉત્તરમાં ગણપતિ ભટ્ટે પોતાની શંકા જણાવી. પંડો હસ્યો અને કહ્યું કે "મહારાજ! ભગવાન કલ્પવૃક્ષ છે. તેની પાસે જે ઇચ્છાથી માણસ જાય છે, તેજ ઇચ્છા એની પૂર્ણ થાય છે. આ બધા ભકતો પાછા ગયા એમાંના કોઈએ દેહત્યાગપૂર્વક મુક્તિ ચાહી નહોતી. તમારે એવીજ ઇચ્છા હશે તો તમને એજ મળશે." પંડાની એ વાત સાંભળીને ગણપતિ ભટ્ટને જ્ઞાન પ્રાપ્ત થયું. એમાં ભગવાનનીજ અસીમ કૃપા સમજીને એમની આંખમાંથી આનંદાશ્રુ વરસવા લાગ્યાં અને વિચાર આવ્યો કે "આ બ્રાહ્મણે કહેલી વાત ખરી છે. આટલી સ્પષ્ટ વાત પણ મારી સમજમાં ન આવી! સાધારણ રીતે લોકો તો ધન, પુત્ર વગેરે નાશવંત પદાર્થોમાટેજ પ્રાર્થના કરે છે. મુક્તિની પ્રાર્થના કેટલા થોડા જણ કરે છે? મુક્તિના અનુપમ મહિમાનીજ ઘણા થોડાને ખબર હોય છે, એટલે પછી લોકો એને સારૂ તો પ્રાર્થના કરેજ ક્યાંથી? જેને જે જોઈતું હોય તેજ તેને મળે."

પછી ગણપતિ ભટ્ટ બાકીનો માર્ગ ચાલી નાખીને શ્રી જગન્નાથજીના મંદિરમાં ગયા. ત્યાં તેમણે દર્શન તો કર્યાં; પરંતુ ગણપતિજ તેમના ઇષ્ટદેવ હોવાથી એ મૂર્તિનાજ દર્શનથી તેમને તૃપ્તિ થતી. એ મૂર્તિ ન દેખાવાથી એમના મનમાં ક્ષોભ થયો. મંદિરમાં ઝાંખી કરીને તરતજ એ પાછા ફરવા લાગ્યા; પરંતુ કૃપામય ભગવાને ફરી પણ એમના મનની વિમાસણ એક માણસદ્વારા દૂર

કરી. એક પંડાએ મશ્કરીરૂપે એમને કહ્યું કે 'વાહ, ભક્ત તો બહુ મોટા દેખાઓ છો. છતાં દક્ષિણા પણ આપી નહિ, ભેટ પણ મૂકી નહિ, પૂજા પણ કરી નહિ અને ધરાઇને ઠાકોરજીનાં દર્શન સુદ્ધાં કર્યાં નહિ; તો પછી આટલે દૂર પગ ઘસડતા આવ્યાજ શું કામ ?' તિરસ્કાર પામેલા ગણપતિભટ્ટના સરળ અંતઃકરણમાં આથી ફરી એક વાર ભગવાનની કૃપા ઉતરી. ફરીથી ધરાઇને દર્શન કર્યાં તો જણાયું કે, એ મંદિરમાં ગણપતિનીજ મૂર્તિ બિરાજે છે. ઘણી વાર સુધી બહુજ ઉંડા ભાવપૂર્વક ધ્યાન-દર્શન કર્યા પછી એ મંદિરની બહાર આવ્યા. એ વખતે એ દેહાભિમાનવગરના જીવન્મુક્ત બની રહ્યા હતા. સંસારમાં એમને આસક્તિ રહી નહિ. સંસારમાં રહ્યા, પણ કોઇ પ્રકારના આગ્રહ કે ફળની આશાવિનાજ જીવનવ્યવહાર ચલાવ્યો. આ પ્રમાણે તેમનું જગન્નાથદર્શન પૂરેપૂરૂં સફળ થયું.

('સદાલાપ'માંથી)

## ૨૭૫-મુક્તિસંબંધે ધર્માંધ પુરુષોની ખોટી માન્યતા

એક ધર્માંધ ખ્રિસ્તી એક દિવસ ઉપદેશ આપી રહ્યો હતો કે "હિંદુ, બૌદ્ધ, મૂર્તિપૂજકો અને શિયા-સુન્ની તથા વહાબી મુસલમાનો તેમજ રોમન કેથોલિક, યુનિટેરિયન, ચર્ચ ઑફ ઇંગ્લૅંડ, ગ્રીક ચર્ચ, આર્મેનિયન, સિરિયન વગેરે સંપ્રદાયના ખ્રિસ્તીઓમાંથી કોઇને પણ મુક્તિ મળશે નહિ. કેવળ પ્રેસ્બિટેરિયન ખ્રિસ્તીઓમાંના જેઓ તંબાકુ અને દારૂનો ઉપયોગ કરતા નહિ હોય અને જે સ્ત્રીઓ અલંકાર ધારણ નહિ કરતી હોય, તેજ મુક્તિને પામી શકશે." એ સાંભળીને બિશપ ટેલરે તેને પૂછ્યું કે 'ભાઇ ! એ તો કહે કે ઇસુ ખ્રિસ્તે કેટલા માણસોને સારૂ જન્મ ધારણ કર્યો હતો ?'

આવા વિચારો બહુ સાંકડું મન સૂચવે છે. હિંદુઓનો ધાર્મિક ભાવ બહુજ ઉદાર છે. તેઓ તો એમજ માને છે કે, દરેક ધર્મમાં જેઓ સારા માણસો છે, જેઓ સદાચારપૂર્વક જીવન ગાળીને ભક્તિ અને જ્ઞાનમાં પૂર્ણતા પ્રાપ્ત કરે છે, તેઓ મુક્તિને પામે છે. જનસમાજની સાધારણ રૂઢિનાં બંધનોથી મુક્ત થયેલા સાધુ-સંત, ફકીર કે પરમહંસો શું મુક્તિના અધિકારી નથી ? ખરૂં જોતાં જેઓ સારા અને ભગવત્પ્રેમી છે, તેઓજ ખરે રસ્તે જઈ રહ્યા છે.

( 'સદાલાપ' માંથી )

# २७६–एक उत्तम चित्रनी असाधारण कदर

ઈ.સ. ના ૧૫ મા સૈકામાં યૂરોપમાં રાફેલ નામનો સુપ્રસિદ્ધ ચિત્રકાર થઈ ગયો છે. ઇટાલિ દેશમાં ઈ.સ. ૧૪૮૩ માં તેનો જન્મ થયો હતો. એણે અનેક સુંદર ચિત્રો ચીતરીને અમર કીર્તિ મેળવી છે. જર્મનીના સૌથી મોટા શહેર, સેકસનીની રાજધાની ડ્રેસ્ડન નગરમાં એક મોટી ચિત્રશાળા છે. એમાં સુપ્રસિદ્ધ ચિત્રકારોનાં અનેક ચિત્રો ગંજાવર કિંમતે ખરીદ કરીને રાખેલાં છે. એ ચિત્રશાળામાં જે ચિત્ર સૌથી વધારે ધ્યાન ખેંચે છે, તે રાફેલનું 'સિસ્ટિના મેડોના' નામનું ચિત્ર છે. ઘણા લોકો તો કેવળ એજ ચિત્ર જોવા સારૂ ચિત્ર-શાળામાં જાય છે. ઘણાઓનો મત છે કે, રાફેલનું એ સૌથી સારૂં ચિત્ર છે.

ઇસુખ્રિસ્તનાં માતુશ્રી મેરીને ખ્રિસ્તીઓ–ખાસ કરીને રોમન કેથોલિકો દેવીસમાન ગણીને પૂજે છે. તેમની મૂર્તિ દરેક દેવળમાં હોય છે. એમનું માતા-તરીકેનું રૂપ ભકતોને વધારે પ્રિય થઇ પડયું છે. રાફેલે ઇ.સ. ૧૫૧૫ માં સાન સિસ્ટોરના મઠના સાધુઓને સારૂ એ ચિત્ર તૈયાર કર્યું હતું. સેકસનીના રાજાએ ઇ.સ. ૧૫૫૩ માં મઠાધીશ પાસેથી એ ચિત્ર લગભગ ૫૧૫૫ પાઉંડ (પોણો લાખ રૂપિયા કરતાં પણ વધારે મોટી રકમ) આપીને લીધું. એ છબી જ્યારે રાજમહેલમાં આવી, ત્યારે એને રાજ્યના સભાભવનમાં ટાંગ-વાનો હુકમ આપવામાં આવ્યો. હવે વિચાર થયો કે, કયી દિશામાં અને કયી જગ્યાએ ટાંગવાથી એના પર અજવાળું બરોબર આવશે. અનેક જગ્યાએ છબીને ટાંગીને પરીક્ષા કરવામાં આવી. આખરે એમ જણાયું કે, જે જગ્યાએ રાજ-સિંહાસન છે તે સ્થાને છબી ટાંગવામાં આવે તોજ તે બહુ સારી દેખાશે; પણ રાજસિંહાસન ખસેડીને ત્યાં આગળ છબી ટાંગવાની સૂચના કરવાને કોની જીભ ઉપડે? આખરે રાજાને એ વાતની ખબર પડી. તરતજ એણે પોતાને હાથે સિંહાસન ખસેડયું અને છબી ત્યાં આગળ ટાંગવાની આજ્ઞા આપતાં કહ્યું કે "રાફેલની છબીમાટે આજ યોગ્ય સ્થાન છે. મારૂં સિંહાસન દૂર રાખવામાં કાંઈ વાંધો નથી."

ઉત્તમ ચિત્રનું કેટલું બધું માન! અને ચિત્રકારની કેટલી બધી કદર! એવી કદર હોય તોજ કળાનો વિકાસ થાય.

('ભારતવર્ષ'માંથી)

# ૨૭૭–खंडित थयेली देवमूर्ति

એક દિવસ રાણી રાસમણિના મંદિરમાં આરસપહાણની ફરસબંદી પાણી બહુ પડવાથી લપસણી થઈ ગઇ હતી. એને લીધે ઠાકોરજીની મૂર્તિ લઇને જનારા બ્રાહ્મણનો પગ લપસી ગયો અને તે મૂર્તિસહિત પડી ગયો. આથી મૂર્તિનો પગ ભાગી ગયો. મંદિરના વ્યવસ્થાપકોને કાને વાત પહોંચી. ખંડિત મૂર્તિની તો પૂજા થાય નહિ. રાણી રાસમણિએ એનો ઉપાય શોધી કાઢવા સારૂ પ્રસિદ્ધ પંડિતોની સભા ભરીને અભિપ્રાય પૂછયો. બધાએ ધર્મગ્રંથો તપાસીને નિર્ણય કર્યો કે "ભાગેલી મૂર્તિને ગંગાજળમાં પધરાવી દેવી અને તેની જ-ગ્યાએ બીજી નવી મૂર્તિની સ્થાપના કરવી." આથી કારીગરને બીજી નવી મૂર્તિ ઘડવાનો હુકમ આપવામાં આવ્યો.

સભા વેરાઇ ગયા પછી રાણીના જમાઇ મથુરબાબુએ કહ્યું કે "એ સંબંધ-માં 'બાબા'( શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ )ને પણ પૂછી જુઓ. એ શું કહે છે તે પણ જાણવું જોઇએ." પરમહંસદેવની સલાહ એ વિષયમાં પૂછવામાં આવતાં તેમણે બહુ વિચાર કરીને જણાવ્યું કે "રાણીના જમાઇને કોઇએ પાડી નાખીને પગ તોડી નાખ્યો હોત તો આપ એમની દવાદારૂ કરત કે નહિ ? એજ વ્યવસ્થા આ પ્રસંગે કરો. મૂર્તિને સાંધી દઇને પૂજા જે પ્રમાણે ચાલે છે તેમ ચાલવા દો. મૂર્તિનો ત્યાગ શામાટે કરવો ?" એ વ્યવસ્થા જોઈને બધા અવાક્ થઈ ગયા! કોઈના પણ મગજમાં એવી સાધારણ યુક્તિ આવી નહિ. વાસ્તવિક રીતે જે મૂર્તિપ્રત્યે આટલા વખતસુધી પૂજા કરીને હૃદયનો પ્રેમ કરતા આવ્યા છીએ, તેજ મૂર્તિનું આજે એકાદ અંગ ખંડિત થઇ જવાથી ખરા ભક્તના હૃદયમાંથી એના ઉપરનો પ્રેમ જતો રહેશે ? વળી વૈષ્ણવોના આચાર્યદેવે ભક્તોને ઉપદેશ આપ્યો છે કે, ઠાકોરજીને આત્મવત્ પોતાના જેવા ગણીને સેવા કરો. આપણે પોતે એવી દશામાં આવી પડતાં જે કરવું પસંદ કરીએ, તેજ ઠાકોરજી પણ પસંદ કરશે, એવું માનીને કામ કરવું જોઇએ. એ રીતે જોતાં મૂર્તિનો ત્યાગ કરવાની વ્યવસ્થા વ્યાજબી નથી.

સ્મૃતિમાં ખંડિત મૂર્તિની પૂજા નહિ કરવાની જે આજ્ઞા છે, તે એવા સાધારણ ભક્તોને માટે છે, કે જેમનું ચિત્ત ભાગેલી મૂર્તિ જોવાથી વિચલિત થવાનો સંભવ છે. "પંડિતોમાં આ મીમાંસા ઉપર મતભેદ થયો, પણ એમ-નામાંથી જેઓ યથાર્થ જ્ઞાન અને ભક્તિ પ્રાપ્ત કરવા સમર્થ થયા હતા, તેઓ તો

આ પ્રેમપૂર્ણ મીમાંસા સાંભળીને 'ધન્ય! ધન્ય!' કહેવા લાગ્યા. પછી શ્રીપરમહંસદેવે પોતાનેજ હાથે મૂર્તિને સાંધી દીધી અને તેની પૂજા પહેલાંની પેઠેજ ચાલવા લાગી. કારીગરોએ એક નવી મૂર્તિ બનાવી, પણ તેને ગોવિંદજીના મંદિરના એક ખૂણામાં રાખી મૂકવામાં આવી. એની પ્રતિષ્ઠા થઇ નહિ.

( 'સદાલાપ'માંથી )

# ૨૭૮–पुरुषार्थमां लोकमान्य तिलकनी श्रद्धा

ઇ. સ. ૧૯૦૮ માં લોકમાન્ય તિલક તળેગામમાં પૈસાફંડની આવકમાંથી સ્થાપેલું કાચનું કારખાનું તથા સમર્થ વિદ્યાલય જોવા સારૂ ગયા હતા. ત્યાં એમને ઘણા વિદ્વાનો મળવા આવ્યા. પ્રૉફેસર બિજાપુરકર પણ એમની સાથે વાતચીત કરવા આવ્યા હતા. રાષ્ટ્રીય શિક્ષણનો વિષય નીકળ્યો અને ઘણી રસભરી ચર્ચા ચાલી. એટલામાં પાછા ફરવાની ગાડીનો વખત થવા આવ્યો. લોકમાન્ય તિલકે જવાની તૈયારી કરવા માંડી. વાદવિવાદમાં રસ પડેલો હોવાથી પ્રૉફેસર બિજાપુરકરે કહ્યું કે " ભાઇ! જરા થોભો. ગાડીને આવવાની હજુ વાર છે. ગાડીનો વખત પણ થઇ જાય અને તમે એ ગાડીએ જવાના હશો તો તમારા સ્ટેશને પહોંચતા લગી ગાડી આવવાની નથી. હું ખાત્રીથી કહું છું કે, ગાડી 'લેટ' (મોડી) થશે. હું કહું છું તેનો અનુભવ કરી જુઓ."

લોકમાન્યે કહ્યું કે "ઋષિને રોજનું કર્તવ્યકર્મ ન ચૂકવા દેવા સારૂ ચંદ્ર-સૂર્ય સુદ્ધાં થોભી જાય એમ કહો છો! એવી કથા ઉપર કેટલો વિશ્વાસ રાખવો એની ચર્ચા અત્યારે હું કરવા બેસતો નથી; પણ મારેમાટે ગાડી 'લેટ' (મોડી) થાય અને દૈવ મારા ઉપર ઉપકાર કરે, એ વાતજ મારે માન્ય નથી. ગાડી વખતસર આવે અથવા મોડી આવે તોપણ હું તો વખતસર સ્ટેશન ઉપર જઇને બેસવાનો અને ગાડી મેળવવાનો. હું **પ્રયત્નવાદી** છું. દૈવનો ઉપકાર મારે જોઇતો નથી."

( 'લોકમાન્ય તિલકની યાદદાસ્ત અને ખ્યાતિ' માંથી)

## ૨૭૯–एक साचा देशभक्तनी चोकसी अने कर्तव्यनिष्ठा

મસ્જીદની આગળ વાજાં વગાડવાં કે ન વગાડવાં એ હિંદુ–મુસલમાનની તકરારનો મુખ્ય વિષય ઘણાં વર્ષોથી થઇ પડયો છે. આજથી પાંત્રીસેક વર્ષ ઉપર મહારાષ્ટ્રમાં પણ એજ કારણને લીધે અનેક સ્થળે તોફાન થયાં હતાં. નાશિક જીલ્લાના યેવલા ગામમાં પણ હિંદુ–મુસલમાનો વચ્ચે એવું એક તોફાન થયું. એ તોફાનનું ખરૂં કારણ શું અને એ કામમાં અંદરખાનેથી કોની ઉશ્કેરણી હતી, તે વિષયમાં લોકમાન્ય તિલકે 'કેસરી' પત્રમાં એક લેખ લખ્યો હતો. એવા પ્રસંગે લોકમાન્ય કાંઇ બીજાઓએ પૂરી પાડેલી હકીકતને આધારે ટીકા કરતા નહોતા; પણ જાતેજ તપાસ કરીને ખરૂં કારણ શોધ્યા પછીજ લેખ લખતા. આ પ્રસંગે પણ તોફાનવાળા ગામમાં જાતેજ તપાસ કરવા ગયા હતા. યેવલા ગામ જવાનું થયું તે વખતે એમના બીજા પુત્ર રામભાઉ ઘણા માંદા હતા. મંદવાડ ભયંકર હોવાથી એમણે જવાનું માંડી વાળવું, એમ મિત્રો અને સંબંધીઓએ સલાહ આપી; પરંતુ વર્તમાનપત્રકાર-તરીકેના પોતાના કર્તવ્ય અને જવાબદારીનું સ્મરણ કરીને પુત્રને ભારે મંદ-વાડમાં મૂકીને પોતે યેવલા ગામ ગયા અને જોઇતી તપાસ કરી આવ્યા.

આવી ઉંડી કાળજી અને કર્તવ્યપરાયણતાને લીધેજ લોકમાન્ય પોતાના પત્ર 'કેસરી'ને પ્રભાવશાળી બનાવી શકયા હતા.

('લોકમાન્યની યાદદાસ્ત અને ખ્યાતિ'માંથી)

## ૨૮૦–धर्मप्रचारने खातर देहनो भोग आपनारा विद्यार्थी

પ્રાચીનકાળમાં આજથી આશરે અઢી હજાર વર્ષ પૂર્વે પટણાની પાસે નાલંદ નામના ક્ષેત્રમાં એક મોટું વિશ્વવિદ્યાલય હતું.ભગવાન બુદ્ધે ત્યાં નિવાસ કરી વ્યાખ્યાનો આપ્યાં હતાં, ભગવાન મહાવીરસ્વામીએ પણ ત્યાંથી જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને ત્યાં સ્વધર્મનાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. એની ખ્યાતિ જગતમાં પ્રસરી રહી હતી અને હાલ આપણા દેશના વિદ્યાર્થીઓ જ્ઞાન મેળવવા યૂરોપ, અમેરિકા અને જાપાન જાય છે, તેમ એ વખતમાં ચીન,કોરિયા, સિયામ, લંકા,

તુર્કસ્તાન, ખોતાન અને યૂનાન આદિ દેશોમાંથી વિદ્યાર્થીઓ નાલંદમાં ભણવા આવતા. પ્રખ્યાત ચીની મુસાફર હ્યુએનસૂંગ લખે છે કે, સંસારમાં એવો એક પણ દેશ નહિ હોય, કે જેને નાલંદ વિશ્વવિદ્યાલય જાણીતું નહિ હોય અથવા એવી એક પણ જાતિ નહિ હોય, કે જે જાતિનો એક પણ વિદ્યાર્થી નાલંદમાં શિક્ષા લઈ મહાપંડિત ન બન્યો હોય ! ઇસ્વીસનના સાતમા સૈકામાં એ વિશ્વવિદ્યાલયમાં દશ હજારથી વધારે વિદ્યાર્થીઓ ભણતા હતા અને તેમને હજારો અધ્યાપકો ભણાવતા હતા.

એ વિશ્વવિદ્યાલયમાં ભણવા સારૂ હ્યુએનસંગ ચીનથી આવ્યો હતો. ત્યાં એને આચાર્યો તથા વિદ્યાર્થીઓ તરફથી સારૂં માન મળ્યું હતું. તેમણે એની સાથે એવો વ્યવહાર રાખ્યો હતો કે, એને એક દિવસ પણ એમ લાગ્યું નહોતું કે હું પરદેશમાં છું. એ ચીની વિદ્વાન જ્યારે ભણીને પાછો સ્વદેશ ગયો, ત્યારે ઘણી બૌદ્ધ મૂર્તિઓ અને બૌદ્ધ ધર્મના ગ્રંથોની હાથે કરેલી નકલો સાથે લઇ ગયો હતો. એને વળાવવા સારૂ એના પ્રેમમાં મુગ્ધ થયેલા અનેક વિદ્યાર્થીઓ સિંધુ નદીના મુખસુધી જવા તૈયાર થયા હતા; પરંતુ દુર્ભાગ્યે એવું બન્યું કે, અડધે રસ્તે વહાણ તોફાને ચઢયું ! વહાણમાં પાણી ભરાવા લાગ્યું અને ડૂબવાની તૈયારી થવા લાગી. હ્યુએનસંગની બધી મહેનત નિષ્ફળ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો. નાલંદના તે બ્રહ્મચારીઓએ એ સમયે અસાધારણ સાહસનો પરિચય આપ્યો. એમણે વિચાર્યું કે, આ મૂર્તિઓ અને આ અમૂલ્ય ધર્મગ્રંથો નદીમાં ડૂબી જશે અને તેથી આપણા ધર્મના પ્રચાર ચીનદેશમાં કરવાનો લાગ નહિ મળે. ગમે તેમ કરીને એ પવિત્ર સ્મારકો બચાવવાનો તેમણે સંકલ્પ કર્યો અને દેહલાલસા દૂર કરીને અમર આયુષ્ય મેળવવા નદીના પ્રવાહમાં તેઓ કૂદી પડ્યા ! જોતજોતામાં એમના પવિત્ર દેહ તણાઇ ગયા ! પોતાના દેહ સરિતાને સમર્પણ કરી દઇને આવી રીતે તેમણે વહાણમાંનો ભાર હલકો કર્યો અને હ્યુએનસંગનાં પુસ્તકોનું રક્ષણ કર્યું. આશ્રમવાસી વિદ્યાર્થીઓનો એ અનન્ય આત્મભોગ નાલંદ વિદ્યાલયના શિક્ષણનોજ પ્રભાવ હતો અને અમારા એ ભારતવાસી આર્ય બ્રહ્મચારી વિદ્યાર્થીઓનાં બલિદાનથીજ ચીનદેશમાં ધર્મનું જ્ઞાન ફેલાવા પામ્યું હતું.

સ્વેચ્છાથી અપાયલાં આવા પ્રકારનાં બલિદાનો તો હાલના સુધરેલા દેશોનાં વિશ્વવિદ્યાલયોના ઇતિહાસમાં પણ વિરલજ નોંધાયાં હશે.×

---

× રા. રા. માધવરાવ ભાસ્કરરાવ કર્ણિકના ફેબ્રુઆરી ૧૯૨૭ ના ‘સમાલોચક’ માં છપાયેલા લેખ ઉપરથી

# ૨૮૧–લો૦ तिलककी शरीरने सुदृढ बनाववानी काळजी

મનને મજબૂત બનાવવું હોય તો શરીરને નિરોગી અને સુદૃઢ બનાવવાની આવશ્યકતા છે, એ સિદ્ધાંત લોકમાન્ય તિલક નાનપણથીજ સમજ્યા હતા. બ્રાહ્મણજાતિના ઉંચા કુળમાં જન્મેલા, એટલે બચપણમાંજ એમનું લગ્ન થઇ ગયું હતું. એમનાં પત્નીની તબિયત વધારે સારી હતી તથા તેમનું શરીર વધારે સુદૃઢ દેખાતું હતું. આથી કરીને લોકમાન્યના મિત્રો કોઇ કોઈવાર તેમની મશ્કરી પણ કરતા. લોકમાન્યે એ ખામી દૂર કરવાનો સંકલ્પ કર્યો અને એક વખત સંકલ્પ કર્યો એટલે પૂરો કર્યેજ છટકો, એવો એમનો સ્વભાવ હતો. શરીરને ખીલવવા પાછળ એમણે કૉલેજના અભ્યાસમાં એક આખું વર્ષ કસરત કરવા પાછળ ગાળ્યું. એ વરસમાં એમણે ચોપડી પણ ઉઘાડી નહિ. સવાર–સાંજ તાલીમજ લીધા કરી. એ કસરતને લીધે તેમનું શરીર સારી રીતે કસાયું તથા નિરોગી બન્યું. જીવનપર્યંત થાક્યાવગર ઉત્સાહભેર જે દેશસેવા તિલક મહારાજ કરી શક્યા તે આ કાળજી ને કસરતના પ્રતાપે !

તેમનો અભિપ્રાય એવો હતો કે, શરીરને મજબૂત બનાવવા માટે ક્રિકેટ, ટૅનિસ વગેરે રમતો એટલી કામની નથી. દેશી પદ્ધતિ પ્રમાણે વ્યાયામ (કસરત) કરવાની જરૂર છે. પોતાના ઘરનાં છોકરાંઓમાટે દેશી પદ્ધતિથી વ્યાયામ કરવાની ગોઠવણ તેમણે પોતાના વાડામાં કરી હતી.

વ્યાયામસંબંધે લોક્માન્યને એટલી બધી કાળજી હતી કે, પોતે માંડલેની જેલમાંથી ઘર આગળ જે પત્રો લખતા, તેમાં પણ છોકરાંઓને કસરત કરાવવા બાબત હમેશાં સૂચના આપતા તથા છોકરાઓ દરરોજ કેટલી બેઠકો કરે છે તે વિષે પૂછાવતા.

( 'લોકમાન્યની યાદદાસ્ત અને ખ્યાતિ'માંથી )



# ૨૮૨–રુશિયાના ઝારનું સૈનિકમાટે માન

રૂશિયાના બાદશાહને ઝાર કહે છે. એક ઝારને પ્રજાનાં સુખ–દુઃખ જાતે જોવાનો ઘણો શોખ હોવાથી ઘણી વાર સાદા વેશમાં, કોઈપણ જાતના હથિયાર કે અંગરક્ષકને સાથે રાખ્યાવગર બહાર ફરવા નીકળી પડતો. એવી રીતે તે એક દિવસ શિયાળાની ઋતુમાં મોસ્કો નગરમાં જઈ રહ્યો હતો. પ્રજાવત્સલ રાજાને ઓળખતાં રૈયતને વાર લાગી નહિ. તેમણે 'બાદશાહ સલામતનો જય હો !'ના હર્ષનાદથી તેને વધાવી લીધો.

એજ સમયે રસ્તામાંથી એક ગરીબ મનુષ્યનું શબ લઈને લોકો તેને દફનાવવા જઈ રહ્યા હતા. ખ્રિસ્તીઓના મડદાને હિંદુઓની પેઠે ઠાઠડીમાં બાંધતા નથી કે મુસલમાનોની પેઠે પલંગ ઉપર સુવાડતા નથી; પણ એક સુંદર બંધ પેટીમાં લઇ જાય છે અને એ પેટીસહિત મડદાને જમીનમાં દફનાવવામાં આવે છે. એ પેટીને કૉફીન કહે છે. એ કૉફીન ઘડવામાં અને તેને સુંદર ફૂલના હારતોરાથી શણગારવામાં ખ્રિસ્તીઓ પુષ્કળ ખર્ચ કરે છે, પણ આ તો એક ગરીબ માણસનું કૉફીન હતું, એટલે બહુજ સાદું અને જીર્ણ થઇ ગયેલું હતું. એને ખેંચી જનારો માણસ પણ એક ગરીબ ડોસો હતો. શબનો ભાર નહિ ખેંચાયાથી એ બિચારો કમરમાંથી વળી જતો હતો. બીજું કોઇ એની સાથે નહોતું. રૂશિયાંના બાદશાહે એ દેખાવ જોયો અને દયાથી પ્રેરાઇને પૂછ્યું કે 'ભાઇ ! તું કોના શબને કબરસ્તાનમાં લઇ જાય છે ?' પેલાએ ટુંકામાંજ પતાવ્યું કે 'એક સિપાઇ મરી ગયો છે.'

બાદશાહના હૃદય ઉપર ઘણી ઉંડી અસર થઈ. રૂશિયાના એક સૈનિકની આવી ગરીબાઇ ! આટલી બધી દુર્દશા ! જેણે આખી જીંદગીસુધી પોતાના દેશને માટે દેહ સમર્પણ કર્યો, તેની અંતસમયે આવી બેકદર ! એણે કહ્યું કે "રૂશિયાનો બહાદુર સિપાઇ ગમે તેટલો ગરીબ હોય, તોપણ તેનું શબ કોઈપણ જાતના સન્માનવગર આવી રીતે શ્મશાનમાં જાય એ વ્યાજબી નથી. મારા દેશનો સિપાઈ કુતરાને મોતે મરે તે મને પોતાને કે મારા દેશને ન શોભે. ચાલ, હું તારી સાથે આવું છું."

રૂશિયા દેશનો સ્વામી એ સૈનિકના સન્માનને ખાતર શિર નીચું નમાવીને ધીમે પગલે તેના શબની સાથે સાથે ગયો. શિયાળાની મોસમ હતી,

રસ્તામાં બરફ પથરાયેલો હતો, વાટ સુગમ નહોતી, પણ ફશાની પરવા એ નરેંદ્રે કરી નહિ.

એ રસ્તામાં થઇને જનારા માણસો ઝારને એ ગરીબની પાયદસ્તમાં જતો જોઇને આશ્ચર્ય પામ્યા. તેઓ પણ પોતાનો કામધંધો છોડીને ઝારની પાછળ પાછળ ગયા. જોતજોતામાં તો હજારો માણસો એ સરઘસમાં જોડાયા. મોટા સરદારોને પણ છેલ્લું માન આપવા માટે જેટલી મેદની એકઠી ન થાય તેવી મોટી ભીડ આ ગરીબ સૈનિકના કૉફીનની સાથે શ્મશાનમાં પહોંચી.

આ બધું રૂશિયાના ઝારની લાગણી અને ઉદારતાનુંજ પરિણામ હતું.

જે બાદશાહ પોતાના સૈનિકોની આટલી બધી કદર કરે, તેને ખાતર સિપાઇઓ પણ પ્રાણ આપવા તૈયાર થાય અને તેના પ્રજાજનો સૈન્યમાં જોડાય, એમાં આશ્ચર્યજ શું !

('ન્યુ રૅાયલ રીડર્સ'ઉપરથી)

## ૨૮૩–સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેની પ્રમાણિકતા

પરમ દેશભક્ત શ્રીયુત ગોપાળકૃષ્ણ ગોખલે બાલ્યાવસ્થામાં જ્યારે નિશાળમાં ભણતા હતા, ત્યારે એક દિવસે માસ્તરે ઘેરથી કેટલાક હિસાબના દાખલા ગણી લાવવાને આપ્યા. ગોપાળરાવને એમાંનો એક પ્રશ્ન આવડતો નહોતો, એટલે બીજા વિદ્યાર્થીની મદદથી કર્યો. નિશાળમાં બધાના જવાબ તપાસવામાં આવ્યા. ગોપાળરાવના બધા જવાબ સાચા હતા.

એ જોઇને એમના શિક્ષક ઘણાજ પ્રસન્ન થયા અને એમને કાંઈક ઈનામ પણ આપવા લાગ્યા. બાળક ગોપાળે ઈનામ તો ન લીધું, પણ ઉલટા રડવા લાગ્યા. એ જોઇને ગુરુજીને ઘણું આશ્ચર્ય લાગ્યું અને કારણ પૂછવા લાગ્યા. બાળકે હાથ જોડીને નમ્રતાથી કહ્યું કે "આપ તો એમ સમજ્યા હશો કે, આ બધા સવાલના જવાબ મેં પોતાની મેળેજ લખ્યા છે. ખરી વાત એવી નથી. એમાંનો એક દાખલો મેં મારા મિત્રની મદદથીજ ગણ્યો છે. કહો, હવે હું ઇનામ મેળવવાને લાયક છું કે સજાને પાત્ર છું ?"

એ સાંભળી ગુરુજી ઘણા ખુશ થયા અને તેમણે એમના હાથમાં ઇનામ મૂકતાં કહ્યું કે 'હવે આ ઇનામ હું તને તારી સચ્ચાઇ માટે આપું છું.'

( મધ્યપ્રદેશવાળી 'હિંદી કી દૂસરી કિતાબ'માંથી )

# ૨૮૪–ડાકોરમાં ગરીબ ભક્તના ઢબુનો ઝળકી ઉઠેલો રંગ

ત્રાંબેકર એક શ્રીમંત દક્ષિણી ગૃહસ્થ હતા. પેશ્વા સરકારે એમને ડાકોર જાગીરીમાં આપ્યું હતું. ત્રાંબેકરે ત્યાં મંદિર બંધાવ્યું. મંદિર તૈયાર થયું, એટલે એમાં રંગ થવા માંડયો. એ અરસામાં એક ગરીબ વૈષ્ણવ દર પૂનમે શ્રીરણછોડરાયજીનાં દર્શન કરવા આવે. એને મંદિરના રંગો બહુ ગમ્યા અને પોતાની પાસે ફક્ત એક ઢબુ પૈસો હતો, તે કડીઆઓને આપી આવ્યો; ને કહી ગયો કે, મ્હારા ગરીબ તરફથી પણ આ બે પૈસાનો રંગ લાવીને એમાં વાપરજો.

પછી રંગ થયો ત્યારે કડીઆઓ કહેવા લાગ્યા કે,આખા મંદિરમાં સૌથી સરસ રંગ જો શોભતો હોય તો તે પેલા ગરીબ વૈષ્ણવના ઢબુનો છે. એ બે પૈસાનો જે રંગ આણીને અમે નાખ્યો તે સૌથી જૂદો પડે છે અને ઝળકી રહ્યો છે!

ત્રાંબેકરના હજારો રૂપિયા કરતાં પેલા ગરીબ વૈષ્ણવનો રંગ શાથી ચઢી ગયો? કારણ કે એની ભક્તિ સાચી હતી. ત્રાંબેકરને કીર્તિ વિશેષ પ્રિય હતી. વૈષ્ણવના સાચા અંતઃકરણનો પ્રેમ ત્રાંબેકરના ધનવૈભવ કરતાં ચઢી ગયો. ત્રાંબેકર પણ પુણ્યશાળી પુરુષ હતા. એમણે જ્યારે આ વાત સાંભળી, ત્યારે એમના ગર્વનાં પડળ ઉઘડી ગયાં. પછી એ પેલા વૈષ્ણવને પગે લાગતા અને એના જેવી ભક્તિ પોતાના હૃદયમાં ઉદય પામે તે માટે રણછોડરાયની પ્રાર્થના કરતા.

('કુમાર'ના શ્રાવણ સં. ૧૯૮૨ના અંકમાંના ડૉ. હરિપ્રસાદ દેસાઈના લેખપરથી)

# ૨૮૫–સ્કૉટલૅંડના એક ભિખારી બાળકની પ્રમાણિકતા

એક પ્રવાસી સ્કૉટલૅંડની મુસાફરી કરતો કરતો એડીનબરો નગરમાં જઈ ચઢયો. ત્યાં આગળ એક ચીંથરેહાલ છોકરો એની પાસે ભીખ માગવા આવ્યો. પેલા ગૃહસ્થે ભીખારીને ટાળવા સારૂ બહાનું કાઢયું કે, મારી પાસે પરચુરણ નથી. પેલા ગરીબ છોકરાએ વિનયપૂર્વક કહ્યું કે, સાહેબ! હું પરચુરણ લાવી આપું.

હવે તો આ પીડા ગમે તેમ કરીને ટળે તો સારૂં, એમ ધારી પેલા પ્રવાસીએ તેના હાથમાં એક શિલિંગ મૂકયો. છોકરો સમજયો કે, આ શિલિંગ

વટાવવા સારૂ આપ્યો છે; માટે એ દોડતો દોડતો પરચુરણ લેવા ગયો.

એ પાછો ફર્યો, ત્યારે મુસાફર ત્યાં નહોતો. એ તો ચાલ્યો ગયો હતો. જે જગ્યાએ મુસાફરે તેને શિલિંગ આપ્યો હતો, ત્યાં આગળ જઇને એ છોકરાએ ઘણાયે દિવસસુધી એની વાટ જોઇ. આખરે એક દિવસ તેણે એજ સદ્‌ગૃહસ્થને એ રસ્તે થઇને જતાં જોયો. જોતાંવારજ એ દોડીને તેની પાસે ગયો અને કહ્યું કે 'સાહેબ! આ રહ્યું આપનું પરચુરણ, મેં તે સાચવી રાખ્યું છે.' એમ કહી તેણે બાર પેન્સ ગણીને પેલા ગૃહસ્થના હાથમાં આપ્યા. પેલો સદ્‌ગૃહસ્થ બાળકની પ્રમાણિકતાથી ઘણોજ પ્રસન્ન થઈ ગયો. તેણે એને નિશાળે મૂકયો અને ભવિષ્યમાં મદદ આપતા રહેવાનું વચન આપ્યું.

એ બાળકને એની માતાની પાસેથી સારૂં શિક્ષણ મળ્યું હતું. એની માતાનો ઉપદેશ હતો કે, બેટા! ગમે તેટલું દુઃખ પડે તોપણ પારકી વસ્તુને વાપરતો નહિ.

ધર્મશાસ્ત્રો પણ એમજ કહે છે કે, પારકા ધનનો લોભ કરશો નહિ.

('ન્યુ રૉયલ રીડર્સ' ઉપરથી)

## ૨૮૬–एक अंग्रेज गृहस्थनी सत्यपरायणता

ઇંગ્લૅંડમાં ચાર્લ્સરાજાની આપખુદ સત્તા તથા અન્યાયી રાજ્યપ્રબંધથી કંટાળી પ્રજાએ તેની વિરુદ્ધ પ્રજાસત્તાક રાજ્યની હીલચાલ કરી હતી અને રાજાને પદભ્રષ્ટ કર્યો હતો.એ કામમાં જે મહાપુરુષોએ પ્રજાના મતાનુસાર રાજ્યની સ્થાપના કરવામાં આગળ પડતો ભાગ લીધો હતો, તેમાં 'પીમ' નામનો એક સદ્‌ગૃહસ્થ હતો. એ ઘણોજ સત્યપરાયણ હતો. એક વાર પાર્લામેન્ટમાં તેને કાંઇક કહેવાનું હતું, પણ એ કહી દીધાથી એને પોતાને નુકસાન થાય એમ હતું. એના મિત્રોએ સલાહ આપી કે, આવે પ્રસંગે બહુ ડાહ્યા થવામાં માલ નથી. જાણે કાંઇ જાણતાજ નથી એમ ચૂપ બેસી રહેવામાંજ શાણપણ છે. પરંતુ ધીર પુરુષોને મનથી સત્ય એજ ઉંચામાં ઉંચી નીતિ છે. પીમે પોતાના હિતૈષીઓની સલાહ નહિ ગણકારતાં ઉત્તર આપ્યો કે "મને ભલે હાનિ થાય પણ સત્યને હાનિ થાય, એ વાત મારાથી સહન થઇ શકે એમ નથી; માટે હું તો સાચુંજ બોલીશ. ભલે જે થવાનું હોય તે થાય."

( 'બાળવિલાસ' માંથી)

# ૨૮૭–મોડા થવાનું માઠું ફળ

ઈંગ્લૅંડના એક ચિત્રકારે મહારાણીનું ચિત્ર ચીતરવાની પરવાનગી માગી. એ પરવાનગી એને આપવામાં આવી. આ જેવું તેવું સન્માન નહોતું. એને લીધે એ ચિત્રકારની આબરૂ આખા દેશમાં વધી પડે અને એ પુષ્કળ ધન કમાય એમ હતું. મહારાણી સાહેબે વખત નક્કી કર્યો અને કહ્યું કે, એ વખતે તમે અમુક જગ્યાએ જરૂર આવજો. હું તમારી સામે બેસીશ, તમે ચિત્ર ચીતરજો. નક્કી કરેલે સ્થાને અને તેજ સમયે મહારાણી તો પહોંચી ગયાં, પણ પેલો ચિત્રકાર ન પહોંચ્યો, તે જરા મોડો થયો. જ્યારે એ ત્યાં પહોંચ્યો ત્યારે નોકરે એને કહી સંભળાવ્યું કે "મહારાણી અહીંઆં પધાર્યાં હતાં અને તમારી વાટ જોઈ પાછાં સીધાવ્યાં છે. હવે તેઓ પાછાં નહિ આવે."

ગરીબ ચિત્રકારના નસીબ ઉપર પાણી ફરી વળ્યું.

('ન્યુ રૉયલ રીડર્સ' ઉપરથી)

# ૨૮૮–एक म्होटा धर्मगुरुनी सभ्यता

ક્લીમેન્ટ ચૌદમાને જ્યારે પોપની મહાન પદવી મળી, ત્યારે દેશ–વિદેશના રાજાઓના અનેક પ્રતિનિધિઓ તેને મુબારકબાદી આપવા સારૂ જવા લાગ્યા. એ દરેક એલચી પોપને ઝૂકીને સલામ કરતો અને પોપ પણ એવીજ રીતે નમીને તેમને સલામ કરતા. એ જોઈને પોપના બક્ષીએ કહ્યું કે 'પૂજ્ય પોપ મહોદય ! આપે એ લોકોને વળતી સલામ કરવાની જરૂર નથી.' પોપે કહ્યું કે 'ઠીક, સમજ્યો; માફ કરજો. પોપની ગાદીએ બેઠે મને ઝાઝો સમય થયો નથી, એટલે હું સારી રીતભાત હજુ ભૂલી ગયો નથી.'

આપણને નમસ્કાર કરનાર મનુષ્ય આપણા કરતાં દરજ્જામાં ઉતરતો હોય, તોપણ એને સામા નમસ્કાર કરવા એ સારી રીતભાત સૂચવે છે. એથી ઉલટી રીતભાત મિથ્યાભિમાન સૂચવે છે. આજકાલ મોટા રાજાઓ પણ પોતાને સલામ કરનારને સામી સલામ કરીને પોતાની ખાનદાની અને સભ્યતાનો પરિચય આપે છે.

('ન્યુ રૉયલ રીડર્સ' ઉપરથી)

## ૨૮૯–સફળતાની ચાવી

જૉન હંટર એક પ્રસિદ્ધ દાક્તર થઈ ગયા છે. એ ઘણા વિદ્વાન વૈદકવિદ્યામાં એમણે અનેક શોધખોળ કરી હતી.વિદ્યાભ્યાસમાં તે એટલા નિમગ્ન રહેતા કે, રાત્રે ફક્ત ચાર કલાક સૂતા અને દહાડે ભોજન કરી પછી એક કલાક સૂતા. એમને કોઇએ પૂછ્યું કે 'આપે આટલાં બધાં કા સફળતા કેવી રીતે મેળવી ?' એના ઉત્તરમાં એમણે જણાવ્યું કે " સિદ્ધાંત છે કે, કોઇ પણ કામ શરૂ કરતાં પહેલાં હું સારી પેઠે વિચારી છું કે મારાથી એ કામ પાર પડશે કે નહિ. જો થઇ શકે એવું હોય તો એની પાછળ મહેનત કરવામાં હું કસર રાખતો નથી. એક વાર કામનો રંભ કર્યો તો પછી એને પાર ઉતારીનેજ અટકું છું. એજ સિદ્ધાંત ઉપ લ્યાથી મને સફળતા મળી છે."

( 'સ્વાવલંબન'માં

## ૨૯૦–ધાર્મિક સુધારા ઉપરજ બધા સુધારાનો આધાર

ઇ. સ. ૧૮૯૭ ના મે અથવા જુન માસમાં સ્વામી વિવેકાનંદજી હિ લયના પહાડ ઉપર અલ્મોડામાં કૅપ્ટન સેવરને બંગલે બિરાજી રહ્યા ત્યારે મહાત્મા અશ્વિનીકુમાર દત્ત એમની મુલાકાતે ગયા હતા. બન્ને બીજાને પહેલેથી ઓળખતા હતા. અનેક વિષયો ઉપર પ્રેમથી વાતચીત લાગી. વાર્તાના પ્રસંગમાં અશ્વિનીબાબુએ સ્વામીજીને પૂછ્યું કે "આપે સ દુનિયાની મુસાફરી કરી છે અને આધ્યાત્મિકતાથી લાખો મનુષ્યોને તૃપ્ત છે, તો મને બતાવો કે ભારતવર્ષનો મોક્ષ કયો રસ્તો લીધાથી થશે ?"

સ્વામીજીએ કહ્યું કે "તમે ગુરુદેવ પાસેથી એ વિષયમાં જે કાંઇ સાં છે તે ઉપરાંત હું કાંઇ વધારે બતાવી શકીશ નહિ–અર્થાત્ **ધર્મજ આ જીવનનો સાર છે**; અને જેટલા પણ સુધારા જરૂરી છે તે બધા ધર્મ મારફતે થવા જોઇએ, કે જેથી સાધારણ જનસમાજ પણ એનો સ્વીકાર શકે. બાકી બીજા બધા ઉપાય તો ગંગાજીને તેના મૂળ હિમાલયની તરફ હડસેલીને નવે રસ્તે લઈ જવાનો પ્રયત્ન કરવો,એના જેટલાજ અસંભવિત

( 'પ્રબુદ્ધ ભારત'માં

## ૨૯૧–लोकमान्य तिलकनी दुःखमां पण शान्ति

ઇ. સ. ૧૯૦૨–૩ માં પૂનામાં બહુજ જોરમાં પ્લેગ ફાટી નીકળ્યો હતો. લોકમાન્ય શહેરબહાર ઝુંપડામાં રહેતા હતા. ત્યાં પણ વિકરાળ પ્લેગ એમની પાછળ ગયો અને તેમના મોટા પુત્ર વિશ્વનાથનો ભોગ લીધો. વિશ્વનાથ એ સમયે ફર્ગ્યુસન કૉલેજમાં ભણતો હતો અને આશાજનક યુવક હતો. એ એકજ અઠવાડીઆમાં લોકમાન્યના એક પિતરાઇ ભાઇ અને ભાણેજ પણ પ્લેગનો ભોગ થઈ પડયા. ઉપરાઉપરી આવી પડેલી આવી આપત્તિઓ ભલ-ભલાને પણ હતાશ કરી નાખે એવી હતી. તિલક મહારાજને પણ અસહ્ય આઘાત લાગ્યો, પણ એ સાચા જ્ઞાની હોવાથી ચિત્તની શાંતિ ખોઇ બેઠા નહિ. એમને આશ્વાસન આપવા રા. વિશ્વનાથ કેતકર નામના એમના એક મિત્ર ગયા. તેમને એમણે કહ્યું કે "અરે ભાઈ! ગામની હોળી સળગે ત્યારે દરેક ઘરવાળાએ છાણાં આપવાં પડે છે, તે પ્રમાણે આમાં પણ થયું છે."

## ૨૯૨–नाना फडनवीसनो दृढ संकल्प

ઇચ્છાશક્તિ બહુ પ્રબળ શક્તિ છે. દઢ ઇચ્છા હોય તો માણસ ગમે તેટલું અઘરૂં કામ પણ કરી શકે છે.

માધવરાવ પેશ્વાએ મરતી વખતે કહ્યું હતું કે "મારી ત્રણ ઇચ્છાઓ મનમાં ને મનમાંજ રહી ગઇ. એક તો હું ગિલજાઇ જાતિના લોકોને હરાવવા માગતો હતો. બીજી અભિલાષા સુલ્તાન હૈદરઅલ્લીને નીચું દેખાડવાની હતી અને ત્રીજી વાસના એ હતી કે, હું મારૂં દેવું ચૂકવી દેવા માગતો હતો."

નાના ફડનવીસ ત્યાં આગળ બેઠા હતા. તેમણે એ સાંભળીને પ્રતિજ્ઞા કરી કે "એ ત્રણે વાતોને હું પાર પાડીશ." એ એમની ખાલી બડાશ નહોતી, પણ દઢ સંકલ્પ હતો. એ દિવસથી એ ત્રણે સંકલ્પ પાર પાડવાના ઉદ્યોગમાં તે લાગ્યા અને ત્રણે વાતો પાર પાડી ત્યારેજ અટક્યા.

એક વિદ્વાને કહ્યું છે કે, ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિને માટે દઢ સંકલ્પ કરનારના મનને અને નીચાણમાં વહેતા પાણીની ગતિને કોણ રોકી શકે એમ છે?

('સ્વાવલંબન'માંથી)

# ૨૧૩–हवे केवुं शिक्षण अपाववानी जरूर छे.

શ્રી અશ્વિનીકુમાર બાબુએ સ્વામીજીને એક વખતે પૂછયું કે, મારે દેશ-સેવાનું કયું કામ કરવું જોઇએ ? તેના ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું કે "હું જાણું છું કે, તમે કેળવણીની બાબતમાં કામ કરી રહ્યા છો. એ ઘણું સારૂં કામ છે. તમારી અંદર એક મહાન શક્તિ કામ કરી રહી છે અને વિદ્યાનું દાન એ સૌથી મોટામાં મોટું દાન છે; પરંતુ એટલું ધ્યાનમાં રાખજો કે, માણસે કેળવણી લીધા પછી એ કેળવણીને સાધારણ લોકોમાં ફેલાવવી જોઇએ. તમે પોતાના વિદ્યાર્થીઓને સદાચારી ને વજ્ર જેવા મજબૂત બનાવજો. બંગાળી નવયુવકોનાં હાડકાંમાંથી એવાં વજ્ર બનશે, કે જે ભારતવર્ષની ગુલામીની બેડી તોડી નાખશે. તમે મને એવા થોડાક નવયુવકો આપી શકશો ? પછી તો હું આખી દુનિયાને હચમચાવી મૂકીશ."

"વળી તમે જ્યારે છોકરાઓને રાધાકૃષ્ણનાં ગીત ગાતાં સાંભળો, ત્યારે ધમકાવજો.આખો દેશ ઘોર અંધકારની તરફ આગળ વધી રહ્યો છે. જે મનુષ્યોને પોતાની જાત ઉપર કાબુ નથી,તે એવાં શૃંગારી ગીતો કેમજ ગાય ? જરા પણ અપવિત્રતા એમના ઉચ્ચ આદર્શોનો અમલ થવામાં અડચણ નાખશે. શું આ વાત મશ્કરીમાં ઉડાવી દેવા જેવી છે ? આપણે ઘણા દિવસસુધી ગાનતાન કર્યું અને નાચ્યાકૂદયા. હવે થોડા વખતસુધી પૂર્ણ શાંતિથી રહીશું તો કાંઈ વાંધો નથી. અત્યારે તો દેશને દૃઢ બનાવવો જોઇએ."

"અંત્યજોની પાસે જાઓ. ચમાર,ભંગી અને એમના જેવા બીજા માણસો પાસે જાઓ અને કહો કે 'તમે લોકો પણ દેશનો આત્મા છો અને તમારામાં એવી પારવિનાની શક્તિ ભરેલી છે, કે જે આખી દુનિયાને ઉથલપાથલ કરી શકે એમ છે. બંધનોને તોડીને ઉભા થઇ જાઓ અને આખી દુનિયા તમને જોઇને અચંબો પામશે.' જાઓ, એમને માટે નિશાળો ઉઘાડો અને એમને જનોઇ પહેરાવો. "

એમને જનોઇ પહેરાવવાની જરૂર તો અમને જણાતી નથી. જનોઇનો મહિમા તો દ્વિજોજ ઠીક રીતે સમજે તો બસ છે; પણ ભારતવર્ષની દરેક કોમને સારૂં શિક્ષણ આપવાની તથા તેમનામાં રાષ્ટ્રીયતાનો ભાવ જગાડવાની જરૂર છે. ભારતના ઋષિઓ, કવિઓ, તત્ત્વવેત્તાઓ વગેરે જે વારસો મૂકી ગયા છે, તેના ભાગીદાર આપણા એ નાના ભાઈઓ પણ છે. ('પ્રબુદ્ધ ભારત'માંથી)

## ૨૯૪–बादशाह नौशेरवाननो अदल इन्साफ

નૌશેરવાન ઈરાનનો બાદશાહ હતો. તેણે એક ગામમાં પોતાનો મહેલ બનાવ્યો. મહેલની સાથે એક સુંદર બગીચો પણ લગાવ્યો. મહેલની પડોશમાં એક વિધવા ડોશીની ઝુંપડી હતી. એ રાંધતી ત્યારે એના રસોડાનો ધુમાડો બાદશાહની બેઠકસુધી પહોંચતો. બાદશાહની બેઠકની રંગબેરંગી દિવાલો એથી કાળી પડી જતી. વજીરોએ ડોશીને સમજાવ્યું કે, ઘરના બદલામાં પુષ્કળ રૂપિયા લઈને તું આ ઘર છોડી દે; પરંતુ તેને ગળે એ વાત ઉતરી નહિ. બાદશાહ નૌશેરવાનને કાને જ્યારે એ વાત પહોંચી, ત્યારે તેણે પ્રધાનોને કહ્યું કે "ભાઈ! એ વાત જવા દો. બિચારી ડોશીનું એ ઝુંપડું બહુ જુના વખતનું છે. એને વેચવું કે ન વેચવું તેનો એને પૂરો અધિકાર છે. હું તેના ઉપર જરા પણ દબાણ કરવા નથી માગતો." એક દિવસે રૂમના બાદશાહનો એક રાજદૂત એમને મળવા ગયો. તેણે બાગ તથા મહેલની ઘણી પ્રશંસા કરી, પરંતુ બેઠકને કાળી થયેલી જોઈને મ્હોં મરડયું. નૌશેરવાન હસ્યો અને કહ્યું કે "એ ડોશીના ઝુંપડામાંથી જે ધૂમાડો નીકળે છે, તેણે આ બેઠકને અત્યંત સુંદર અને શોભાયમાન બનાવી દીધી છે. એની કાળાશથી મારી પ્રશંસા લખાઈ રહી છે કે જે સદા કાયમ રહેશે; અને લોકો વિચારશે કે, નૌશેરવાને બાદશાહ હોવા છતાં પણ એક ગરીબ ડોશી ઉપર અન્યાય અને જુલમ નથી કર્યો." રાજદૂત બોલ્યો કે "આપને ધન્ય છે! આપના જેવા બાદશાહ થવું એ ઘણું અઘરૂં કામ છે."

બીજાને અન્યાય ન કરવો, બીજાની ભલાઈ કરવી એજ સાચો યજ્ઞ છે. જે બીજાને માટે જીવે છે, તેનુંજ જીવ્યું સાર્થક છે. જે કેવળ પોતાનાજ સુખ અને સ્વાર્થને માટે જીવે છે, તેનું જીવન મૃત્યુ કરતાં પણ ખરાબ છે.

('દૃષ્ટાંતાંજલિ'માંથી)

## ૨૯૫–प्रमाणिकतानो आधार त्रेवड अने करकसरमां छे.

ફ્રાન્સિસ હાર્નરના પિતાએ પોતાના પુત્રને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતી વખતે નીચેની ઉત્તમ સલાહ આપી હતી:–"હું ચાહું છું કે, તું બધી રીતે સુખી થાય, પરંતુ સાથે સાથે હું કરકસર ઉપર બહુ ભાર મૂકવા માગું છું. બધાને માટે એ જરૂરનો ગુણ છે અને ટુંકા વિચારવાળા માણસો એનો ગમે તેટલો તિરસ્કાર ભલે કરે, પરંતુ એ ગુણને લીધે સ્વતંત્રતા જરૂર મળે છે

અને સ્વતંત્રતા મેળવવી એ દરેક મનુષ્યનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ."

દરેક માણસે આવક કરતાં ખર્ચ ઓછું રાખવું જોઇએ. જે વસ્તુવગર સહેલાઇથી ચલાવી શકાય તે વસ્તુ ખરીદવીજ ન જોઈએ. એવી રીતે કરકસર કર્યાથી માણસ ઘણાં સારાં કામો કરી શકશે. કરકસર અને ત્રેવડ એ પ્રમાણિકપણાનો મૂળ પાયો છે; પણ કરકસરને કંજુસાઇની હદસુધી ન લેવી જોઇએ.

('સ્વાવલંબન' માંથી)

## २९६–ॲडमिरल जरविसनो देवुं न करवानो संकल्प

ઍડમિરલ જરવિસે દઢ સંકલ્પ કર્યો હતો કે, ગમે તેટલું દુઃખ પડશે પણ કોઇનું દેવું નહિ કરૂં. એક વાર એમનો હાથ ભીડમાં આવ્યો. છ વરસ સુધી ધરાઇને ખાવાનું ન મળ્યું, પરંતુ એમણે કોઈની પાસેથી એક પાઇ પણ કરજે લીધી નહિ; તેમજ પોતાનું પ્રમાણિકપણું છોડયું નહિ.

એક વખત દેવું કરવાની ટેવ પડી જવાથી માણસ પોતાની આવક ઉપરાંત ખર્ચ કરે છે. રાતદિવસ મૂળ રકમ ઉપર વ્યાજ ચઢતું જાય છે અને આખરે ઘરબાર વેચવા વારો આવે છે. દેવું પતાવવા કેટલીક વાર માણસો ચોરી, લાંચરૂશ્વત વગેરે અપ્રમાણિક સાધનોની મદદ લઇ પાપના ખાડામાં પડે છે અને કેટલીક વાર આપઘાત પણ કરી બેસે છે.

('સ્વાવલંબન'માંથી)

## २९७–करोळीआ पासेथी शिखामण लेनार राजा ब्रूस

દુશ્મનોને હાથે સ્કૉટલૅંડનો રાજા બ્રૂસ ઘણી વાર હાર્યાપછી એક દિવસ નિરાશ થઇને બેઠો હતો. એવામાં એણે જોયું કે, એક કરોળીઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા માગે છે. એ કરોળીઆએ ઘણી વાર પ્રયત્ન કર્યો, પણ એ સફળ ન થયો; પરંતુ એથી એ નિરાશ થઇને બેસી રહ્યો નહિ. એણે એક વાર ફરીથી પ્રયત્ન કર્યો અને એ વખતે એને સફળતા મળી. કરોળીઆની એ ઉદ્યોગલીલા જોઇને રૉબર્ટ બ્રૂસ પણ ઝટ બેઠો થયો, એની ઉદાસી ચાલી ગઇ, એનામાં નવા ઉમંગનો સંચાર થયો, લશ્કર લઇને એણે ફરીથી એક વાર દુશ્મનો ઉપર હુમલો કર્યો અને ઘણા બહાદુર શત્રુઓને હરાવીને વિજય પ્રાપ્ત કર્યો.

('સ્વાવલંબન' માંથી)

# ૨૬૮–रघुनाथ शिरोमणिनी असाधारण विद्वत्ता

જે વિદ્વાનને લીધે આખા ભારતવર્ષમાં નવદ્વીપ ન્યાયશાસ્ત્રને માટે પ્રસિદ્ધ થયું છે, તેમનું નામ રઘુનાથ શિરોમણિ હતું. એ તીવ્ર બુદ્ધિના પંડિતની વાત સૌ કોઇએ જાણવા જેવી છે.”

રઘુનાથ પંડિત જન્મથી એક આંખે આંધળા હતા. તેમની નાની વયમાં તેમના પિતાનું મૃત્યુ થવાથી એ ઘણીજ ગરીબ સ્થિતિમાં આવી પડ્યા હતા. પાંચ વર્ષની ઉંમરે એક દિવસ માતાના કહ્યાથી પડોશના વાસુદેવ સાર્વભૌમની નિશાળમાં દેવતા લેવા સારૂ એ ગયા હતા. વારે ઘડીએ દેવતા માગ્યાથી એ નિશાળનો એક વિદ્યાર્થી એમના ઉપર ગુસ્સે થઇને એક મોટો અંગારો લાવીને બોલ્યો કે “લે, આ અંગારો શેમાં લઇશ?”બાળક રઘુનાથના હાથમાં કાંઇ નહોતું. નિશાળના છોકરાઓ એકાદ ઠીંકરાના કકડામાં દેવતા આપશે એમ ધારીને એ ત્યાં ગયા હતા, પણ અહીંઆં તો વિદ્યાર્થી હાથમાં અંગારો આપવા તૈયાર થયો; એટલે આ અસાધારણ બુદ્ધિવાળા બાળકે પોસમાં નીચેથી ધૂળ લઇને એના ઉપર અંગારો લીધો. આ પ્રમાણે અઘરા કોયડાને છોડવાનો આરંભ નાની વયથીજ થયો હતો. વાસુદેવ પંડિત બાળકની આવી તીવ્ર બુદ્ધિ જોઇને આશ્ચર્ય પામ્યા અને મનમાં વિચારવા લાગ્યા કે, આ બાળક આગળ જતાં જરૂર કોઈ મોટો માણસ થશે; તથા એને હાથે કાંઈ અસાધારણ કામ થશે. તેમણે તેની વિધવા માતાને બોલાવીને તેની મંજુરી લઇને રઘુનાથને ભણાવવાનો તથા તેના ભરણપોષણનો ભાર પોતાને માથે લીધો. એ દિવસથી એમણે જાતેજ એને બારાખડી ભણાવવી શરૂ કરી; પરંતુ ભણવામાં પણ એવો વિચિત્ર વિદ્યાર્થી કોઇ દિવસ એમણે જોયો નહોતો. ગુરુજી કક્કો ભણાવવા લાગ્યા ત્યારે રઘુનાથે પૂછ્યું કે ‘ક’ પહેલાં કેમ અને ‘ખ’ કેમ નહિ? બંગાળીઓ ‘ય’ અને ‘જ’ ને એક સરખા બોલે છે અને શ, ષ, સ, એ ત્રણેને પણ એક સરખા બોલે છે. તેથી એ બાબતોનો પણ એમણે વાંધો લીધો. ટુંકામાં બારાખડી ભણવામાં પણ એમણે એટલા બધા સવાલો પૂછયા–એટલી બધી શંકાઓ ઉભી કરી કે એમના વિદ્વાન ગુરુજીને વર્ણમાળા ભણાવવામાં પણ વ્યાકરણનાં અઘરાં સૂત્રોનો ઉલ્લેખ કરવો પડયો. બાળક રઘુનાથની બુદ્ધિ જેવી તીવ્ર હતી, તેવીજ તેની સ્મરણશક્તિ પણ તીવ્ર હતી. ગુરુજી પ્રફુલ્લિત ચિત્તે બાળકને ભણાવવા લાગ્યા, એટલે એના

અભ્યાસમાં ઘણો ઝડપથી વધારો થવા લાગ્યો. કાવ્ય, વ્યાકરણ, કોષ અને સ્મૃતિશાસ્ત્ર ભણીને પછી રઘુનાથ ન્યાયશાસ્ત્ર ભણવા લાગ્યા. દિવસે જે પાઠ ભણતા તેને રાત્રે લખી લેતા અને તે સંબંધી જે કાંઈ શંકાઓ ઉભી થાય, તેનો બીજે દિવસે ગુરુજી પાસે ખુલાસો પૂછતા. એ પ્રમાણે કર્યાથી તર્કશાસ્ત્રમાં એમને અસાધારણ શક્તિ પ્રાપ્ત થઇ. રઘુનાથે નિરુક્ત નામની એક ટીકાના દોષ ગુરુને બતાવ્યાથી એ ઘણાજ પ્રસન્ન થયા અને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ સમાપ્ત કરવા સારૂ એને મિથિલા મોકલી આપ્યો. એમ કરવામાં એમનો છેવટનો ઉદ્દેશ એ હતો કે, જે વિદ્યા પોતે પણ મિથિલાના ગુરુની સાંકડી બુદ્ધિને લીધે શીખવા નથી પામ્યા, તે શીખી આવીને રઘુનાથ પોતાની અસાધારણ પ્રતિભાથી ત્યાંના પંડિતોને વાદવિવાદમાં હરાવે અને નવદ્વીપનું માન વધારે. એ વખતમાં લોકો પોતાના પ્રાંતનેજ દેશ ગણતા અને બીજા પ્રાંતને પરદેશ ગણતા; એટલે આવી ચડસાચડસી એ વખતમાં ઘણી ચાલતી. સ્વદેશભક્ત વાસુદેવના બે વિદ્યાર્થી રઘુનાથ અને શ્રીચૈતન્ય મહાપ્રભુએ તર્કશાસ્ત્ર અને ભક્તિમાર્ગમાં એક્કા નીવડીને તેમની ઉચ્ચ અભિલાષા પૂરી કરી તથા તેમના ઉદ્યમનું સાર્થક કર્યું. કોઇ પણ વિદ્યા-કળા ગમે તેટલી અઘરી હોય, પણ દૃઢ મનથી તેને મેળવીને દેશમાં લાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો એક પેઢીમાં કે બે પેઢીમાં તેનું સારૂં ફળ અવશ્ય મળે છે. આ વાત વાસુદેવ સાર્વભૌમ અને તેમના શિષ્ય રઘુનાથના ઉદાહરણથી સાબિત થાય છે.

હાલના સમયમાં જાપાને પણ એવીજ રીતે પોતાના વિદ્યાર્થીઓને રાજ્યને ખર્ચે યૂરોપ અને અમેરિકા મોકલીને ત્યાંના વિજ્ઞાન તથા યુદ્ધવિદ્યાને પોતાના દેશમાં આણ્યાં છે અને હવે તો એ બાબતોમાં યૂરોપ કરતાં પણ આગળ વધવાનો યત્ન તે કરી રહ્યું છે.

મિથિલાના સૌથી મોટા નૈયાયિક પક્ષધર મિશ્રનો નિયમ હતો કે,દિવાલની તરફ મુખ રાખીને વિદ્યાર્થીઓને ભણાવવા અને પુસ્તકોની ટીકા લખતાં લખતાં વિદ્યાર્થીઓના પ્રશ્નના ઉત્તર પણ આપવા. કોઇ વિદ્યાર્થી તર્કમાં તેમને બહુજ પ્રસન્ન કરે, તોજ એ તેના તરફ મુખ ફેરવીને વાદવિવાદ કરતા.

રઘુનાથે થોડા સમયમાંજ ન્યાયશાસ્ત્રનો અભ્યાસ પૂર્ણ કરીને ગુરુજીએ રચેલા 'સામાન્ય લક્ષણા' નામક ગ્રંથમાં દોષ કાઢીને તે વિષે વાદવિવાદ શરૂ કર્યો. તર્કશાસ્ત્ર એ તો માનસિક કુસ્તી છે. એ કુસ્તીમાં ગુરુ-શિષ્યમાં હરિફાઈ થવી એ દોષભરેલું ગણાતું નથી. પક્ષધર મિશ્ર સાથે રઘુનાથનો ઘોર

તર્કસંગ્રામ ચાલવા માંડયો. મિથિલા દેશનાં અનેક સ્થળોએથી ઘણા પંડિતો અને વિદ્યાર્થીઓ ત્યાં જઇને એ વાદવિવાદ સાંભળવા લાગ્યા. તર્ક કરતાં કરતાં એકબીજાની મશ્કરીઓ પણ થવા માંડી. પક્ષધરે એક શ્લોક સંભળાવ્યો કે, તું હજુ બાળક જેવો (કાચી બુદ્ધિનો) તથા એક ચક્ષુવાળો છે;તો પછી સંશય રાખીને મારી 'સામાન્ય લક્ષણા'ને એકદમ લોપ કરી દેવા શા સારૂ ચાહે છે?

ગુરુજીનાં આવાં મ્હેણાંની પરવા નહિ રાખતાં એમણે જવાબ આપ્યો કે "જે પ્રભુ આંધળાને પણ દેખતો અને બાળકને પણ બોધવાળો કરે છે, તેનેજ હું ખરેખરો શિક્ષક ગણું છું. તે સિવાયના તો બધા નામધારી શિક્ષકોજ છે."

ત્યારપછી રઘુનાથે પક્ષધર મિશ્રની બધી દલીલોના તર્કવડે ટુકડે ટુકડા કરી નાખ્યા; પરંતુ એની બધી દલીલો ખરી લાગ્યા છતાં પણ ખુલ્લી રીતે પરાજય સ્વીકારવાને પક્ષધર તૈયાર થયા નહિ; અને ઠોઠ, નાસ્તિક, બબુચક વગેરે શબ્દો સંભળાવીને એનું ઘણું અપમાન કર્યું.

ત્યાં હાજર રહેલા મૈથિલી પંડિતો તથા વિદ્યાર્થીઓએ પુષ્કળ ગડબડ કરીને તથા ગાળો ભાંડીને પંડિત પક્ષધરજીનાં કડવાં વચનોનું સમર્થન કર્યું. વળી કેટલાક વિદ્યાર્થીઓ એક શ્લોકદ્વારા કહેવા લાગ્યા કેઃ–"ઇંદ્ર હજાર આંખવાળો છે, મહાદેવને ત્રણ આંખ છે; પણ આપ સાહેબને એકજ આંખ કેમ છે?"

આવી રીતે બધાએ 'કાણો કાણો' કહીને ચીઢવ્યાથી રઘુનાથ શરમાઇને ઘેર પાછો ફર્યો. ઘેર જઇને ધીરજથી વિચાર કરતાં જણાયું કે, આટલા બધા દિવસોના વાદવિવાદમાં મેં ગુરુજીને માટે એક પણ અપશબ્દ વાપર્યો નથી. ઉલટું મારી એકેએક દલીલ સાચી છતાં ગુરુજી તેનો રદીઓ આપી નહિ શકવાથી મશ્કરી કરે છે. આ વિચારથી એ યુવકના ચિત્તમાં ક્રોધ ઉત્પન્ન થયો. તેણે નિશ્ચય કર્યો કે, ફરીથી એક વાર ગુરુજીને ઘેર જઇને તેમની સાથે વાદવિવાદ કરીશ. ત્યાં આગળ ઘણા લોકોની ભીડ નહિ હોવાથી ગુરુજી સરળ ચિત્તે પોતાનો પરાજય સ્વીકારશે તો તો સ્વદેશમાં જઇને મારા મતનો પ્રચાર કરીશ, પણ જો એ પોતાની ભૂલ કબૂલ નહિ કરે તો તો હું એમની અને મારી પોતાની બન્નેની આ તરવારવડે હત્યા કરીને બધી પંચાતનો અંત આણીશ.

એ દિવસ શરત્પૂર્ણિમાનો હતો. પક્ષધરની પત્ની પતિને કહી રહી હતી કે "આજની ચાંદનીના કરતાં પણ વધારે નિર્મળ બીજું કાંઇ હશે ?" પક્ષધર એ વખતે પોતાની કપટી અને અન્યાયી વર્તણુકથી લજ્જિત થઇને રઘુનાથનો વિચાર કરી રહ્યા હતા. તેમણે કહ્યું કે "નવદ્વીપમાંથી રઘુનાથ કરીને એક પંડિત આવ્યો છે. તેની બુદ્ધિ આજની આ ચંદ્રજ્યોત્સ્ના કરતાં પણ વધારે નિર્મળ છે." રઘુનાથ એ વખતે તૈયાર થઇને તેમના ઘર આગળ આવી પહોંચ્યો હતો, એટલામાં એને કાને આ શબ્દો પડયા. એ ગળગળો થઇ ગયો અને તરવારને ફેંકી દઇને ગુરુજીના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરીને બોલ્યો કે, ગુરુદેવ ! જે બુદ્ધિની આપ પ્રશંસા કરી રહ્યા છો, તેજ બુદ્ધિ આજે હાથમાં તરવાર પકડાવીને ગુરુહત્યા કરવા સારૂ મને અહીંઆં ખેંચી લાવી હતી. ગુરુએ તેને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું તથા નાહક તેનું અપમાન કરવા બદલ પશ્ચાત્તાપ કરી તેનો ક્રોધ શમાવ્યો તથા કર્તવ્યમાર્ગની યોગ્ય સૂચનાઓ આપી. પછી બીજેજ દિવસે બધા પંડિતો તથા વિદ્યાર્થીઓને બોલાવીને તેમની આગળ પોતાનો પરાજય સ્વીકાર્યો. આ પ્રમાણે અત્યારસુધી જે મતો ભૂલવગરના અને ખંડન ન થઇ શકે એવા મનાતા હતા, તે રઘુનાથની અસાધારણ બુદ્ધિના પ્રભાવે ભૂલભરેલા સાબિત થયા. એ પછી રઘુનાથ ભારતવર્ષમાં 'શિરોમણિ' નામથી પ્રસિદ્ધ થયો. તેણે નવદ્વીપમાં આવીને સંસ્કૃત શાળા સ્થાપી. ભારતવર્ષના બધા પ્રાંતોમાંથી વિદ્યાર્થીઓ ન્યાયશાસ્ત્ર ભણવા સારૂ તેની પાસે જવા લાગ્યા.

નવદ્વીપમાં ભણતી વખતે રઘુનાથને શ્રીકૃષ્ણ ચૈતન્યમહાપ્રભુ, જે એ વખતે તો માત્ર નિમાઇ પંડિતના નામથી ઓળખાતા હતા, તેમની સાથે ગાઢી દોસ્તી હતી. એક દિવસ કોઇ અઘરા વિષયનો ખુલાસો શોધવા સારૂ રઘુનાથ એક ઝાડની તળે બેસીને વિચાર કરતા હતા. આખી રાત એમ ને એમ વિચારમાં ચાલી ગઇ. શરીર ઉપર પક્ષીઓ વિષ્ઠા કરી ગયાં, પણ રઘુનાથને કાંઇજ ભાન નહોતું. નિમાઇએ આવીને રઘુનાથના માથા ઉપર કમંડળમાંનું પાણી રેડીને પૂછ્યું કે "ભાઈ! બેઠો બેઠો શો વિચાર કરે છે ?" રઘુનાથે કહ્યું કે "ભાઇ ! એ વાત તને જણાવ્યે શું વળવાનું હતું ?" આખરે નિમાઇના ઘણા આગ્રહથી એમણે પોતાના મનની ગુંચવણ કહી; એટલે નિમાઇએ તરતજ તેનો ખુલાસો કરી દીધો. રઘુનાથે કહ્યું કે "ભાઇ ! ત્રણ દિવસસુધી લાગલાગટ વિચાર કર્યા છતાં પણ જે પ્રશ્નનો ખુલાસો મારાથી થઇ શકયો નહિ, તે તેં તો એક

ક્ષણભરમાં કરી દીધો! તું ખરેખર મહાપુરુષ છે.” એમ કહેવાય છે કે, રઘુનાથે ન્યાયશાસ્ત્ર ઉપર દીધિતિ નામની એક ટીકા લખવાનો આરંભ કર્યો હતો, પણ એવામાં નિમાઇએ પોતે લખેલી ટીકા વાંચી સંભળાવ્યાથી રઘુનાથ ઘણાજ નિરાશ થઇ ગયા. નિમાઇ તેના મનનો ભાવ સમજી જઇને બોલ્યા કે “ભાઇ! આ ફળરહિત શાસ્ત્રદ્વારા તને જે યશ મળવાની અભિલાષા છે, તે યશમાં હું તારો હરિફ થવા માગતો નથી; લે આ મારી ટીકાને ગંગાજીમાં ફેંકી દઉં છું.” ખરૂ જોતાં તર્કશાસ્ત્ર એ કાંઇ મનુષ્યનું અંતિમ લક્ષ્ય નથી. એ માત્ર બુદ્ધિને સૂક્ષ્મ કરવામાટે ઉપયોગી છે; પરંતુ તેની સાથે સદાચાર પાળવો અને નિત્ય વસ્તુમાટે સંપૂર્ણ વિચાર કરીને તેનાજ સાક્ષાત્કારને માટે ભક્તિપૂર્વક સાધના કરવી એજ મનુષ્યનું અંતિમ લક્ષ્ય હોવું જોઇએ.

વ્યુત્પત્તિવાદ, લીલાવતી ટીકા, તત્ત્વચિંતામણિ, દીધિતિ, અદ્વૈતેશ્વરવાદ, બ્રહ્મસૂત્રવૃત્તિ વગેરે અનેક ગ્રંથો રઘુનાથે રચ્યા છે.

હરિઘોષ નામના એક ગૃહસ્થે પોતાની વિશાળ ગોશાળામાં રઘુનાથની ચતુષ્પાઠી સ્થાપી આપી, એટલે ઘણી મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓને ભણાવવાની સગવડ તેમને મળી હતી. ત્યારથી વિદ્યાર્થીઓના કલકલાટવાળા સ્થાનને બંગાળી લોકો ‘હરિઘોષની ગૌશાળા’ કહે છે. રઘુનાથ મિથિલામાં ‘કાણાભટ્ટ શિરોમણિ’ના નામથી પ્રસિદ્ધ છે. તેમનામાં કવિત્વશક્તિ પણ અસાધારણ હતી, પરંતુ એને કાંઇ એ બહુ મોટી વાત ગણતા નહિ. તેમની કવિતાની એક જણે પ્રશંસા કરી, ત્યારે એમણે કહ્યું હતું કે “મહાદેવે જે સાપ ધારણ કર્યો હતો, તે એમણે કાલકૂટ વિષ પીધું તેના આગળ જેમ રમત જેવી વાત હતી, તેમ ઘણા અઘરા ચિંતામણિ કે ન્યાયશાસ્ત્રના ગ્રંથો ભણેલાને માટે કવિતા રચવી એ પણ તુચ્છ કાર્ય છે.”

તેમના ગુરુએ એક દિવસ તેમને લગ્ન કરવાનો આગ્રહ કર્યો, ત્યારે આખા જીવનસુધી બ્રહ્મચારી રહેલા રઘુનાથે ઉત્તર આપ્યો કે “ગુરુજી! દીધિતિ ગ્રંથ મારો પુત્ર અને લીલાવતી ગ્રંથ મારી પુત્રી છે. લોકો સંતતિમાટેજ લગ્ન કરે છે; માટે આપ એવો આશીર્વાદ આપો કે મારાં આ પુત્ર–પુત્રી અમર થાય.” ખરેખર! ગ્રંથકારોને એમના એ ગ્રંથો ઉપર એવોજ પ્રેમ હોવો જોઇએ.

કોઈ પણ વિષયમાં પૂરી સિદ્ધિ મેળવવા સારૂ કેટલી બધી એકાગ્રતાપૂર્વક પ્રયત્ન કરવાની આવશ્યકતા છે, તે રઘુનાથ પંડિતના ઉદાહરણથી જણાય છે.

# ૨૧૬–एक मौलवीने देवदूतद्वारा मळेलुं शिक्षण

આ પૃથ્વીમાં અનેક પાપી મનુષ્યો સુખ ભોગવે છે અને સારા માણસો દુઃખ ભોગવે છે, તેનું કારણ નહિ સમજી શકવાથી એક મૌલવીએ એક દિવસ ભગવાનની આગળ પ્રાર્થના કરી કે "હે દયાળુ ખુદા! આપની વ્યવસ્થામાં અન્યાય અવશ્ય નથી; પરંતુ લોકો જ્યારે મને પૂછે છે કે 'મૌલવીસાહેબ! ફલાણા પાપીને આટલું બધું સુખ શા સારૂ અને અમુક પુણ્યવાનને આટલું બધું દુઃખ કેમ?' ત્યારે હું તેમને તેનું કારણ સમજાવી શકતો નથી; માટે મને એનું કારણ સમજાવો." ભક્ત મૌલવીએ બીજે દિવસે સ્વપ્નમાં દેવવાણી સાંભળી કે "પાછલી રાતે નદીકાંઠે જવાથી તને એક યુવકનો મેળાપ થશે. તેની સાથે થોડાક દિવસ ફરવાથી તને આ બાબતનો ખુલાસો મળી જશે."

મૌલવી પ્રાતઃકાળે નદીકિનારે જઇને જુએ છે, તો એક પરમ સુંદર યુવક ફકીર નદીકાંઠે ઉભો છે. તેની આગળ પોતાનો સંશય નિવેદન કરતાં તેણે કહ્યું કે "ખુદા બધાના ભલાની ખાતરજ સુખ-દુઃખ નિર્માણ કરે છે,એમ મારૂં માનવું છે. એ મંગલમય છે, આપ જ્ઞાની અને વિદ્વાન વૃદ્ધ પુરુષ છો, આપ મારા જેવા યુવકને આ પ્રશ્ન શા સારૂ પૂછો છો?" આ ઉપરથી મૌલવી સમજી ગયો કે, આનીજ સાથે ફરવાની આજ્ઞા મને સ્વપ્નમાં ખુદા તરફથી મળી છે. યુવકને પૂછતાં તેણે કહ્યું કે "નદીની પેલી પાર થોડાંક ગામડાંઓમાં મોજ આવે ત્યાં ફરતા રહેવાનો મેં વિચાર કર્યો છે." મૌલવીએ એની સાથે જવાની ઇચ્છા દર્શાવતાં યુવકે સંમતિ આપી અને કહ્યું કે "મૌલવીસાહેબ! આપ મારી સાથે પધારવા માગો છો તો ભલે પધારો; પણ એક શરત છે. આપને મારૂં કોઈ આચરણ ગેરવ્યાજબી જણાય તોપણ આપથી કાંઈ બોલાશે નહિ. મેં કાંઈ આપના સંગાથને માટે વિનતિ કરી નથી. આપ રાજીખુશીથી મારી સાથે આવવા માગો છો. હું આપની સાથે વાદવિવાદ કરવાને આપને મારી સાથે લઈ જતોનથી." મૌલવીએ કબૂલ કર્યું કે, તારા કોઇ કામમાં હું વાંધો નહિ લઉં.

(क) ત્યારપછી એ બે જણા નૌકામાં બેસીને નદીપાર જવા નીકળ્યા. નૌકા નદીની વચ્ચોવચ્ચ પહોંચી, એટલે યુવકે ખલાસીઓને ધક્કા મારીને નદીમાં ફેંકી દીધા અને પોતે નૌકાને હલેસાં મારીને કાંઠે લઈ ગયો.

(ख) નદીપાર ગયા પછી યુવક પાસેના એક ગામડામાં એક ધનવાનને ઘેર ગયો અને બપોરે સૂઇ રહેવાનું સ્થાન તથા ભોજનને માટે વિનતિ કરી.

ઘરધણીએ તેને દર્શન પણ દીધાં નહિ, દરવાને તેને ધમકાવીને કાઢી મૂકયો.

(ગ) ત્યારપછી બન્ને જણા એક બીજા ગામમાં એક શેઠને ઘેર સંધ્યાકાળે પહોંચ્યા. ઘરધણીએ તેમનો પૂરો આદરસત્કાર કર્યો અને ઉમદા રત્નજડિત વાટકાઓમાં એમને ભોજન કરાવ્યું. રાત પૂરી થઇ એટલે યુવકે મૌલવીને જગાડયા અને પાછો પેલા કંજુસને ઘેર ગયો. કંજુસનો દરવાન બોલ્યો કે "પાછા અહીંઆં શા સારૂ આવ્યા?" યુવકે કે કહ્યું "તારા શેઠને એક કિંમતી વસ્તુ આપવા આવ્યો છું. એને ખબર આપ. આજ એ અમને જરૂર મળશે." કૃપણ શેઠીઆએ એ બન્ને વટેમાર્ગુઓને ઘરની અંદર બોલાવ્યા, એટલે યુવકે બે સુંદર કિંમતી કટોરા પોતાની ઝોળીમાંથી કાઢીને એને આપ્યા. મૌલવીએ જોયું કે, એ બે કટોરા ગઇ રાત્રે એમનો આદરસત્કાર કરનાર ગૃહસ્થને ત્યાંનાજ હતા. યુવકે આ પ્રમાણે સારા માણસ પાસેથી ચોરી લઇને એ કિંમતી પદાર્થો ખરાબ માણસને આપ્યા. કૃપણે કહ્યું કે "આ તો કિંમતી પદાર્થો છે. મને મફતમાં શા સારૂ આપી દો છો?" યુવકે કહ્યું કે "જે માણસ રાત્રિદિવસ બેબાકળો થઇને જે વસ્તુની ઇચ્છા કરતો હોય છે, તેને તે વસ્તુ આપવામાં કેટલું બધું સુખ છે! ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, ધનની અભિલાષાવાળાને ધન, જ્ઞાનાભિલાષીને જ્ઞાન અને મોક્ષાભિલાષીને મુક્તિનો ઉપદેશ આપ્યાથી તેમને ઘણોજ આનંદ થાય છે અને તેમના મુખની સામું જોયાથી તેમના આનંદનો અંશ અમને પણ મળે છે. હું ફકીર માણસ છું. મારે રત્નના કટોરાને રાખીને શું કરવું? આપજ એની કદર કરી શકશો."

(ઘ) ત્યારપછી યુવક અને મૌલવી એક સદ્‌ગૃહસ્થને ઘેર ગયા. ત્યાં તેમના એકના એક પુત્રે તેમને યોગ્ય રીતે આવકાર આપ્યો. ૧૯–૨૦ વર્ષનો છોકરો હતો. રૂપ જેવાજ સુંદર ગુણો તેનામાં હતા. જેવું ગોરૂં વદન, વિશાળ લલાટ, અણીદાર નાક, ઉજ્જવલ ચક્ષુ, પાતળા હોઠ અને સફેદ મોતીના દાણા જેવા દાંત હતા; તેવાજ તેના હસમુખા વદનમાં સભ્યતાભરેલાં મીઠાં વચન, હિતાહિતનું જ્ઞાન, આસ્તિક ભાવ, ધ્યાન ધરવાની શકિત અને જ્ઞાનમાં ભકિત તથા પ્રીતિનું મિશ્રણ આદિ ગુણો હતા. એ ગૃહસ્થ અને તેની પત્નીની એવી અભિલાષા હતી કે, આ છોકરો ઘણો મોટો પંડિત નીવડે, ઉંચા પ્રકારનો સાધક બને અને તેનો સુયશ દેશવિદેશમાં વ્યાપી રહે. એ ગૃહસ્થ અને તેના પુત્ર તથા પત્નીના યત્નથી બન્ને મુસાફરોએ કેટલાક દિવસ પરમ સુખમાં તેમના ઘરમાં વાસ કર્યો. એક દિવસે અર્ધી રાત્રે પેલો ફકીરવેશ-

ધારી યુવક ધીમે ધીમે પથારીમાંથી ઉઠયો. એનો સાથી મૌલવી જાગતો હતો, તે પણ ચૂપચાપ ઉઠીને એ યુવકની પાછળ પાછળ ગયો. યુવકે અંદર પ્રવેશ કરીને પેલા ગૃહસ્થના સુશીલ પુત્રનું ગળું દબાવી દીધું. અસ્ફુટ શબ્દે ભગવાનનું નામ એક વખત મુખમાં ઉચ્ચારતાં ઉચ્ચારતાંજ એ ગૃહસ્થની આંખની કીકી, હૃદયનું ધન અને એકમાત્ર આશારૂપ એ સુપુત્રે દેહત્યાગ કર્યો!

યુવક ધીમે ધીમે પોતાની પથારીમાં પાછો આવ્યો, એટલે મૌલવીએ ગદ્ગદ્ સ્વરે કહ્યું કે 'ભાઈ! હવે મારાથી તારી સાથે નહિ રહેવાય. હું મારે ઘેર પાછો જઇશ." મૌલવી એટલું કહી ઘરની બહાર નીકળ્યો.

યુવક પણ મૌલવીની પાછળ પાછળ ગયો અને બોલ્યો કે "હું ફિરસ્તો (દેવદૂત) છું. ભગવાનની આજ્ઞાથી તને શિક્ષણ આપવા સારૂ આવ્યો હતો. હજુ થોડા દિવસ મારી સાથે રહ્યો હોત, તો બીજું પણ ઘણું શીખી શકત. જો હવે મેં આ બધી લીલા શા સારૂ કરી એ તને સમજાવું."

(क) પેલા બે ખલાસીઓએ અનેક એકલવાયા મુસાફરોને તેમની ગાંસડીઓ પડાવી લેવા ખાતર આ ઉંડી નદીની વચમાં ફેંકી દીધા હતા. એમના પાપનો ઘડો ભરાઇ ચૂકયો, એટલે એમનો પણ કાળ પાસે આવ્યો.

(ख) એ કંજુસની પાસે બધા માગવા જતા હતા, પણ એ કોઇને પાઈ પરખાવતો નહોતો અને તેથી કોઈને કાંઇ આપ્યાથી સુખ છે, એ વાતનો એને ખ્યાલ પણ નહોતો તથા દાન મળ્યાથી કેવું સુખ ઉપજે છે, તેની પણ એને ખબર નહોતી. હવે એ કટોરાની બક્ષિસ મળતાં એ વિષે વિચાર કર્યાથી એનો સ્વભાવ બદલાશે;કેમકે એ માણસ માત્ર કંજુસજ છે,બીજાને પીડા દેનારો નથી.

(ग–घ) હવે છેલ્લા સદ્ગૃહસ્થ અને તેમની પત્ની તથા તેમના યોગ્ય પુત્ર ઉપર ઈશ્વરની દયા વિશેષ હતી; પણ માત્ર એક પુત્રનેજ ખાતર એ માતાપિતાનું મન આટલી વૃદ્ધ વયે પણ સર્વભાવથી ઈશ્વરની તરફ જતું નહોતું. પુત્રપ્રત્યે મમતા હોઇ તેને સંસારમાં યશ અપાવવા ખાતરજ એમનું મન જગતના વિષયોમાં અધિક ચોંટેલું રહેતું હતું. હવે એમાં ફેરફાર થશે.એમણે પુત્રને માટે ધન–દોલત, આમોદ–પ્રમોદ, ઠાઠ–માઠ કશાની ઇચ્છા કરી નહોતી. ફક્ત એજ માગ્યું હતું કે, પુત્ર સારો પંડિત, સ્વધર્મનિષ્ઠ અને આદર્શ સદ્ગૃહસ્થ બનીને ઇશ્વરની કૃપા મેળવે. જે એમણે માગ્યું હતું અને જે માગવાનું એ પુત્ર પણ શીખ્યો હતો, તેજ શ્રીભગવાનની કૃપાથી હવે બન્યું છે. શાસ્ત્રોની વાગ્જાળ તરફ વધારે ધ્યાન એ યુવક આપે, દિવાની દુનિયામાં પ્રવેશ કરે તથા મોહ-

માયામાં ફસાય, તે પહેલાંજ ઈશ્વરની કૃપાથી તે ઉત્તમ ગુણવાળો અને ભગવદ્‌ભક્ત થઇને એકદમ મુક્તિ પામ્યો છે.

મંગલમય પ્રભુ બધાની સહાય સદા સર્વદા કર્યાજ કરે છે. જ્યાં આગળ એની ઇચ્છા આપણાથી સમજાય નહિ, ત્યાં તેના કાર્ય ઉપર ઉંડો અને દૃઢ વિશ્વાસજ રાખવો. જે લોકો પૂર્વજન્મને માને છે, તેઓ તો વ્યાજબી રીતે બધો દોષ પોતાનાં કર્મોનેજ દે છે. એ ભક્તિનું લક્ષણ છે, એમ કર્યાથી મંગલમય પ્રભુ ઉપર દોષારોપણ કરવાનો જરા પણ અવકાશ રહેતો નથી. બધા ધર્મોમાં કહ્યું છે કે "ભક્તિભાવે અને સન્માર્ગેજ જીવન ગાળવું જોઇએ."



# ૩૦૦–सर विलियम जोन्सनी मातानुं बुद्धिचातुर्य

સર વિલિયમ જોન્સ એક મહાવિદ્વાન થઇ ગયા છે. ઇ. સ. ૧૭૪૬ માં લંડનમાં તેમનો જન્મ થયો હતો. ૧૭૮૩ માં કલકત્તાની સુપ્રીમ કોર્ટના વડા ન્યાયાધીશની પદવી ઉપર એ હિંદુસ્તાનમાં આવ્યા હતા. ત્યાં આવીને સંસ્કૃત ભાષાનો એમણે ઘણો સારો અભ્યાસ કર્યો હતો અને પૂર્વના દેશોની ભાષા, ઈતિહાસ તથા રીતરિવાજનો અભ્યાસ અને શોધખોળ કરવા સારૂ તેમણે 'બંગાલ એશિયાટિક સોસાઇટી' ની સ્થાપના કરી હતી. એમનાં માતા એક વિદુષી અને બુદ્ધિમતી નારી હતાં. બીજગણિત, ત્રિકોણમિતિ, નૌકાશાસ્ત્ર અને ચિત્રવિદ્યામાં તે કુશળ હતાં. તેમના પતિપ્રત્યેના સ્નેહ તથા બુદ્ધિવૈભવનો પરિચય નીચેના ઉદાહરણથી મળે છે.

એક વાર તેમના સ્વામી ઘણા માંદા પડયા. એવામાં તેમના એક મિત્રનો પત્ર આવ્યો. તે કાગળમાં એવી બીના લખી હતી, કે જે સાંભળ્યાથી પતિનો મંદવાડ વધી પડવાનો ભય હતો. એવે સમયે એ કુશળ સ્રીએ હાજરજવાબી વાપરી અને એ કાગળમાં લખેલી હકીકત પતિને વાંચી ન સંભળાવતાં, પત્ર હાથમાં લઇને જાણે એમાંનુંજ લખાણ વાંચતી હોય, તેમ અચકાયાવિનાજ વાંચતાં વાંચતાં નવો કાગળ જોડી કાઢીને વાંચી સંભળાવતી ગઇ. એણે એવી ખુબીથી પત્ર વાંચ્યો કે પતિને જરા પણ વહેમ પડયો નહિ અને ઉલટી શાંતિ વળી. (જૂના 'નર્મગદ્ય'માંથી)



# ३०१–कॉनफ्युशियसनी मनुष्यो प्रत्ये लागणी

કૉનફ્યુશિયસ ચીનદેશના મહાન ઉદ્ધારક અને ઉપદેશક હતા. રાજ્ય-કારભારની તો જરા પણ એમને લાલસા નહોતી; છતાં પણ પોતાનો ઉપદેશ યથાર્થ છે અને વ્યાવહારિક જીવનમાં કામે લગાડી શકાય એવો છે, એ સાબિત કરવા સારૂ રાજ્યાધિકારમાં પણ દાખલ થઇને એમણે પ્રજાનું કલ્યાણ કરી બતાવ્યું હતું. એમના વખતમાં કેટલાક નિવૃત્તિમાર્ગી સાધુઓ હતા. તે ઘરબાર છોડીને વનમાં જઇને રહેતા. એક વખત એવું બન્યું કે, કૉનફ્યુશિયસ અને તેમના શિષ્યો એક વખતે જતા હતા, ત્યાં નદીમાં પૂર આવેલું જોઈ પાસેના ખેતરમાં ઉભેલા એક માણસને એના શિષ્યે પૂછ્યું કે 'હે ભાઇ ! આ નદી કયે ઠેકાણેથી ઉતરાશે ?' એ માણસ જે નિવૃત્તીમાર્ગી સાધુ હતો, તેણે કૉનફ્યુશિયસ ઉપર ટાણો મારીને કહ્યું કે 'પૂછ તારા ગુરુને. તોફાનની વચ્ચે જઈ એમાંથી કેમ રસ્તો કાઢવો તે એ જાણે છે.' શિષ્યે કૉન-ફ્યુશિયસને આ ઉત્તર કહ્યો, ત્યારે કૉનફ્યુશિયસે કહ્યું કે "જગતમાંથી નીકળી પડીને જંગલમાં પશુ–પક્ષીઓનોજ સમાગમ કરવો વૃથા છે. સંકટમાં આવી પડેલા મનુષ્યબંધુઓની સાથેજ હું તો રહીશ. રાજ્યોમાં અંધાધુંધી ચાલે છે, માટેજ એ મટાડવા પ્રયત્ન કરવાની મારી ફરજ છે."

મનુષ્યબંધુઓ માટે એ મહાન પુરુષને કેવી લાગણી હતી, તે આ ઉપર-થી જણાઈ આવે છે.×

("ધર્મવર્ણન'માંથી)



× ખરેખર! આ સંસારમાં ઉચ્ચ કોટિના તો શું પરંતુ સામાન્ય કોટિના પણ જિજ્ઞાસુ પ્રભુપ્રેમી વિરલ હોવાથી અને પહેલે પગથીએ ચઢ્યાવિનાજ ઉપલે પગ-થીએ ટાંગ અડાડવા માગનારા માનવો "ન ઇધરકે રહે, ન ઉધરકે રહે" એવાજ બની રહેતા હોવાથી એવા ન બની જવાય તેટલા માટે દરેકે આ મહાત્માનું 'નિષ્કામ કર્મ' અથવા કર્મયોગના પ્રથમ દ્વારમાં પ્રવેશવાને સૂચવનારૂં કથન બહુજ ધ્યાનમાં રાખવા જેવું છે. સંપાદક

# ૩૦૨–एक सरदारनी कुलीनता अने निराभिमान

ઇંગ્લૅંડના ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામેલા વિલિયમ ડયુક ઑફ્ નોરમંડીનો પિતા વિલિયમ જ્યારે ખ્રિસ્તીધર્મના પુણ્યક્ષેત્ર જેરૂસલેમ તરફ જતો હતો, ત્યારે તેણે કોન્સ્ટેન્ટાઇન નગરમાં થોડા દિવસ મુકામ કર્યો હતો. આ ડયુક ચાતુર્ય, ઔદાર્ય, મોટાઇ વગેરે ગુણોમાટે સુવિખ્યાત હતો. તેના આ ગુણોની વાત રોમન બાદશાહની જાણમાં આવતાં તેમણે તેની પરીક્ષા લેવા ધાર્યું. તેમણે એક દિવસે ડયુકને સહકુટુંબ પોતાને ત્યાં મીજબાનીમાં આમંત્રણ કર્યું. ડયુક નિયમિત સમયે કુટુંબસહિત રોમન બાદશાહના દરબારમાં જઈ પહોંચ્યો. આ સમયે રોમન બાદશાહે લુચ્ચાઈથી દરબારની સઘળી બેઠકો પૂરી નાખી હતી તથા એવી વ્યવસ્થા કરી હતી કે, કોઈ પણ સભાસદે ડયુક તથા તેના પરિવારને માન આપ્યું નહિ; એટલુંજ નહિ પણ તેમના તરફ નજર સુદ્ધાં કરી નહિ. આથી ડયુકના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એણે પોતાને માટે એક પણ આસન ખાલી જોયું નહિ. આ વિચિત્ર વ્યવસ્થાથી ખોટું ન લગાડતાં તે એક ખૂણા આગળ ખાલી જગ્યાએ ગયો અને ત્યાં પોતાનો ઝભ્ભો ઉતારીને તેનું આસન કર્યું તથા તે ઉપર બેઠો. તેના સરદારોએ પણ તેનુંજ અનુકરણ કર્યું. આશ્ચર્યની વાત તો એ હતી કે, પોતાના અપમાનમાટે તેણે જરાપણ તિરસ્કાર દર્શાવ્યો નહિ. ઉલટો સંતોષ પ્રગટ કર્યો. છેવટે મિજબાની પૂરી થઇ અને સર્વ વિદાય થવા લાગ્યાં, ત્યારે ડયુક તથા તેના સરદારોએ પોતાના ઝભ્ભાનાં આસનો ત્યાં ને ત્યાંજ રહેવા દઈને સ્મિત–હાસ્યપૂર્વક રજા માગી. આથી રોમન બાદશાહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમણે પોતાના મુખ્ય સરદારને મોકલી ડયુકને વિનતિ કરી કે 'આપ આપના ઝભ્ભાઓ પહેરી જાઓ.' ડયુકે ઉત્તરમાં કહાવ્યું કે, 'નોર્મન લોકો મિજબાની વખતે જે આસન ઉપર બેસે, તે આસન કદી પણ પોતાની સાથે પાછાં લઇ જતા નથી.'

# ૩૦૩-भक्तना भगवान-एक बाळकनी कसोटी

એક નાસ્તિક, સ્વચ્છંદી અને મોજશોખમાંજ ડૂબ્યા રહેનારા કુટુંબમાં એક કોમળ હૃદયના બાળકનો જન્મ થયો હતો. એક દિવસ એક સંન્યાસી મહાપુરુષે જોયું કે, આ કુટુંબનાં બધાં માણસો કોઈને મુઠ્ઠી અન્ન સુદ્ધાં આપતાં નહિ અને ભિક્ષુકને મારવાને સુદ્ધાં તૈયાર થતાં. આથી એમને ઘણું લાગી આવ્યું; પરંતુ તેમણે જોયું કે, એ ઘરમાંના એક બાળકની આંખમાં એવો બનાવ બનતી વખતે આંસુ ભરાઈ આવતાં હતાં. બીજે કોઈ પ્રસંગે એ બાળકનો એકાંતમાં મેળાપ થતાં તેમણે એને ઉપદેશ આપ્યો કે "ભગવાનને હમેશાં 'મા' 'મા' કહીને બોલાવતો રહેજે; કેમકે એ જગજ્જનની છે અને સગી મા કરતાં પણ વધારે હેતાળ અને દયાળુ છે." આ ઉપદેશ સાંભળ્યો ત્યારથી એ બાળકે રાતદિવસ 'મા' 'મા' શબ્દનો ઉચ્ચાર કરવા માંડયો. એનાં માબાપ, ભાઈબહેન-બધાં એમજ સમજ્યાં કે, આ છોકરાનું મગજ ખસી ગયું છે. દવા-દારૂ કરાવવામાં આવ્યાં, પણ કશાથી એ બાળકનું પ્રભુ-ભજન બંધ થયું નહિ. આખરે એક ભુવાએ આવીને કહ્યું કે "આ છોકરાને ભૂત વળગ્યું છે. એના કપાળમાં તથા બોચીમાં ડામ દેવા પડશે." પછી જ્યારે એ નિર્દોષ બાળકને ડામ દેવાની વ્યવસ્થા નક્કી થઈ, ત્યારે આકાશવાણી થઈ કે "એ બાળકને દુ:ખ દેશો નહિ, એ પરમભક્ત છે. સર્વદા જગજ્જનનીને આખી દુનિયાના ભલા સારૂ ગળગળો થઈને એ યાદ કર્યા કરે છે." એ નાસ્તિક કુટુંબે એ આકાશવાણી ઉપર પણ વિશ્વાસ મૂકયો નહિ. તેઓ બધાં કહેવા લાગ્યાં કે 'આ તો કોઈ ઠગ બોલે છે.' એમ કહીને તેઓ એ બાળકને ડામ દેવા તૈયાર થયાં. આવું જોતાંજ જગન્માતાએ એ સ્થળે પ્રગટ થઈને બાળકને પોતાના ખોળામાં લીધો. એકનાં પુણ્યે આખા કુટુંબને દેવીનાં સાક્ષાત્ દર્શન થયાં !*

एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना ।
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥

* આ છેલ્લું વાકય તે કુટુંબનાં કોઈ મહાન પુણ્ય ઉદય થયાં હોય તો અક્ષરે અક્ષર સાચું હોય એમાં પણ નવાઈ નથી; અને ઘણી વાર અનેક મોઢે જવાને લીધે એવી વાતોમાં અતિશયોક્તિ પણ ભારોભાર પેસી જાય, એમાં પણ નવાઇ નથી. સંપાદક

# ३०४–एक माछीनो पोताना धंधा उपर वैराग्य

એક દેશમાં એક રાજા હતો. તેણે એક દિવસ કોઈએક માછીને માછલી લાવી આપવાનો હુકમ કર્યો. તે માછી નદીએ ગયો, પણ એ દિવસે તેની જાળમાં એક પણ માછલી આવી નહિ. માછીને ઘણી વાર થઈ જવાથી અધીરા બની ગયેલા રાજાએ તેને પકડવા સારૂ સિપાઇઓને મોકલ્યા. રાજાએ કહેલી અવધ પૂરી થવાથી માછી પણ ઘણો ભયભીત થયો અને કિનારા આગળ મછવાને બાંધીને પોતે જંગલમાં ચાલ્યો ગયો. મછવામાં બેસીને તેણે ચલમ પીધી હતી. એ ચલમની રાખ કપાળે ચોળી પંચીઆનું કૌપીન કર્યું. પછી જંગલમાં જઇને આંખ મીંચી એકાંતસ્થળમાં બેસી ગયો. તેણે સાંભળ્યું અને જોયું હતું કે, સાધુને કોઈ હેરાન કરતું નથી. તેની શોધમાં નીકળેલા સિપાઇઓને ઘણી તપાસ કર્યા છતાં પણ તેનો પત્તો લાગ્યો નહિ. નૌકા નદીમાં તર્યા કરતી હતી, તેમાં જઇને જોયું તો એમાં પણ માછી નહોતો. બીજા સિપાઇઓ નદીતીરે તપાસ કરવા ગયા હતા. તેમણે રાજાને જઇને ખબર આપી કે, જંગલમાં એક યોગીરાજ સ્થિર આસન માંડીને ધ્યાનમગ્ન બેસી રહ્યા છે. રાજા ઉગ્ર સ્વભાવનો હોવા છતાં પણ સ્વધર્મ ઉપર અનુરાગ રાખતો હતો. સાધુ–સંન્યાસીઓ પોતાના કરતાં વધારે સંયમી છે, એમ ધારીને એ એમના ઉપર બહુ ભક્તિ રાખતો. નવા સાધુના પધારવાના સમાચાર મળ્યાથી એ ફળ, પુષ્પ, દૂધ વગેરે ભેટ લઈને જાતે તેમનાં દર્શન સારૂ ગયો. માછીના મનમાં પકડાઈ જવાનો પુષ્કળ ભય હતો; એટલે એ બરોબર આંખ મીંચીને સ્થિરચિત્તે બેસી રહ્યો. કોઇની સાથે ન બોલ્યો કે ન વાતચિત કરી. જાણે ખરેખર ધ્યાનસ્થજ હોયને! જ્યારે બધા ચાલ્યા ગયા અને લોકોની આવ–જા બંધ થઇ, ત્યારે તેણે આંખો ઉઘાડીને જોયું તો, જાળ છોડી દઇને કૌપીન ધારણ કર્યાથી તથા સ્થિરાસને બેસીને દુર્ગાનું નામ જપવાથી જીંદગીમાં કોઇ દિવસ નહિ ચાખેલાં એવાં ફળફળાદિ ખાવા મળ્યાં. ખુદ રાજા સાહેબે આવીને તેનો સત્કાર કર્યો. એ દિવસથી માછીને પોતાના હિંસા કરવાના ધંધા ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો અને ખરો વૈરાગ્ય ઉપજ્યો. આથી પછી તેણે કૌપીનનો ત્યાગ કર્યોજ નહિ અને ભેખધારીજ રહ્યો.

## ३०५–विद्यागुरुप्रत्ये प्रॉफेसर काशीरामनी भक्ति

પ્રૉફેસર કાશીરામ દવેની બદલી ગુજરાત કૉલેજમાંથી વડોદરા કૉલેજમાં થઇ. વિદ્યાર્થીઓમાં એ ઘણા પ્રિય હોવાથી ગુજરાત કૉલેજના બધા વિદ્યાર્થીઓ પૂજ્ય ભાવનાથી પ્રેરાઇ તેમને વિદાયનું માન આપવા અમદાવાદ સ્ટેશન ઉપર ફૂલહાર તથા ગોટાઓ લઇને ગયા હતા. બધા વિદ્યાર્થીઓની દષ્ટિ પ્રેમ અને સદ્‌ભાવપૂર્વક પ્રૉફેસર સાહેબ ઉપર લાગી રહી હતી. એવામાં પ્રૉફેસર સાહેબે દૂરથી પોતાને સંસ્કૃત ભણાવનાર શ્રીયુત બદ્રીનાથજી શાસ્ત્રીને આવતા જોયા. વિદ્યાર્થીસંઘની દષ્ટિધારાઓ દવે સાહેબ ઉપર વરસતી હતી; પરંતુ દવે સાહેબનો હૃદયધોધ ગુરુચરણમાં જઇને ઢળી પડયો. અમદાવાદના સ્ટેશનમાંના પ્લેટફૉર્મ ઉપરજ તેમણે શિષ્યમંડળીની વચ્ચોવચ્ચ પોતાના ગુરુદેવને જાણે વિનયનો વેલો પાયે પડયો હોય, એમ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા. દવે સાહેબના સુશિષ્ય કવિવર ન્હાનાલાલ વ્યાજબી રીતે કહે છે કે "એવા સાષ્ટાંગ પ્રણામ ધર્માચાર્યને તો કોઇકેજ કર્યા હશે; સ્ટેશનના પ્લેટફૉર્મ કે રાજમાર્ગ ઉપર વિદ્યાગુરુને સાષ્ટાંગ દંડવત્ પ્રણામથી પ્રણમનાર, કીર્તિની છોળો ઉપર થનથનતો ત્રીસ વર્ષનો ભરજોબનડો નવયુગનો આંગ્લસંસ્કારી કો ગુજરાતી જાણ્યો હોય તો જણાવશો, એટલે ઉચ્ચારીશ કે મારા ગુરુવર્ય અદ્વિતીય સંસારી સંત નહોતા."

( ન્હાનાલાલ કવિના એક ભાષણ ઉપરથી )

## ३०६–राजानुं प्रजाप्रत्ये एक महत्त्वनुं कर्तव्य

તુર્કસ્તાનના સુલ્તાન સુલેમાને બેલગ્રેડ નગર ઉપર વિજય મેળવીને તેને પોતાના કબજામાં લીધા પછી કેટલેક દિવસે એક ખ્રિસ્તી ડોશીએ તેની આગળ જઇને ફરિયાદ કરી કે "ચોર લોકો મારૂં સર્વસ્વ લૂંટી ગયા છે." સુલતાને કહ્યું કે "તું જાગતી શા સારૂ નહોતી ? તેં બૂમાબૂમ કરી મૂકી હોત તો એ લોકો કાંઇ પણ લઈ શકત નહિ." એ સ્ત્રીએ ઉત્તર આપ્યો કે "આપ સાહેબ રૈયતના રક્ષણ સારૂ જાગો છો અને આપના અમલદારોને જાગતા રાખો છો, એવો મને પૂરો ભરોસો હતો; તેથીજ હું રાત્રે નિરાંતે સૂતી હતી."

કર્તવ્યનિષ્ઠ સુલ્તાને તેના ઉત્તરથી પોતાનું કર્તવ્ય તરતજ સમજી જઇને ખાસ તપાસ ચલાવી અને એ ડોશીનો ચોરાઇ ગયેલો માલ શોધી કાઢીને પાછો સોંપ્યો.

## ૩૦૭–समयनी नियमसर वहेंचणी कर्याथी सधातां काम

અગાઉના દૃષ્ટાંતમાં વર્ણવાઇ ગયેલા સર વિલિયમ જોન્સ ૪૭ વર્ષની ટુંકી વયે સ્વર્ગવાસી થયા હતા, પણ એટલા ટુંકા આયુષ્યમાં કેટલાંક વર્ષ બૅરિસ્ટરીનો ધમધોકાર ધંધો અને કેટલાંક વર્ષ સુપ્રીમ કોર્ટના વડા ન્યાયાધીશનું કામ કર્યા ઉપરાંત ૨૮ ભાષાઓનો તેમણે અભ્યાસ કર્યો હતો. અંગ્રેજી, લેટિન, ફ્રેંચ, ઇટાલિયન, ગ્રીક, અરબી, ફારસી અને સંસ્કૃત ભાષામાં તો એ બહુજ હોશિયાર હતા. અનેક ગ્રંથો પણ એમણે રચ્યા છે. રસાયણશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર અને નૃત્યકળામાં પણ તે રસ ધરાવતા હતા. સમયનો સદુપયોગ કર્યા કરવાથીજ તેઓ આટલી યોગ્યતા પ્રાપ્ત કરી શકયા હતા. એ પરોઢીએ ઉઠતા અને ત્રણચાર માઇલિ પગે ચાલીને સૂર્યોદયપૂર્વે કોર્ટમાં જઇ બેસતા. ત્યાં કોર્ટ ઉઘડવા પહેલાં ચાર કલાક અભ્યાસ કરતા. એ પછી કોર્ટનું કામકાજ કરતા. એમાંથી પરવાર્યા પછી એક પંડિતની પાસે બેસીને હિંદુધર્મશાસ્ત્ર-સંબંધી ગ્રંથ રચતા, રાત્રે અર્વાચીન ભાષાનાં પુસ્તકો વાંચતા, પત્નીસાથે સ્નેહથી વાર્તાલાપ કરતા અને શેતરંજની રમત રમતા. કોર્ટમાં ચાર મહિનાની રજા પડતી, ત્યારે કાશી વગેરે નગરોમાં પ્રવાસ કરી આર્ય સંસ્કૃતિનો પરિચય મેળવી આવતા.

નિયમસર કામકાજ 'અને વિદ્યાભ્યાસ કર્યાથી તથા અંગકસરત અને નિર્દોષ રમતો ઉપર ધ્યાન આપ્યાથી મનુષ્ય પોતાને કેવો વિદ્વાન અને નામાંકિત બનાવી શકે છે, તે આ વિદ્વાનની હકીકત ઉપરથી સહજે સમજાય છે.

(જૂના 'નર્મગદ્ય' માંથી)

## ૩૦૮–कवि इसरदाननी काव्यशक्ति अने प्रभुगुणगान

જામનગરના જામસાહેબ પાસે ઈસરદાન નામના એક રાજકવિ હતા. જામસાહેબને ખુશ કરી એકાદ જાગીર કે ઇનામની મોટી રકમ મેળવવાની આશાએ આ કવિએ જામસાહેબનું એક મોટું કાવ્ય રચ્યું ને તેમાં તેમનાં કામો અને ગુણોનું વર્ણન કરીને કવિત્વશક્તિ દાખવવામાં કચાશ રાખી ન હતી.

એક દહાડો જામસાહેબની રજાથી આ કાવ્ય તેમની કચેરીમાં વાંચી સંભળાવ્યું. તે સાંભળી જામસાહેબ અત્યંત પ્રસન્ન થયા ને કવિને શું આપવું, તેને માટે પોતાના દિવાન સામું જોયું; પણ દિવાને ડોકું હલાવી નકારમાં જવાબ આપ્યો. રાજકવિ પણ આ બાબત સમજી ગયા. તેમણે

જોયું કે, પોતાને એક ભારે જાગીર કે મોટી રકમ મળત, પણ તેમાં દિવાને વચમાં પથરો નાખ્યો છે. કવિના ક્રોધનો પાર રહ્યો નહિ, ને મરૂં કે મારૂં એમ થઈ ગયું; તેમ છતાં ક્રોધ શમાવી તે ઘેર ગયા.

પણ ઘેર આવ્યા પછીયે તેમનો ક્રોધ શમ્યો નહિ ને પોતાનો આ ખેલ બગાડનાર દિવાનપર વૈર લેવાનો મનસુબો કરી સંધ્યાકાળ પછી પીછોડીમાં એક નાની તલવાર લઇને તેમને ઘેર ગયા.

કવિને પોતાને ઘેર આવતા જોઇ તેમના સ્વાગત માટે દિવાન બારણાસુધી સામા ગયા ને બહુ આદરથી ઘરમાં લાવી પોતાની ગાદી ઉપર બેસાડયા. તેમની સાથે તેમણે એવી તો નમ્રતા અને હેતથી વાતચીત કરી કે કવિનો ક્રોધ તદ્દન શમી ગયો. તે પછી કવિએ પોતાના કાવ્યની વાત કાઢી અને તેમાં 'આપેજ ઉંધું માર્યું' એમ ચોખ્ખું કહી સંભળાવ્યું. તેની સાથે 'આજે હું તમારો ઘાત કરવાનેજ આવ્યો હતો' એવું કહી પોતાની પાસેની તલવાર બતાવી.

આ સાંભળી દિવાને કહ્યું કે 'કવિરાજ ! તમે હજી મારા મનના વિચાર બરોબર સમજી શકયા નથી. તમારૂં તે કાવ્ય હલકી પ્રતિનું છે, એમ મારૂં ધારવુંજ ન હતું; પણ તે વખતે મને એમ થઇ આવ્યું કે, જેવી તમે આ જામસાહેબની સ્તુતિ અને પરાક્રમની કવિતા રચી, તેવી જો તમે જગતનિયંતા મહાપ્રભુની રચી હોત તો જરૂર તમારૂં કલ્યાણ થાત. જામસાહેબ આપી આપીને તમને એકાદ ગામ ને હાથી આપત, પણ તે સૌ આ સંસારમાં તમે છો ત્યાંસુધીજ તમારૂં રહેત; મરણ પછી તે તમારી સાથે આવત નહિ. મરણ પછી તો પ્રભુની ભક્તિ ને કાંઇ દાનપુણ્ય કર્યું હોય તેજ સાથે આવે છે. આવી રીતનો બોધ સાંભળીને કવિરાજ ખુશ થઇ ગયા ને પોતાની ભૂલ કબૂલ કરી. દિવાનને મારી નાખવાના વિચાર માટે પોતે પસ્તાવો કરવા લાગ્યા ને પછી રજા લઇ ઘેર ગયા.

તે દિવસથી તેમણે માણસના નહિ પણ હરિના ગુણ ગાવા માટે આરંભ કર્યો ને હરિરસ કાવ્ય બનાવ્યું.×

કવિત્વશક્તિ એ પ્રભુની અમૂલ્ય બક્ષિસ છે અને એનો સારામાં સારો ઉપયોગ પ્રભુભક્તિનાં ગીત રચવાં એજ છે; કેમકે એવાં કાવ્યો સંસારને પ્રભુપદ તરફ પ્રેરવામાં અનેકોને સહાયભૂત થાય છે.

---

× 'સાહિત્ય' જાન્યુઆરી ૧૯૨૬ માંના શ્રીયુત છગનલાલ વિદ્યારામ રાવળના લેખ ઉપરથી

# ३०९–भावी प्रबळ के प्रयत्न प्रबळ छे ?

શ્રીમહાવીર સ્વામીને કુંડકોલિય નામનો એક શિષ્ય હતો. એક બપોરે તે અશોકવૃક્ષની નીચે બેઠો હતો, ત્યાં એક દેવે આવીને પૂછયું કે "મંખલિપુત્ર ગોશાલનો એવો સિદ્ધાંત છે કે, ઉદ્યોગ કાંઇજ નથી કરી શકતો. જે કાંઇ થાય છે તે ભાવીના બળથીજ થાય છે. શ્રમણ ભગવાન મહાવીરનો આથી ઉલટો સિદ્ધાંત છે કે, ઉદ્યોગ ખરો છે અને સર્વ પદાર્થ ભાવી પ્રમાણે ચાલે છે, એ ખોટું છે. આ બેમાં મને તો ગોશાલનો સિદ્ધાંત ખરો અને મહાવીર સ્વામીનો ખોટો લાગે છે." કુંડકોલિયે ઉત્તર આપ્યો કે "હે દેવ! જો તમે કહો છો તેમજ હોય તો કૃપા કરી કહેશો કે, આપે આ દિવ્ય પ્રભાવ–દેવપણું શી રીતે પ્રાપ્ત કર્યું ? પુરુષાર્થ–પ્રયત્નમાંથીજ કે એમનું એમ ?" દેવે જવાબ દીધો કે 'એમનું એમ.' કુંડકોલિયે કહ્યું કે "વારૂ, ત્યારે આ અસંખ્ય જીવો જે દેવપણું પ્રાપ્ત કરવામાટે ઉદ્યોગ કરતા નથી તે બધા કેમ દેવ બની જતા નથી ? માટે હે દેવ! આપને આ પદ, એને મેળવવા સારૂ આપે કરેલા ઉદ્યોગ યાને પરાક્રમને લીધેજ પ્રાપ્ત થયું છે. મળવાનું હતું માટે મળ્યું છે એ કહેવું ખોટું છે."

('ધર્મવર્ણન'માંથી)

# ३१०–सर प्रतापसिंहनी छेवटनी इच्छा

ભારતવર્ષના વીર યોદ્ધા લૅફ્ટેનન્ટ જનરલ સર પ્રતાપસિંહ જેમનું વય ૭૦ વર્ષની મર્યાદા વટાવી જવા છતાં તેઓ યૂરોપના મહાયુદ્ધપ્રસંગે ફ્રાન્સની રણભૂમિમાં પહોંચી ગયા તેમણે ન્યુયૉર્કના એક પત્રના પ્રતિનિધિ સમક્ષ જે શબ્દો કહ્યા છે તે એક સાચા રાજપૂતની અભિલાષા કેવા પ્રકારની હોય છે, તેનો સારો નમુનો છે. તેમણે કહ્યું હતું કે "હું આશા રાખું છું કે, મ્હારા સૈનિકોના નાયકતરીકે સમરાંગણમાં ઝુઝતાંજ હું દેહ છોડું. એવો સમય નજીક આવતો જાય છે અને પ્રત્યેક સાચો રાજપૂત એવીજ રીતે મરવાનું પસંદ કરે છે. જો સમરાંગણમાં મ્હારૂં મૃત્યુ થશે તો તો હું સીધો પ્રભુને મળી શકીશ;

પરંતુ જો ડૉકટરની દૃષ્ટિસમક્ષ પથારીમાં મ્હારૂં મૃત્યુ થાય, તો પ્રભુને મળતાં મને ઘણો વખત જોઇશે.”

સાચી વીરતાની આ પ્રાચીન ભાવના હજુ પણ ભારતવાસી વીર ક્ષત્રિયોના હૃદયમાં પ્રબળપણે વસે છે, એ જાણી કોને આનંદ નહિ થાય ? અમારો તો વિશ્વાસ છે કે, યોગ્ય શિક્ષણ અને પ્રસંગ આપવામાં આવે તો હિંદનો પ્રત્યેક દેશી રાજાજ નહિ, પરંતુ પ્રત્યેક સમજુ રાજપૂત ન્યાયી યુદ્ધમાં સૈનિક બનવાને તૈયાર થાય.

## ३११–अनेक संतानो करतां शक्तिशाळी एकज संतान सारूं

અગસ્ત્યઋષિએ કેટલાંક વર્ષસુધી ગૃહસ્થાશ્રમનું પાલન કરી, પરમ સુંદરી અને વિદુષી પત્ની સાથે સંસારસુખ ભોગવી તપસ્યામાં શેષ જીવન ગાળવાનો વિચાર કર્યો; ત્યારે પત્ની લોપામુદ્રાને બોલાવીને કહ્યું કે “ તું મારી સ્ત્રી છે. ધર્મના કાર્યમાં મને સહાયતા આપ. મારે સંતાન નથી, તેથી ભવિષ્યમાં પિંડ આપનાર કોઈ નહિ રહે. એ ચિંતાથી મારા પૂર્વજો દુઃખ પામી રહ્યા છે. કુટુંબમાં એક પુત્ર હોવાની બહુજ જરૂર છે; માટે તું મારી પાસે પુત્રદાન માગ, કે જેથી પછી તરત હું તપસ્યા કરવા ચાલ્યો જાઉં. બોલ, તારે એક કે વધારે છોકરા જોઇએ છીએ ? ”

લોપામુદ્રાએ કહ્યું કે ‘ આપે દયા દાખવી છે તો એકજ એવો પુત્ર આપો કે જે હજાર છોકરાના જેટલી શક્તિવાળો થાય. ’

‘તથાસ્તુ’ કહી વર આપીને પછી મહર્ષિ અગસ્ત્ય થોડે દૂર વનમાં જઇ તપસ્યા કરવા લાગ્યા. પછી યથાસમયે લોપામુદ્રાને એક પુત્ર અવતર્યો, તેનું નામ ‘દઢસ્યુ’ પાડયું. તે મોટો થયા પછી માતા-પિતાની અભિલાષા પૂર્ણ કરનાર નીવડયો.

નીતિકાર પણ કહી ગયા છે કે, એક ચંદ્રમાથી અંધકારનો નાશ થાય છે; તારાઓ ઘણા હોવા છતાં પણ અંધકારને હઠાવી શકતા નથી; તેવીજ રીતે એકજ પુત્ર જો સદાચારી હોય તો કુળનું નામ તારે છે.

## ૩૧૨–उत्तम शिक्षकप्रत्ये उत्तम शिष्यनी निष्पक्ष टीका

પારસી શેઠીઆઓમાં લગ્નપ્રસંગે ઘણા મોટા ખર્ચ થાય છે અને જમણવારની પાર્ટીઓ વગેરેમાં પાણીની માફક પૈસા વપરાય છે. તે સામે 'રાસ્ત ગોફ્તાર' ના સ્વર્ગસ્થ અધિપતિ કાબરાજી ઘણી સખ્ત ટીકા કરતા હતા. શેઠ નવરોજજી ફરદુનજી એમને એવા લેખ લખવા ઉત્તેજિત કરતા; પરંતુ દૈવયોગ એવો થયો કે, શેઠ નવરોજજીને પોતાનેજ ઘેર લગ્નનો શુભ પ્રસંગ આવ્યો અને ખાનપાન ચાલ્યું. મી. કાબરાજી એ લગ્નમાં જઇ જમી આવ્યા, પણ ત્યાર બાદ 'રાસ્તગોફ્તાર' માં એજ જમણવારની ઝાટકણી કાઢવાને ચૂકયા નહિ! મી. નવરોજજીને કાબરાજી હમેશાં 'મારા પ્યારા માસ્તર સાહેબ' લેખતા અને લખતા; પણ જ્યારે એજ 'માસ્તર સાહેબ' ને ઘેર થયેલા લગ્નનું પોગળ રાસ્તગોફ્તારમાં છપાયું, ત્યારે લોકોની ખાત્રી થઇ કે, કહેવું સહેલું છે, પણ ઉપદેશને અનુસરતું વર્તન રાખવું કેટલું અઘરૂં છે ! લોકોની એ પણ ખાત્રી થઈ કે, અમુક સુધારાની બાબતમાં વિરુદ્ધ વર્તન કરનારા દોસ્ત કે દુશ્મનની બાબતમાં કાબરાજી કાંઇ પણ ભેદભાવ ગણે એવા નથી. નવરોજજી ફરદુનજીના મિત્રોને કાબરાજીની ટીકાથી ઘણું ખોટું લાગ્યું. તેઓએ નવરોજજીને ઉશ્કેરવા પ્રયત્ન પણ કર્યો, પણ નવરોજજી તો ખડખડ હસ્યા અને બોલ્યા કે 'હું જાણતોજ હતો કે, ખુશરો લખ્યા વિના રહેશે નહિ અને એ ન લખત તો મારે એમને માટે કાંઇક જૂદોજ વિચાર બાંધવો પડત.'

## ૩૧૩–श्रीमती ब्रह्ममयी दासनी सहानुभूति

દેશબંધુ ચિત્તરંજન દાસના કાકા શ્રીયુત દુર્ગામોહન દાસનાં પત્ની શ્રીમતી બ્રહ્મમયી દેવી એક સાધ્વી અને પરોપકારી નારી હતાં. અનેક અનાથ વિધવાઓને તેમના ઘરમાં આશ્રય મળતો. કોઈનું પણ દુઃખ તેમનાથી દેખી શકાતું નહિ. એક સાધારણ દૃષ્ટાંત ઉપરથી એમનાં હૃદયમાં રહેલી સહાનુભૂતિનો પરિચય મળશે.

આચાર્ય શિવનાથ શાસ્ત્રી સાથે શ્રીયુત દુર્ગામોહન દાસને મિત્રતા હોવાથી બ્રહ્મમયી પણ એમને ઘેર આવ–જા કરતાં. પંડિત શિવનાથ શાસ્ત્રીની આર્થિક સ્થિતિ એ વખતે સારી નહોતી. એ વખતે કમાવા કરતાં દેશમાં શુદ્ધ એકેશ્વરવાદનો પ્રચાર કરવામાંજ એમનું ધ્યાન હતું.

એક દિવસ ઘરમાં આયનો નહિ હોવાથી શિવનાથ શાસ્ત્રીનાં પત્ની પ્રસન્નમયી દેવી પાણીમાં પડછાયો જોઇને અંબોડો લઇ રહ્યાં હતાં; એટલામાં બ્રહ્મમયી ત્યાં જઇ ચઢયાં અને કહેવા લાગ્યાં કે "આ તો વાળ હોળવાની નવી રીત! જળમાં મ્હોં બહુ સારૂં દેખાય છે?" પ્રસન્નમયીએ હસતે મુખે કહ્યું કે "આયનો ફૂટી ગયો છે અને આ મહિને હાથ ભીડમાં છે. આવતા મહિનામાં ખરીદ કરીશું." બ્રહ્મમયી એ સાંભળીને ત્યાંથી ઘેર ન જતાં સીધાં બજારમાં ગયાં અને એક ઘણો સુંદર આયનો ખરીદ કરીને પ્રસન્નમયીને ભેટ આપી આવ્યાં. પ્રસન્નમયીની શરમનો પાર રહ્યો નહિ; પણ બહેનપણી માટે બ્રહ્મમયીને કેટલી લાગણી હતી, તેનો પરિચય એથી મળી ગયો.

('દેશબંધુ ચિત્તરંજન દાસના ચરિત્ર'માંથી)

## ૩૧૪–અંગ્રેજજાતિની પ્રબળતાનું એક ખાસ કારણ

મેદિનીપુરના વધારાના મૅજિસ્ટ્રેટ મિ૦ આર. જી. કિંગ્સી સાહેબના ચપરાસીને હડકાયું કૂતરૂં કરડયું. (ઇ૦ સ૦ ૧૯૦૮) મિ૦ કિંગ્સીએ તરતજ એ જગ્યાનું ઝેર પોતે ચૂસી લીધું અને ત્યારપછી પોતે પોતાના ઇલાજ સારૂ કસૌલીના દવાખાના તરફ ઉપડી ગયા.

આવા આવા ઉન્નત હૃદયના લોકો અંગ્રેજ લોકોમાં છે, તેથીજ અંગ્રેજજાતિ માનવસમાજમાં ઉચ્ચ આસન ઉપર બિરાજી રહી છે. ઇશ્વર તેમનામાં એ ઉદાર અને ઉન્નત ભાવ અધિકાધિક વિશાળ અને વૃદ્ધિંગત કરો.

# ૩૧૫–સાચું સુખ શું ધન અને હથિયારમાં રહેલું છે?

પ્રાચીનકાળમાં લીડિયાના રાજા ક્રિસસ જેવું ધનવાન બીજું કોઇ નહોતું. ગ્રીક પંડિત સોલન એક વાર લીડિયા ગયો હતો. ક્રિસસે તેને પોતાનો અત્યંત વિશાળ રત્નભંડાર બતાવ્યો. સોલને તેની પ્રશંસા ન કરતાં કહ્યું કે 'જેની પાસે સારૂં લોઢું (અર્થાત્ લોખંડનાં હથિયાર) છે, તે બધાં રત્નોને સહેલાઈથી પ્રાપ્ત કરી શકે છે.' એ ઉત્તરથી ચીઢાઇ જઇને રાજાએ કહ્યું કે 'ત્યારે શું તમે મને સૌભાગ્યશાળી ગણતા નથી?' સોલને ઉત્તર આપ્યો કે 'ના! ભગવાન જેને જીંદગીના છેલ્લા દિવસ સુધી રાખે તેજ સુખી; તે સિવાય બીજો કોઇ માણસ સુખી ગણાવા યોગ્ય નથી. મનુષ્ય સાધારણ રીતે ૭૦ વર્ષ જીવે છે, પરંતુ એમાં બધા દિવસ સરખા જતા નથી. ક્રિસસ રાજાએ કહ્યું કે, તમે કહો છો એવા–જેને સુખી ગણતા હો એવા બેએક જણનાં નામ તો ગણાવો.'

સોલને કહ્યું કે "એથિનીનો ટેલ્સ એ સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યનો નિવાસી હતો. તેને ઘણા પુત્ર તથા પૌત્ર હતા, બધા ધર્માત્મા હતા. બધાને જીવતા મૂકીને, દેશના રક્ષણ માટે યુદ્ધમાં વિજય મેળવીને ટેલ્સ મરણ પામ્યો હતો. એથિનીના લોકોએ તેના સ્મરણાર્થે તેની સમાધિ ઉપર એક સુંદર મંદિર બંધાવ્યું હતું. બીજા એવા માણસો કિલઓરિસ અને બાઇટસ એ આર્ગસ દેશના નિવાસી હતા. એ બન્ને ભાઈઓ બળવાન અને ધનવાન હતા. જૂનો દેવીના વાર્ષિકોત્સવપ્રસંગે બન્ને ભાઇઓ પોતાનાં માતાજીને રથમાં બેસાડીને ચાલીસ ગાઉ ખેંચી લાવ્યા હતા. ઉત્સવક્ષેત્રમાં એમને એવી રીતે માતાને રથમાં ખેંચી આવેલા જોઇને બધાએ 'ધન્ય' 'ધન્ય'ના પોકાર કર્યા હતા. પોતાના પુત્રોની એ અસામાન્ય સેવાથી માતાની લાગણી પણ ઉભરાઇ આવી; અને તેમણે અશ્રુપૂર્ણ નેત્રે જૂનો દેવીને પ્રાર્થના કરી હતી કે, આ પૃથ્વીમાં સૌથી સારામાં સારૂં જે સુખ હોય તે ભોગવવાને મારા આ બન્ને પુત્રો જલદી ભાગ્યશાળી નીવડજો. કિલઓરિસ અને બાઇટસ બંને ભાઇ જૂનો દેવીના મંદિરમાં એ પછી દર્શન કરવા ગયા; અને ત્યાંજ તેઓ બન્ને મહાનિદ્રાને વશ થઇ ગયા.* પછી આર્ગસવાસીઓએ એ બે મૃત યુવકોની સમાધિ ઉપર મઠ બંધાવ્યો છે."

* દેહ છૂટે, એ સારામાં સારી વાત શાથી ગણાય? જીવનમુક્ત દશાએ

એ ઉત્તરથી રાજાને ઘણો ખેદ થયો. થોડા દિવસ પછી ઈરાનના રાજા સાઈરિસે લીડિયા ઉપર ચઢાઈ કરીને વિજય મેળવ્યો અને રાજા ક્રિસસને કેદ કરીને દેહાંતદંડની સજા ફરમાવી. પરાજિત રાજાનું મૃત્યુ જોવા ઇરાનનો રાજા વધસ્થળ ઉપર ગયો. મરણ પાસે આવતું જોઇ ક્રિસસ બોલી ઉઠયો કે 'સોલન! સોલન !' ઇરાનના રાજાએ એના વધના કાર્યને ક્ષણ વારને સારૂ રોકીને પૂછયું કે, 'અંતસમયે તેં સોલનનું નામ શા સારૂ દીધું ?' ક્રિસસે બધી હકીકત વિસ્તારતી કહી. ઇરાનરાજ સાઈરિસને પણ એ કથાથી બોધ મળ્યો અને તેણે ક્રિસસને જીવનદાન આપ્યુ.'

## ૩૧૬–કાંતવાનું શાળાની ફી તરીકે

સુપ્રસિદ્ધ વિદ્વાન, સંસારસુધારક અને સમાજસેવક સ્વર્ગસ્થ બેરામજી મલબારી જ્યારે છ વર્ષના હતા, ત્યારે સુરતની એક નિશાળમાં તેમને ભણવા મોકલવામાં આવતા હતા. તેમની સાથે બીજા વીસ નાના છોકરાઓ હતા. છોકરાઓને પારસી ધર્મના મંત્ર ભણાવવામાં આવતા અને તે શીખવતાં શિક્ષક થાકતો, ત્યારે તે છોકરાઓની પાસે કંતાવતો. આમાંથી જે ઉત્પન્ન થતું તે તેમની ફીતરીકે જમા લેવામાં આવતું.

આ ઉપરથી જણાય છે કે, કાંતવાનો મહિમા એ સમયના પારસીઓ પણ જાણતા હતા અને ગરીબ બાળકોને એ ઉદ્યોગથી વિદ્યાભ્યાસમાં પણ મદદ મળતી. ('નવજીવન' તા. ૫–૯–૨૬ ના અંકમાંથી)

પહોંચનારાથીજ આ વાત યથાવત્ સમજાય તેવી છે. આ અસત્–જડ અને દુઃખમય સંસારમાં રાજપદવી પર હોય તોપણ માણસો સંસારને તેવોજ અનુભવતા હોય છે, એ વાત નળ, યુધિષ્ટિર અને શ્રીરામચંદ્ર તથા કૃષ્ણ ભગવાન જેવાનાં જીવન ધ્યાનપૂર્વક અવલોકવામાં આવે તો યથાવત્ સમજાય તેવી છે. અલબત્ત, તેમની સત્યપરાયણતાની મહત્તા આગળ તેમને વેઠવાં પડેલાં દુઃખો તરણા જેવાંજ ગણાય. આ રહસ્ય હવે અજ્ઞ હિંદુસંતાનો અને કનકકામિનીપરાયણ ગુરુઘંટાલો ભૂલી બેઠા છે, તેથીજ એવું ધાર્યા કરે છે કે, આ સંસારમાં તો સત્ય પાળવામાં દુઃખ છે ને સત્ય ન પાળે તેનેજ સુખ છે. બિચારાઓને ખબર નથી કે, અધર્મનો વૈભવ બહુ તો ચાર દહાડાના ચાંદરણા જેટલો દેખાવ આપીને પછી અનંત જન્મપર્યંત નરકયાતના વેઠવી પડે છે.

સંપાદક

# ૩૧૭–बादशाह नासिरुद्दीननो राजाना जवाबदारी-संबंधी अभिप्राय

અલ્તમસનો સૌથી નાનો પુત્ર નાસિરૂદ્દીન, ઇ.સ. ૧૨૪૬માં દિલ્હીના રાજસિંહાસન ઉપર બેઠો. બીજા બાદશાહોની પેઠે એણે અનેક રમણીઓ સાથે લગ્ન કર્યું ન હતું. તેણે જે નારીનું પાણિગ્રહણ કર્યું હતું તે વિવિધ સદ્‌ગુણસંપન્ન હતી. ઘરનું બધું કામ તે પોતાને હાથે કરતી. એક દિવસ રસોઇ કરતાં કરતાં દેવતાની ઝાળ લાગી જવાથી એના જમણા હાથની આંગળીઓ દાઝી ગઇ. એણે સ્વામીને એ વાત જણાવીને ઘરકામમાં મદદ કરવા સારૂ એક પરિચારિકા માગી, પણ નાસિરૂદ્દીને પત્નીની એ સામાન્ય વિનતિ પણ સ્વીકારી નહિ. તેણે સ્નેહપૂર્વક પત્નીને કહ્યું કે 'રાજ્યનું રક્ષણ અને રાજ્યની લક્ષ્મીમાં વધારો કરવાનોજ મારો અધિકાર છે, રાજ્યના ખજાનામાંથી જરૂર ઉપરાંત એક પૈસો પણ વાપરવાનો અધિકાર મને નથી.' જવાબદારીનું આવું ઉજ્જવળ દૃષ્ટાંત સંસારમાં બહુજ વિરલ હોય છે.

બહુ વખોડાયલા મુસલમાન રાજ્યની આવી ઉજળી બાજુઓ પણ આપણે વિસરી જવી ઘટતી નથી.

# ૩૧૮–अंधविश्वासविषे रामकृष्ण परमहंसनो उत्तम उपदेश

એક દિવસ ભગવાન ઉપર વિશ્વાસ રાખવાસંબંધી વાતચીત નીકળતાં સ્વામી વિવેકાનંદે સાકારવાદીઓના વિશ્વાસનો અંધવિશ્વાસતરીકે ઉલ્લેખ કર્યો હતો. એ સાંભળીને રામકૃષ્ણદેવ બોલી ઉઠયા કે 'ઠીક,ત્યારે અંધવિશ્વાસ શાને કહે તે મને સમજાવીશ? વિશ્વાસને તે વળી ચક્ષુ હોતાં હશે? હોય તો પછી તેને વિશ્વાસ ન કહો, પણ ભક્તિ કહો અથવા જ્ઞાન કહો. વિશ્વાસ તે વળી અંધ કેટલો હોય અને દેખતો કેટલો હોય? એ તે વળી શું?'

સ્વામી વિવેકાનંદ કહેતા કે "વાસ્તવિક રીતે એ દિવસે હું ઠાકુર(રામકૃષ્ણ)ને અંધવિશ્વાસનો અર્થ સમજાવતાં ફસાઇ ગયો. કોઈ પણ અર્થ શોધ્યો જડયો નહિ; એટલે પછી એ દિવસથી મેં એ શબ્દ વાપરવો છોડીજ દીધો છે."

## ३१९–प्रह्लादवर्गना माणसो

સ્વામી વિવેકાનંદ માનતા હતા કે, ખરી ધાર્મિકતા તો બાહ્ય વિદ્યાથી જુદીજ છે.એક દિવસ એમણે કહ્યું હતું કે, 'વિદ્યાચર્ચાનો જ્યાં અંત આવે છે, ત્યાંથી પછી ધર્મનો આરંભ થાય છે.' પરંતુ જે લોકો શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનું નામ દઈને મૂર્ખતાનું સમર્થન કરતા, તેમને સ્વામીજી ધમકાવતા કે "રામકૃષ્ણ પરમહંસ જેવા શું તે બધાયે હતા ?" જે લોકો સાધન–ભજન વગેરે કરવાનો બહારથી ઢોંગજ કરે છે તેઓ ખરૂં જોતાં એમાં જરા પણ આગળ વધતા નથી અને 'ધર્મસાધનામાં શાસ્ત્રચર્ચાની કે વિદ્યાભ્યાસની કાંઈ જરૂર નથી' એવી દલીલ રજુ કરીને એ સંબંધમાં જેઓ બેપરવા રહે છે, તેમને સ્વામીજી કટાક્ષમાં 'પ્રહ્લાદ'ના માણસ કહેતા; કારણ કે કથા એવી છે કે, પ્રહ્લાદને 'ક' અક્ષર જોતાંવારજ કૃષ્ણનું સ્મરણ થતાં હૃદય ભરાઈ આવતું હતું. એટલું બધું તેનું હૃદય પૂર્વપ્રયત્નના બળે પવિત્ર થઈ ચૂકેલું હતું; પણ ઘણા લોકો એ રહસ્ય નહિ સમજતા હોવાથી એવીજ ભૂલભરેલી માન્યતા ધરાવે છે કે, પ્રહ્લાદ ભણ્યો ન હતો તોપણ કેવો મહાભક્ત નિવડયો હતો ! તેના જેવી પૂર્વાર્જિત પવિત્રતા પોતામાં નહિ હોવા છતાં આવું ધારી લે તેમનું પણ કમનશીબ કે બીજું કાંઈ !

## ३२०–विद्याना अभावथी संप्रदायोनी पडती

બૌદ્ધ ધર્મની પડતીનાં કારણો ગણાવતાં સ્વામી વિવેકાનંદજીએ પોતાના એક વ્યાખ્યાનમાં કહ્યું છે કે, બૌદ્ધલોકો સંસ્કૃત ભાષા ભણવાપ્રત્યે બેદરકાર બન્યા તે પણ એમની અવનતિના કારણરૂપ છે. પોતે સ્થાપેલા બેલુડ મઠની રખેને એવી દુર્દશા થાય, એટલા માટે મઠના બીજા નિયમો ભેગો એક એ નિયમ પણ લખવાનું ભૂલી ગયા નથી કે 'વિદ્યાના અભાવથી સંપ્રદાયો હીન દશાને પ્રાપ્ત થાય છે; માટે સર્વથા વિદ્યાની ચર્ચા તો કરતા રહેવું.'

## ૩૨૧—મહાત્મા અશ્વિનીકુમાર દત્તની સ્વદેશપ્રીતિ

બારિસાલ નગરમાં એક ગંજાવર સભામાં અશ્વિનીકુમાર બોલ્યા હતા કે "આજ જો પરમેશ્વર પોતે પણ આવીને કહે કે, અશ્વિનિ! મુક્તિ લે, તો હું કહું કે ના. કર્તા! હજુ જરા વાર થોભી જાઓ. હજુ એક વાર આ બારિસાલની માટીમાં બાળક થઈને આળોટી લઉં, યૌવનમાં બધાની સેવા કરૂં અને વૃદ્ધ થઈને બધાંનાં ચક્ષુનાં આંસુમાં સમાઇ જાઉં."

આ ખાલી મુખમાંના ઉદ્‌ગાર નહોતા. અશ્વિનીબાબુની બારિસાલ જીલ્લાની જીંદગીપર્યંતની સેવા સાક્ષી આપે છે કે, એમના હૃદયમાં વાસ્તવિક રીતે એવીજ ઉંડી પ્રીતિ જન્મભૂમિપ્રત્યે રહેલી હતી.

## ૩૨૨—મ્હોટા માણસોની ખરી મહત્તા શેમાં છે?

એથેન્સનો સુપ્રસિદ્ધ મુત્સદ્દી સરદાર પેરિક્લિસ જ્યારે મૃત્યુશય્યા ઉપર પડયો હતો, ત્યારે એની પાસે બેઠા રહીને એના મિત્રો અને પ્રશંસકો એના ગુણાનુવાદ ગાઈ રહ્યા હતા. એણે કેટલાંયે યુદ્ધોમાં વિજય મેળવ્યો, કેટલા બધા લાંબા સમયસુધી સફળતાપૂર્વક રાજ્યશાસન કર્યું, પ્રજાસત્તાક રાજ્યને કેટલી સહાયતા આપી; એ વગેરે તેના ગુણોનું સ્મરણ કરીને તેઓ તેનો મરણકાળ પાસે આવતો જોઇ શોક કરી રહ્યા હતા.

મૃત્યુશય્યામાં પડયે પડયે પેરિક્લિસ પોતાની આ ગુણગાથા સાંભળી રહ્યો હતો, બધા ગુણ વર્ણવીને થાકી ગયા; એટલે એણે કહ્યું કે "તમે મારી પ્રશંસાનો સૌથી મોટો ગુણ ભૂલી ગયા છો. તમે જે બધી બાબતો ગણાવી તેમાં તો ભાગ્યદેવીનો મુખ્ય હાથ હતો, એટલે મારી એ બધી ફતેહો ઘણી તુચ્છ છે. તમે મારા ગુણ ગણાવતાં એક વાતનો ઉલ્લેખ કરવો ભૂલી ગયા છો કે, મારે ખાતર આ દેશની કોઇ પણ રૈયતને શોકનાં વસ્ત્ર ધારણ કરવાનો પ્રસંગ નથી આવ્યો."

વાત એ હતી કે, પેરિક્લિસે કોઇ સાથે પણ અન્યાયી વર્તણુક ચલાવી નહોતી અને કોઇને પણ દુઃખ દીધું નહોતું. પારકાને પીડા ન કરે એજ ખરેખરો મહાન પુરુષ છે.

## ૩૨૩–सौंदर्यना दुरूपयोगथी थतो पश्चात्ताप

હોમરના અમર કાવ્યની નાયિકા હેલન અત્યંત સ્વરૂપવાન હતી. તે જ્યારે આધેડ વયની થઇ, ત્યારે એક દિવસ દર્પણમાં પોતાનું મુખ જોતાં તેના ઉપર કરચલીઓ જોઈને તેને રડવું આવ્યું અને તે પોતાના મન સાથે કહેવા લાગી કે 'મારામાં શું જોઇને મુઆઓએ મારૂં બબ્બે વખત હરણ કર્યું હશે ?' એ પ્રસંગ ઉપર ટીકા કરતાં 'લબક' નામનો ગ્રંથકાર વ્યાજબી રીતે કહે છે કે 'જો હેલને પોતાનું જીવન વધારે સારી રીતે ગાળ્યું હોત, અર્થાત્ તેણે સારા માણસોની સોબત રાખી હોત, અને કામાંધ પુરુષોના ફંદામાં ફસી યુવાવસ્થામાંજ તેણે પોતાના સૌંદર્યનો નાશ કર્યો ન હોત તો વૃદ્ધાવસ્થામાં તેના મુખ ઉપર યુવાવસ્થા કરતાં પણ વધારે તેજ દીપી નીકળત અને તેને ફસાવનારા યુવાનોજ તેની સેવા કરવામાં પોતાને માન મળેલું સમજત.

('સુખ અને શાંતિ' માંથી)

## ૩૨૪–रामकृष्ण वाचस्पतिए करेली गुणनी कदर

રામકૃષ્ણ વાચસ્પતિ શ્રીહટ્ટ ગામના એક પ્રસિદ્ધ અધ્યાપક હતા. રઘુનાથ શિરોમણિએ નવદ્વીપમાં પાઠશાળા ઉઘાડી, એટલે વાચસ્પતિ મહાશયે પોતાની પાઠશાળા બંધ કરી અને વિદ્યાર્થીઓને કહ્યું કે "તમે બીજો ગુરુ શોધી લ્યો, મેં મારે સારૂ ગુરુ શોધી કાઢયા છે." એટલું કહીને એ પોતે સાધારણ વિદ્યાર્થીની પેઠે નવદ્વીપમાં ભણવા ગયા.

## ૩૨૫–त्रण महान राजाओनी असाधारण महत्ता तेमनी माताओ अने मातृभक्तिना प्रतापे हती

એક ફ્રેંચ લેખક લખી ગયો છે કે, ફ્રાન્સના ૬૯ રાજાઓમાંથી ત્રણ જણાને ફ્રાન્સની પ્રજા ખરા અંતઃકરણથી ચાહતી હતી. સેંટ લુઇ, બારમો લુઇ અને ચોથો હેન્રી. એ ત્રણે જણાને બાલ્યાવસ્થામાં એમની માતાઓ તરફથી સારૂં શિક્ષણ મળ્યું હતું અને તેઓ સાચા માતૃભક્ત હતા.

જનનીપ્રત્યેના એ પ્રેમને લીધે એમનામાં જન્મભૂમિપ્રત્યેનો પ્રેમ પણ ખીલી નીકળ્યો હતો અને એને લીધેજ દેશની સારી સેવા કરી પ્રજાનો પ્રેમ સંપાદન કરવાને તેઓ ભાગ્યશાળી થયા હતા.

## ૩૨૬–एक अंग्रेज अने हिन्दी वच्चेनी जाणवा जेवी टपाटपी

એક વખત એક ભારતવાસી સજ્જન એક સ્ટેશન ઉપર રેલ્વેના સેકંડ કલાસના ડબ્બામાં બેસવા ગયા. જુએ છે તો ત્યાં એક અંગ્રેજ બેઠો છે. એથી તે બીજી પાટલી ઉપર બેસી ગયા. એ જોઇને તે અંગ્રેજ એ ડબ્બામાંથી બહાર ચાલ્યો ગયો અને મજુરને બોલાવીને પોતાનો સામાન બીજા ડબ્બામાં મૂકી આવવાની આજ્ઞા આપી. એનું એ વિચિત્ર આચરણ જોઇ ભારતવાસી મુસાફરને હસવું આવ્યું. તેને હસતો જોઇને સાહેબનો મિજાજ ગયો અને પૂછ્યું કે 'બાબુ ! તુમ હસતા કૈસા હૈ?' બાબુએ નમ્રતાપૂર્વક કહ્યું:–'માફ કરજો; ખરી વાત એ છે કે, આપ અહીંથી ચાલ્યા ગયા, ત્યારે મારા મનમાં એવો વિચાર આવ્યો કે, કદાચ આપ સ્વર્ગમાં હો અને મારેમાટે ભગવાન ત્યાં આમંત્રણ આપવાની ગોઠવણ કરે તો હું ત્યાં આવી રહ્યો છું, એમ જાણીને તમે ત્યાંથી પણ ખસીને બીજે જતા રહેવાનો પ્રયત્ન કરો કે નહિ? એ વિચારથી મને હસવું આવ્યું. આપ તે જોઇ ગયા તેને માટે દિલગીર છું, માફ કરજો.' એ ઉત્તર સાંભળીને તે અંગ્રેજ ખડખડાટ હસ્યો અને કહેવા લાગ્યો કે 'ખરેખર, આપ જેવાની સાથે તો વાતચિતમાં મારો વખત ઉલટો આનંદમાં ચાલ્યો જશે, એમ લાગે છે. આપ ક્યાં જાઓ છો?' મજુર પાછો વિદાય થયો અને અંગ્રેજે પાછા આવીને એજ ડબ્બામાં બેઠક લીધી. પછી ઘણી વારસુધી પરસ્પર વાતચિત કરીને બન્નેએ એકબીજામાટે માનની લાગણી ઉત્પન્ન કરી અને પોતપોતાને સ્ટેશને ઉતર્યા.

કાળા માણસોની સુગ કાઢી નાખીને તેમના સમાગમમાં આવતાં તથા તેમના આચાર અને વિચારની કદર કરતાં અંગ્રેજો શીખે તો તેમના મનમાંથી દ્વેષભાવ ઘણો ઓછો થઇ જાય.

## ૩૨૭–शत्रुना मृत्यु पछी नौशेरवानना सुंदर उद्गार

ઈરાનના પ્રસિદ્ધ બાદશાહ નૌશેરવાનને કોઇએ કહ્યું:–મેં સાંભળ્યું છે કે 'ભગવાને કૃપા કરીને આપના એક શત્રુને આ દુનિયામાંથી ઉપાડી લીધો.' નૌશેરવાને કહ્યું:–'તમને એ પણ ખબર છે કે, મરતી વખતે એ મારા બધા અપરાધની માફી આપતા ગયા કે નહિ? બરોબરી આ શત્રુના મરણથી આનંદ પામવાનું કાંઈ પણ કારણ નથી. મારૂં જીવન પણ ચિરસ્થાયી તો નથી ને?'

# ३२८-एक विद्यार्थीनी छात्रवृत्तिनुं ऋण वाळवानी काळजी

વિદ્યાર્થીઓને સહાયતા તથા પ્રોત્સાહન આપવા સારૂ અનેક દેશાભિમાની ધનિકોએ છાત્રવૃત્તિઓ સ્થાપી છે. એ છાત્રવૃત્તિ પ્રાપ્ત કરનારા વિદ્યાર્થીઓમાંનો મોટો ભાગ પાછળથી સારી સ્થિતિએ ચઢે છે અને સુખ ભોગવે છે; પણ છાત્રવૃત્તિરૂપ પોતાને મળેલા દાનને જનસમાજ તરફનું ઋણ ગણીને સમાજને તેનું પ્રતિદાન કરનાર કેટલા નીકળ્યા છે? ચરોતર એજ્યુકેશન સોસાઇટીનો ૧૯૨૪-૨૫નો રિપોર્ટ વાંચતાં એવા એક કર્તવ્યનિષ્ઠ દાનશીલ પુરુષનો પરિચય મળી આવે છે. ભાઇ અંબાલાલ હરિભાઈ પટેલ પૂના ખેતીવાડી કૉલેજમાં અભ્યાસ કરતા હતા, ત્યારે તેમને ત્રણ વર્ષમાં શેઠ ખીમજી આસર વીરજી તરફથી રૂ. ૭૫૦) સ્કૉલરશિપતરીકે મળ્યા હતા. અંબાલાલભાઈએ ધંધે લાગ્યા પછી એ ૭૫૦) રૂપિયા ચરોતર કેળવણી સંસ્થાને એવી શરતે સોંપ્યા કે, એ ફંડને 'શેઠ ખીમજી સ્કૉલરશિપ ટ્રસ્ટ ફંડ' કહેવું અને એ મૂળ રકમને ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળના શેરોમાં રોકવી અને તેનું વ્યાજ આવે તે ખેતીવાડીના ઉત્તેજનમાં વાપરવું.

પોતાને મળેલી સ્કૉલરશિપ પાછી આપવાની કોઇ ફરજ એમના ઉપર નહોતી; પણ "સ્વાશ્રયી જીવન ગાળવાનું પસંદ કરનારા અને તેનો પાઠ શીખવનારા ભાઇ અંબાલાલને તે નાણાંનો આવી ઉત્તમ રીતે ઉપયોગ કરવાનું યોગ્ય લાગ્યું. આપણામાંથી એવા યુવાન ભાઇઓ નીકળશે?* "

("અહિચ્છત્ર ઉપરથી")

* સ્કૉલરશીપ સિવાય પણ શાળા-પાઠશાળાઓ પાછળ ફી ઉપરાંત જે અસાધારણ ખર્ચ થાય છે તેમાં તો ધનવાનો કરતાં ગરીબોનોજ પૈસો વધારે હોય છે, છતાં પણ જેઓ તેને લુંટવાવાળા મુડીવાદી અને સત્તાધારીઓની નોકરીવડે સ્વાર્થ સાધતા હોય તેમને માટે શું કહેવું? સંપાદક

# ૩૨૧–મહારાજા ચંદ્રાપીડનો નિષ્પક્ષ ન્યાય

આજથી આશરે બારસો વર્ષ પૂર્વે કાશ્મિરમાં ચંદ્રાપીડ નામનો રાજા રાજ્ય કરતો હતો. એ પોતાની પ્રજાનું પુત્રસમાન પાલન કરતો હતો. પ્રજા પણ તેને ઈશ્વિર સમાન ગણતી હતી.

એક વાર મહારાજા ચંદ્રાપીડને એક દેવમંદિર બંધાવવાની ઇચ્છા થઈ. એને માટે જે જગ્યા પસંદ કરી તેને માપવામાટે કારીગરોને મોકલ્યા. સંયોગ એવો બન્યો કે, માપણીમાં એક ચમારની ઝુંપડી પણ આવી ગઇ. રાજાના કારીગરો માપતાં માપતાં એ ચમારની ઝુંપડીની પાસે પહોંચ્યા, ત્યારે ચમારે એમને ધમકાવ્યા અને માપવાની દોરી ત્યાં લગાડવા ન દીધી. એ દશા જોઇને કારીગરો પાછા ફર્યા અને રાજાને ચમારની ફરિયાદ કરી. મહારાજાએ કહ્યું કે 'ભૂલ તમારીજ છે. તમે એ જગ્યાને મંદિરને સારૂ પસંદ કરી હતી તો પહેલાં એ ચમારને કેમ પૂછી ન જોયું ? હવે બીજી કોઈ જગ્યા પસંદ કરો. હું જબરદસ્તીથી કોઈની જમીન નહિ છીનવી લઉં.'

થોડી વાર પછી દ્વારપાળે આવીને મહારાજાને કહ્યું કે, એજ ચમાર મહારાજાનાં દર્શન કરવા માગે છે. મહારાજાએ કહ્યું કે, એને જઇને કહી દો કે, કાલે હું એને રાજભવનની બહાર મળીશ. બીજે દિવસે જ્યારે એ ચમાર મહારાજાની રૂબરૂ હાજર થયો, ત્યારે મહારાજાએ એને પૂછયું કે "કેમ! તું મારા ધર્મકાર્યમાં વિઘ્ન નાખવા માગે છે? હું તને એના બદલામાં બીજું સારૂં મકાન બંધાવી આપવા તૈયાર છું; અને જો તું એને વેચવા તૈયાર હોય તો મ્હોંમાગ્યું મૂલ્ય આપવા તૈયાર છું."

ચમારે કહ્યું કે "હું એક નીચ જાતિનો અભણ માણસ છું. મને તો રાજદરબારના કાયદાની ખબર નથી. અદબ સાથે બોલતાં પણ મને આવડતું નથી, એટલે હું મારી ભૂલચૂકની પહેલેથીજ માફી માગી લઉં છું. મહારાજ! સાંભળો. હું કૂતરા કરતાં ઉતરતો નથી અને આપ ધર્મરાજ યુધિષ્ઠિર કરતાં ચઢીઆતા નથી. મહાભારતમાં કહ્યું છે કે, જ્યારે એ સ્વર્ગમં જવા લાગ્યા, ત્યારે એ કૂતરાને પણ સાથે લઇ ગયા હતા. દેવતાઓએ તેમને કૂતરાને સાથે લઇ જવાને ઘણીએ મના કરી, પણ એમણે જરા પણ માન્યુ નહિ; તો પછી આપની સાથે હું વાતચીત કરી રહ્યો છું એ જોઇને આપન અમલદારો મારો આટલો બધો તિરસ્કાર કેમ કરતા હશે ? "

"મહારાજ ! હવે મારી ઝુંપડીની વાત એવી છે કે જેટલો આપને આપનો મહેલ પ્રિય છે તેટલીજ એ ઝુંપડી મને પ્રિય છે. એ ઝુંપડીમાંજ મારો જન્મ થયો છે અને મારી આખી જીંદગી એમાંજ ગઈ છે. એમાંજ રહીને મેં સુખ અને દુ:ખ બન્ને ભોગવ્યાં છે. એ મને મારી માતાના જેવી વહાલી લાગે છે. એ ઝુંપડી તોડી પાડવામાં આવે એ દેખાવ મારી આંખોથી જોઈ નહિ શકાય. મકાન છીનવી લીધાથી કેવું દુ:ખ થાય છે, એનું અનુમાન તો એજ કરી શકે કે જેનું રાજ્ય છીનવી લેવામાં આવ્યું હોય; અથવા જેને વિમાન ઉપરથી નીચે ફેંકી દેવામાં આવ્યો હોય. એટલા માટેજ એ દુ:ખને સંભારીને મેં આપના કારીગરને મારી ઝુંપડીનું માપ લેવા નથી દીધું. આપ જાતે મારા ઘર આગળ આવીને માગત તો ભલમનસાઈને ખાતર હું જરૂર એ મકાન આપને નઝર કરી દેત. કેમકે એવી દશામાં મને જરા પણ દુ:ખ ન થાત."

એક ચમારને નિડરપણે એવી વાતો કરતો જોઈને મહારાજા ચૂપ થઈ ગયા મનમાં ખુશ પણ બહુ થયા.

બીજે દિવસે રાજા પોતે એ ચમારને ઘેર ગયા અને મંદિર બંધાવવા સારૂ એની ઝુંપડી માગી. મહારાજાને પોતાને ઘેર આવીને ઝુંપડી માગતા જોઈને ચમાર ઘણો પ્રસન્ન થયો અને કહ્યું કે "મહારાજ ! આપની ખ્યાતિ પ્રમાણેજ આપ ધર્માત્મા છો. આપને ધન્ય છે ! ભગવાન આપનું ભલું કરે અને પોતાની પ્રજાનું ન્યાયપૂર્વક પાલન કરવામાટે આપને દીર્ઘાયુષી કરે. હવે આપ આ જગ્યાએ ખુશીથી મંદિર બંધાવો. આ ઝુંપડી હવે આપનીજ છે."

આ પ્રમાણે ચમારે તરતજ એ ઝુંપડી મહારાજાને સમર્પણ કરી અને પોતે બીજી જગ્યાએ ઝુંપડી બાંધીને ત્યાં રહેવા લાગ્યો.

( 'બાલસખા'ના નવેમ્બર ૧૯૨૫ ના એક લેખ ઉપરથી )

## ૩૩૦–શાહજાદી અલેકઝાન્ડ્રાની ગરીબોની માવજત

રાણી અલેકઝાન્ડ્રાને પોતાના ગરીબ પડોશીઓની ઘણી ચિંતા રહેતી હતી. એમને મદદ કરવા એ સદા તત્પર રહેતાં. એકવાર એમના પતિ એ વખતના પ્રિન્સ ઑફ વેલ્સ ઘણાજ સખ્ત ઝેરી તાવમાં સપડાયા હતા અને જીંદગી જોખમમાં આવી પડી હતી. એ વખતે પણ પ્રિન્સેસ અલેકઝાન્ડ્રાએ પોતાના આડોશી–પાડોશીનો વિચાર ત્યજી દીધો નહોતો. તબેલામાં એક નોકર છોકરો ઝેરી તાવથી પીડાય છે, એવી ખબર મળતાંજ ભલી શાહજાદીએ પોતાના દાક્તરને તેની સારવાર સારૂ મોકલ્યો અને તેને માટે જરૂરી ખોરાક વગેરેની બધી ગોઠવણ કરી. વળી દિવસમાં એક વાર તેઓ પોતાના પ્રિય સ્વામીનું બિછાનુ છોડીને આ પીડાતા બાળકને જોવા તબેલાનો ઉભો દાદરો ચઢી માળા ઉપર તેના બિછાના આગળ જતાં અને તેના તાવથી બળતા હોઠોમાં કાંઇ કાંઇ રેડીને તેનો તલવલાટ અટકાવતાં. સઘળી મહેનત છતાં આ ગરીબ બાળક જીવવા પામ્યો નહિ. એ વખતે તેનાં દુઃખી માબાપ જોડે પોતાનાં આંસુ ભેળવી આ દિલસોજ શાહજાદીએ તેમને દિલાસો આપ્યો અને તેની પાયદસ્તક્રિયામાં પોતે આ સાદો પણ ઉંડો મર્મ ધરાવતો લેખ કોતરાવ્યો.

'એકને લીધો અને બીજાને રાખ્યો ' એ મંદવાડમાં પ્રભુએ અલેકઝાન્ડ્રાના પતિને બચાવ્યા હતા, તેનોજ ઉલ્લેખ એ લેખમાં હતો.

## ૩૩૧–શાહજાદી અલેકઝાન્ડ્રાની ગરીબોને મદદ

પોતાના મોટા પુત્ર આલ્બર્ટ વિકટરના ભરયુવાવસ્થામાં થયેલા મૃત્યુ પછી શોકગ્રસ્ત અલેકઝાન્ડ્રા સેન્ડ્રિંગહૅમ ખાતે એકાંતમાં જઇ વસ્યાં, જ્યાં દુઃખીઆંઓને ધીરજ આપવા અને પોતાની પેઠે શોકમાં ડૂબેલાંઓને દિલાસો દેવામાં એમનો સમય વ્યતીત થતો.

એક વાર એ મહેલના રસ્તા ઉપર ફરી રહ્યાં હતાં. એવામાં એક વૃદ્ધ સ્ત્રીને બોજો ઉપાડી મુશ્કેલીથી ચાલતી જોઇ.તે નામદારે તેને વાતચીત કરવા ઉભી રાખી.

'આવો ભારે બોજો તું શા સારૂ ઉંચકે છે?' તેમણે મીઠાશથી પૂછયું- 'એ ત્હારે માટે ઘણો ભારે છે.'

"શું કરૂં, બાઇ?" ડોશીએ ભીંજેલી આંખો તેમના તરફ ઉંચી કરી ઉત્તર વાળ્યો "મારો શાણો દીકરો જેકે મારૂં એ કામ કરતો હતો, પણ તે મરી ગયો; ને હું જો ન કરૂં તો ભૂખે મરૂં."

તે બિચારીને કેટલાક ધીરજવંત શબ્દો કહી તેઓ વિદાય થયાં અને તેજ સાંજે તે ડોસીને માટે એક ખચ્ચરનું ગાડું ભેટ મોકલ્યું. આ બનાવ બન્યા પછી વારંવાર તેઓ તેના ઝુંપડે જતાં અને બોલતાં કે "મારૂં દુઃખ સમજી જઇને મારી સાથે રડતી આ ડોશીને મળવાથી મને કેટલી ધીરજ મળી છે!"

રાજમાતા અલેકઝાન્ડ્રાના આ ઉચ્ચ ગુણોની પ્રશંસા કોણ નહિ કરે!

## ३३२–अलेकझान्ड्रानुं सप्रेम आज्ञापालन

બાળકોને સારાં વસ્ત્રો પહેરવાનો શોખ તો કુદરતી હોય છે અને તેમાંએ પોતાની વયનાં બાળકોને પોતાનાથી સારાં લુગડાં પહેરતાં જુએ ત્યારે તો એમનાથી રહેવાતુંજ નથી. બાલિકા અલેકઝાન્ડ્રાએ એક વખત આતુરતાથી પોતાની માતાને પૂછયું કે 'માજી! કાઉન્ટેસ....ની પેઠે અમે પણ મજલિનનાં કપડાં પહેરીને ફરવા કેમ ન જઇએ?' માતાએ સાદાઇથી ઉત્તર આપ્યો 'દીકરી! મજલિનનાં કપડાં ઘણાં મોંઘાં થાય છે અને તે પૂરાં પાડવાની તારા બાપની ગુંજાશ નથી.' શાહજાદા કીશ્ચિયનનો સંસાર એ સમયે ગરીબ હતો અને તેના મહેલમાં ઝાઝા નોકરોની દોડધામ નહિ હોવાથી દરેક બાળકને પોતાનો ઓરડો તથા સરસામાન પોતેજ સાફ કરી ગોઠવવાની તેમજ ભોજનસમયે મદદ આપવાની ટેવ પાડી હતી. પ્રિન્સે એક વાર નાસ્તાને માટે પોતાના મિત્રને આમંત્રણ આપ્યું હતું. મેજ ઉપર માખણ ખૂટતાં એમનાં માતાએ નોકરને આજ્ઞા ન આપતાં મોટી પુત્રીનેજ નરમાશથી કહ્યું કે "એલિકસ! થોડું બીજું માખણ લાવશે?" તરતજ બ્રિટિશ સામ્રાજયની ભવિષ્યની સમ્રાજ્ઞી પોતાની માતાનો હુકમ બજાવવા હસતે મુખે દોડી.

# ૩૩૩—મહારાણી અલેકઝાન્ડ્રાનું બાલ્યાવસ્થાનું શિક્ષણ તથા માતૃસેવા

આપણા શહેનશાહ જ્યોર્જનાં માતુશ્રી સ્વર્ગવાસી મહારાણી અલેકઝાન્ડ્રા ડેનમાર્કના રાજકુમાર પ્રિન્સ ક્રીશ્ચિયનનાં પુત્રી હતાં. એમના ભાઈ તો પાછળથી ગ્રીસના રાજા થયા હતા. રાજકુટુંબમાં જન્મ લીધા છતાં તેમનામાં સરળતા, આજ્ઞાપાલન, જાતમહેનત આદિ સામાન્ય મનુષ્યોમાં જોવામાં આવે એવા સદ્‌ગુણો મોટા પ્રમાણમાં હતા. એ ગુણોને લીધે સમ્રાજ્ઞીતરીકે એ ઘણાં પ્રસિદ્ધ થયાં હતાં. બાલ્યાવસ્થામાં એમનાં માતપિતા કાળજી રાખતાં કે, તવંગરીના લાડ અને મોજમજાહના પવનનો સહેજ પણ હાનિકારક ધુમાડો તેમનાં બાળકોના નાજુક મગજને પહોંચે નહિ. નાની અલેકઝાન્ડ્રા પહેલવહેલી મીઠી–તોતલી ભાષામાં બોલવા લાગી, ત્યારથીજ એના મન ઉપર ઠસાવવામાં આવ્યું હતું કે, એની સત્તા સર્વોપરિ હોયજ નહિ. માતપિતાએ આજ્ઞાપાલનની છાપ તેમના મગજ ઉપર સજ્જડ બેસાડી હતી. એક સ્ત્રી તથા ભવિષ્યની માતાને માટે જે ગૃહકેળવણી આવશ્યક ગણાય છે, તે પણ તેમનાં રાજવંશી માતપિતાએ તેમને આપી હતી. એમના પિતાનો આગ્રહ હતો કે, બાળકોએ રાજ્યના તેમજ ઘરના કાયદાઓને તાબે રહેતાં શીખવુંજ જોઇએ. સરવા-સીવવાની કળામાં માતાએ તેમને પ્રવીણ કર્યાં હતાં અને પોતાને હાથે તૈયાર કરેલી વસ્તુઓવડે ગરીબોની સેવા કરવામાં વિશેષ પુણ્ય છે, એવું ઠસાવ્યું હતું. એમનાં માતાએ પોતાનાં બાળકોને કશી પણ ઠાલી ફિશિયારી અથવા લખલૂટપણાની ટેવો પડવા દીધી નહોતી. બાદશાહી મિજલસમાં અને ખાનગી મેળાવડાઓમાં પોશાક તેમજ ઘરેણાંગાંઠાંના ઠાઠમાઠમાં ઘણીક ઉમરાવ-જાદીઓ ડેનમાર્કની આ ગુલબદન રાજકુમારી કરતાં ચઢી જતી; પરંતુ એમનાં માતાને પોતાની કન્યાઓની સાદાઇનો ગર્વ હતો. તેઓ કહેતાં કે, એમના પહેરવેશ અને ફેશન ઉપર હું જાતે દેખરેખ રાખું છું.

માતપિતાના આવા સપ્રેમ શિક્ષણને લીધે અલેકઝાન્ડ્રાને પણ પિયેરીઆં ઉપર ઘણોજ ઉમળકો હતો. ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડનાં મહારાણી વિકટો-રિયાનાં પુત્રવધૂ થયા પછી પણ એ પિયેર જતાં અને બાલ્યાવસ્થામાં જેવી રીતે માતપિતાની સેવા કરતાં, તેવીજ રીતે એ વખતે પણ કરતાં. એમનાં માતા વૃદ્ધાવસ્થાને લીધે પૈડાંવાળી ખુરશીમાં બેસીને મહેલમાં તથા બગી-

ચામાં ફરતાં. તે વખતે એમને માટે ગરમ દૂધ અલેકઝાન્ડ્રા પોતાના સુકુમાર કરમાં લઇ જતાં અને પ્રેમપૂર્વક માતાને પીવડાવતાં. નોકર-ચાકરો એમને એમ કરવા ના કહેતાં; પણ પોતે જણાવતાં કે, એ મીઠી અને પ્રિય સેવાનો અધિકાર એમનો પોતાનોજ છે.

( 'સ્ત્રીબોધ'ના જ્યુબિલી અંક તથા 'સ્ટ્રાન્ડ મેગેઝિન' ઉપરથી )

# ૩૩૪–एक सेवकनी असाधारण स्वामीभक्ति

ઇંગ્લૅંડના પ્રથમ રાજા વિલિયમના જ્યેષ્ઠપુત્રને એક વાર એક ઝેરી તીર વાગ્યું હતું. કોઇ માણસ તેના ઘામાંનું વિષ ચૂસી લે, તોજ એ યુવકનો પ્રાણ બચે એમ દાકતરોએ જણાવ્યું. પણ પોતાની ખાતર બીજા કોઇના પ્રાણ જાય એ રાજકુમારને પસંદ નહોતું. આમ પણ ડયુક સૂઇ ગયો હતો તે સમયે તેના એક સેવક સિબિલાએ તેનો ઘા ચૂસી લીધો અને સ્વામીને બચાવવા ખાતર પોતાના પ્રાણનો પરિત્યાગ કર્યો.

# ૩૩૫–मिसरना एक राजानुं आदर्श प्रजापालन

૪૦૦૦ વર્ષ પહેલાંના મિસરના એક રાજ્યકર્તાના મૃત્યુલેખમાં જણાવવામાં આવ્યું હતું કે, એક બાળકને પણ તેણે ઇજા ભોગવવા દીધી નથી; કોઇ પણ વિધવાને તેણે દુઃખ પડવા દીધું નથી; ગાયો ચારનારા ગોવાળને કદી પીડા કરી નથી; તેના વખતમાં કોઇ પણ ભિખારી ન હતું અને જ્યારે દુકાળનાં વર્ષ આવ્યાં હતાં, ત્યારે તો પ્રાંતના ઉત્તરથી દક્ષિણ છેડાસુધી તેના પ્રાંતની સઘળી જમીન તેજ ખેડાવતો, પ્રજાને તેજ ખવડાવતો અને ભવિષ્યને માટે પણ તેજ તેમને અનાજનાં સાધન કરી આપતો. તેના પ્રાંતમાં કોઇ પણ માણસ ભૂખે મરતું નહિ અને વિધવાને તેના ધણીના મરણથી જે દુઃખ પડે તે દુઃખ તે પડવા દેતો નહિ. હાલના કહેવાતા આ સુધારાના સમયમાં કયો રાજકર્તા આવી ગોઠવણ કરવાનું અહોભાગ્ય મેળવી શકે એમ છે?

*('આગળ ધસો'માંથી)*

## ३३६–महात्मा कैयटनी असाधारण निस्पृहता

મહાત્મા કૈયટ એક પ્રસિદ્ધ વિદ્વાન હતા. એમણે લખેલો મહાભાષ્ય-તિલક નામનો ગ્રંથ સુપ્રસિદ્ધ છે. એ કાર્યમાં એ એકાગ્રચિત્તે રાત-દિવસ પરોવાયલા રહેતા. રળવા-કમાવાનું કે ઘર ચલાવવાનું ભાન એમને નહોતું. એમની પતિવ્રતા પત્ની જંગલોમાંથી મુંજ કાપી લાવીને એનાં દોરડાં બનાવીને વેચતી; અને એ પૈસાથી અનાજ વગેરે લાવી ભોજન બનાવીને પતિને જમાડતી. એક દિવસ તે દેશના રાજાને કાને એ સમાચાર પહોંચ્યા; એટલે એ તરતજ મહાત્માની પાસે ગયો અને કહ્યું કે 'મહારાજ! આપ મારા રાજ્યમાં આટલું બધું કષ્ટ વેઠી રહ્યા છો, તેથી મને ઘણું પાપ લાગે છે.' મહાત્મા કૈયટે પોતાની પત્નીને સંબોધીને કહ્યું કે "આપણા અહીં રહેવાથી રાજાને આટલું બધું પાપ લાગે છે;તો ચાલો, આપણે ચટાઈ ઉઠાવીને અહીંથી ચાલ્યાં જઇએ. એ સાંભળી રાજાએ કહ્યું કે "મારો ભાવાર્થ એવો નહોતો. મારી તો પ્રાર્થના એ છે કે, અમારા છતાં આપ જેવા વિદ્વાનને જીવનનિર્વાહમાટે સંકટ વેઠવું પડે, એ મારે માટે અપકીર્તિજનક છે; માટે આપ મારી સેવા સ્વીકારો અને જે જે વસ્તુની આપને આવશ્યકતા હોય, તે તે વસ્તુ મોકલી આપવા સેવકને આજ્ઞા આપો." મહાત્મા કૈયટે રાજાને કહ્યું કે 'આપ મારી આજ્ઞા માનશો?' વારંવાર એ પ્રશ્નના જવાબમાં રાજાએ આજ્ઞાપાળવાનું વચન આપ્યું, ત્યારે મહાત્માએ કહ્યું કે 'મારી આજ્ઞા એજ છે કે, આપ હમણાંજ અહીંથી ચાલ્યા જાઓ.'

ખરેખર સંતોષી નરજ સદા સુખી છે.

## ३३७–संयमरायनी असाधारण स्वामीभक्ति

ભારતના છેલ્લા હિંદુમહારાજા પૃથ્વીરાજ મહોબાના યુદ્ધમાં બહુ ઘાયલ થયા હતા. આલ્હા અને ઉદલ જેવા વીરોને મારીને ચંદેલોની શક્તિને એમણે ધૂળમાં મેળવી દીધી હતી; પરંતુ દુશ્મનોએ પણ એમની સારી ખબર લીધી હતી. એ પોતે અને એમના શૂરવીર સામંતો ઘાયલ થઈને યુદ્ધભૂમિમાં બેભાન પડયા હતા. મહારાજા પૃથ્વીરાજને મૂર્ચ્છિત જોઇને એમના દેહ ઉપર ગીધ અને કાગડા આવી બેઠા હતા અને એમની આંખ ચાંચવડે ફોડી નાખવાની તૈયારીમાં હતા. એમનાથી થોડે અંતરે સંયમરાય

નામનો એક સામંત પણ ઘાયલ પડયો હતો. યુદ્ધમાં એની બન્ને જાંઘો કપાઇ ગઈ હતી. છતાં પણ જ્યારે એણે ગીધ, કાગડા વગેરેને પૃથ્વીરાજના દેહ ઉપર બેઠેલાં જોયાં, ત્યારે પોતાના સ્વામીના રક્ષણ સારૂ એણે પોતાના દેહનું માંસ કાપી કાપીને એ પક્ષીઓને ખવરાવવું શરૂ કર્યું. એથી પક્ષીઓએ પૃથ્વીરાજના મૂર્છિત દેહને નુકસાન ન કર્યું. આખરે પૃથ્વીરાજ હોશમાં આવ્યા. એમની શોધમાં નીકળેલા બીજા સરદારો પણ એટલામાં ત્યાં જઈ પહોંચ્યા. તેમણે સંયમરાયનું ઉપલું કૃત્ય પોતાની આંખે જોયું;પરંતુ એ લોકો મદદે પહોંચે, એટલામાં તો એ વીર સરદાર લગભગ મરણ પામી ચૂકયો હતો. એટલે તેઓ એનું રક્ષણ ન કરી શકયા; પરંતુ એની કીર્તિના સમાચાર જણાવીને એને જગપ્રસિદ્ધ કર્યો. ધન્ય છે એની સ્વામીભક્તિને !

## ૩૩૮–बाजी प्रभुनी असामान्य स्वामीभक्ति

એક વાર મહારાજા શિવાજી છત્રપતિને મોગલસેનાએ એક કિલ્લામાં ઘેરી લીધા હતા. આખરે લાગ જોઇને તેઓ એ કિલ્લામાંથી નીકળી ગયા. એ વાતની શત્રુઓને ખબર પડી જવાથી તેમની એક મોટી સેનાએ શિવાજીની પાછળ ધાવો કર્યો. શત્રુસેના પાછળ આવી રહી હતી અને જે કિલ્લા તરફ પોતે જઈ રહ્યા હતા તે બહુ દૂર હતો. વળી પોતાના નાના લશ્કરવડે શિવાજી મોગલોના મોટા સૈન્યસાથે ટક્કર ઝીલી શકે એવું પણ નહોતું. એ વખતે એમનો સ્વામીભક્ત સિપાઈ બાજી પ્રભુ મદદે આવ્યો. તેણે કહ્યું કે 'આપ સુખેથી કિલ્લા તરફ જાઓ. આપ કિલ્લામાં નહિ પહોંચી જાઓ, ત્યાંસુધી હું શત્રુઓને રોકી રાખીશ. આપ કુશળતાપૂર્વક પહોંચી જાઓ, ત્યારે કિલ્લામાંથી તોપ ફોડીને મને ખબર આપજો.' પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે જ્યાંસુધી શિવાજી મહારાજ કિલ્લામાં પહોંચી ન ગયા ત્યાંસુધી ખરેખર બાજી પ્રભુએ શત્રુઓને રોકી રાખ્યા. યૂનાનમાં થરમોપોલીની ખીણ આગળ લિઓનીડાસે વિશાળ ઇરાની સેનાને રોકી રાખી હતી, તેમ વીર બાજી પ્રભુએ પોતાના ગણ્યા-ગાંઠયા સાથીઓની મદદથી મોગલોની મોટી સેનાને રોકી રાખી. એને ઘણા ઘા વાગ્યા, પણ કશાની પરવા ન કરી. પોતાના સ્વામી શિવાજી મહારાજનું રક્ષણ કરવું એજ એનો એકમાત્ર ઉદ્દેશ હતો અને તે સફળ પણ થયો.

# ૩૩૯–बादशाह जहांगीरनी खेडुतोमाटे लागणी

સમ્રાટ જહાંગીરના સમયમાં એક વર્ષ મહેસુલખાતામાં મોટી રકમ જમે થઈ. કોઈ દિવસ નહિ અને આજ વર્ષે આટલી મોટી આવક થવાનું કારણ શું હશે તેનો ખુલાસો કરવાનું જહાંગીરે વજીરને ફરમાવ્યું.

વજીરે જવાબ આપ્યો કે 'જહાંપનાહ ! રાજ્યના મહેસુલમાં અણઘટતો વધારો કરવાનો અમે મૂળથીજ ઉદ્દેશ રાખ્યો નથી. આ વખતે તો અચાનકજ એવી ઘટના બની છે કે, ગંગા નદીનો ઘણો ભાગ સુકાઈ ગયો અને એ રીતે ખાલી પડેલી ફળદ્રૂપભૂમિમાં ફળફૂલ વગેરે વાવી આપના ખેડુતોએ સારી આવક મેળવી; એટલે એ આવકનો થોડો ભાગ મહેસુલ ખાતાને પણ અનાયાસે આ વર્ષે પ્રાપ્ત થયો.

સમ્રાટ જહાંગીર તરત તો કાંઇજ ન બોલ્યો. સાંજ પડી જવાથી તે કચેરી બરખાસ્ત કરી સીધો પોતાના મહેલતરફ ચાલ્યો.

અર્ધરાત્રિ પસાર થઈ ગઈ, પણ બાદશાહની આંખ ન મીંચાઇ. આખરે તે કંટાળ્યો અને પથારીમાંથી ઉઠી બેઠો થયો. માત્ર એક ઝભ્ભો પહેરી રાતના બાર ઉપર બે વાગે તે વજીરના દરવાજા પાસે જઈ ઉભો રહ્યો.

વજીરે ઉતાવળે પગલે આવી જહાંપનાહનું અભિવંદન કર્યું.

બાદશાહે બીજી આડીઅવળી વાતો કરવાને બદલે પહેલીજ ક્ષણે કહી દીધું કે “ હું તમને એકજ વાત કહેવા આવ્યો છું. રાજ્યમહેસુલમાં આ વર્ષે ઘણો વધારો થયો છે; છતાં મને ચેન નથી પડયું. ગંગામૈયાનાં પાણી સૂકાઈ જાય, એને હું આપણા રાજા–પ્રજા ઉભયની કમનસીબી માનું છું. એ બહાને એક પાઇ પણ ઉઘરાવવાનો આપણને અધિકાર નથી. ગંગાજી જેવી પવિત્ર નદીનાં પાણી શોષાઇ જતાં હોય તો કાંઇક પણ રાજધર્મ આપણે ચૂકયા છીએ. ખેર ! એ આવક તમે એ ખેડુતો અને ગરીબ પ્રજાનેજ વહેંચી આપો. હું આજે ખુદાતાલાને ગંગાનાં પાણી પ્રથમની પેઠેજ આબાદ રાખવા પ્રાર્થના કરીશ; અને તમે પણ એજ પ્રમાણે પ્રભુના દરબારમાં આ પ્રાર્થનાનો પેગામ પહોંચાડજો. ”

બીજે વર્ષે ગંગાજીમાં પૂર ઉભરાયાં, સમ્રાટની સાચા દિલની અરજ મંજુર થઈ અને ગંગાકિનારાનાં ખેતરો ભરચક ધાન્યથી લચી પડયાં.

('ઇન્સાફ સંગ્રહ' ઉપરથી)

# ૩૪૦–महाराजा अशोकनो प्रजाप्रेम अने सुबाओनी परीक्षा

પોતાના જન્મદિવસે મહાસમ્રાટ અશોકે પોતાના બધા સુબાઓને પાટલીપુત્રમાં બોલાવ્યા અને કહ્યું કે 'આજે મારે સૌથી સારૂં કામ કરી બતાવનાર સુબાને ઇનામ આપવું છે. બોલો તમે શું કર્યું ?'

સુવર્ણગિરિના સુબાએ સમ્રાટને નમન કરીને કહ્યું કે 'નામદાર! મ્હારા તાબાના પ્રદેશની આવક મેં ત્રણગણી કરી છે. પછી ઉજ્જનનો સુબો આગળ આવ્યો અને શિર ઝુકાવીને બોલી ઉઠયો કે 'રાજ્યની તીજોરીમાં મોકલાતું સોનું મેં બમણું કર્યું છે.'

"ઠીક, ને તમે ?" ત્રીજા સુબા તરફ ફરીને અશોક બોલ્યો. ઉતરમાં તોલાસીના સુબાએ માથું નમાવીને કહ્યું કે 'મ્હારા હાથ નીચેના પ્રજાજનોના પ્રજાકીય મનોરથ કચરી નાખ્યા છે; તેઓને મેં ગુલામો કરતાંયે વધુ નરમ કરી મૂકયા છે, રાજાધિરાજ !'

'અહો ! અને તમે ?' અશોકે ચોથાને પૂછયું. "દેવ ! હું તો તક્ષશિલાનો સુબો છું. સરહદનો પ્રદેશ મેં બરોબર જાળવ્યો છે. મ્હારા તાબાના પ્રદેશનું ખર્ચ મ્હેં અડધું કર્યું છે."

'અને તમે તો પાટલીપુત્રના સુબા કે ? તમે શું કર્યું છે ?' અશોકે પાંચમા સુબાપ્રત્યે વેણ કાઢયાં.

"મેં તો કાંઇએ નથી કર્યું, મહારાજ ! મેં તો મ્હારી હકુમતના પ્રદેશનો ખર્ચ બમણો કર્યો છે અને લોકો ઉપરથી કરનો ભાર ઓછો કર્યો છે. મ્હારી પહેલાંનો સુબો આપની તીજોરીમાં જેટલું ભરણું મોકલતો હતો તેટલું મેં નથી મોકલ્યું. મેં તો લોકોના પૈસા લોકોને માટેજ દવાખાનાંઓ પાછળ, ધર્મશાળાઓ પાછળ, વિહારો પાછળ, શાળાઓ પાછળ અને એવી એવી અનેક બીજી બાબતો પાછળ ખર્ચેલા છે." પાટલીપુત્રનો સુબો આટલું કહી મહાસમ્રાટને ફરી એક વાર નમન કરી મૌન રહ્યો.

'મ્હારૂં ઇનામ હું પાટલીપુત્રના સુબાને આપું છું.' અશોકે કહ્યું. "સોનાના ભંડારો મ્હારે નથી જોઈતા. નથી જોઇતો મ્હારે પ્રજાના કરનો વધારો, સરહદના રક્ષણને નામે પ્રજાનાં લોહી મ્હારે નથી ચૂસવાં અને નથી કચડી નાખવા. મ્હારે તો મ્હારી પ્રજાના ઉચ્ચ અને સુંદર મનોરથો, આબાદી તથા ઉન્નતિ જોઇએ છે." ('કર્મભૂમિ' ઉપરથી)

## ૩૪૧–ગ્રીસની મહારાણીની ઈશ્વર ઉપર અડગ શ્રદ્ધા

યૂરોપના મહાભારત યુદ્ધને પરિણામે ગ્રીસના બાદશાહને રાજ્યપાટ છોડવું પડયું ત્યારે રૂશિયાના બળવાખોરોએ તેનાં ઘરબાર લૂંટી લઇ તેનાં સ્વજનોને પણ મારી નાખ્યાં હતાં; પરંતુ એવી ઘોર આપત્તિમાં પણ ગ્રીસની રાણીએ ઘણું ધૈર્ય રાખ્યું હતું. તેના સગા ભાઈ, જમાઇ તથા બીજાં પંદર સગાંઓને શત્રુઓએ પંદર દિવસની અંદર ક્રૂરતાથી મારી નાખ્યાં; એના સ્વામીનું ખૂન કરવામાં આવ્યું; એના પ્રિય પુત્ર રાજા કૉન્સ્ટેનટાઇન તથા પૌત્ર રાજા અલેકઝાન્ડરનું પણ મૃત્યુ થયું; છતાં એ બધું એણે શાંતચિત્તે સહન કર્યું અને કોઇ દિવસ પ્રભુનો વાંક કાઢયો નથી. લોકો એના દુ:ખનું વર્ણન કરતાં એવું કહેતા કે 'એમનાં કર્મ એમને એવું દુ:ખ આવે એવાં નહોતાં' ત્યારે એ સહનશીલ રાણી કહેતી કે "પ્રભુની ઇચ્છાના સંબંધમાં આપણે શંકા ન લાવવી જોઇએ. પ્રભુ જે કાંઇ કરે છે તેમાં કાંઇ સારોજ હેતુ સમાયેલો હોય છે."

## ૩૪૨–અનાચારમાંથી ઉત્પન્ન થતી આવક હરામ છે.

અફીણના પરવાના કાઢવા માટે જ્યારે ચીનના મૂર્તિપૂજક શહેનશાહને અરજ કરવામાં આવી, ત્યારે તેણે કહ્યું કે "મારી પ્રજાના દુર્ગુણ અને દુ:ખમાંથી પૈસા ઉભા કરવાને હું લલચાઇશ નહિ." છતાં ખ્રિસ્તી ઇંગ્લૅંડ અને તેની આશ્રિત ભારતસરકાર તથા તેનાં તાબેદાર અનેક દેશી રાજ્યો પણ દારૂ અને બીજા માદક પદાર્થોના પરવાના આપીને લાખો રૂપિયાની આવક કરે છે! સુધરેલું ગણાતું જાપાન તો વેશ્યાવૃત્તિના અધમ ધંધાના પણ પરવાના આપીને રાજ્યની આવક વધારે છે! કેવી અધમતા ! !

## ૩૪૩–મહાન ભક્ત જલાલુદ્દીન રુમીનું નિરાભિમાન

એક દિવસ મૌલાના રૂમી બજારમાં થઇને જઇ રહ્યા હતા. આખા દેશમાં એમનાં વિદ્વત્તા અને પ્રભુપરાયણતા વિખ્યાત હતાં. નાનાંમોટાં સૌ એમને જાણતાં અને માન આપતાં. એક વખતે એમને આવતા જોઇને હજારો માણસ

એમના હાથ ચૂમવા સારૂ દોડયા. એક છોકરો કાંઇ કામમાં ગુંથાયેલો હતો, તેણે કહ્યું કે 'મૌલાના ! જરા થોભી જાઓ, હું પણ લાભ ઉઠાવીશ.' જ્યાંસુધી એ છોકરો સલામ કરવા સારૂ ન આવ્યો, ત્યાંસુધી પોતે ત્યાંજ ઉભા રહ્યા.

( મૌલાના રૂમ )

## ૩૪૪–जेवो देश तेवो वेश

શહેનશાહ એડવવર્ડ એકવાર પાટવી રાજકુમારતરીકે પત્નીસહિત ઇજીપ્તની સહેલ કરવા ગયા હતા. ઇજિપ્તના મુસલમાન વાઇસરોયે ગ્રેટબ્રિટનનાં આ ભવિષ્યનાં રાજા–રાણીના આતિથ્યની ઘણી સારી વ્યવસ્થા કરી હતી. પોતાના એ પનોતા પરોણાના માનમાં એણે શાહજાદી અલેકઝાન્ડ્રાને બાદશાહી ઝનાનામાં પોતાની માતા સાથે ખાણું લેવાનું નિમંત્રણ કર્યું. શાહજાદી મુસલમાન વાઇસરોયના મહેલમાં પધાર્યાં. ત્યાં જમવાનું દેશી ઢબે હતું. ટેબલ–ખુરશી કે છરી–કાંટા નહોતાં; પરંતુ 'મ્હારે તો મ્હારી રોજની ઢબેજ જમવું છે' એવો દુરાગ્રહ ન કરતાં ' દેશ તેવો વેશ ' એ કહેવત પ્રમાણે ત્યાંના રિવાજ મુજબ સોનાને પાટલે બિરાજી છરી કાંટા વગર હાથ–વડેજ ભોજન લઇને અલેકઝાન્ડ્રાએ બધાંને રાજી કર્યાં.

આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં કુમારી શીરીનબાઈ કાબરાજી સુધરેલા ગણાતા પારસીઓનો એક દાખલો આપણી આગળ રજુ કરે છે અને સરખામણી કરવા સૂચવે છે. મુંબઈથી કેટલીક પારસી બાનુઓ ગામડામાં સહેલગાહે ગઇ હતી. ત્યાં આગળ એક મીજબાની ગોઠવાઇ. ગામડાનાં પારસીઓ હિંદુઓની પેઠે સાદાઈથી રહે છે અને ટેબલ–ખુરશીને બદલે ભોંય ઉપરજ પંગત માંડીને જમે છે. પેલી મુંબઇગરી પારસી બાનુઓને તો ભોંય ઉપર બેસીને જમતાં ઘણી સુગ ચઢી, ઘણાં નખરાં કર્યાં અને ગામડામાં રહેનારાં પરંતુ ખરેખર સુધરેલાં પોતાનાં યજમાનોનાં દિલ પોતાની બેઅદબ વર્તણુકથી દુઃખવ્યાં. ક્યાં એ આજકાલની સુધરેલી પારસી બાનુઓ અને ક્યાં રાજવંશી અલેકઝાન્ડ્રા ! આ બધો પ્રતાપ બાલ્યાવસ્થામાં માતાપિતા તરફથી મળેલા શિક્ષણનો હતો.

# ૩૪૫–ગરીબ શિક્ષકપ્રત્યે શાહજાદી અલેકઝાન્ડ્રાનું માન

રાજમાતા અલેકઝાન્ડ્રાને બાલ્યાવસ્થામાં અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવાને તેમના પિતાએ મિસ નુડસન નામની એક સ્ત્રીને નોકર રાખી હતી. કુમારી અલેકઝાન્ડ્રાને તે શિક્ષિકામાટે ઘણું માન હતું. પરણીને સાસરે ગયાં ત્યારે પણ એને સાથે લઇ ગયાં હતાં. શરૂઆતથી તે છેવટસુધી ગુરુ અને શિષ્યા વચ્ચે ગાઢાં બ્હેનપણાં કાયમ રહ્યાં હતાં. રાજમહેલમાં જેટલું સન્માન એ બાઇને મળતું તેટલું ભાગ્યેજ બીજા કોઇને મળ્યું હશે. પોતાની એ વહાલી શિક્ષિકાપ્રત્યે રાણી અલેકઝાન્ડ્રાને કેટલું બધું હેત હતું, તેનો ખ્યાલ નીચેના એક રમુજી પ્રસંગ ઉપરથી આવી શકશે. માર્લબરો મહેલમાં મહારાણીએ એક વાર 'પાર્ટી' આપી હતી. ત્યાં એક ધનવાન અમેરિકન રમણી પુષ્કળ કિંમતી પોશાક અને અલંકારમાં સજ્જ થઇને આવી હતી. જાણે પોતાના પતિની અઢળક દોલતની જીવતી જાહેરખબરજ ન હોય! એની ઇચ્છા એવી હતી કે, મ્હારા ઠાઠથી બધાનું અને ખાસ કરીને અલેકઝાન્ડ્રાનું ધ્યાન મારી તરફ ખેંચાય. એટલામાં એની પાસે ઉભેલી એક અતિ સાદા પોશાકવાળી વૃદ્ધ બાઇએ કાંઇ સવાલ પૂછવાથી પેલી 'મોટા ઘરની શેઠાણીએ' લગાર કચવાઇને તુચ્છકારથીજ ટુંકો જવાબ આપીને પીડા પતાવી. એટલામાંજ તેણે પ્રિન્સેસને પોતાની તરફ આવતાં જોયાં અને પોતે આવી સાધારણ સ્ત્રી જોડે વાતો કરી રહી હતી, એ શાહજાદી જોઈ ગયાં હશે; એ વિચારથી એને શરમ ઉપજી. પ્રિન્સેસ ઑફ વેલ્સ છેક પાસે પધાર્યાં, ત્યારે એને ખુશી થઈ કે, હવે મ્હારી સાથે તેઓ વાર્તાલાપ કરશે; પણ પ્રિન્સેસ તો એની સામે પણ ન જોતાં પેલી ગરીબ વૃદ્ધ ડોશી તરફ પ્રેમથી દોડયાં અને એના હાથ પોતાના સુકુમાર હાથમાં લીધા. પ્રેમથી તેમણે એ સાદી ડોશીના હાથને ચુંબન કર્યું અને પોતાના હાથેજ તેને મિષ્ટાન્ન જમાડી તૃપ્ત કરી. પેલી કરોડપતિ અમેરિકનની સ્ત્રી તો ત્યાંની ત્યાંજ ઉભી રહી. જે ભાગ્યશાળી ડોશીનું પ્રિન્સેસ અલેકઝાન્ડ્રાએ આ પ્રમાણે સન્માન કર્યું, તે એમની બાળપણની શિક્ષિકા મિસ નુડસન હતી.

# ३४६–बादशाह एडवर्डनी दीन–दुःखीप्रत्ये दया

સમ્રાજ્ઞી અલેકઝાન્ડ્રાના જીવનના કેટલાક ઉચ્ચ પ્રસંગો આપણે ગયા. હવે એમના સ્વામી સ્વર્ગસ્થ શહેનશાહ એડવર્ડના જીવનમાંના એ પ્રદ પ્રસંગોનું અવલોકન કરીશું.

બાદશાહ એડવર્ડે ૧૯૦૧થી ૧૯૧૦ સુધી રાજ્ય કર્યું, એ પહેલાં મ રાણી વિક્ટોરિયાના સમયમાં એ પ્રિન્સ ઑફ વેલ્સ નામથી ઓળખાતા હ

એ ઘણા દયાળુ હતા, ઘણી વાર એ વેશ બદલીને ગરીબોમાં ભળતા તેમના દુઃખથી જાણીતા થઇ મદદ આપતા.

એક વાર પોતે લંડન શહેરમાં એક સડક ઉપર ફરી રહ્યા હતા. એકા એક વૃદ્ધ પુરુષ તરફ એમની નજર ગઇ. એ વૃદ્ધ સડક ઓળંગવાનો પ્ર કરી રહ્યો હતો, પણ એ વખતે ગાડીઓની આવ–જા ત્યાં ઘણી હોવાથી ડાઇ જવાની બીકને લીધે તે બહુજ ગભરાઇ રહ્યો હતો. પ્રિન્સ ઑફ વે એનો ગભરાટ સમજી ગયા અને દોડતા દોડતા એની પાસે પહોંચ્યા પોતાના જીવને જોખમમાં નાખીને એ ભીડમાંથી એ વૃદ્ધનો હાથ ખેં તેને સડકની પેલીપાર મૂકી આવ્યા. એ બિચારા ડોસાને ખબર પણ ન કે એને સહાયતા આપનાર સદ્‌ગૃહસ્થ તો ભવિષ્યના રાજાધિરાજ છે.

ગાદીએ આવ્યા પછી પણ ગરીબો અને દુઃખીઆરાં મનુષ્યોપ્રત્યે એ ઘણી દયા હતી. ઇસ્પિતાલોમાં જઈને રોગીઓને ધીરજ આપવાની એ ટેવ પડી ગઇ હતી. એક વાર એક માંદી છોકરીને એમણે પૂછ્યું કે 'કેમ ! ત કાંઇ જોઇએ છે ?' એણે ઉત્તર આપ્યો કે 'આપની મારા ઉપર આટલી દ કૃપા છે તો થોડાંક ફૂલ આપો.'

બાદશાહ પોતાના કોટના બટનવાળા છિદ્રમાં એક ગુલાબનું ફૂલ ખો રાખતા હતા. ઇસ્પિતાલમાં જતી વખતે પોતે ઘણું ખરૂં કેટલાંક સુંદર ફુ સાથે લઇ જતા હતા, પણ એ દિવસે એમની પાસે તે નહિ હોવાથી પોત કોટમાંનું ફૂલ તરતજ કાઢીને છોકરીના હાથમાં આપ્યું. આથી બિમાર છો ઘણીજ પ્રસન્ન થઇ.



## ૩૪૭–सम्राट औरंगझेबनी चालता युद्धे ईश्वरोपासना

બાદશાહ ઔરંગઝેબને પોતાના પિતાના રાજ્યઅમલમાં એક વાર મધ્ય એશિયામાં બલ્ખ અને બદખ્શાન નગર ઉપર ચઢાઇ કરવા જવું પડ્યું હતું. એ વિગ્રહમાં એણે એક એવું કૃત્ય કર્યું કે જેથી સમગ્ર મુસલમાન-જાતિમાં એનું નામ સુપ્રસિદ્ધ થઇ ગયું. એક વાર મોગલસૈન્ય બુખારાના શાહ અબ્દુલ અઝીઝ અલીના પ્રચંડ લશ્કરની સામે જીવસટોસટ લડતું હતું. એવામાં સાયંકાળની પ્રાર્થનાનો સમય થયો.આ પ્રસંગે પોતાના અમલદારોએ ના કહેવા છતાં પણ ઔરંગઝેબ ઘોડા ઉપરથી ઉતર્યો અને જમીનપર વાંકા વળી શુદ્ધ હૃદયથી શાંતિપૂર્વક સાંગોપાંગ નમાઝ પઢી. આ સમયે ઉભય સૈન્યની દૃષ્ટિ તેના ઉપર ઠરી હતી. આ વાત જ્યારે શત્રુ અબ્દુલ અઝીઝના જાણવામાં આવી, ત્યારે તે પોકારી ઉઠ્યો કે "આવા ધર્મપ્રેમી માણસ સાથે લડાઇ કરવી એ પાયમાલીનોજ રસ્તો છે." તેણે તરતજ યુદ્ધ બંધ કરવાની આજ્ઞા આપી.

ઈશ્વરોપાસનાનું ફળ મહાન છે.

## ૩૪૮–एक अंग्रेज दासीनुं परोपकारार्थे आत्मसमर्पण

ઇ. સ. ૧૮૮૫ ના એપ્રિલ માસમાં લંડનના એક ભવ્ય મકાનમાં આગ લાગી. એ ઘરમાં એલીસ એયરીસ નામની એક નોકરડી પોતાના શેઠની ત્રણ બાલિકાઓ સાથે કામ કરી રહી હતી.આગ પૂર્ણ જોસમાં ભડકી ઉઠી.એવે પ્રસંગે સામાન્ય કોટિના મનુષ્યોમાં સ્વાર્થવૃત્તિ પ્રબળ થઈ આવે છે અને સૌથી પહેલો પોતાની જાતને બચાવવાનો વિચાર સૂઝે છે. આગ ભડભડાટ સળગી રહી હતી. એક ક્ષણનો વિલંબ કરવો એ જોખમભરેલું હતું. એલીસે સંકલ્પ કર્યો કે, જ્યાંસુધી હું ત્રણે બાલિકાઓને સહીસલામત ઉતારૂં નહિ ત્યાંસુધી નીચે ઉતરવાનો વિચાર કદી નહિ કરૂં. એણે સળગતી આગમાંથી એકેએક ત્રણે બાળકોને ઉતાર્યાં, એટલામાં તો આગની ઝાળ સર્વત્ર વ્યાપી ગઈ. એલીસ પોતાનો પ્રાણ બચાવી શકી નહિ, પણ જીવસટ્ટે શેઠનાં નાનાં બાળકોના પ્રાણ બચાવી તેણે પોતાનું નામ અમર કર્યું. આથી ત્રણ જીવો બચવા ઉપરાંત એના એ ઉન્નત ઉદાહરણથી સંસારને ઘણો લાભ થયો.

# ૩૪૧-एक देशभक्त वीर बाळकनो आत्मभोग

આજથી સિત્તેરેક વર્ષની વાત છે. ઈટલીના ઉત્તરભાગ ઉપર ઑસ્ટ્રિયાનો અધિકાર હતો. ઈટલીના એ ભાગમાં લોમ્બાર્ડીનો એક પ્રદેશ હતો. ઑસ્ટ્રિયનોના અત્યાચારોથી દુઃખી થઇને ત્યાંના નિવાસીઓએ બળવો કર્યો અને ફ્રેન્ચોની સહાયતાથી ઑસ્ટ્રિયાવાસીઓને એક યુદ્ધમાં ખૂબ હરાવ્યા.

એક દિવસ સવારે ઇટાલીયનોના બધા ઘોડેસ્વારો શત્રુઓની શોધમાં જઇ રહ્યા હતા. રસ્તામાં એક ઘર આવ્યું. એ ઘરના બારણા આગળ એક છોકરો ઉભો હતો. એની ઉંમર આશરે બાર વર્ષની હશે. ઘરમાં રહેનારાઓ ઑસ્ટ્રિયનોના ભયથી અગાઉથીજ નાસી ગયા હતા. એ ઘરની એક બારીમાં ઇટલીનો વાવટો ફરકી રહ્યો હતો. એ છોકરાને એકલો ઉભેલો જોઇને સવારોના ઉપરીએ પોતાનો ઘોડો રોકીને પૂછ્યું કે "તું અહીંઆં એકલો કેવી રીતે રહી ગયો? ઘરવાળાઓની સાથે કેમ ન ગયો?"

છોકરો:-'મ્હારે કોઇ નથી, અનાથ છું. હું લડાઈ જોવાને અહીં રહ્યો છું.'

અમલદાર:-'તેં કોઇ ઑસ્ટ્રિયાવાસીઓને અહીંથી જતા દીઠા છે?'

છોકરો:-'ત્રણ દિવસથી એક પણ નથી જોયો.'

એ અમલદાર ઘોડા ઉપરથી ઉતરી પડયો. પોતાની સાથેના સવારોને પણ તેણે ત્યાંજ ઉભા રહેવાની આજ્ઞા આપી. ત્યાર પછી એ ઘરની અંદર દાખલ થયો અને તેની અગાશી ઉપર ચઢીને ચારે તરફ જોવા લાગ્યો. ત્યાર પછી એ નીચે ઉતરી આવ્યો અને દરવાજા ઉપર આવી ઉભો. ત્યાં આવીને તેણે એ છોકરાને પૂછ્યું કે 'તું સારી પેઠે જોઇ શકે છે?'

છોકરો:-'ઘણી સારી પેઠે. એક માઇલ દૂર ઉડતી ચકલી સુદ્ધાંને હું જોઇ લઉં છું.'

પોતાની સામેના ઉંચા વૃક્ષને બતાવીને અમલદારે પૂછ્યું કે 'તું આ વૃક્ષ ઉપર ચઢી શકે છે?'

છોકરો:-'જોતજોતામાં હું એની ટોચે જઇ શકું છું.'

અમલદાર:-'ત્યાં ચઢ્યા પછી તને શત્રુઓની સેના, તોપો વગેરે કાંઈ દેખાય તો એનો વૃત્તાંત તું મને તરત કહી દઈશ?'

છોકરો:-'જરૂર, કહીશ.'

અમલદાર:-'એ પરિશ્રમના બદલામાં તું શું લઇશ?'

છોકરો:–'શું લઇશ?' કાંઇજ નહિ. હું પણ લોમ્બાર્ડીનોજ એક રહેવાસી છું.'

અમલદાર:–'બહુ સારી વાત, તું ઉપર ચઢી જા.'

છોકરો પોતાના બૂટ કાઢી નાખીને ખિસ્કોલીની પેઠે જોતજોતામાં ઝાડ ઉપર ચઢી ગયો.

નીચેથી અમલદારે પૂછ્યું કે 'સીધો સામેની બાજુએ નજર નાખ. કાંઇ દેખાય છે?'

છોકરો:–'સડક ઉપર બે ઘોડેસ્વાર છે.'

અમલદાર:–'કેટલે દૂર?'

છોકરો:–'અડધા માઈલ ઉપર.'

અમલદાર:–'શું, તેઓ આ તરફ આવી રહ્યા છે?'

છોકરો:–'ના.'

અમલદાર:–'ઠીક, જમણી તરફ શું દેખાય છે?'

છોકરો:–'કબરસ્તાનની પાસેનાં વૃક્ષોમાં કાંઈક ચમકી રહ્યું છે. બંદૂકની સંગીનોની ચમક હોય એમ લાગે છે.'

અમલદાર:–'માણસો પણ દેખાય છે?'

છોકરો:–'ના, પણ વૃક્ષોની પાછળ ખેતરોમાં માણસો સંતાઈ રહેલાં જણાય છે.'

એટલામાં એક ગોળી સનસનાટ કરતી આવી અને એ ઘરની પાછળના ભાગમાં પડી. અમલદારે બૂમ પાડી:–' છોકરા! ઉતરી આવ, દુશ્મનોએ તને જોઈ લીધો છે. મ્હારે હવે કોઇ વાતની જરૂર નથી; તું તો ઉતરી આવ.'

છોકરો:–'હું બીતો નથી.'

અમલદારોએ કહ્યું:–'નીચે ઉતરી પડ; કહે જોઇએ ડાબી તરફ શું છે?'

છોકરો ડાબી તરફ વાંકો વળીને જોવાની તૈયારીમાંજ હતો, એટલામાં એક બીજી ગોળી આવીને હવામાં થઇને નીકળી ગઈ.

અમલદારે ઘાંટો પાડીને કહ્યું કે ' ઉતરી આવ.'

છોકરાએ કહ્યું:–' હું હમણાં ઉતરી પડીશ, પણ હું વૃક્ષની આડમાં છું. ડાબી તરફની હાલત જાણવી હજુ બાકી છે.'

અમલદાર:–' એ બધું ઠીક, પણ તું તો ઉતરી પડ.'

ડાબી તરફ વળીને છોકરાએ જોયું અને કહ્યું કે ' ડાબી તરફ એક નાનું સરખું દેવળ હોય એમ લાગે છે, પણ મારા ધારવા પ્રમાણે તો....'

છોકરાનું વાક્ય પૂરું થવા ન પામ્યું, એટલામાં એક ગોળી સનસનાટ કરતી આવી. ક્ષણભરને માટે એ વૃક્ષની શાખાને બાઝી રહ્યો, પણ થોડીકજ વારમાં એ ભોંય ઉપર આવી પડયો.

અમલદારના મુખમાંથી ચીસ નીકળી ગઈ. બિચારો છોકરો એની આગળ ચત્તાપાટ પડયો હતો. એના ડાબા પડખામાંથી લોહી નીકળી રહ્યું હતું. એ હાલ જોઇને સારજંટ અને બે સવાર પણ ત્યાં આવ્યા. અમલદારે તેના ખમીસનાં બટન ખોલ્યાં. ગોળી ફેફસાંમાં વાગી હતી. એણે કહ્યું કે 'બિચારો મરી ગયો !' સારજંટે કહ્યું: 'ના, હજુ મર્યો નથી.'

એટલામાં છોકરાએ આંખ ઉઘાડી અમલદારની તરફ ઝાંખવા ગયો; એટલામાં એનો જીવ નીકળી ગયો.

એની દશા જોઇને અમલદારને ઘણો શોક થયો. એ ઉભો થયો અને ઘરમાંથી એક વાવટો લઇ આવ્યો. એ વાવટામાં એ છોકરાને લપેટયો. એનું મુખ ખુલ્લું રાખ્યું. પછી સારજંટને કહ્યું કે 'આ છોકરો સિપાઇના મોતે મર્યો છે; એટલા માટે એની દફનક્રિયા એક સૈનિકની માફક થશે.' એ પોતાની ટુકડી લઇને ત્યાંથી પાછો ફર્યો. ત્યારપછી સાંજે ત્યાં એક સેના આવી પહોંચી.

સેનાએ છોકરાની લાશને તરવારથી સલામી ભરી. એકે એકે સૈનિકો એના ઉપર પુષ્પની વૃષ્ટિ કરતા ચાલ્યા ગયા. એ પ્રમાણે એ વીર બાળકનું યોગ્ય સન્માન થયું. ખરેખર ! એ વીર બાળકે પોતાના વહાલા દેશમાટેજ પ્રાણ ન્યોછાવર કરી દીધો હતો.

('બાલસખા' માર્ચ-૧૯૨૫ ઉપરથી)

# ३५०–अवकाशना सदुपयोगथी मळेलो महान विजय

જનરલ શેરમેન વિદ્યાર્થી અવસ્થામાં એક વાર રજાઓના દિવસોમાં જ્યૉર્જિયા પ્રદેશમાં ગયો હતો. તેના બીજા મિત્રો પાનાં રમવામાં અને વાતો કરવામાં સમય ગાળવા લાગ્યા, પણ શેરમેને તો આખો મુલક જોઇ લીધો અને તેનો નકશો કાઢી તે સ્થળનો અભ્યાસ કર્યો. એ વખતે કરી લીધેલા એ અભ્યાસને લીધેજ તેણે મોટપણે એજ સ્થળે મોટી જીત મેળવી હતી.

( 'જીવનકળા' ઉપરથી )

# ૩૫૧–સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇનો વિનય

(૧)

એક વખત ગોવર્ધનરામભાઈના કોઈએક સગાને ત્યાં જમણનો પ્રસંગ હતો. એ પ્રસંગે ગામના એક સરકારી અમલદારને નિમંત્રણ આપ્યું હતું. ગોવર્ધનરામભાઇ તાજા બી. એ. થયા હતા; એટલે ભોજનસમયે તે અમલદારને તેડી લાવવાનું કામ એમને સોંપવામાં આવ્યું. એ વખતમાં ગ્રેજ્યુએટોની સંખ્યા થોડી હોવાથી તેમને ઘણું માન મળતું; પરંતુ ગોવર્ધનરામભાઇને તે અધિકારી ઓળખતા નહોતા, તેથી તેઓએ ત્યાં જઈ ખબર કરતાં અંદરથી હુકમ થયો કે 'કહો કે ભાઇ પધારે છે અને તેમને બહાર બેસાડો.' અર્ધો કલાક પછી અવકાશ મળ્યો, એટલે અધિકારી સાહેબ બહાર આવ્યા અને બધા ઉભા થઈ ગયા. ગાડીમાં ગોવર્ધનરામભાઇને સામે બેસાડયા. પછી ગાડી ચાલી એટલે અમલદારે પૂછ્યું કે 'કાંઇ અંગ્રેજી ભણ્યા–ગણ્યા છો કે?'

'જી, હા.'

'શાનો અભ્યાસ કરો છો?'

'જી, મેટ્રીકમાં પાસ થયો છું.'

'ત્યારે એફ. વાઇ. એ. નો અભ્યાસ કરતા હશો?'

'જી, તેમાં પણ પાસ થયો છું.'

'ત્યારે તો બી. એ. નો અભ્યાસ કરતા હશો?'

'જી, હું બી. એ. થયેલો છું.'

આ સાંભળતાંજ અધિકારીનું મ્હોં ઉતરી ગયું અને ક્રમે ક્રમે વધતાં આશ્ચર્યની પરિસીમા આવી. માફી માગતાં માગતાં અમલદારે કહ્યું કે 'પટાવાળા જ્યાં બેસે છે ત્યાં તમને બેસાડયા તેથી માફ કરજો. આવો, મારી સાથે બેસો.' ગોવર્ધનરામભાઇએ શાંત મુખમુદ્રાએ ઉત્તર દીધો કે 'કાંઇ નહિ, એમાં શું?'

(૨)

મુંબઇમાં એક વાર શ્રીયુત ગોવર્ધનરામભાઇ તેમના કાકા સાક્ષર શ્રી મનઃસુખરામભાઇના દિવાનખાનામાં એકલા બેસીને વાંચતા હતા. 'મનઃસુખરામભાઇ છે કે?' એ પ્રશ્ન સાંભળી ચોપડીમાંથી બહાર જોતાં બારણા આગળ મલિન પંચિયું પહેરેલું, શરીરે ઉઘાડા, મલિન કપડાનો કકડો ખભે નાખેલો,

ભગત જેવી ટોપી પહેરેલી ને મૂછોમાં તમાકુ ભરેલી એવા બ્રાહ્મણને જોયો. તેમણે ધાર્યું કે કોઇ યાચક હશે; પરંતુ ગમે તેવા અજાણ્યા માણસની સાથે પણ નમ્રતાપૂર્વક બોલવાનો મૂળથીજ અભ્યાસ હોવાથી વિનયપૂર્વક પૂછ્યું કે 'કાંઈ કામ છે ?'

'મારે મળવું છે.'

'તમારૂં નામ શું ?'

'મારૂં નામ પીતાંબરદાસ.'

આ નામ સાંભળ્યું કે તરતજ ગોવર્ધનરામને થયું કે 'ઓળખાણ ન હોય તેની સાથે પણ વિનયથી વર્તવાની મારી ટેવને લીધેજ આ વેદાંતશાસ્ત્રના એક પૂજ્ય અભ્યાસીનું મારે હસ્તે અપમાન થતું અટક્યું.' બ્રહ્મનિષ્ઠ પીતાંબરદાસનું નામ તેમણે સાંભળ્યું હતું, પણ તેમને કોઈ પણ દિવસ જોયા નહોતા. તરતજ માનપૂર્વક તેમને અંદર બેસાડી મનઃસુખરામભાઇને ખબર આપી. આ ઉપરથી તેઓએ પાકો નિશ્ચય કર્યો કે, આપણે ન ઓળખતા હોઈએ તેની સાથે પણ માનપૂર્વકજ વર્તવું. આવી રીતે વર્તવાથી કોઇ પૂજ્ય પુરુષનો અનાદર કરવામાંથી બચી જવાય છે; એટલુંજ નહિ પણ મનુષ્યમાત્રપ્રતિ સદ્ભાવથી વર્તવું જોઇએ, એ ધર્મ પણ સચવાય છે.

આ પ્રસંગે એથી વિપરીત ગુણનો એક પ્રસંગ અમને યાદ આવે છે.

૧૯૦૨ માં અમદાવાદમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન પહેલી વાર થયું. એ વખતે મદ્રાસમાં રાષ્ટ્રીય પક્ષનાં બે દૈનિક અને એક સાપ્તાહિક એમ ત્રણ પત્રના અધિપતિ શ્રીયુત સુબ્રહ્મણ્ય આયર પધાર્યા હતા. એ કૉંગ્રેસના સૌથી જૂના પૂજારીઓમાંના એક હતા અને ૧૮૮૫માં ભરાયેલી પ્રથમ કૉંગ્રેસનો પહેલો ઠરાવ એમણે રજુ કર્યો હતો એમ કહેવાતું હતું; પણ એમનો ચહેરો કાળો અને કદ્રૂપો હતો, તેથી સ્વયંસેવકોએ તેમનું સાધારણ મદ્રાસી સમજીને અપમાન કર્યું હતું અને સર્વત્ર આદરસન્માન પામવાથી ટેવાઈ રહેલા એ સજ્જનને પણ ખોટું લાગ્યું હતું. બહારના દેખાવ ઉપરથી માણસનું અપમાન કરવામાટે એ વખતે એ સ્વયંસેવક યુવકોને ક્ષોભ થયો હતો.

('સમાલોચક-ગોવર્ધનસ્મારક' અંક ઉપરથી)

# ૩૫૨–अनाथोनो पिता बननार दुष्यंतराजा

એક દિવસ દુષ્યંતરાજા દરબાર ભરી બેઠા હતા, એવામાં એક પ્રધાને આવીને જણાવ્યું કે "આપના રાજ્યમાં એક ધનવાન વેપારી મરી ગયો છે. તેને કોઇ વારસ નથી, ફક્ત એની સ્ત્રી સગર્ભા છે; માટે એની બધી મિલ્કત રાજ્યમાં જપ્ત કરી લેવી જોઇએ."

રાજા દુષ્યંતે પૂછયું કે 'શામાટે? એની સ્ત્રીના ગર્ભમાંના બાળકનું શું થશે?'

'શ્રીમાન ! એને વારસો મળી શકશે નહિ; કેમકે જન્મ વખતે એનો પિતા જીવતો નહિ હોય.'

'પ્રધાનજી! તમારો કાયદો અન્યાયી છે. મારા જીવવા છતાં કોઇ પણ બાળક નબાપુ ગણાય ? જાઓ, આખા રાજ્યમાં આજ ને આજ ઢંઢેરો પીટાવો કે, ગર્ભમાંનાં બધાં બાળકોનો પિતા રાજા છે; એટલે પિતાના મૃત્યુ પછી જન્મ પામનાર દરેક માણસ અનાથ નહિ રહે અને એને એના પિતાનો વારસો મળશે.' રાજાનો આ એક અગત્યનો ધર્મ છે.

# ૩૫૩–एकज प्रकारना अपराधीओने जुदी जुदी सजा

એક વખત રાજા વિક્રમાદિત્યના રાજ્યમાં ચાર માણસોને એકજ પ્રકારના અપરાધ સારૂ પકડવામાં આવ્યા. તેમને એકસરખી સજા ન કરતાં રાજાએ ચારેને જૂદા જૂદા પ્રકારની સજા ફરમાવી. એકને એકાંતમાં બોલાવીને કહ્યું કે "જાઓ, ફરીથી આવું કામ કદી ન કરશો." એટલું કહીને એને છોડી મૂકયો. બીજાને બોલાવીને ખૂબ તિરસ્કાર કર્યો અને બે–ચાર ગાળો દઇને કાઢી મૂકયો. ત્રીજાને ગાળો દીધી તથા જોડા મારીને બહાર કાઢયો; પરંતુ ચોથાને કાળું મ્હોં કરીને ગધેડા ઉપર બેસાડી, નગરની ચારે તરફ ફેરવવાનું શરૂ કર્યું. આ ન્યાય જોઇને રાજાના અમલદારો ઘણું આશ્ચર્ય પામ્યા કે, આ તે કેવો ઇન્સાફ ! આખરે એમણે રાજાને પોતાની શંકા જણાવી. ચતુર રાજાએ કહ્યું કે 'તમે એમની પરીક્ષા કરી જુઓ, એટલે મારો હેતુ આપોઆપ સમજાશે.' અમલદારો તપાસ કરવા લાગ્યા. જે અપરાધીને રાજાએ કહ્યું હતું કે 'આવું કામ ફરીથી ન કરશો' તે શરમનો માર્યો ઝેર ખાઈને મરી ગયો. જેને ગાળો દીધી હતી, તે નગર છોડીને બીજે કયાંક

જઇ વસ્યો. જેને જોડા મરાવ્યા હતા, તે શરમાઇને ક્યાંક સંતાઇ રહ્યો; પરંતુ જેને ગધેડે ચઢાવીને આખા ગામમાં ફેરવ્યો હતો, તે નિર્લજ્જશિરોમણિ નગરપરિક્રમા કરતો જયારે પોતાના ઘર આગળ આવ્યો, ત્યારે મૂછો ઉપર તાલ દેતો પોતાની સ્ત્રીને બોલાવીને કહેવા લાગ્યો કે 'રાંડ ! થોડું પાણી તો લા.' તેણે ઉત્તર દીધો કે 'નફ્ટ ! જમીને જાને ! રસોઇ તૈયાર છે.' એ સાંભળી પેલો નફ્ટ અપરાધી બોલી ઉઠયો કે 'હજુ થોડું શહેર ફરવાનું બાકી છે. ફરી આવીને ભોજન કરીશ. ગરમ પાણી પણ તૈયાર રાખજે. મ્હોંની સુરત પણ ઠીક કરવી છે.' આ પ્રમાણે ચારે અપરાધીઓની પરીક્ષા કર્યાથી અમલદારોને રાજા વિક્રમાદિત્યની બુદ્ધિની ખાત્રી થઇ અને તેઓ એનાં વખાણ કરતા ઘેર ગયા.

('દૃષ્ટાંતસમુચ્ચય'માંથી)

# ૩૫૪-સાધુનું જૂઠું અનુકરણ

લાહોરમાં એક મહાત્મા થઇ ગયા છે. તેમનું નામ લાલ માધવ અથવા માધવલાલ હતું. એ નાનાં અને સુંદર બાળકોને ખોળામાં લઇને રમાડયા કરતા હતા. એમના એ સ્વભાવથી બાળકોનાં માતપિતા બહુજ પ્રસન્ન થતાં અને તેમની સેવા-પૂજા સારી પેઠે કરતાં. કોઇએક મુસલમાન ફકીર એમની સાથે રહેવા લાગ્યો. એનું હૃદય મલિન હતું. એને તો એમજ લાગ્યું હતું કે, પેટ ભરવાનો આ સહેલો ઉપાય છે. તેથી જે કામ ભક્ત લાલ માધવ કરતા, તેજ કામ પેલો ફકીર કરવા લાગ્યો. થોડા દિવસમાં એની પણ પ્રતિષ્ઠા વધી પડી. એ તો માનનોજ ભૂખ્યો હતો અને તે મળી ગયું. પંજાબમાં ફકીરોનો આદર-સત્કાર બહુ થાય છે; એટલે એને માનની ખોટ પડી નહિ. લાલ માધવ તો ખરા સાધુ હતા. એ તો એ લુચ્ચા ફકીરને સારી રીતે ઓળખતા હતા. એની વર્તણુક જોઈને એ મનમાં ને મનમાં હસ્યા. એક દિવસ પોતે ક્યાંક જઇ રહ્યા હતા, ત્યારે રસ્તામાં એક સાપ પડયો હતો, તેને પણ ઉંચકીને ભક્તરાજ તો રમાડવા લાગ્યા. પછી એ સાપને તેમણે મુસલમાન ફકીરની આગળ રમાડવા સારૂ મૂકયો. એ તો બ્હીને દૂર નાસી ગયો. એ દિવસથી એણે સાધુનું અનુકરણ કરવું છોડી દીધું અને એનું પોગળ પણ ખુલ્લી ગયું.

# ૩૫૫–हुमायुए मददगारनी करेली कदर

બાબરના મરણ પછી યુવરાજ હુમાયુ દિલ્હીનો બાદશાહ બન્યો હતો. એ પણ ઘણો સારો બાદશાહ હતો; પણ એને દુશ્મનો ઘણા હતા અને તેમણે એને બહુજ સતાવ્યો હતો. હુમાયુનો સગો ભાઇ પણ એના ઉપર દાઝે બળતો હતો અને એનું રાજ્ય પડાવી લેવાની યુક્તિ શોધી રહ્યો હતો. બંગાળામાં શેરખાં નામનો એક સુબેદાર હતો. એણે તો હુમાયુને બહુજ ગભરાવી નાખ્યો હતો. એનો વિચાર દિલ્હીના બાદશાહ બની જવાનો હતો. હુમાયુ એને દબાવી દેવા સારૂ એક મોટી ફોજ લઈને બંગાળા ગયો; ખૂબ લડાઇ થઈ અને શેરખાં હારીને નાસી ગયો.

લડાઈ પૂરી થતાં થતાંમાં વરસાદ આવ્યો. ગંગાનદીમાં પાણીજ પાણી દેખાવા લાગ્યું. હુમાયુ દિલ્હી તરફ પાછો ફર્યો. એક દિવસ હુમાયુએ ગંગાકિનારે તંબુ નાખ્યા હતા. સિપાઇઓ આખા દિવસના થાકયા હતા; એટલે રાત પડતાંજ હથિયાર ઉતારીને સૂઈ ગયા. પણ રાતના ત્રણ વાગતાંજ શેરશાહે એકદમ પોતાની ફોજસહિત હુમલો કર્યો. આથી હુમાયુના ઘણા સિપાઇઓ કપાઇ ગયા.

હવે હુમાયુને નાસી જવાનો માર્ગ ન મળ્યો. લાચાર થઇને એણે ગંગામાં ઘોડાને ઉતાર્યો. એ વખતે ગંગામાં પુષ્કળ પૂર આવેલું હોવાથી તરીને પાર જવાનું કામ ઘણું વસમું હતું. હુમાયુનો ઘોડો નદીમાં ડૂબવા લાગ્યો અને એવું જણાયું કે હુમાયુ હવે બચશે નહિ; પરંતુ રામ રાખે તેને કોણ ચાખે ? હજુ ઇશ્વર હુમાયુને બચાવવા માગતો હતો. અણધારી મદદ આવી પહોંચી.એક ભિસ્તીએ એને જોયો. ભિસ્તી મશક ફુલાવીને એની મદદથી નદીમાં તરી રહ્યો હતો. એણે હુમાયુને પણ એજ મશક પકડીને તરવાનું કહ્યું. હુમાયુએ તેની સૂચનાનો અમલ કર્યો અને બન્ને પાર ઉતર્યા.

હુમાયુએ ભિસ્તીનો ઘણો ઉપકાર માન્યો અને એને કહ્યું કે 'હું દિલ્હી પહોંચ્યા પછી તને બે કલાકને સારૂ બાદશાહ બનાવી દઇશ.'

દિલ્હી પહોંચ્યા પછી હુમાયુએ પોતાનો વાયદો પૂરો કર્યો. એણે ભિસ્તીને રાજગાદી ઉપર બેસાડીને બાદશાહ બનાવ્યો. હવે તો ભિસ્તીની ખુશાલીનો પાર રહ્યો નહિ. એણે વિચાર કર્યો કે, આ બે કલાકના રાજ્યમાં

કોઈ એવું કામ કરવું જોઇએ કે જેથી આખી દુનિયા જાણે કે એક વાર ભિસ્તી પણ બાદશાહ બન્યો હતો. એણે પોતાની મશકના ગોળ ગોળ કકડા કપાવ્યા અને તેની ઉપર પોતાનું નામ કોતરાવીને વચમાં સોનાની ખીલીઓ ઠોકાવી ચામડાનો સિક્કો ચલાવ્યો. પછી પોતાનાં સગાંવહાલાંઓને બોલાવીને તેમને એટલું ધન તથા ઈનામ આપ્યાં કે, એમનું દળદર જતું રહ્યું.

જે બીજાનું ભલું કરે છે, તેને ઇશ્વર જરૂર સુખ આપે છે.

# ૩૫૬–हेमुनी कर्तव्यपरायणता

મહાન મોગલ બાદશાહ અકબરના સમયમાં જે હિંદુઓ પ્રતિષ્ઠાને પામ્યા હતા, તેમાંનો એક હેમુ હતો. એ ઢુસરજાતિનો વાણીઓ હતો. (હાલમાં એ જાતિ પોતાને ભાર્ગવ બ્રાહ્મણ નામથી ઓળખાવે છે.) જે વખતે દિલ્હીમાં આદિલશાહ રાજ્ય કરતો હતો, તે સમયે હેમુએ બિયાનાના રાજાને હરાવી મોટો વિજય મેળવ્યો હતો. એ વિજયથી પ્રસન્ન થઇને આદિલશાહે ભર્યા દરબારમાં એને કસબી ઝભ્ભો અર્પણ કરવા માંડયો, ત્યારે તેણે વિનયપૂર્વક તે સરપાવ લેવાની ના પાડી અને કહ્યું કે 'નામદાર! આપના લશ્કરની બહાદુરીથી હું લડાઇમાં વિજય પામ્યો છું. આપ એમને ઇનામ આપો. હું તો ફક્ત આપનો એક નોકરમાત્ર છું.'

એ પછી પણ હેમુએ દિલ્હીના બાદશાહોની ઘણી સેવા કરી હતી. એટલે સુધી કે પોતાની તબિયત સારી ન હોવાને લીધે ઘોડા કે હાથી ઉપર બેસવાને અશક્ત હોય ત્યારે પાલખીમાં બેસીને પણ તે મેદાનમાં જતો અને પછી હાથી ઉપર અંબાડીમાં બેસી પોતાની વ્યવહારકુશળતા તથા રણશાસ્ત્રના અનુભવવડે જીત મેળવતો.

એવા સ્વામીભકત સરદારનો વધ બેરામખાં નામના સેનાપતિએ કેવળ ધર્મદ્વેષને લીધે કર્યો હતો.

# ३५७–बादशाह अकबरनुं शाणपण

એક વાર અકબર બાદશાહ પોતાના અમીર–ઉમરાવો સાથે સવારી કાઢીને દિલ્હીમાં નીકળી રહ્યો હતો; એટલામાં એક શત્રુએ તેના ઉપર તીર ફેંક્યું, જે તેના ખભામાં વાગ્યું. લોકોએ તરત તે દુષ્ટને પકડયો અને ચોતરફથી પોકાર થવા લાગ્યા કે, એને મારી નાખવા પહેલાં કબૂલ કરાવો કે કોની શીખવણીથી એણે એ કૃત્ય કર્યું છે.એક સાધારણ માણસને બાદશાહનો જીવ લેવામાં કાંઇ લાભ સમાયલોજ ન હોય. જરૂર કોઇ મોટું કાવત્રું રચાયું હશે અને કોઇની ખાતરજ તેણે આ કામ કર્યું હશે. શાણા બાદશાહ અકબરે હુકમ આપ્યો કે 'ના, એ વળી કોઇ નિર્દોષને ફસાવી મારશે! મારે એ પ્રપંચવિષે જાણવું નથી.' લોકોએ તરતજ અપરાધીને ત્યાં ને ત્યાંજ ચીરી નાખ્યો. પછી દરબારનો હકીમ આવી પહોંચ્યો અને તેણે શહેનશાહના ખભામાંથી તીર કાઢી પાટો બાંધ્યો.

# ३५८–एक राजपूत जुवाननुं बख्तर

બાદશાહ અકબર રાજ્યના મોટા હોદ્દાઓ હિંદુ અને મુસલમાનને સમાનપણે આપતો હતો અને એમને સાથે લઇને શત્રુઓ સાથે લડાઇ કરવા જતો. એક વાર એક યુદ્ધમાં તેણે જોયું કે, એક નાની વયનો રાજપૂત છોકરો એક ભારે બખ્તરતળે દબાઇ જતો હતો. શહેનશાહે તેનું બખ્તર કઢાવી બીજું તેને લાયકનું હલકું બખ્તર પહેરવા આપ્યું; પણ તે છોકરાએ કાઢી નાખેલું બખ્તર બાદશાહે એક બીજા રાજપૂતને આપ્યું, એટલે પેલો છોકરો ચીઢાયો; કેમકે એ બેની વચ્ચે શત્રુતા હતી. 'શું મારૂં બખ્તર એ પહેરીને અભડાવે કે ? નારે, હું વિનાબખ્તરે લડાઇમાં જઇશ.' એમ કહી એણે શરીર ઉપરથી બખ્તર કાઢીને ફેંકી દીધું. આ શબ્દો સાંભળીને બાદશાહે પોતાનું બખ્તર પણ કાઢી નાખ્યું અને કહ્યું કે "મારા શૂરવીરો બચાવના સાધનવગર રણક્ષેત્રમાં ઉતરે તો હું શામાટે તે પ્રમાણે ન ઉતરૂં ? મારે બખ્તર શામાટે જોઇએ ?"

# ૩૫૧-विशाखानुं कथन-मिगारशेठ तो वाशी अन्न खाय छे.

પ્રાચીનકાળમાં શ્રાવસ્તિ નગરીથી સાત યોજન ઉપર સાકેત નામના નગરમાં ધનંજય નામનો એક અતિશય ધનવાન અને બુદ્ધિશાળી પુરુષ રહેતો હતો. તેને વિશાખા નામની એક બહુજ સુંદર કન્યા હતી. તેનું લગ્ન શ્રાવસ્તિના શેઠ મિગારના પુત્ર પૂર્ણવર્ધન સાથે થયું હતું.

એને સાસરે વળાવી, ત્યારે ધનંજય શેઠે જ્ઞાતિમાંના આઠ કુળવાન ગૃહસ્થોને બોલાવીને વેવાઇની સમક્ષ કહ્યું હતું કે 'જો મારી પુત્રીનો કોઈ દોષ જણાય તો તમારે તેની બરોબર ખાત્રીપૂર્વક તપાસ કરીને મને ખબર આપવી.'

વિશાખા બૌદ્ધધર્મને માનતી હતી અને તેનો સસરો નિગ્રંથશ્રમણો-(નાગા સાધુ)ને માનતો હતો.

એક દિવસ મિગાર શેઠ ભોજન કરી રહ્યા હતા, સેવાપરાયણ પુત્રવધૂ વિશાખા પંખાથી પવન નાખતી એક બાજુ ઉભી હતી. એવામાં બારણે એક બૌદ્ધ ભિક્ષુ આવ્યો, પણ મિગાર તેનાપ્રત્યે જરાપણ ધ્યાન ન આપતાં ભોજનમાંજ નિમગ્ન રહ્યો. એ જોઇને વિશાખાએ તે ભિક્ષુને કહ્યું કે 'આર્ય! મ્હારા સસરાજી વાશી ખાય છે, તમે ત્યાં ઉભા ન રહેતાં આગળ વધો.'

આ શબ્દો સાંભળતાં મિગાર શેઠના ક્રોધનો પાર રહ્યો નહિ, તેણે વિશાખાને એકદમ કાઢી મૂકવાનો નોકરોને હુકમ આપ્યો; પરંતુ વિશાખાનું તેજ એવું હતું કે એને હાથ લગાડવાની મગદૂર કોઇની નહોતી. એણે સ્પષ્ટ રીતે જણાવ્યું કે "વગરવાંકે મારા ઉપર ક્રોધ કરવો એ વ્યાજબી નથી. મારો વાંક દીસતો હોય તો મારા પિતાજીએ નીમેલા આઠ પ્રતિષ્ઠિત માણસોને બોલાવી ન્યાય કરાવો."

આઠ સદ્‌ગૃહસ્થોને તરતજ બોલાવવામાં આવ્યા. તેમણે વિશાખાને પૂછ્યું કે 'કેમ બહેન! તારા સસરા વાશી અન્ન ખાય છે એમ તેં કેમ કહ્યું?'

વિશાખાએ કહ્યું કે 'મારા સસરાજી જૂના પુણ્ય ઉપર નિર્વાહ કરે છે અને નવીન પુણ્ય સંપાદન કરતા નથી, એજ મારા કહેવાનું તાત્પર્ય હતું.'

પેલા ગૃહસ્થોએ કહ્યું કે 'વિશાખાનું કહેવું ઘણું ડહાપણભરેલું છે, માટે તેને ઘરમાંથી કાઢી મૂકવી જોઇએ નહિ.'

('બુદ્ધલીલાસારસંગ્રહ'માંથી)

# ૨૬૦–मैत्रेयीनो ब्रह्मज्ञानने खातर धनवैभवनो परित्याग

મૈત્રેયી એક પરમવિદુષી સ્ત્રી હતી. મહર્ષિ યાજ્ઞવલ્કય સાથે તેનું લગ્ન થયું હતું. એની શોકયનું નામ કાત્યાયની હતું.

પ્રાચીનકાળમાં બ્રાહ્મણો ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવ્યા પછી વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરતા અને તે પછી સંન્યાસ લઈને બ્રહ્મનું ચિંતન કરતા.

મહર્ષિ યાજ્ઞવલ્કયે જ્યારે વનમાં જવાનો સંકલ્પ કર્યો, ત્યારે બંને પત્નીઓને પાસે બોલાવીને કહ્યું કે "મ્હેં તમારી સાથે ગૃહસ્થાશ્રમનું સુખ પૂરતા સમયસુધી ભોગવ્યું છે. હવે હું ઘરબાર ત્યજીને વાનપ્રસ્થ થવા માગું છું. મારી જે માલમિલ્કત છે, તે ભવિષ્યમાં તમારા બંનેમાં કોઇ પ્રકારનો વાંધો–ઝઘડો ન પડે એટલા સારૂ મારી રૂબરૂજ સરખે ભાગે વહેંચી લ્યો, એવી મારી ઇચ્છા છે." સ્વામીનો એવો વિચાર જાણીને મૈત્રેયીએ કહ્યું કે "પ્રભુ ! આપે આ સંપત્તિની વહેંચણીની વાત કરી, પણ હું એને લઈને શું કરીશ ? આ તો ઘણું સાધારણ ધન છે; પરંતુ જો આખી પૃથ્વીનું રાજ્ય પણ મને મળે તો તેથી લાભ શો ? એથી શું હું અમરપદને પામીશ ?" મૈત્રેયીના આ પ્રશ્નનો ઉલ્લેખ કરીને ઉપનિષદ્ અમર થઈ ગયું છે. યાજ્ઞવલ્કયમુનિ પણ પત્નીના આ પ્રશ્નથી મનમાં ઘણાજ પ્રસન્ન થયા અને બોલ્યા કે "ના, અમરત્વ તો એથી મેળવાશે નહિ. એથી તો તું અનેક પ્રકારના પદાર્થ વસાવી શકીશ, તને કોઈ જાતની અગવડ કે તંગી નહિ રહે. ધનથી સંપત્તિવાન મનુષ્યો જેવા પ્રકારનું સુખ ભોગવે છે અને સ્વતંત્રતાપૂર્વક જેવું જીવન ગાળી શકે છે, તેવુંજ સુખ ભોગવી તું પણ સ્વતંત્ર જીવન ગાળી શકીશ; પરંતુ તેં અમરત્વ પ્રાપ્ત કરવાની જે વાત કહી તે તો પૈસા–ટકા અને વૈભવથી કદાપિ પ્રાપ્ત નહિ થઈ શકે." સ્વામીનો આ યોગ્ય ઉત્તર સાંભળીને અત્યંત ખિન્ન થઇ જઈને મૈત્રેયી કહેવા લાગી કે "નાથ ! તો આ ધન, સંપત્તિ અને વિષયભોગને લઇને હું શું કરૂં ? જે ધન અને સંપત્તિ મને અમરત્વ ન અપાવી શકે, જેને લીધે હું અમરત્વ મેળવવાને યોગ્ય ન રહું, એવા વિપરીત સાધનને લઈને હું શું કરૂં ? સ્વામીનાથ ! આપે જે વિષયનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, જે બ્રહ્મજ્ઞાનરૂપી અમૂલ્ય ધનને આપે આપની સંપત્તિ બનાવી છે, તેજ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી મને કૃતાર્થ કરો. આપના સંગનો લાભ હવે મને મળશે નહિ. આપનો વિચાર વાનપ્રસ્થજ ગ્રહણ કરવાનો છે, તો તેમાં હું અંતરાયરૂપ થવા નથી માગતી.

આપ બધી મિલ્કત મારાં મોટાં બહેન કાત્યાયનીનેજ આપી દો. અમરત્વ મેળવવાના ઉપાયરૂપ જે બ્રહ્મજ્ઞાનના આપ અધિપતિ છો, તે બ્રહ્મજ્ઞાન મને આપીને મારો મનુષ્યજન્મ સફળ કરો."

પત્નીના આ ત્યાગથી મહર્ષિનું ચિત્ત ઘણું પ્રફુલ્લ થયું. ઘણુાજ આહ્લાદપૂર્વક એ બોલ્યા કે "મૈત્રેયિ! તું સદા મને વહાલી હતી; અને આજના ત્હારા આ શબ્દોથી હું ઘણોજ સંતુષ્ટ થયો છું. હવે તું મને અત્યંત પ્રિય થઇ પડી છે. આવ, મારી પાસે બેસ. હું તને અમરત્વ પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપું."

યાજ્ઞવલ્કયે પત્નીને જે ઉપદેશ આપ્યો, તેથી મૈત્રેયીનો જન્મ-મરણનો ફેરો ટળી ગયો. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ ખાતર સંસારનાં બધાં સુખોને લાત મારવાથી એનું નામ અમર થઇ ગયું. આજ હજારો વર્ષ થવા છતાં પણ આપણે એનો યશ ગાઈ રહ્યા છીએ, એજ એનું અમરપણું નહિ તો બીજું શું? આ અસાર દુનિયાને છોડી જવા છતાં પણ દુનિયામાં જેનો યશ સદા ગવાય છે તેજ ખરેખર જીવે છે, બાકી બધાનું જીવન નિષ્ફળ છે.

# ૩૬૧–શંકરાચાર્ય અને તેમનું અનુકરણ કરનારા શિષ્યો

એક દિવસ આદ્ય શંકરાચાર્ય મહારાજ પોતાના શિષ્યોસહિત જઇ રહ્યા હતા, એવામાં પોતાનાં શિષ્યોના સદાચારની પરીક્ષા કરવાની ઈચ્છા એમને થઇ આવી. એ ઉદ્દેશથી પોતે રસ્તામાંની એક તાડીની દુકાનમાં ગયા અને થોડીક તાડી પીધી. એમનું જોઇને બધા શિષ્યોએ પણ એવુંજ કર્યું. શંકરાચાર્ય કાંઇ પણ બોલ્યા નહિ. બધા તાડીની દુકાનમાંથી નીકળીને આગળ ચાલ્યા, એટલામાં એક જસત ગાળનારાની દુકાન આવી. શંકરાચાર્ય એ દુકાનમાં ગયા અને ઉકળતું જસત પી ગયા. એ જોઇને શિષ્યો તો આભા બની ગયા! શંકરાચાર્યે પૂછયું કે 'કેમ, તાડી પીધી તેવીજ રીતે થોડુંક આ ઉકળતું જસત પણ પી લ્યોને!' શિષ્યોએ ઉત્તર આપ્યો કે 'મહારાજ! અમારામાં તમારા જેવી દિવ્ય શક્તિ નથી.' મહાન આચાર્યે કહ્યું કે 'મારી શંકા ખરી પડી. તમે લોકો મારા દોષોનું અનુકરણ કરો છો, પણ મારા સદ્‌ગુણોનું અનુકરણ નથી કરતા.'

## ૩૬૨-થિયોડર પાર્કરને જીવદયામાટે થયેલી પ્રેરણા

ભારતવર્ષમાં અહિંસાનો ઉપદેશ હજારો વર્ષથી થતો આવેલો હોવાથી આપણાં બાળકો પણ પ્રાણીઓ ઉપર જુલ્મ કરતાં સંકોચાય છે; જ્યારે યૂરોપમાં તો અનેક બાળકો રમતમાં પણ પ્રાણીઓને દુઃખ દેવામાં આનંદ માને છે!

થિયોડર પાર્કરે બાલ્યાવસ્થામાં એક દિવસ એક કાચબાને ધીમે ધીમે પેટ ઘસીને ચાલતો જોયો. એમણે તરતજ રસ્તામાંથી એક પથરો ઉપાડી લીધો અને કાચબા તરફ ફેંકવાની તૈયારીમાંજ હતા,એટલામાં કાંઇક વિચાર આવતાં અટકી ગયા.

એમણે વિચાર કર્યો કે, આ બિચારૂં નાનુંસરખું જાનવર પેટ ઘસીને મહામહેનતે જઈ રહ્યું છે, મારે એને ઇજા પહોંચાડવી ન જોઇએ. એમણે પથ્થરને ફેંકી દીધો અને સીધા ઘેર ગયા.

ઘેર જઇને માને વાત કહી અને પૂછ્યું કે 'મારા મનમાં એમજ આવ્યું કે, મારે એ બિચારા કાચબાને મારવો નહિ. મારા હાથમાંથી એ પથરો કોણે ફેંકી દેવરાવ્યો, મા?'

"ભાઇ! એ તો તારૂં અંતઃકરણ હતું."

અંતઃકરણદ્વારા પ્રભુની અંતરપ્રેરણા મનુષ્યને ખરા-ખોટાની સૂચના આપે છે. એને માનીને ખરાબ માર્ગથી દૂર રહેનાર માણસ જરૂર સુખી થાય છે. થિયોડર પાર્કર પાછળથી ઘણા મોટા પરોપકારી નીવડયા હતા.

## ૩૬૩-અપશબ્દોના ઉચ્ચારપ્રત્યે ગોવર્ધન-રામભાઇનો તિરસ્કાર

છોકરાંઓ રમત કરતાં વાતચીતમાં એકબીજાપ્રત્યે અસભ્ય વર્તણુક ચલાવે અને અપશબ્દો વાપરે તે, એ સ્વર્ગસ્થ ગુર્જરસાક્ષર ગોવર્ધનરામભાઇ પસંદ કરતા નહિ. એક વાર એમની પોળમાં રમતા એક છોકરાએ ગુસ્સાના આવેશમાં બીજા છોકરાને સાલો કહ્યો. ગોવર્ધનરામભાઇએ તેને બોલાવીને કહ્યું કે, જો ભાઇ! આપણાથી આવા અપશબ્દો ન વપરાય. ગુસ્સોજ આવ્યો હતો તો સાલાને બદલે વહાલા કહેવું હતું.

વાત સાચી છે, અપશબ્દોનો ઉપયોગ કેળવણીની ખામી સૂચવે છે.

# ३६४-प्रेसिडेन्ट विल्सननो पुरुषार्थ

એમેરિકાનાં સંયુક્ત રાજ્યોના પ્રમુખ વિલ્સન ઘણીજ ગરીબીમાં ઉછર્યા હતા. એ પોતે લખે છે કે 'મારા પારણાને અને દરિદ્રતાને છેટું નહોતું.' કેટલીક વખત એમને ભોજનવગર પણ રહેવું પડતું. દશ વર્ષની વયે એ ઘર છોડી બહાર નીકળ્યા. ૧૧ વર્ષસુધી ઉમેદવારતરીકે કામ કર્યું અને તે દરમિયાન દર વર્ષે એક મહિનો શિક્ષણ લીધું. ૧૧ વર્ષની સખ્ત મહેનત પછી બળદની બે જોડ અને છ ઘેટાં એમને મળ્યાં. એના એમને ચોરાશી ડૉલર ઉપજ્યા, પણ એમાંનો એક પણ ડૉલર મોજશોખ કે આનંદની પાછળ ખર્ચ્યો નહિ. જન્મથી માંડીને ૨૧ વર્ષસુધી પાઇએ પાઈનો હિસાબ ગણતા અને માઇલના માઈલ ચાલીને મહેનતનું કામ મેળવતા. એકવીસ વર્ષના થયા પછી થોડા માસસુધી જંગલમાં જઇ બળદની જોડ હાંકતા અને લાકડાના વેઢા ચીરતા. દિવસ ઉગતાં પહેલાં ઉઠતા અને સાંજે અંધારૂં થયા પછી પણ સખ્ત મહેનત કરતા; અને આખા મહિનાના આવા કામમાટે એમને છ ડૉલર જેટલી રકમ મળતી, પણ એ દરેક ડૉલર એમને મનથી સોનાની પાટ જેવો કિંમતી હતો.

સ્વસુધારણામાટેની આગળ વધવાની એક પણ તક નહિ ખોવાનો મિસ્ટર વિલ્સને નિશ્ચય કર્યો હતો. અવકાશના વખતની કિંમત તેમના જેટલી કોઈકજ જાણતું હશે. આ સમય સોનામહોર જેવો છે, એમ ગણી તેને તે પકડી લેતા અને તેમાંથી જે કાંઇ મળી શકે તે મેળવ્યા વગર તેને પસાર થવા દેતા નહિ. ૨૧ વર્ષ થવા પહેલાં તેમણે એક હજાર સારાં પુસ્તકો વાંચ્યાં હતાં. ખેતીનું કામ કરતા છોકરાઓમાટે આ કેવું અનુકરણીય દૃષ્ટાંત છે! ખેતીનો ધંધો છોડી, સો માઇલ કરતાં પણ વધારે દૂર મોચીનો ધંધો શીખવા તે મસાચ્યુસેટ્સમાંના ટિક નામના ગામમાં ગયા. તેમને ભાષણ આપતાં સારૂં આવડતું હતું, એટલે એક વર્ષમાં તો તેઓ એ ગામની 'ડિબેટીંગ કલબ'ના આગેવાન થયા. આઠ વર્ષ પૂરાં ન થયાં, એટલામાં તો એમણે મસાચ્યુસેટ્સની ધારાસભામાં ગુલામીવિરુદ્ધ ભાષણ કર્યું. ૧૨ વર્ષ પછી તે કૉંગ્રેસમાં કામ કરવા લાગ્યા. તેમને મનથી દરેક પ્રસંગ તે મહાન પ્રસંગ હતો. પોતાની જીંદગીના દરેક સંયોગને તે ફતેહના સાધનરૂપ બનાવતા.

કૅાંગ્રેસમાં જનસમાજની સારી સેવા બજાવી વિશ્વાસ સંપાદન કર્યાથી લોકોએ તેમને પ્રેસિડેન્ટ નીમ્યા. રાજનીતિનો એમનો અનુભવ બહુ વધેલો હતો. ભિન્ન ભિન્ન રાજ્યોમાં શાંતિ પ્રસરે એવો એમનો અભિલાષ હતો અને એ માટે એમણે ઘણો પ્રયત્ન કર્યો હતો.

## ३६५–अकबरनुं साहस अने बहादूरी

એક દિવસ જયપુરના રાજા બિહારીમલ બાદશાહ અકબરને મળવા સારૂ ગયા. મહેલની પાસે પહોંચતાં જોયું કે, ચારે તરફ ગડબડ મચી રહી છે. ઘોડાઓ ખીલા ઉખાડીને નાસભાગ કરી રહ્યા છે. આ ગડબડનું કારણ શું છે, તે જાણવા બિહારીમલ આગળ વધ્યા, તો જણાયું કે એક ખૂબસુરત જુવાન-પુરુષ એક કદાવર હાથીની ગરદન ઉપર બેસીને હાથીને અંકુશવડે મારી રહ્યો છે. હાથી ગાંડો થઇને લોકોના ઉપર હુમલો કરતો પહાડ જેવો આમ-તેમ દોડી રહ્યો છે. એના ભયથી બધા લોકોનાં મ્હોં લેવાઇ ગયાં છે, પણ પેલો જુવાન તો ટટાર જ બેઠો છે અને એ ગાંડા તથા ભયાનક હાથીને મારી–ઠોકીને પોતાના વશમાં લાવવાનો ઉપાય કરી રહ્યો છે. હાથી પણ આખરે માર ખાતાં થાકી ગયો અને લાચાર થઇને સીધો ચાલવા લાગ્યો. એટલો મોટો હાથી બકરીની પેઠે એ યુવકને વશ થઇ ગયો અને એની મરજી પ્રમાણેજ ચાલવા લાગ્યો.

એ યુવક કોણ હતો ? એજ બાદશાહ અકબર હતો. એ દિવસે હાથી જ્યારે ગાંડો થયો, અનેક માણસોને એણે કચરી નાખ્યા અને ભલભલા માવતો પણ એને ઠેકાણે ન લાવી શક્યા, ત્યારે બાદશાહે એ વસમું કામ પોતાના હાથમાં લીધું. એજ બહાદુરી અને હિંમતને લીધે અકબરે પોતાના શત્રુઓને વશ કર્યા અને ભારતમાં મોગલ રાજ્ય વધાર્યું. સાહસ અને બહાદુરીથી દુનિયામાં શું નથી થઈ શકતું ?

# ૨૬૬–પેરિસના एक विद्यार्थीनो असाधारण पुरुषार्थ

હું પુરુષાર્થનું જે ચિત્ર આપવા ઇચ્છું છું તે પાશ્ચાત્ય છે,એમાં ખુબી ભરી છે, એમાંથી ઘણું શીખાય એવું છે, એ ચિત્ર સાચું છે, ક્યાંયે કલ્પનાની પીંછી ચલાવવામાં આવી નથી. એ ચિત્ર પેરિસની વિદ્યાપીઠના એક કાયદાના અધ્યાપકનું દોરેલું છે. તેનાજ શબ્દોમાં અત્રે એ આપું છું.

'નહિ સાહેબ ! માફ કરો. મારાથી બક્ષિસ ન લેવાય. ગયે વર્ષે હું આપના વર્ગોમાં આવતો હતો અને આવતા વર્ષની પહેલીએ હું રાજ્યબંધારણના કાયદાની પરીક્ષા આપની આગળજ આપવાનો છું.'

આ શબ્દો એક શૉફર–મોટર હાંકનાર–ના હતા. એની ગાડીમાં બેસીને હું ઘેર આવ્યો. મેં બક્ષિસ આપવા માંડી, તો તેની પાસેથી મને આ જવાબ મળ્યો. જરા ધારીને જોયું તો શૉફરની ટોપી પહેરેલી છતાં તે મારો વિદ્યાર્થી જણાયો. એ ચંચળ જુવાનનો ચહેરો આકર્ષક હતો અને મારો વિદ્યાર્થી છે, એમ કહેતાં તેને રમુજ પડતી જણાતી હતી. એના સૌજન્યના બદલામાં મેં તને બીજે દિવસે જમવા નોતર્યો.

'મારે જરા જલદી ચાલ્યા જવું જોઇશે' વિનયથી તેણે મને કહ્યું 'કારણ મારે કામે ચઢવાનું હોય છે.'

બીજે દિવસે તે જમવા આવ્યો અને અમે વાતે ચઢયા. વાતનો શબ્દેશબ્દ હું નીચે ટાંકું છું.

"મારે વકીલ થવું છે, કાયદાનો મને રસ છે; પણ હું એક ગરીબ અમલદારનો દીકરો, મારા બાપને પાંચ દીકરા, તેમાંનો સૌથી મોટો હું, તેને શીખવવાનું સાધન કશું ન મળે. મારાથી ઘર છોડી પેરિસમાં ભણવા શી રીતે રહેવાય ? મારી માતાની કરકસર અને ઘરરખુપણાની કલ્પના ન થઇ શકે એવી વાત છે; છતાં તે જેમ તેમ ઘર ચલાવતી. ભણવામાટે તો હું માબાપ પાસેથી મદદ શી રીતે મેળવી શકું ? મૅટ્રિકનો અભ્યાસ કરીને હું મારા એક સગા પાસે મોટર ચલાવતાં શીખ્યો અને મેં શૉફરનો પરવાનો મેળવ્યો. એક દિવસ મોટર હાંકતાં હાંકતાં મને મારા જીવનના પ્રશ્નનો ઉકેલ એકાએક જડી ગયો. મને થયું કે પેરિસમાં કાયદાની કૉલેજમાં જવું, શૉફરતરીકે નોકરી તો મળેજ. તેમાંથી કૉલેજનો ખર્ચ કાઢવો. બસ, મને કુંચી મળી ગઇ."

'પણ મોટર હાંકવાના કામમાંથી અભ્યાસ કરવાનો અને વર્ગમાં જવાનો શી રીતે વખત મળે છે ?'

"મારૂં સમયપત્રકજ આપને આપું. દરરોજ ૧૦ થી રાત્રે ૭ વાગ્યા-સુધી હું મોટર ફેરવું છું. એમાં બહુ થાક લાગે છે, એમ ન માનશો. માત્ર નિયમિત ખોરાક અને નિયમિત ઉંઘ મેળવવી જોઈએ. ૭ વાગે મારૂં કામ પૂરૂં થાય કે હું મારી ઓરડીએ ભાગું છું, કપડાં બદલું છું અને પાસેની એક નાનકડી હૉટેલમાં સારી રીતે ખાઉં છું. બરોબર ૮॥ ને ટકોરે 'લૉ સ્કૂલ'માં જાઉં છું. ત્યાં અતિશય તાજગી અને ઉમંગથી હું શીખવામાટે તૈયાર હોઉં છું. હું હમેશાં વર્ગમાં સમય પહેલાં હાજર થનારો રહ્યો, એટલે મને દરરોજ બેસવાની જગ્યા સરસ મળે છે અને હું ભરપૂર નોંધો લઉં છું. ત્રણ વર્ગમાં અધ્યાપકોનાં ભાષણ સાંભળી બપોરે ૧૨ વાગે હું ઘેર જાઉં છું, ખાંતે ભોજન ખાઉં છું અને સૂઇ જાઉં છું તે બરોબર આઠ વાગે ઉઠું છું."

'પણ પરીક્ષાને માટે તૈયારી શી રીતે કરો છો?'

"આ વર્ષે મારે જરા દોડાદોડી કરવી પડી,એટલું મારે કબૂલ કરવું જોઇએ; પણ મારી યાદશક્તિ સરસ છે–કારણ હું દરેક વસ્તુમાં ચિત્ત ચોંટાડીને કામ કરૂં છું અને મારી નોંધોમાં કશી મણા નથી હોતી. રોજેરોજની અને છેવટની ઘડીસુધીની તૈયાર હોય છે. એથી મને ભારે મદદ મળે છે. મૉંત માત્રે અને બીજી કેટલીક જગ્યાઓ આગળ ઘણી વાર ઠીક રોકાવાનું મળે છે. આવે ટાણે એકાદ વિજળીની બત્તી આગળ હું ચાલ્યો જાઉં છું અને મારી નોંધ તથા બીજી ચોપડીઓ વાંચું છું. સત્ર પૂરૂં થાય તે પહેલાં પરીક્ષાને માટે હું એક મહિનો મોટર ફેરવવી બંધ કરૂં છું અને પુસ્તકો લઇને મંડી પડું છું; પણ કાયદાની પરીક્ષા મહામુશ્કેલ હોય છે. જુલાઈમાં હું નપાસ થયો, પણ પેલે દિવસે પાછી પરીક્ષા આપી તેમાં પાસ થયો; એટલે હવે બીજા વર્ષની તૈયારી ચાલે છે અને મારી મોટર હાંકવાનું ચાલુ રાખવા ઇચ્છું છું."

'ત્યારે બંને કામમાં તમારા પોબાર પડે છે?'

"હા, ખરૂં, કુબેરના જેટલું ધન મારી પાસે થયું છે. આપ માનશો? ૧૯૨૪ ના નવેંબરની પહેલીથી તે '૨૫ નવેંબરની પહેલીસુધીમાં મને ૧૭,૦૦૦ ફ્રેંક મળ્યા."

'કાયદાના પ્રૉફેસર કરતાં વધારે!'

"ખરૂંસ્તો, આથી વધારે તોડી પાડ્યા હત, પણ જો પરીક્ષા માટે ૨॥ મહિના ધંધો બંધ ન રાખ્યો હત, અને થોડી વેકેશન (રજા) ન ભોગવી હોત તો. મને નાટકમાં જવાનું બહુ ગમે છે અને ગયે ઉનાળે ફ્રાન્કવાનાં નવાં નાટકો

અને મોલીએર તથા મસેટનાં નાટકો જોવાનું મને મન થયું હતું. પ્રૉફેસર સાહેબ! આપે પેલું ભવ્ય નાટક 'ફેન્ટેસીઓ' જોયું છે? અદ્ભુત ફ્રેને અને બર્ટિન તો કમાલ કરે છે."

'હા, મેં જોયું છે. તમે કહો છો એ સાચી વાત છે. ૧૭,૦૦૦ ફ્રેન્કની કમાણીમાં તો તમે રાજા જેવા રહેતા હશો?'

"ના, રાજા જેવો તો નહિ; કારણ હું જન્મથી કરકસર શીખ્યો છું. વળી મારાથી વધુ ગરીબ વિદ્યાર્થીઓના કરતાં હું વધારે સુખી દેખાવા નથી ઇચ્છતો. હું બિલકુલ તેમની જેમજ મહિને ૭૦૦ ફ્રેંકથી ચલાવી લઉં છું."

'એટલે ૮,૫૦૦ ફ્રેંક તમે બચાવી શકો છો, કેમ?'

"ના, દર મહિને ૫૦૦ ફ્રેંક ઘેર મોકલું છું. મારા પિતાના કરતાં મારી કમાણી વધારે છે અને તેમને ત્રણ બાળકોને ઉછેરવાનાં તથા કેળવવાનાં છે; એટલે મારે ઘેર મોકલવુંજ જોઇએ. ગયા ઑક્ટોબરમાં મારી પાસે ૨,૦૦૦ ફ્રેંક બચેલા હતા. મેં તેનાં સરકારી બૉન્ડ લીધાં. એટલે દેશને મેં તેની લોન આપી છે. સરકારને તેની જરૂર હોય ત્યાંસુધી મને તેની જરૂર નથી. વળી તમે જાણો છોને કે, મારે કશા કર નથી ભરવા પડતા? 'ઇન્કમટૅકસ'વાળાઓએ મને જવા દીધો લાગે છે."

'અને આમજ ગાડું ચાલ્યાં કરશે?'

"બેલાશક! પણ મારે મારી પરીક્ષામાં નપાસ નથી થવું, એટલે મે માસની ૧૫ મી તારીખથી બે મહિનાસુધી મારે કામ બંધ રાખવું જોઇએ. ત્યાંસુધી મારે મારા વર્ગ અને કામ બંને બરોબર ચલાવવું રહ્યું; પણ ૧૫મી પછી હું ભલો ને મારી ચોપડી ભલી. જો હું પાસ થાઉં તો એક નાનકડો ઘાટ ઘડી રાખેલો છે. મારા મનમાં—ઑગસ્ટમાં બે અઠવાડિયાં ઇટલી મુસાફરીએ જવું છે. મારે ફ્લોરેન્સ જોવાની ઇચ્છા છે."

'મને તો આશ્ચર્ય થાય છે! આ બધું તમારાથી શી રીતે થાય છે?'

"એમાં શું મોટી વાત છે? આ રહ્યું ૧૯૨૬નું મારું બજેટ. ૯ા મહિનામાં મહિનાના ૧૭,૦૦ ફ્રેંક લેખે ૧૬,૧૫૦ ફ્રેંકની આવક. ૧૨ મહિનાનો ખર્ચ ૮૪૦૦ ફ્રાંક. ૬૦૦૦ ફ્રેંક ઘેર મોકલીશ. મારી ઇટલીની મુસાફરીનું ૧૭૫૦ ફ્રેંક ખર્ચ થશે. એટલું ખર્ચ મારેમાટે બહુ છે; કારણ મારે કાંઇ ઉપલા વર્ગમાં અને ઉંઘવાની સગવડવાળા ડબ્બામાં તો બેસવાની જરૂર હોય નહિ કે નહિ મારે મોટાં હૉટેલોમાં રહેવાની જરૂર; પણ આવતી લોન મારાથી નહિ લેવાય એમ મને લાગે છે."

સાડાઆઠ વાગ્યા અને અમારી વાતચીતમાં ભંગાણુ પડયું; કારણુ પેલા શૉફર મિત્રને તો કપડાં બદલી પોતાની નોકરીએ ચઢવાનું હતું.

હું તો દિંગ્મૂઢ થઇ રહ્યો. એક શૉફર, બક્ષિસ ન લે, કાયદાનો અભ્યાસ કરે, સરકારી ઑઁાડ લે, ઉત્તમ નાટકોમાં રસ લે, ફ્લોરેન્સ જોવા જાય અને દર મહિને પોતાના બાપને સારી સરખી રકમ મોકલે !

( તા. ૯ મે ૧૯૨૬ ના 'નવજીવન'માંના મહાદેવ હરિભાઈ દેસાઇના લેખ ઉપરથી)

## ३६७–निराभिमानी फ्रेन्च सेनापतिनुं रक्षण

ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઇ ત્યારપછી એક સેનાપતિ પોતાના લશ્કરને લઇને સ્વીટ્ઝરલૅંડના પહાડી પ્રદેશમાં થઇને જઇ રહ્યો હતો. એક સાધારણુ સિપાઈ બીજાને કહી રહ્યો હતો કે 'સેનાપતિ થવામાં ખૂબ મઝા છે. આપણે પગ ઘસતા જઇએ છીએ અને એ ઘોડા ઉપર ચઢીને આવે છે. દેશને ખાતર એને કાંઈ કષ્ટ વેઠવું પડતું નથી.' એ ટીકા સેનાપતિને કાને પડતાં તરતજ એ ઘોડા ઉપરથી ઉતરી ગયો અને સિપાઈને કહ્યું કે 'ભાઈ! જરૂર તને થાક લાગ્યો છે અથવા તો તારૂં શરીર સારૂં નથી; માટેજ તું આજે આવી ટીકા કરી રહ્યો છે. સેનાપતિને પણુ કેટલીક અગવડો હોય છે. હશે, તું આ ઘોડા ઉપર બેસી જા. હું લશ્કરમાં તારી જગ્યાએ ખભે બંદુક મૂકીને ચાલીશ. ફોજનું કામ કરવામાં હું માન–અપમાન સમજતો નથી. પાછો યુદ્ધ કરવાનો પ્રસંગ આવે, ત્યારે તારે બધાની આગળ જ્યાં ગોળી વાગવાનો સંભવ સૌથી વધારે હોય ત્યાંજ ઘોડાની પીઠ ઉપર બેસી રહેવું પડશે.' સિપાઇ ઘણો શરમાયો અને પહેલાં તો ઘોડેસવાર થવાની હિંમત ચાલી નહિ; પણુ પછી એકબીજા સિપાઇની સામે જોઇને હસી ઘોડા ઉપર ચઢી બેઠો. અડધાએક કલાક પછી પહાડની ખીણોમાંથી શત્રુઓની ગોળી આવી અને ઘોડેસવાર થયેલા સૈનિકને સનનન્ કરતી વાગી. સૈનિક ઘાયલ થઇને ધરણીપર ઢળી પડયો. હવે એને ખબર પડી કે, સેનાપતિ થવામાં એકલું સુખજ નથી. મોટા હોદ્દામાં જેટલું સુખ અને એશઆરામ રહેલાં છે, તેટલીજ ગંભીર જવાબદારી પણુ રહેલી છે.

## ३६८–एक फकीरनो निष्काम भगवद्प्रेम

એક દિવસ એક પરાક્રમી સુલ્તાન વનમાં શિકાર રમવા ગયો હતો. ત્યાં એક ફકીરની મુલાકાત થઈ. તેની સાથે વાતચીત કરીને સુલ્તાન ઘણોજ પ્રસન્ન થયો; અને પોતાની ભેટ સ્વીકારવામાટે તેને ઘણો આગ્રહ કરવા લાગ્યો. ફકીરે કહ્યું કે ‘ આ બધાં વૃક્ષો મને ફળ આપે છે, આ ખળ-ખળ વહેતી નદી નિર્મળ મધુરૂં જળ પીવરાવે છે અને સૂવાને સારૂ ગુફા છે; તો પછી તમારી ભેટ મારે શા સારૂ જોઈએ ? ’ સુલ્તાને કહ્યું કે ‘ મને કૃતાર્થ કરવા સારૂ કૃપા કરીને એક વાર મારી રાજધાનીમાં પધારો. ’ સાધુ સુલ્તાનની સાથે તેના મહેલમાં ગયો. ત્યાં ચારે તરફ વૈભવની સામગ્રી હતી. બાદશાહે ફકીરને બેસાડીને કહ્યું કે ‘ હું જરાક ઉપાસના કરી લઉં, ત્યાંસુધી આપ અહીં બેસો.’ એટલું કહીને તે એજ ઓરડામાં એક ખૂણામાં દરરોજની પેઠે પ્રાર્થના કરવા મંડી પડયો કે ‘ હે ખુદા ! મને હજુ પણ વધારે ઐશ્વર્ય, સંતાન અને તંદુરસ્તી આપજે. ’ ફકીર ત્યાંથી ઉઠીને ચાલવા લાગ્યો. બાદશાહે પાછળ પાછળ જઇને કહ્યું કે ‘સાંઇ સાહેબ ! આપ મારી ભેટ સ્વીકાર્યા વગર કેમ ચાલ્યા જાઓ છો ? ’ સાધુએ તેની તરફ ફરીને જવાબ આપ્યો કે ‘ હું ભિક્ષુકની પાસે ભિક્ષા માગતો નથી. ’

## ३६९–सॉक्रेटिसनो आत्माना अमरत्वमां दृढ विश्वास

આત્માના અમરત્વનો ઉપદેશ આપવામાટે ગ્રીસ દેશના પરમ તત્ત્વ-જ્ઞાની સૉક્રેટિસને દેહાંતદંડની સજા થઇ અને મિત્રોના ઠપકાની પરવા ન કરતાં એ મહાત્માએ હસતે મુખે વિષનો પ્યાલો પીવાનો નિશ્ચય કર્યો, ત્યારે એક મિત્રે તેને પૂછયું કે ‘ આપના મરી ગયા પછી આપનું સન્માન અમે કેવી રીતે કરીએ ? અમે આપને દાટી દઈએ ? ’ સૉક્રેટિસને હસવું આવ્યું અને પોતાના મિત્રોને સંબોધીને કહેવા લાગ્યો કે “બંધુઓ ! તમે મ્હારા સહવાસમાં ઘણા લાંબા સમયસુધી રહ્યા છો અને આત્મા અમર છે, એ વાત પણ તમારા હૃદયમાં ઠસાવવા સારૂ મેં પુષ્કળ પ્રયત્ન કર્યો છે; છતાં પણ કેવું આશ્ચર્ય છે, કે એક મિત્ર મને દાટવાની વાત કરી રહ્યો છે ! કબરમાં તો ઉતારી નાખેલું શરીરરૂપી વસ્ત્ર દટાય છે, નહિ કે એનો પહેરનાર.”

# ૩૭૦–पशुना बलिदानमां पुण्य नथी.

રાજા બિંબિસાર એક વાર પચાસ બકરાઓનું યજ્ઞમાં બલિદાન આપવાના હતા. દયાની મૂર્તિ બુદ્ધદેવને આ સમાચાર મળ્યા અને તેમણે એ નિર્દોષ પશુઓને બચાવવાનો નિશ્ચય કર્યો. બુદ્ધદેવ પશુઓ તથા તેમના માલીકની સાથે સાથે રાજમહેલમાં ગયા. ત્યાં આગળ રાજપુરોહિત તથા અનેક બ્રાહ્મણો એકઠા થયા હતા. એમના મનથી આજે રાજાએ મોટો યજ્ઞ આરંભ્યો હતો અને એના ફળરૂપે રાજાના પૂર્વજોને સ્વર્ગનું સુખ મળવાનું હતું. બુદ્ધદેવે ત્યાં જઈને પુરોહિતને પૂછ્યું કે 'મહારાજ! આ ગરીબ અવાચક પશુઓનો વધ તમે શા સારૂ કરો છો?'

પુરોહિતે ઉત્તર આપ્યો કે "મૂર્ખ! આ બલિદાનથી ત્રણ પુરુષોને લાભ થાય છે અને હાનિ કોઈને થતી નથી. આ યજ્ઞ કરનાર રાજા બિંબિસાર પુણ્યના ભાગી થશે. મારા હાથે એ યજ્ઞ થશે, એટલે મને પણ પુણ્ય મળશે અને જેનું બલિદાન થશે તે બકરો પણ સીધો સ્વર્ગમાં જશે."

બુદ્ધદેવે કહ્યું 'એમ કે? જેનું બલિદાન થાય તે સીધો સ્વર્ગમાં જાય?'

'હા, એમાં જરા પણ સંદેહ નથી.'

'આપના પિતાશ્રી જીવે છે?'

'હા.'

'તમે તેમને પણ સ્વર્ગમાં મોકલવાની ઇચ્છા રાખતાજ હશો?'

'હા, બેશક.'

'ત્યારે શામાટે એમનો વધ કરીને સીધા સ્વર્ગમાં પહોંચાડી દેવાનું પુણ્યકાર્ય કરતા નથી?'

પુરોહિતના ક્રોધનો પાર રહ્યો નહિ. એણે બુદ્ધદેવનું અપમાન કરીને છરો બહાર કાઢી પશુવધનું પોતે નિર્ણય કરી રાખેલું કામ પાર પાડવાનો આરંભ કરવા માંડયો; પણ એ છરો નિર્દોષ જાનવરના શરીરને સ્પર્શ કરે તે પહેલાં બુદ્ધદેવે આગળ આવીને કહ્યું કે 'ઓ પરમાત્માના અંશ! ખુશીથી તારો આ છરો મારી ખુલ્લી છાતીમાં કે ગરદનપર અજમાવી લે. હું અને આ બકરો એકજ છીએ.'

રાજા બિંબિસાર અને બધી મંડળી શાંત થઇ. તેમનું ધ્યાન એ દિવ્ય પુરુષનાં વચનોપ્રત્યે આકર્ષાયું. તેમણે વધુ ઉપદેશ આપતાં કહ્યું કે "ઓ રાજન્! ઓ બ્રાહ્મણો! તમે શું જાણતા નથી, કે આ જીવનની કિંમત આંકવા કોઇજ

સમર્થ નથી? એ એક એવી વસ્તુ છે, કે જેને છીનવવાની શક્તિ દરેક માણસમાં છે; પણ જે આપવાની શક્તિ ચક્રવર્તી રાજામાં પણ નથી. આ આખો સંસાર દયાવડે અને દયા સારૂજ જીવે છે. ઓ મનુષ્યો! તમે આ અવાચક પ્રાણીઓના દેવ અને રક્ષક છો; તમારા દેવો તમને સુખ આપે એમ તમે ઈચ્છો છો, તો પછી તમને દેવ માનનાર પ્રાણીના ગળા ઉપર તમે છરી કેવી રીતે ફેરવી શકશો?"

આ ઉપરાંત દયાધર્મ અને જીવદયાનો બીજો પણ બોધ વિસ્તારથી આપ્યો, એટલે રાજા બિંબિસારે એ પશુઓને છોડી મૂક્યાં. પશુવધ સદાને માટે બંધ કરવાનો સંકલ્પ કર્યો અને બુદ્ધદેવનું શિષ્યત્વ ગ્રહણ કર્યું.

## ૩૭૧-क्रोधी भारद्वाज अने सहनशील बुद्धदेव

ભારદ્વાજ નામના બ્રાહ્મણનો એક સગો બુદ્ધદેવનો શિષ્ય બન્યો હતો; તેથી અતિશય ક્રોધે ભરાઇને એ બુદ્ધદેવની પાસે ગયો અને તેમને પુષ્કળ ગાળો ભાંડવા લાગ્યો. બુદ્ધદેવ કાંઇ પણ ઉત્તર ન આપતાં શાંત રહ્યા, એટલે ભારદ્વાજ પણ થાકીને ગાળો દેતો બંધ થયો. હવે બુદ્ધદેવે તેને પૂછયું કે 'કેમ ભાઇ! તારે ઘેર કદી પરોણા આવે છે ખરા કે?'

ભારદ્વાજે ઉત્તર આપ્યો કે 'હા, મારાં સગાંસંબંધીઓ કદી કદી આવે છે.'

'અને તું તેમને ખાવાપીવાની સામગ્રી આપે છે ને?'

'હા.'

'પણ તારા પરોણા તારી આપેલી વસ્તુઓનો સ્વીકાર ન કરે તો તેનું શું થાય છે?'

'હે ગૌતમ! આ તું શું પૂછે છે? મેં આપેલી વસ્તુઓ મારા મહેમાનને પસંદ ન પડે તો તે મને પાછી મળે એ વાત સ્પષ્ટજ છે.'

"હે બ્રાહ્મણ! તેજ પ્રમાણે તમે જે આ ગાળોની ભેટ મને કરી છે, તેનો મેં સ્વીકાર કર્યો છે. મેં જો તમારા ઉપર ગુસ્સો કર્યો હોત કે તમને સામે ગાળો દીધી હોત, તો તમારી ભેટને મેં સ્વીકારી એમ કબૂલ કરવું પડત; પણ હું કાંઈ બોલ્યા-ચાલ્યા વગર ગુપચૂપ બેસી રહ્યો, એટલે મેં આપની ગાળોનો અંગીકાર કર્યો નથી. તમારી એ ભેટ તમારી પાસેજ રહી છે."

બ્રાહ્મણ ભારદ્વાજ શરમાઇ ગયો અને ભગવાન બુદ્ધનો શિષ્ય થયો.

(શ્રીયુત ધર્માનંદજી કૌશામ્બીરચિત 'બુદ્ધલીલાસારસંગ્રહ'માંથી)

# ૩૭૨–મધ્યમ માર્ગજ સદા ઉત્તમ છે.

ઉપર જણાવેલો પ્રસંગ બન્યા પછી બીજે દિવસે બુદ્ધદેવ જ્યાં બિરાજતા હતા, તેની પાસેના નગરમાં ઇંદ્રનિમિત્તે એક મોટો ઉત્સવ થનાર હતો. તે ઉત્સવમાં જનારી કેટલીક નાચનારીઓ નીચે પ્રમાણે બોલતી જતી હતી કે "સીતારના તાર ખેંચવામાં આવ્યા હોય, તોજ નાચવાનું કામ સારૂં થાય છે; તેથી અમારે માટે સીતારના તાર હદબહાર પણ ખેંચતા નહિ, તેમ ઓછા પણ ખેંચતા નહિ. જો આ પ્રમાણે બરાબર તાર ખેંચવામાં આવ્યા હોય તોજ મનુષ્યોનાં હૃદયોનું આકર્ષણ કરવાનું અમારાથી બની શકે છે; કેમકે જો તાર હદ ઉપરાંત ખેંચવામાં આવ્યા હોય, તો તે તૂટી જાય છે અને ઓછા ખેંચવામાં આવ્યા હોય તો ઢીલા પડી જાય છે અને તેથી ગાયન બંધ પડે છે; માટે તારને વધારે કે ઓછા ખેંચશો નહિ." સ્ત્રીઓના આ શબ્દો પાસેના વૃક્ષ નીચે બેઠેલા શાક્યમુનિને કાને પડયા અને તે બોલી ઉઠયા કે "અહા ! ઘણી વાર અભણ મનુષ્યો પણ જ્ઞાનીઓને બોધ આપે છે. મેં પણ આ શરીરરૂપી વાજીંત્રના તારને હદબહાર ખેંચ્યા છે, તેથીજ તેમાંથી આંતરિક દિવ્ય ગીત નીકળતું નથી; એટલુંજ નહિ પણ તેને તૂટી જવાનો પણ મોટો ભય છે. મારૂં શરીરબળ ઘટી ગયું છે. જો આ શરીર તૂટી જશે તો આશા પણ તૂટી જશે; માટે હવે શરીરને હદબહાર તપશ્ચર્યામાં નહિ વાપરતાં 'મધ્યમ માર્ગ'જ ગ્રહણ કરવો જોઇએ. શરીર પણ ઉપયોગી 'સાધન' છે; માટે તેને મારી નહિ નાખવું જોઇએ, પણ અંકુશમાં રાખવું જોઇએ."

આ પ્રમાણે સામાન્ય વારાંગનાઓના વાર્તાલાપ ઉપરથી શાક્યમુનિએ મહાન સત્ય ગ્રહણ કર્યું અને હદ ઉપરાંત તપશ્ચર્યા કરવાનું માંડી વાળ્યું.

ભગવાન શ્રીકૃષ્ણે તો પ્રથમથીજ કહી રાખ્યું છે કેઃ–

युक्ताहार विहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्त स्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

(શ્રીમદ્ ભગ૦ અ૦ ૬ શ્લો૦ ૧૭)

વૈદકમાં પણ ઋષિઓએ દરેક બાબતમાં હીન, મિથ્યા અને અતિ, એ ત્રણે પ્રકારને ત્યાજ્ય કહ્યા છે. અલબત્ત, કોને માટે, ક્યારે, કયી બાબત,

કેટલા પ્રમાણમાં યોગ્ય છે ને કેટલા પ્રમાણમાં અયોગ્ય છે, તેનો પણ એક નિયમ બાંધી શકાય તેમ નથી.

## ३७३-विशाखाने तेना पिताए शीखवेला दश नियमो

અગાઉના દષ્ટાંતમાં આવેલી વિશાખાને સાસરે મૂકી આવતી વખતે તેના પિતાએ નીચેના દશ નિયમો સમજાવ્યા હતા. એ પ્રમાણે ચાલ્યાથી એનું જીવન વિરોધી વાતાવરણમાં પણ સુખી થયું હતું.

(૧) અંદરની આગ બહાર લઇ જવી નહિ-અર્થાત્ ઘરમાં કોઇની સાથે તકરાર થઈ હોય તો તેની વાત બહાર જઈને કરવી નહિ. (૨) બહારની આગ અંદર આણવી નહિ-અર્થાત્ આડોશી-પાડોશી, સાસુ-સસરો, દેરાણી-જેઠાણી કે નણંદના અવગુણો બહાર બોલાતા હોય, તો તે સમાચાર કોઈને ઘરમાં કહેવા નહિ. (૩) આપનારનેજ આપવું-અર્થાત્ જે કોઇ ઘરમાંની વસ્તુ ઉછીની લઈ જઇને પાછી આપે, તેનેજ વસ્તુ આપવી. (૪) ન આપનારને ન આપવું-અર્થાત્ ઉછીની લીધેલી વસ્તુ પાછી આપવા ન આવે, તેવાને વસ્તુ ન આપવી. (૫) આપનાર કે ન આપનાર હોય તોયે આપવી-અર્થાત્ પોતાના સગાસંબંધીમાં કોઇને વસ્તુ કે દ્રવ્યની જરૂર હોય તો તે પાછું આપવાનું સામર્થ્ય તેનામાં ન હોય તોપણ આપવી; કેમકે સગાંસંબંધીને મદદ આપવી એ મનુષ્યમાત્રની ફરજ છે. (૬) સુખેથી બેસવું-અર્થાત્ વડીલ માણસો જે ઠેકાણે વારંવાર આવ-જા કરે તે સ્થળે બેસવું નહિ. (૭) સુખેથી જમવું-અર્થાત્ વડીલોના જમ્યા પહેલાં જમવું નહિ. (૮) સુખેથી સૂવું-એટલે કે નોકર-ચાકરોની ખબર કાઢીને તથા વડીલ માણસોના સૂતા પછીજ સૂવું. (૯) અગ્નિની પૂજા કરવી-અર્થાત્ પતિવ્રતા સ્ત્રીને પતિ અગ્નિસમાન પૂજ્ય હોવો જોઈએ અને બ્રાહ્મણ જેમ અગ્નિની પરિચર્યા કરે છે, તેમ તેણે પોતાના પતિની સેવા કરવી. (૧૦) ગૃહદેવતાની પૂજા કરવી-અર્થાત્ સાસુ-સસરા ઇત્યાદિ વડીલોને ગૃહદેવતા સમજીને તેમની સેવા કરવી.

('બુદ્ધલીલાસારસંગ્રહ'માંથી)

# ૩૭૪–છ દિશાઓની પૂજાઓનું રહસ્ય

એક સમયે ભગવાન બુદ્ધદેવ રાજગૃહમાંના વેણુવનમાં નિવાસ કરતા હતા. તે વખતે શૃગાલ નામનો એક યુવક શહેરમાંથી દરરોજ બહાર આવી સ્નાન કરીને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉપર અને નીચે, એમ છ દિશાઓને નમસ્કાર કરતો હતો.

બુદ્ધ ભગવાને તેને દિશાઓની પૂજાનું રહસ્ય નીચે પ્રમાણે સમજાવ્યું:– માબાપને પૂર્વદિશા સમજવી; ગુરુને દક્ષિણદિશા સમજવી; પત્નીને પશ્ચિમ-દિશા; સગાંવહાલાંને ઉત્તરદિશા; દાસ અને મજૂર વગેરેને નીચેની દિશા તથા શ્રમણ અને બ્રાહ્મણને ઉપરની દિશા સમજવી.

" હે ગૃહસ્થાશ્રમી યુવક ! પૂર્વદિશા જે માબાપ; તેમની પૂજાનાં પાંચ અંગો છેઃ–(૧) તેમનું કામ કરવું. (૨) પોષણ કરવું. (૩) કુળમાં ચાલતાં આવેલાં સત્કાર્યો ચાલુ રાખવાં. (૪) તેમની સંપત્તિના ભાગીદાર બનવું. (૫) જો કોઇ એમનું જીવતું ન હોય તો એમના નામે દાનધર્મ કરો. આ પાંચ અંગથી જો માબાપની પૂજા કરવામાં આવે, તો એ માબાપ પાંચ પ્રકારે બાળક ઉપર અનુગ્રહ કરે છે. (૧) પાપથી તેનું નિવારણ કરે છે. (૨) તેને કલ્યાણકારક માર્ગે લગાડે છે. (૩) તેને કળા–કૌશલ્ય શીખવે છે. (૪) યોગ્ય સ્રીસાથે તેનું લગ્ન કરી આપે છે અને (૫) યોગ્ય વેળાએ પોતાની મિલકત તેને સ્વાધીન કરે છે." "હે ગૃહપતિ યુવક ! દક્ષિણદિશા જે ગુરુ; તેમની પૂજાના આ પાંચ વિધિઓ છેઃ–(૧) ગુરુ પાસે આવે તો ઉઠીને ઉભા થવું. (૨) તે માંદા થાય તો તેમની સેવા કરવી. (૩) તે શીખવે તે શ્રદ્ધાપૂર્વક સમજી લેવું. (૪) તેમનું જે કાંઇ કામ હોય તે કરવું અને (૫) તે જે વિદ્યા આપે તે ઉત્તમ રીતે ગ્રહણ કરવી. આ પાંચ પ્રકારે ગુરુની પૂજા કરે તો તે શિષ્યપર આ પાંચ પ્રકારના અનુગ્રહ કરે છેઃ–(૧) સદાચાર શીખવે છે. (૨) ઉત્તમ રીતે વિદ્યા શીખવે છે. (૩) પોતાને આવડતી સર્વ વિદ્યા તે શિષ્યને શીખવે છે. (૪) પોતાનાં સગાં અને મિત્રોમાં તેના ગુણ વર્ણવે છે તથા (૫) કોઈ સ્થળે જતાં પોતાના શિષ્યને ખાધાપીધાની અડચણ ન પડે એવી વ્યવસ્થા કરે છે." " હે ગૃહપતિપુત્ર ! પશ્ચિમદિશા જે પત્ની; તેની પૂજાનાં આ પાંચ અંગો છેઃ–(૧) તેને માન દેવું. (૨) તેનું અપમાન ન થવા દેવું. (૩) એકપત્નીવ્રત આચરવું. (૪) ઘરનો કારભાર તેને સોંપવો અને (૫) વસ્રાલંકારની તેને ખોટ ન પડવા દેવી. આ

પાંચ અંગોથી જો પત્નીની પૂજા કરે તો પત્ની તે પતિપર પાંચ પ્રકારના અનુગ્રહ કરે છેઃ-(૧) ઘરમાં સારી વ્યવસ્થા રાખે છે. (૨) નોકરચાકરને પ્રેમથી સંભાળે છે. (૩) પતિવ્રતા થાય છે. (૪) પતિએ મેળવેલી સંપત્તિનું રક્ષણ કરે છે-અર્થાત્ ઉડાઉ થતી નથી અને (૫) સર્વ ગૃહકાર્યોમાં તત્પર રહે છે." "હે ગૃહપતિપુત્ર! ઉત્તરદિશા જે મિત્રમંડળ; તેમની પૂજાનાં પાંચ અંગો છેઃ- (૧) તેમને આપવા યોગ્ય વસ્તુ હોય તે આપવી. (૨) તેમની સાથે પ્રિય ભાષણ કરવું. (૩) તેમને ઉપયોગી થવું. (૪) તેમની સાથે સમાનભાવથી વર્તવું અને (૫) તેમની સાથે નિષ્કપટ વર્તન રાખવું. આ પાંચ પ્રકારે જો ગૃહસ્થ મિત્રમંડળની પૂજા કરે, તો તેઓ તે ગૃહસ્થપર પાંચ પ્રકારે અનુગ્રહ કરે છે. (૧) એકાએક સંકટ આવી પડતાં તે એનું રક્ષણ કરે છે. (૨) આવે પ્રસંગે તેની સંપત્તિનું પણ રક્ષણ કરે છે. (૩) સંકટમાં ગભરાઇ જવાય તો તે ધીરજ આપે છે. (૪) વિપત્કાળમાં છોડી જતા નથી અને (૫) તેની પાછળ તેની સંતતિ ઉપર પણ ઉપકાર કરે છે." "હે ગૃહપતિપુત્ર! નીચેની દિશા જે સેવકો; તેમની પૂજાનાં પાંચ અંગો છેઃ-(૧) તેમની શક્તિ જોઈ કામ કહેવું. (૨) તેમને યોગ્ય વેતન (પગાર) આપવું. (૩) માંદા પડે તો તેમની સારવાર કરવી. (૪) પ્રસંગોપાત તેમને ઉત્તમ ભોજન આપવું અને (૫) વખતોવખત ઉત્તમ કામ બદલ તેમને બક્ષિસ આપવી. આ પાંચ પ્રકારે જો સ્વામી નોકરની પૂજા કરે, તો તે પોતાના સ્વામી ઉપર પાંચ પ્રકારે અનુગ્રહ કરે છેઃ-(૧)સ્વામીના ઉઠતાં પહેલાં તે ઉઠે છે. (૨) સ્વામીના સૂતા પછી તે સૂએ છે. (૩) સ્વામીના માલની ચોરી કરતા નથી. (૪) ઉત્તમ રીતે કામ કરે છે અને (૫) સ્વામીનો યશ ગાય છે." "હે ગૃહપતિપુત્ર! ઉપલી દિશા જે શ્રમણ બ્રાહ્મણ (સાધુસંત); તેમની પૂજાનાં આ પાંચ અંગો છેઃ-(૧) કાયાથી તેમનો આદર કરવો. (૨) વાચાથી આદર કરવો. (૩) મનથી આદર કરવો. (૪) ભિક્ષા લેવા આવે તો તેમને કોઈ પણ જાતની હરકત કરવી નહિ અને (૫) તેમને ઉપયોગી વસ્તુ આપવી. આ પાંચ પ્રકારે ગૃહસ્થ જો સાધુસંતની પૂજા કરે તો તેઓ તેનાપર છ પ્રકારના અનુગ્રહ કરે છે. (૧) પાપથી તેનું નિવારણ કરે છે. (૨) તેને કલ્યાણકારક માર્ગે લગાડે છે. (૩) પ્રેમપુરઃસર તેનાપર દયા કરે છે. (૪) તેને ઉત્તમ ધર્મ શીખવે છે. (૫) શંકા નિવારણ કરી તેના મનનું સમાધાન કરે છે અને (૬) તેને સ્વર્ગનો માર્ગ દેખાડે છે." *"હે ગૃહપતિપુત્ર! દાન, પ્રિયવચન, અર્થચર્યા* એટલે ઉપયોગી થવું અને સમાનાત્મતા એટલે બીજાને પોતાના સમાન

ગણવા, એ ચાર લોકસંગ્રહનાં સાધનો છે. માબાપે જો આ સાધનોનો ઉપયોગ કર્યો ન હોત, તો કેવળ જન્મ દીધામાટે પુત્ર તેમનું ગૌરવ કરત નહિ. સુજ્ઞ મનુષ્યો આ ચારે સાધનોનો ઉપયોગ કરી જગતમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરે છે.

## ૩૭૫–દ્વિજ અને શૂદ્રવિષે બુદ્ધદેવની વ્યાખ્યા

શાક્યમુનિ ગૌતમે બુદ્ધત્વ પ્રાપ્ત કરતાં પહેલાં અનેક સાધુ–સંતોની સેવા કરી હતી અને ઉગ્ર તપશ્ચર્યાથી શરીરને કસ્યું હતું. એ તપ છ વર્ષસુધી ચાલ્યું હતું. કેટલીક વાર તો દિવસમાં અનાજનો એકજ દાણો ખાતા. આથી શરીરની કાંતિ ઝાંખી પડી હતી અને અવયવો શિથિલ થઇ ગયા હતા.

આવી ઉગ્ર તપશ્ચર્યાથી એક દિવસ એમને મૂર્છા આવી અને પોતે જમીન ઉપર પડી ગયા. દુર્બળતાને લીધે ચાલવાની શક્તિ રહી ન હતી, શરીરમાંથી લોહી ઉડી ગયું હતું. શાક્યમુનિને આવી બેભાન અવસ્થામાં પડેલા જોઇ એક ગરીબ ભરવાડના છોકરાને દયા ઉપજી. તેણે સૂર્યના તાપથી એમના દેહને બચાવવા સારૂ જંગલી વૃક્ષોની ડાળીઓનું છત્ર બનાવ્યું અને એક ઘેટીના આંચળમાંથી તાજા દૂધની ધાર એમના મુખમાં પાડી. આ દૂધથી એમનામાં ચેતના આવી અને તેમણે એ ભરવાડપુત્ર પાસે લોટામાં દૂધ માગ્યું.

છોકરાએ કહ્યું કે 'હે દેવ ! હું મારા લોટામાં આપને દૂધ કેવી રીતે આપી શકું ? હું તો શૂદ્ર છું અને આપ પરમ પવિત્ર ઋષિ છો. મારા સ્પર્શથી આપ અપવિત્ર બનશો.' એ વખતે શાક્યમુનિએ તે નિર્દોષ બાળકને કહ્યું કે "દયા અને તંગી સઘળા જીવોને એક બનાવે છે. લોહીમાં કાંઇ જાતિ નથી; કારણકે લોહી તો સર્વ મનુષ્યોનું એક રંગનું હોય છે, તેમજ આંસુમાં પણ ન્યાતજાતનો ભેદ નથી; કારણકે સઘળા મનુષ્યોનાં આંસુમાં ખારાશ હોય છે. વળી માણસ જન્મે છે, ત્યારે કપાળમાં તિલક કે ગળામાં જનોઇ લઇને જન્મતો નથી. જે સારાં કામ કરે છે, તેજ દ્વિજ છે અને જે ખરાબ કામ કરે છે તે શૂદ્ર છે; માટે મને તારા લોટામાં દૂધ આપ."

# ३७६–पराधीनतानी भीष्मपितामह उपर थयेली असर

મહાભારતના યુદ્ધમાં ઘાયલ થઈને ભીષ્મપિતામહ બાણુશય્યા ઉપર સૂતા હતા. પાંચે પાંડવ કૃષ્ણુ ભગવાનની સાથે એમનાં દર્શન કરવા ગયા. દ્રૌપદી પણુ સાથે હતી. યુધિષ્ઠિરે રાજર્ષિને ધર્મસંબંધી અનેક પ્રશ્નો પૂછ્યા. ભીષ્મે તેના સવિસ્તર ઉત્તરો આપ્યા. ત્યારપછી દ્રૌપદીએ પૂછ્યું કે 'મહારાજ! અત્યારે તો આપ ધર્મની વાતો આટલી બધી કરી રહ્યા છો, પણુ જે વખતે ભરી સભામાં દુષ્ટ દુઃશાસને મારાં ચીર ખેંચ્યાં હતાં અને મારી આબરૂ લેવા માંડી હતી, તે વખતે આપની ધર્મબુદ્ધિ ક્યાં ગઇ હતી? ક્ષત્રિયોનો ધર્મ તો એજ છે કે, ગમે તેવી દશામાં પણુ સ્ત્રીઓનું રક્ષણુ કરવું, પણુ આપ તો આંખ આગળ એટલો બધો અન્યાય અને અત્યાચાર થતો જોઇને પણુ ચૂપચાપ બેસી રહ્યા હતા. પાંડવો તો જુગારમાં હારી ગયેલા હોવાથી બોલી શકતા નહોતા, પણુ આપને શું થયું હતું કે અધર્મને રોકી ન શક્યા? ભીષ્મપિતામહે ઉત્તર આપ્યો કે "પુત્રિ! હું એ વખતે દુર્યોધનનું અન્ન ખાતો હતો, એટલે એ અન્નની અસરે મારા ધર્મસંસ્કારને દબાવી દીધા હતા; તેથી હું લાચાર બની ગયો હતો. જે જેનું અન્ન ખાય છે, તેનેજ તાબે રહેવાની એની ફરજ થઇ પડે છે. એ પણુ પોતાના અન્નદાતાના જેવુંજ કામ કરશે."

# ३७७–जगतने जीतवा करतां इंद्रियोने जीतवी वधारे कठिन छे.

અલેકઝાન્ડર બાદશાહે પોતાના પરાક્રમથી ઇરાન, હિંદુસ્તાન અને મિસર ઉપર વિજય મેળવ્યો હતો; પણુ એણે પોતાની જાત ઉપર વિજય પ્રાપ્ત નહોતો કર્યો. એક દિવસ ક્રોધના આવેશમાં એણે પોતાના એક પ્રિય મિત્રને ભાલાથી મારી નાખ્યો. એ મિત્ર ઉપર એને અતિશય પ્રેમ હતો, એટલે પાછળથી પોતાના દુષ્કૃત્યમાટે એને ઘણો પસ્તાવો થયો. બાદશાહ સિકંદર દારૂ ઘણો પીતો હતો અને દારૂનો વ્યસની સંયમનું પાલન કરી શકતો નથી. મગજ ઠેકાણે નહિ હોવાથી એ ઘણી વાર અનુચિત કર્મ કરી બેસે છે.

# ३७८–पोताना अनुभव उपरथी केदीओनी दशा सुधारनार हावर्ड

ઇંગ્લૅંડમાં જોન હાવર્ડ નામનો એક પરોપકારી પુરુષ થઇ ગયો છે. લિસ્બન શહેરની યાત્રા સમુદ્રમાર્ગે કરતી વખતે એના વહાણને ફ્રેન્ચ લોકોએ પકડી લીધું અને એને તથા એના સાથીઓને અડતાલીસ કલાકસુધી અન્ન અને પાણીવગર રાખ્યા. બ્રેસ્ટ નામના સ્થળે લઇ જઇ તેમને એક ગંદા કેદખાનામાં આઠ દિવસસુધી ગોંધી રાખ્યા. સૂવાને માટે સૂકું ઘાસ હતું. ખાવાનું એટલું થોડું મળતું કે કેદખાનાનો સિપાઇ માંસનો એકાદ ટુકડો એમની તરફ ફેંકતો, ત્યારે તેઓ ગીધની પેઠે તૂટી પડતા. થોડા સમય પછી હાવર્ડનો છૂટકારો થયો, પણ રાતદિવસ એને કેદીઓનાં દુઃખોનાજ વિચાર આવ્યા કરતા. એ વિચારતો કે, એ લોકોએ અપરાધ કર્યો છે એ વાત ખરી; પરંતુ એથી કરીને એમની સાથે આવી ઘાતકી વર્તણુક ચલાવવી ન જોઇએ. આખરે તો તેઓ મનુષ્યજ છે. આ દેહમાં જીવ છે ત્યાંસુધી હું એમની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરીશ. એણે કેદખાનાંની મુલાકાત લીધી. તેમને રહેવાને કેવાં મકાન મળે છે, ભોજન કેવું મળે છે, સ્વચ્છતાને માટે શા ઉપાય રાખેલા છે વગેરે જોયું. કારાગારના અધ્યક્ષ અને ન્યાયાધીશોને તે મળ્યો, રાજાને પ્રાર્થના કરી અને દુર્ભાગી સ્ત્રી–પુરુષો ઉપર દયા આણવા વિનતિ કરી. આખા યૂરોપમાં પ્રવાસ કરી ભાષણો અને લેખોદ્વારા પ્રજામત કેળવ્યો. એના પ્રયાસથી કેદીઓની સ્થિતિ ઘણી સુધરી. એમને સારો ખોરાક મળવા લાગ્યો, સ્વચ્છ વસ્ત્ર પહેરવા મળ્યાં અને રહેવાને માટે સાફ કોટડીઓનો બંદોબસ્ત થયો. હાવર્ડના ઉપદેશને અનુસરીને હવે તો દિનપ્રતિદિન કેદીઓની સ્થિતિ વધારે સુધરતી જાય છે. એમને કેદખાનામાં ધાર્મિક અને નૈતિક શિક્ષણ મળે, એવો પણ બંદોબસ્ત થવા લાગ્યો છે; અને સરકાર તથા પરોપકારી સજ્જનો સમજવા લાગ્યા છે કે, કેદીઓ સદા તિરસ્કારને પાત્ર નથી, પણ દયા અને સહાનુભૂતિને પાત્ર છે. મીઠા શબ્દથી તથા સારી વર્તણુકથી સુધારીને તેમને ઉપયોગી નાગરિક બનાવી શકાય એમ છે.

પરોપકારી હાવર્ડનું મૃત્યુ રૂશિયામાં ઈ. સ. ૧૭૮૯માં ૬૪ વર્ષની વયે થયું. એનું જીવન ઘણુંજ સાદું હતું. એક પ્યાલો ચાહ કે કૉફી અને જરાક

પાંઉં અને માખણુ ખાઈને એ રહેતો. રાત્રે તો એ પાણી અને બટાકાજ ખાતો. દારૂ વગેરે નુકસાનકારક પદાર્થો તથા મોજશોખની વસ્તુઓની તો આડેજ જતો નહિ.

સરળ જીવન અને ઉચ્ચ વિચાર રાખનારજ જગતનું અધિક કલ્યાણુ કરે છે.

# ३७९–जरा अने मरणने सैन्यथी नहि पण धर्माचरणथी जीताय छे.

એક દિવસ પસેનદિ રાજા ખરે બપોરે બુદ્ધદેવના દર્શને ગયો. બુદ્ધદેવે રાજાને પૂછયું કે 'મહારાજ ! આજ બપોરે કયી તરફ નીકળ્યા હતા ?'

રાજાએ કહ્યું કે ' મહારાજ ! મારૂં રાજ્ય વિસ્તૃત થયું છે; તેનો હું ચિરકાળ ઉપભોગ લઈ શકું એટલા માટે હું હાલમાં પ્રયત્ન કરી રહ્યો છું. '

ત્યારે બુદ્ધે કહ્યું કે ' પોતાના શત્રુનો સર્વ પ્રકારે તું બંદોબસ્ત કરે છે, એ ઠીક છે; પરંતુ ધાર કે, એકાદ માણુસ દોડતો આવી તને કહેશે કે ' મહારાજ ! ચારે દિશાથી મોટમોટા પર્વત તમારી ઉપર ધસી આવે છે, તેમણે સર્વ પ્રાણીઓનો સંહાર કરવા માંડયો છે. આ વેળા તમારૂં જે કર્તવ્ય હોય તે તમે કરો. આવે વખતે તું શું કરીશ ? '

રાજા બોલ્યો કે ' ભગવન્ ! આવે પ્રસંગે મારા સૈન્યનું શું ચાલનાર છે ?' સદ્ધર્માચરણુ સિવાય બીજું હું શું કરી શકનાર છું ? તે વેળાએ મારાં પુણ્યાચરણુજ મને ઉપયોગી થશે. '

બુદ્ધ બોલ્યા કે :' મહારાજ ! જરા અને મૃત્યુ એ મોટા પર્વતો કરતાંયે ભયંકર છે. હાથી, ઘોડા, રથ, પાયદળ ઈત્યાદિ સર્વ સૈન્યથી જરા અને મૃત્યુનો પરાજય થાય એ શકય નથી. બ્રાહ્મણુ કે ચાંડાલ જેવો ભેદ ઘડપણુ અને મૃત્યુ રાખતાં નથી; માટે સુજ્ઞ માણુસે સાવધાનપણે સદ્ધર્મનું આચરણુ કરવું. સદાચરણુ કરનાર માણુસની આ લોકમાં પ્રશંસા થાય છે અને પરલોકમાં તે સદ્દગતિ મેળવે છે.

# ૩૮૦–अनिरुद्धसिंहनी हाजरजवाबी

ભદાવર રાજ્યના રાજા કિશનસિંહ અકબર બાદશાહના એક દરબારી હતા. એમને હમેશાં દિલ્હીમાં રહેવું પડતું હતું. એમના પુત્રનું નામ અનિરુદ્ધસિંહ હતું. નાનપણમાં એ ઘણો તોફાની હતો. આખો દિવસ રમવું અને લડવું–ઝગડવું એજ એનું કામ હતું. રાજા કિશનસિંહ તેને ઘણુંયે સમજાવતા, પણ કાંઇ અસર થતી નહિ. કુંવર પિતાજીની આજ્ઞાને એક કાનેથી સાંભળી બીજે કાનેથી કાઢી નાખતો હતો. આથી રાજાસાહેબ એને 'કપુત' કહેતા હતા.

અકબરે અનિરુદ્ધસિંહની વાત સાંભળી. એમણે કિશનસિંહને હુકમ આપ્યો કે 'તમે તમારા પુત્રને દરબારમાં હાજર કરો. હું એને મળવા માગું છું.' રાજાસાહેબ એ સાંભળીને બહુ ગભરાયા કે, એ સેતાન છોકરો આ રાજદરબારમાં આવીને કંઇ ઉત્પાત ન મચાવે તો સારૂં; નહિ તો બાદશાહ મને સજા કરશે. સંતાપ તો ઘણોયે થયો, પણ સમ્રાટની આજ્ઞા કેવી રીતે ઉથાપાય?

અનિરુદ્ધ પોતાના બાપની સાથે દરબારમાં જવા રવાના થયો. રસ્તામાં બાપે સારી પેઠે સમજાવ્યું કે, દરબારમાં ગડબડ ન કરીશ; નહિ તો તોપથી ઉડાવી મૂકશે. બાદશાહ જે કાંઇ પૂછે, તેનો ઉત્તર ચતુરાઇ અને સાવધાનીથી આપજે. સમજ્યોને?

અનિરુદ્ધ દરબારમાં પહોંચ્યો અને બાદશાહને શિર ઝુકાવીને ઉભો રહ્યો. તેની આંખો મોટી મોટી હતી. બાદશાહે પહેલાં એજ સવાલ કર્યો કે 'કેમ રે! ભદાવરવાળાઓની આંખો આવડી મોટી કેમ હોય છે?' અનિરુદ્ધે ઘણી ચતુરાઇથી જવાબ આપ્યો કે 'હજુર! ભદાવરમાં બેજ જાતનાં અનાજ પાકે છે. ચણા અને તુવેર, બન્ને કઠોળ. તુવેરની દાળ સાથે ચણાની રોટલી ખાતાં મ્હોંમાં એવી અટકી પડે છે કે પાણીના ઘુંટડા સાથે ગળી જવી પડે છે. એવું કરતી વખતે આંખોના ડોળા બહાર નીકળી પડે છે અને રોજ એ પ્રમાણે કસરત થવાથી આંખ મોટી થઇ ગઈ છે.'

બાદશાહ એની હાજરજવાબીથી પ્રસન્ન થયા. એમણે અનિરુદ્ધસિંહને ખતૌલીનું પરગણું ઇનામમાં આપ્યું. એ પરગણામાં ઘઉં બહુ પેદા થતા હતા.

# ૨૮૧-भगवान बुद्ध अने अडधुं दाडम

ભગવાન બુદ્ધે પ્રગટ કર્યું હતું કે, અમુક દિવસે દીન-દુઃખીઓના કલ્યાણાર્થે પોતે ભીખ માગવા નીકળશે. એ દિવસે પ્રત્યેક મનુષ્યે આવીને ગજા પ્રમાણે દાન કરવું. નક્કી કરેલે દિવસે બુદ્ધદેવ રાજગૃહના એક વિહારમાં બિરાજ્યા અને ભિક્ષા લેવી શરૂ કરી. પ્રથમ રાજા બિંબિસાર આવ્યો અને સુવર્ણ તથા રત્નના પુષ્કળ અલંકાર ભગવાનને ચરણે ધર્યા. બુદ્ધદેવે એક હાથે તેનો સ્વીકાર કર્યો. ત્યાર પછી રાજા અજાતશત્રુ આવ્યો અને તેણે પણ એવીજ કિંમતી ભેટો ધરી. બુદ્ધે એ ભેટોનો પણ એકજ હાથવડે સ્વીકાર કર્યો. ત્યાર પછી અનેક સરદારો, વેપારીઓ અને ધનવાન પુરુષો મૂલ્યવાન ભેટો લઇને આવ્યા અને બુદ્ધદેવે એકજ હાથે તેમનો સ્વીકાર કર્યો. ત્યારપછી એક કંગાલ વૃદ્ધ સ્ત્રી અડધું દાડમ લઇને આવી. એણે બુદ્ધદેવને પ્રણામ કર્યા અને કહ્યું કે "ભગવાન! મને આપની ભિક્ષાસંબંધી પ્રતિજ્ઞાની વાતની હમણાંજ ખબર પડી. અડધું દાડમ તો હું એ વખતે ખાઇ ચૂકી હતી અને બાકી આટલુંજ બચ્યું હતું. મારી પાસે આપનાં ચરણોમાં ધરવા યોગ્ય બીજું કાંઇજ ન હોવાથી આ લાવી છું, એનો સ્વીકાર કરીને મને કૃતાર્થ કરો." બુદ્ધદેવે પોતાના બંને હાથ ધરીને એ અડધું દાડમ સ્વીકાર્યું. આ જોઇને રાજા બિંબિસાર, અજાતશત્રુ અને બીજા બધા આશ્ચર્યચકિત થઇ ગયા. રાજા બિંબિસારે કહ્યું કે 'ભગવાન! આપનો માર્ગ અગમ્ય છે. આપે આ એઠા દાડમનો બંને હાથે સ્વીકાર કર્યો અને અમારી કિંમતી ભેટોને એકજ હાથે સ્વીકારી તેનું શું કારણ?' બુદ્ધદેવે સ્મિતપૂર્વક કહ્યું કે "રાજન્! તમે મને મૂલ્યવાન વસ્તુઓ ભેટ ધરી એ વાત ખરી, પણ એ તમારી અખૂટ સંપત્તિનો દશમો ભાગ પણ નહોતો અને આટલું પણ જે આપ્યું તે કીર્તિને ખાતર આપ્યું છે; પરંતુ દરિદ્રો ઉપર દયા આણીને નિષ્કામભાવે-માત્ર પ્રભુપ્રીત્યર્થે-સાત્વિક દાનરૂપે નથી આપ્યું; ત્યારે આ ગરીબ ડોશીએ તો પોતાનું સર્વસ્વ આપી દીધું છે અને તે પણ હૃદયની ઉંડી પ્રસન્નતાપૂર્વક. દાન આપનારના આવા ઉત્તમ ભાવને લીધેજ મારી વર્તણુક એની સાથે ભિન્ન પ્રકારની હતી. હવે સમજ્યા?"

# ૩૮૨–हज़रत उम्मर अने एक दारुडीओ

હઝરત ઉમ્મર મુસલમાનોમાં એક પ્રખ્યાત બાદશાહ થઈ ગયા છે. એ અરબસ્તાનમાં રાજ્ય કરતા હતા. ઉમ્મર પોતાની પ્રજાને ઘણુંજ ચાહતા હતા અને વખતોવખત વેશ બદલીને ગુપ્તરીતે નગરચર્ચા જોવા નીકળતા હતા. એમ કરવામાં એમનો ઉદ્દેશ પોતાની પ્રજાની દશા જાતે જોવાનો અને ગરીબ લોકોનાં દુઃખ દૂર કરવાનો હતો. એક દિવસ એ શહેરમાં ફરવા નીકળ્યા. એક ઘર આગળ થઇને જતાં એમણે હસવાનો અને મશ્કરીઠઠ્ઠાનો અવાજ સાંભળ્યો. બાદશાહે વિચાર્યું કે, આ લોકો કેવા મૂર્ખા છે! મોડી રાતસુધી પોતે પણ જાગે છે અને પડોશીઓને પણ જગાડે છે. એ લોકો કોણ છે અને શું કરી રહ્યા છે, તેનો પત્તો લગાડવો જોઈએ.

બાદશાહ પાસેની એક દિવાલ ઉપર ચઢી ગયા અને એક ઉંચી બારી-માંથી મકાનની અંદર જોવા લાગ્યા. એમણે જોયું કે, એક સ્ત્રી અને પુરુષ બેઠાં છે, તેમની સામે દારૂની બાટલી છે, પ્યાલા ઉપર પ્યાલા ઉડી રહ્યા છે અને નીશામાં મસ્ત થઇને તેઓ હસી રહ્યાં છે. મુસલમાનોના પવિત્ર ગ્રંથ કુરાનમાં લખ્યું છે કે, દારૂ પીવો એ મહાપાપ છે. એ વખતસુધીમાં મુસલમાન બાદ-શાહોએ દારૂને સ્પર્શ પણ નહોતો કર્યો; એટલે પેલા લોકોને દારૂ પીતા જોઈને બાદશાહ ઉમ્મરને ઘણો ગુસ્સો આવ્યો અને તે ગર્જના કરીને બોલ્યા કે "અરે બેશરમ લોકો! આવી રીતે પાપ કરવામાં તમને જરા પણ લાજ નથી આવતી? તમે એમ સમજો છો કે, ઈશ્વર તમારૂં આ પાપ નથી જોઇ રહ્યો?"

દારૂડીઆએ બાદશાહને ઓળખી લીધો. રાજાના ભયથી એનો નીશો ઉતરી ગયો. એણે ધાર્યું કે, હવે બચવું મુશ્કેલ છે. બાદશાહ એના વાંકની માફી નહિ આપે, એ વિચારથી એ પીંપળાના પાંદડાની પેઠે થરથર ધ્રૂજવા લાગ્યો; પણ એ દારૂડીઓ ચતુર અને હાજરજવાબી હતો, તેથી થોડી વારમાં શાંત થઈ એણે બાદશાહને કહ્યું કે 'હજુર! મેં એક અપરાધ કર્યો છે, તો આપે ત્રણ કર્યા છે. શું આપને પણ ખુદાનો જરા ડર નથી?'

બાદશાહે પૂછ્યું કે 'મ્હેં કયા ત્રણ ગુન્હા કર્યા છે?'

દારૂડીઆએ કહ્યું કે "આપ ગણવા માંડો, હું ગણાવું છું. પહેલો અપરાધ તો એ કે, ખુદાનો હુકમ છે કે 'તારે કોઇ પડોશીનો ભેદભરમ ઉઘાડો ન પાડવો.' પણ આપે એ હુકમ માન્યો નથી; કેમકે આપ અમારો ભરમ ઉઘાડો પાડી રહ્યા છો. આપનો બીજો વાંક એ છે કે, ખુદા–તાલાનો હુકમ છે, કે 'તું કોઇને

પણ ઘેર જાય તો આગલે દરવાજેથી જજે.' આપે એ આજ્ઞા પણ નથી માની; કેમકે આપ બારીમાંથી આવ્યા છો. ત્રીજો અપરાધ એ છે કે, ખુદાતાલાનો હુકમ છે કે "તું ગમે તેને ઘેર જાય, ત્યારે એને સલામ કરજે.' આપે એ હુકમને પણ તોડયો છે. કહો, મેં ખરૂં કહ્યું હતું ને?"

દારૂડીઆનું કહેવું સાચું હતું, એટલે બાદશાહે શરમાઈને મ્હોં નીચું કર્યું અને તેના અપરાધની ક્ષમા આપી તથા તેની પાસેથી પણ વચન લીધું કે, હવેથી હું કદી દારૂ નહિ પીઉં.

## ३८३–एक साचा देशभक्तनी सादाइ अने प्रमाणिकता

પ્રાચીન સમયમાં રોમમાં કુરિયસ નામનો એક પ્રસિદ્ધ નેતા થઇ ગયો છે. રોમના શત્રુઓ એનું નામ સાંભળીને કાંપતા એવો એ વીર હતો. એવા વીર પુરુષો ધારે તો દેશના રાજા પણ બની શકે અને અથાગ સમૃદ્ધિ ભોગવે. આ પૃથ્વી તો વીર પુરુષોના ભોગનેજ સારૂ છે ને! પરંતુ વીર કુરિયસ ભોગવિલાસમાં સુખ માનનારો નહોતો. એ તો બહુજ સાદું જીવન વ્યતીત કરતો. ગામડામાં એક નાની ઝુંપડીમાં સાધારણ ખેડુતની પેઠે એ રહેતો. સેમાઇટજાતિના લોકો રોમવાસીઓના શત્રુ હતા. તેમણે કુરિયસને સમજાવી–લલચાવીને પોતાના પક્ષમાં લાવવામાટે દૂતો મોકલ્યા; કેમકે કુરિયસ જેમના પક્ષમાં હોય તેમનો વિજય નિશ્ચય હતો. સેમાઇટદૂત કુરિયસને ઘેર પહોંચ્યા, ત્યારે એ દેશનાયક ચૂલા આગળ બેસીને રસોઇ કરી રહ્યો હતો. દૂતોએ તેને સોનાની એક થેલી બતાવી અને કહ્યું કે 'કુરિયસ! તમે સેમાઇટ લોકોના પક્ષમાં આવી જાઓ અને રોમવિરુદ્ધ યુદ્ધ કરો તો આ સુવર્ણ તમારૂં થઇ જશે.'

કુરિયસે હસીને ઉત્તર આપ્યો કે 'હું વાળુને માટે ગાજર રાંધી રહ્યો છું અને જે માણસ ગાજરનું વાળુ કરી શકે, તેને તમારા સોનાની ગરજ ન હોય.'

જે સોનું દેખી મુનિવર ચળે છે, તે સુવર્ણથી કુરિયસ ચલિત થયો નહિ. એણે પોતાના દેશપ્રત્યેનું કર્તવ્ય બજાવવામાં જરા પણ કચાશ રાખી નહિ. એનું સાદું અને નિઃસ્પૃહી જીવન પોતાના સિદ્ધાંતમાં અટલ રહેવામાં સહાયભૂત થઇ પડયું હતું.

ભોગવિલાસની ટેવ મનુષ્યને સાચો ભક્ત નહિ થવા દેતાં ઘણી વાર તો અધોગતિએ પણ લઇ જાય છે.

# ૩૮૪–सिनसिनेट्सनो निःस्वार्थ स्वदेशप्रेम

પ્રાચીનકાળમાં રોમના એક પ્રસિદ્ધ વંશમાં સિનસિનેટ્સ નામના એક મહાપુરુષનો જન્મ થયો હતો. દઢ ચરિત્ર અને ધર્મપરાયણતાના ગુણને લીધે એ આખા રોમનો પ્રીતિપાત્ર થઈ પડ્યો હતો. એ સમયે રોમમાં ગુલામીની રૂઢિ ચાલતી હતી; પરંતુ ગુલામો અને દાસદાસીઓ રાખવાં, એને એ ગૌરવનું લક્ષણ ગણતો નહિ. એ તો પોતાનેજ હાથે ખેતી કરીને એમાંથી પેદા થયેલા અન્નવડે ગુજરાન કરતો.

ઇ. પૂ. ૪૫૮ માં પ્રબળ શત્રુઓએ રોમરાજ્ય ઉપર ચઢાઇ કરી અને એક ભયંકર યુદ્ધમાં રોમવાસીઓનો સંપૂર્ણ પરાજય થયો. રોમવાસીઓ એથી ઘણા ભયભીત થયા અને સર્વાનુમતે નિશ્ચય કર્યો કે, બળવાન, અસ્ત્રવિદ્યામાં નિપુણ અને સાત્વિક સ્વભાવના વીર સિનસિનેટ્સનેજ હવે ડિકટેટરની પદવી આપવી.રોમમાં એ સૌથી મોટો હોદ્દો હતો. પૂરા એક વર્ષસુધી તો ડિકટેટરના મુખમાંથી નીકળતો દરેક શબ્દ કાયદારૂપ મનાતો અને એના વચનથી પણ પ્રચલિત કાયદા રદ થઈ શકતા.

સિનસિનેટ્સને પ્રજાનો નિર્ણય જણાવી બોલાવી લાવવા દૂતો મોકલવામાં આવ્યા. દૂતો જ્યારે એને ગામ ગયા, ત્યારે એ ઘેર નહોતો. એ તો ખેતરમાં હળ હાંકી રહ્યો હતો. જાડા હાથના કાંતેલા ઉનનો ડગલો એણે પહેર્યો હતો અને ટાઢ–તડકો વેઠયાથી એની મુખાકૃતિ લાલ થઇ ગઇ હતી. દેશવાસીઓની વાત સાંભળીને એ બળદોને તબેલામાં બાંધીને સીધો એવા ને એવા વેશમાં એમની સાથે રોમ ગયો. ત્યાં બધાએ એને જોઇને હર્ષનાદ કર્યો. એણે રોમનો કિલ્લો સુધરાવવાની ખટપટ કરી નહિ, તેમ વિજય મળવાની બાબતમાં જરા પણ સંદેહ આણ્યો નહિ; પરંતુ બધા રોમવાસીઓને સંબોધીને કહ્યું કે "ભાઇઓ! જે શત્રુઓએ રોમના પવિત્ર અધિકારો ઉપર આક્રમણ કર્યું છે, તેમાંના એકને પણ એમને દેશ પાછા જવા દેતા નહિ. વીણી વીણીને મારી નાખવા પડશે." પછી તરતજ હુકમ જારી થયો કે 'તંદુરસ્ત અને બળવાન શરીરવાળા દરેક રોમનિવાસીએ પાંચ દિવસનો ખોરાક, બાર મોટા લઠ્ઠ અને હથિયાર લઇને શત્રુઓના પડાવ તરફ કૂચ કરવી.' તેનાપ્રત્યે બધાને દઢ ભક્તિ અને વિશ્વાસ હોવાથી એના આ શબ્દોથી બધાના હૃદયમાં નવીન ઉત્સાહ અને તેજનો સંચાર થયો. અત્યાર અગાઉ નિરુત્સાહ બનેલા રોમવાસીઓ હવેજ સમજ્યા કે, દેશને ખાતર તન–મન–ધન સમ-

પંણ કરવું એ પરમ કર્તવ્ય છે. સિનસિનેટ્સની સૂચના પ્રમાણે તેઓ બધા એકત્ર થયા અને શત્રુદળની તરફ કૂચ કરી. શત્રુઓ એક ખીણ આગળ પડાવ નાખીને પડયા હતા. એમને આશા નહોતી કે રોમનિવાસીઓ આટલા જલદી અમારી ખબર લેવા આવશે. રાત્રિનો સમય હોવાથી બધા ઘોર નિદ્રામાં પડયા હતા. સિનસિનેટ્સની આજ્ઞાથી રોમન સૈનિકોએ લઠ્ઠને ભોંયમાં મજબૂત રીતે દાટી દીધા. આથી શત્રુઓના પડાવની ચારે તરફ એક મજબૂત વાડ બંધાઈ ગઇ. પછી એ લોકોએ યુદ્ધ કરવા માટે રણશીંગાં વગાડયાં. શત્રુઓ જાગ્રત થઇને જુએ છે, તો પોતે જાળમાં સપડાઇ ગયા છે. બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ થયું અને રોમવાસીઓનો સંપૂર્ણ વિજય થયો. સિનસિનેટ્સ વિજયી સૈનિકો સાથે પાછો રોમ ગયો.

રોમવાસીઓએ તેને ધન્યવાદ આપવાને માટે મોટા ઉત્સવની તૈયારી કરી હતી, પણ સિનસિનેટ્સ એ દિવસસુધી રોમમાં રહ્યો નહિ. એણે તો ચૂપકીથી સેનેટની સભાસમક્ષ પોતાનું રાજીનામું મોકલી આપ્યું અને સીધો પોતાને ગામ ગયો. સોળ દિવસસુધી એણે સેનાપતિનું કામ કર્યું હતું, પણ એના બદલામાં પગાર કે ઇનામરૂપે એક પાઇ પણ લીધી નહિ. એ તો ઘેર જઈ પાછો ખેતી કરવા લાગ્યો.

અપૂર્વ નિઃસ્વાર્થ, દેશભક્તિ તથા અસામાન્ય સાદા જીવનને લીધે સિનસિનેટ્સ રોમનો શ્રેષ્ઠ વીર ગણાયો છે, એ યોગ્યજ છે.

## ૩૮૫–ઉંચુ કુળ પુરુષાર્થથી કે જન્મથી ગણાય?

જાતિના અભિમાનને વશ થઇ અશ્વત્થામાએ જ્યારે મહાવીર કર્ણને સૂતપુત્ર કહીને તિરસ્કાર કર્યો હતો, ત્યારે કર્ણે કહ્યું હતું કેઃ—

**' दैवायत्तं कुले जन्म, ममायत्तं ही पौरुषम् '**

કોઈ ખાસ ઉંચા કુળમાં જન્મ થવો એ તો દૈવના હાથમાં છે, પણ પુરુષાર્થ તો મારા પોતાનાજ હાથમાં છે.

હું અમુક મોટા માણસનો છોકરો છું એવું અભિમાન કરવું, એનો અર્થ તો એટલોજ કે, તમારા પૂર્વજો સારા અને મોટા પુરુષ હતા; પરંતુ તમારાં સંતાનો પણ તમારૂં નામ લઇને એવુંજ અભિમાન ધરાવે, એવી જો ઇચ્છા રાખતા હો તો તો તમે પોતેજ ઉદ્યમ અને પુરુષાર્થવડે તમારી ખાનદાની દર્શાવી આપો.

# ૨૮૬–રાજા જનકની અનાસક્તિ

મુનિ યાજ્ઞવલ્કય મિથિલાનગરીની બહાર એક અરણ્યમાં રાજા જનક અને અગિયાર બ્રાહ્મણશિષ્યોને ભણાવી રહ્યા હતા. કોઇ વાર રાજા જનકને આવતાં વિલંબ થાય તો મહર્ષિ પાઠનો આરંભ કરતા નહિ, જ્યારે બીજા શિષ્યોમાટે એક પણ દિવસ વાટ જોતા નહિ. જનકરાજા માટે એમને આટલો પક્ષપાત જોઇને બીજા શિષ્યો અસંતુષ્ટ રહેતા અને ગુરુની નિંદા કરતા. એક દિવસ એક જણે કહ્યું કે "ગુરુજી દર્શનશાસ્ત્રની મોટી મોટી વાતો કરે છે અને સંસારના પદાર્થોપ્રત્યે બિલકુલ આસક્તિ ન રાખવી જોઇએ, એવો ઉપદેશ આપે છે; પરંતુ વર્તનમાં તો એ બીજા સામાન્ય કોટિના મનુષ્યો જેવા-જ છે. જુઓને, જનકને માટે એ કેવા રાહ જુએ છે અને એના આવ્યા-વિના પાઠનો આરંભજ નથી કરતા; જ્યારે આપણને તો જરા પણ વાર લાગે તો પાઠનું ગાડું આગળ ગબડાવે છે. આખરે રાજા તે રાજાજ." યાજ્ઞવલ્કયને કાને આ શબ્દો પડયા અને જનકરાજાપ્રત્યે પોતાના પક્ષપાતનું ખરૂં કારણ શું છે, તે શિષ્યોને સમજાવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. એક દિવસ એમણે આત્મા-વિષે વ્યાખ્યાન આપવું શરૂ કર્યું. વ્યાખ્યાન ચાલતું હતું, એવામાં પોતાના યોગબળવડે મિથિલાનગરી સળગી રહી છે અને ભડકે ભડકા નીકળી રહ્યા છે, એવું દશ્ય દેખાડયું. બ્રાહ્મણશિષ્યોનું ધ્યાન ગુરુના પાઠમાં નહોતું અને ચિત્ત આડું–અવળું ભટકતું હતું, એટલે તેમણે ભડકા જોયા અને એકબીજાને કહેવા લાગ્યા કે "મિથલામાં આગ લાગી, મિથિલામાં આગ લાગી! ચાલો, આપણે જઇને આપણો જેટલો સામાન બચાવી શકાય તેટલો બચાવી લઈએ. ગુરુજી તો ઉપદેશ આપવામાં લીન થઇ ગયા છે, એટલે એમને આપણી ગેરહાજરી જણાશે નહિ." એ પ્રમાણે કહીને તેઓ એકેએકે સરકવા માંડયા. આખા વર્ગમાં માત્ર જનક અને યાજ્ઞવલ્કય બેજ જણ રહ્યા.

જનક એકાગ્રચિત્તે ઉપદેશ શ્રવણ કરી રહ્યા હતા. તેમને ગુરુએ પૂછયું કે 'રાજન્! મિથિલાનગરી બળી રહી છે. આપણે થોડી વાર થોભી જઈશું?'

જનકે ઉત્તર આપ્યો કે 'ના, ઉપદેશ આગળ ચલાવો. મિથલા ભસ્મીભૂત થઇ જશે તો જનકનું કાંઇ જવાનું નથી; કેમકે જનક જેને કિંમતી વસ્તુ ગણે છે તે તો એના પોતામાં છે, બહાર નથી.' ઋષિએ પાઠ આગળ ચલાવ્યો અને

બીજા શિષ્યો મૂર્ખ બનીને ઝ્હીલે મોઢે પાછા આવ્યા, ત્યારે ગુરુએ કહ્યું કે 'તમે બધા છેતરાયા. ખરી મિથિલા સળગતી નહોતી, એ તો મેં મિથ્યા ભ્રમ ઉત્પન્ન કર્યો હતો; પણ એટલામાંજ તમારૂં પાણી જણાઇ આવ્યું. જનકમાં અને તમારામાં શો ભેદ છે અને શા કારણથી એમની તરફ હું પક્ષપાત દર્શાવું છું, એ તમે હવે તો સમજ્યાજ હશો.'

## ૩૮૭–अबौझिटनुं धैर्य

ઘણાં વર્ષોપૂર્વે જીનિવા નગરમાં અબૌઝિટ નામનો એક વૈજ્ઞાનિક રહેતો હતો. હવામાં થતા ફેરફારનું તે બારીકીથી અવલોકન કરતો અને હવાને લીધે 'બેરોમિટર' વાયુયાન યંત્રમાં શા શા ફેરફાર થાય છે, તેની તે નોંધ લેતો. એ વાયુચક્રશાસ્ત્રીએ સત્તાવીસ વર્ષસુધી લાગલાગટ અવલોકન કરીને તેનું પરિણામ એક કાગળ ઉપર નોંધી રાખ્યું હતું. એ નોંધને એ બેરોમિટરની સાથેજ લટકાવેલું રાખતો. એનો જૂનો નોકર નોકરી છોડીને ચાલ્યો જવાથી તેણે એક દાસીને નોકર રાખી હતી. એ નવી દાસીએ આવતાં વાર એવો વિચાર કર્યો કે, ઘરને હું વાળી ઝુડીને એવું સાફ કરી દઉં કે શેઠ ખુશ થાય. એ વિચારથી એણે જ્યાં જ્યાં ગંદા કાગળો હતા તે બધા કાઢી નાખ્યા. બીજે દિવસે પ્રાતઃકાળે અબૌઝિટ બેરોમિટરનું અવલોકન કરવા આવ્યો. જુએ છે તો પોતાની નોંધનો કાગળ એની સાથે લટકતો નથી.

એણે ઉત્કંઠાપૂર્વક દાસીને પૂછ્યું કે "અહીંઆં એક કાગળ લટકી રહ્યો હતો તે કયાં ગયો?"

દાસીએ ઉત્તર આપ્યો કે 'સાહેબ! એ કાગળ એવો ગંદો હતો કે મેં એને બાળી નાખ્યો અને એની જગ્યાએ નવો ચોખ્ખો કાગળ બાંધ્યો છે.'

વૈજ્ઞાનિકનું હૃદય વિંધાઇ ગયું, એના શોકનો પાર નહોતો, એની ૨૭ વર્ષની મહેનત ધૂળમાં મળી ગઇ હતી; પણ શું કરે? એણે દાસી ઉપર મિથ્યા ક્રોધ ન કરતાં ધીરજપૂર્વક એટલુંજ કહ્યું કે "તેં મારા સત્તાવીસ વર્ષના કામનું સત્યાનાશ વાળ્યું છે. હવેથી આ ઓરડામાં કોઈ વસ્તુને અડકતી નહિ."

# ૩૮૮–રાજા કુમારપાળની જીવદયા

પહેલાં દેવીની ઉપાસનાનિમિત્તે પશુવધ ઘણો થતો હતો. રાજા કુમારપાળ જૈન સાધુઓના સમાગમમાં આવ્યાથી જીવદયાનો પક્ષપાતી થયો હતો. એણે જીવહિંસાનો સર્વત્ર નિષેધ કર્યો હતો. કંટકેશ્વરી દેવીના મંદિરમાં પશુઓનું બલિદાન અપાતું હતું. આસો મહિનામાં નવરાત્રનો સમય આવ્યો, ત્યારે મંદિરના પૂજારીએ રાજાને જણાવ્યું કે, અહીંઆં સપ્તમીને દિવસે ૭૦૦ બકરા અને ૭ પાડા, આઠમને દિવસે ૮૦૦ બકરા અને ૮ પાડા અને નોમને દિવસે ૯૦૦ બકરા અને ૯ પાડા રાજ્ય તરફથી વંશપરંપરાથી દેવીને ભોગ ચઢાવવામાં આવે છે. રાજા એ વાત સાંભળીને હેમચંદ્રસૂરીની પાસે ગયો અને પ્રાચીન કુળાચારનું વર્ણન કરી શું કરવું, તે સંબંધી સલાહ પૂછી. હેમચંદ્રે રાજાના કાનમાં કાંઇક કહ્યું, એટલે રાજાએ પૂજારીને કહ્યું કે 'ઠીક,જે કાંઇ અપાતું હશે તે હું પણ રીતસર આપીશ.' ત્યારપછી રાજાએ દેવીના મંદિરમાં પશુઓ મોકલી આપ્યાં અને તાળું વસાવીને બહાર પહેરો બેસાડયો. બીજે દિવસે સવારે રાજાએ જાતે જઇને દેવીના મંદિરનું તાળું ઉઘડાવ્યું, ત્યાં પશુઓ આનંદથી સૂઇ રહ્યાં હતાં. રાજાએ પૂજારીને કહ્યું કે "જુઓ, આ પશુઓ મેં દેવીજીને ભેટ કર્યાં હતાં. દેવીની ઇચ્છા એમને ખાઇ જવાની હોત તો એ જરૂર ખાઇ જાત; પરંતુ એમણે એકેનું પણ ભક્ષણ કર્યું નથી. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, દેવીને માંસ ભાવતું નથી, તમને–ઉપાસકોને ભાવે છે; તેથીજ દેવીનું નામ અને પોતાનું કામ કરવા માગો છો." રાજાએ બધાં પશુઓને છોડાવી મૂકયાં અને એમના મૂલ્ય બરોબર રૂપિયાનું નૈવેદ્ય મંદિરમાં ચઢાવ્યું. ત્યારપછી દેવીના શાપથી કહો કે કોઇ કુદરતી કારણથી કહો;પરંતુ રાજાને કોઢનો રોગ લાગુ પડયો. રાજાના મંત્રી ઉદયને સલાહ આપી કે 'દેવીનું બલિદાન બંધ કર્યાથી આ પરિણામ આવ્યું છે, માટે તમે ફરીથી બલિદાન શરૂ કરો; પરંતુ રાજાએ કહ્યું કે, નિર્દોષ પ્રાણીઓની હિંસા કરવા કરતાં હું મારો પોતાનો પ્રાણ જાય તે વધારે પસંદ કરૂં છું.'

હેમચંદ્રસૂરીએ રાજાને એ સમયે સલાહ આપતાં કહ્યું હતું કે ' જુઓ, આ સંસારમાં શૂરવીર હજારો છે, વિદ્વાન લક્ષ્મીવાન પણ અનેક છે, સર્વસ્વનું દાન કરનારા મહાદાનીઓ પણ છે; પરંતુ દુઃખીઆનું દુઃખ જોઇ કે સાંભળીને જેનું મન તદ્રૂપ થઇ જાય, એવા સત્પુરુષો તો વિરલાજ હોય છે.

# ૨૮૧-મહાત્મા ઇસુખ્રિસ્તની શત્રુપ્રત્યે અસાધારણ ક્ષમા

પોતાના મૃત્યુની પૂર્વે રાત્રિને સમયે ભગવાન ખ્રિસ્ત પોતાના બાર શિષ્યો-સહિત ભોજન કરવા બેઠા હતા. ભોજનપૂર્વે તેમણે શિષ્યોના ચરણ ધોયા હતા, કેટલાક શિષ્યોએ એમ કરવા દેવાને આનાકાની પણ કરી હતી; પરંતુ ખ્રિસ્તે તેમને પગ ધોવાનો ખરો અર્થ સમજાવી સમાધાન કર્યું હતું.

એ દિવસે એમનો એક શિષ્ય શત્રુઓને મળી ગયો હતો અને આજ રાત્રે પોતાના ગુરુને શત્રુના હાથમાં સોંપવાની યુક્તિ તેણે રચી હતી. ખ્રિસ્તને એ વાતની ખબર પડી ગઇ હતી, તોપણ એ જરાય અકળાયા નહોતા. તેમના માનસિક સૌંદર્ય, શાંત સ્વભાવ, ક્ષમાશીલતા, સર્વ પ્રાણીઓપ્રત્યે પ્રેમ એ બધામાં જરા પણ ન્યૂનતા આવી નહોતી. આ સમયે પણ તેમનાં નેત્રોમાં આનંદ તરવરતો હતો.

પોતે પરાધીન શત્રુને સ્વાધીન થયા પછી પોતાના કેવા ભયંકર હાલ થવાના છે, તેની તેમને સારી કલ્પના હતી; પણ તેથી પોતાના શત્રુમાટે તેમનું મન જરા પણ કલુષિત થયું નહોતું.

ખ્રિસ્તે પોતાની પત્રાળીમાંથી એક કોળીઓ લઇને સર્વ શિષ્યો તરફ જોઇને કહ્યું કે "પ્યારા શિષ્યો! તમારામાંનો એક આજ મારા ઉપર ગુસ્સે થયેલો છે." ગુરુના એ વચનથી સર્વને આશ્ચર્ય લાગ્યું અને બધા એકબીજાના સામું જોવા લાગ્યા. પ્રત્યેકનું હૃદય ગુરુમાટે પ્રેમપૂર્ણ હતું. પ્રત્યેકે કરુણ સ્વરથી પૂછ્યું કે "પ્રભો! શું હું કે?"

ખ્રિસ્તે તેમના તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિ નાખીને કહ્યું કે "નહિ, જેના મુખમાં હું કોળીઓ ઘાલું તે." એમ કહી તેમણે એક શિષ્યની પાસે જઇ તેના મુખમાં કોળીઓ મૂકયો. બીજો કોઈ પ્રસંગ હોત તો ગુરુના આ કૃપાપ્રસાદ-માટે પ્રત્યેક શિષ્યની ચડસાચડસી ચાલુ થાત, પણ આ તો વિષની ગોળી હતી, હડહડતું લાંછન હતું! પ્રત્યેક જણ ભયથી પાછો હઠતો હતો. જેના મુખમાં તે કોળીઓ ઘાલ્યો હતો, તેને હૃદય નહોતું અને તેથીજ તેને કાંઇ પણ વિચાર આવ્યો નહિ! ખ્રિસ્તે તેની પીઠ ઉપર હાથ મૂકીને પ્રેમપૂર્વક કહ્યું "યહુદા! સમય થવા આવ્યો, તારે કામે જા ને?" પોતાના ગુરુનો એ પ્રેમ જોઇને યહુદાને કંઈ કંઇ થઈ ગયું. તે ત્યાંથી ચાલી નીકળ્યો, પણ એ નરાધમનું હૃદય પીગળ્યું નહિ. તે ખ્રિસ્તના શત્રુઓની પાસે ગયો અને

પહેલેથી રચી રાખેલા કાવતરા પ્રમાણે હથિયારબંધ સિપાઇઓ લઇ જઈને ખ્રિસ્તને પકડાવી દીધા. ઇસુએ તે સમયે પણ તેના તરફ ક્રોધની દૃષ્ટિથી જોયું નહિ. એ ઢોંગીએ ચુંબન કર્યું તે પણ સ્વીકાર્યું અને ક્ષમા તથા દયાપૂર્વક તેના તરફ નજર નાખી !

પોતાના ગુરુને હથિયારબંધ સિપાઇઓ પકડી જાય છે, એ જોઇને એક શિષ્યને ઘણોજ ક્રોધ ચઢયો અને તેણે તરવારવડે એક સિપાઇનો કાન કાપી નાખ્યો; ત્યારે ઈસુખ્રિસ્તે તેને કહ્યું કે 'અરે! હાથ પાછો ખેંચી લે-તરવાર ચલાવનારા તરવારનાજ ભોગ થઇ પડે છે.'

ત્યાર પછી ખ્રિસ્તને ન્યાયસભામાં લઈ જવામાં આવ્યા. રોમન અધિકારીઓએ તેમને નિર્દોષ ઠરાવી છોડી મૂકયા, પણ યાહુદી લોકોને તે વાત ગમી નહિ અને તેમણે તેમને છોડયા નહિ. તેમણે ઈસુની ગમે તેવી મશ્કરી કરવા માંડી અને પછી નિષ્ઠુર મનથી સ્તંભ ઉપર ચઢાવી તેના હાથપગમાં ખીલા ઠોકી દીધા ! પરંતુ મરતી વખતે પણ તે પુણ્ય પુરુષે શત્રુઓને પણ આશીર્વાદ દીધા અને તેમના અપરાધ બદલ પ્રભુ પાસે માગ્યું કે " હે પ્રભુ ! આ યાહુદી કેવાં ખરાબ કામો કરે છે, તેની તેમને ખબર નથી. તું તેમને ક્ષમા કર એવી મારી પ્રાર્થના છે. " ક્ષમાનું કેવું ઉત્કૃષ્ટ ઉદાહરણ ! ×

## ३९०–आत्मज्ञानी स्वदेशसेविकाओ

૧૯૧૩ માં ટ્રાન્સવાલમાં પ્રવેશ કરવા સારૂ સત્યાગ્રહની કૂચ શરૂ થઈ તે વખતે બે ભારતવાસી સ્ત્રીઓ પોતાના બાળકોસાથે એમાં જોડાઈ હતી. એકના બાળકને કૂચમાં શરદી થઇ ને તે મરણને શરણ થયું. બીજીનું બાળક એક વોંકળો ઓળંગતાં તેની કાખેથી પડી ગયું અને ધોધમાં તણાઇ ડૂબી મર્યું; પણ માતા નિરાશ ન થઇ. બન્નેએ પોતાની કૂચ જારી રાખી. એકે કહ્યું કે " આપણે મુએલાંનો શોક કરીને શું કરીશું ? તે કંઇ પાછાં આવશે ? જીવતાંની સેવા કરવી એ આપણો ધર્મ છે. " કેટલી બધી શાંતિ, વીરતા, પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધા તથા સાચું આત્મજ્ઞાન આ શબ્દોમાં ભરેલું છે !

('દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' ભા. ૨ માંથી)

× 'જ્ઞાનસુધા' પુ. ૨૭, અંક ૨ માં રા. રા. પરીખ મણિલાલના લેખ ઉપરથી

# ૩૧૧–શુભાએ અદ્ભુત સાહસવડે કરેલું શિયળનું રક્ષણ

શુભા નામની એક બૌદ્ધ ભિક્ષુણી એક દિવસ જીવકવૈદ્યના આમ્રવન તરફ એકલી જઈ રહી હતી. માર્ગમાં તેને એક લુચ્ચો માણસ મળ્યો. શુભાનું સુંદર રૂપ જોઇ તે લલચાયો અને પોતાની દુષ્ટ વાસના તૃપ્ત કરવાને તેને વિનવવા લાગ્યો. શુભાએ તેને અનેક પ્રકારનો ઉપદેશ આપ્યો; પણ કામવિકારને વશ થનાર મનુષ્યની સારાસાર પારખવાની શક્તિ લોપ પામે છે; એટલે એ કામાંધ પુરુષ ઉપર તેની કાંઈજ અસર થઈ નહિ. આખરે એ મનુષ્ય બળાત્કાર કરવાની તૈયારી કરવા લાગ્યો અને શુભાને સ્પષ્ટ જણાવી દીધું કે "હે સુંદરિ ! આ તારાં સુંદર નેત્રો જોઇને હું કામવિકારથી પીડાઉં છું. સુંદરિ! મને તારાવગર આ જગતમાં બીજું કાંઇ પ્રિય લાગતું નથી."

શુભાએ કહ્યું કે 'એટલુંજ:ને ? મારી આંખોનીજ તને ઇચ્છા છે ? એના ઉપરજ તું મુગ્ધ છે ? લે ત્યારે આ મારૂં લોચન !' એમ કહી તેણે પોતાની આંગળીવડે પોતાનો ડોળો ખેંચી કાઢીને તેના હાથમાં મૂકયો. પવિત્ર સન્નારી શુભાનું આ કૃત્ય જોઇને પેલો કામી પુરુષ તો ગભરાઇ ગયો અને તને સાષ્ટાંગ નમસ્કાર કરીને તેની ક્ષમા માગી.

ભિક્ષુણીઓ ઉપર આવા પ્રસંગો ન આવે તેટલા માટે તેમણે એકલાં રહેવું નહિ, એવો બુદ્ધ ભગવાને વિચારપૂર્વક નિયમ બાંધ્યો હતો.

(શ્રીયુત ધર્માનંદજી કૌશાંબીના લેખ ઉપરથી)

# ૩૧૨–ખરો વૈષ્ણવ કોણ?

વૈષ્ણવ કોને કહેવો? એ સંબંધી એક વાર ચૈતન્યદેવના શિષ્યોમાં ચર્ચા ઉત્પન્ન થઈ. કોઈ કહે કે, જે વૈષ્ણવપંથનો સેવક હોય તે વૈષ્ણવ. બીજા કહે કે અમુક પ્રકારનાં વસ્ત્ર પહેરનાર તથા અમુક પ્રકારનું તિલક કરનાર વૈષ્ણવ કહેવાય. ચૈતન્ય મહારાજ પાસે આ તકરાર જતાં તેમણે વૈષ્ણવનો અર્થ એવો કર્યો કે, બીજાને જોઇને જેના મુખમાંથી હરિ નામનો ઉચ્ચાર થાય છે, ઈશ્વરનું ભાન થાય છે, તેને વૈષ્ણવ જાણવો. સર્વમાં ઇશ્વરની દિવ્યતાનો અંશ જે જુએ છે તેજ ખરો વૈષ્ણવ. આવો વૈષ્ણવ સર્વની સેવામાં ઇશ્વરની સેવા સમજે છે. આવા ખરા ભગવદ્ભક્તની સેવા કરવી એ વૈષ્ણવસેવા.

( 'જ્ઞાનસુધા' પુ. ૨૭ માંથી )

# ૩૯૩–કબીરજીનો હરિનામમાં દૃઢ વિશ્વાસ

એક પાપી માણસને એક વખત પોતાના પાપને માટે અત્યંત પશ્ચાત્તાપ થયો. તેને કોઇક સાધુએ કહ્યું કે, તું સંત કબીર પાસે જા. તે તારા ચિત્તનું સાંત્વન કરશે. પોતાના દુઃખી ચિત્તને શાંતિ આપવા અને ફરીથી પાપવૃત્તિ ન થાય તેનો ઉપાય જાણવા માટે તરતજ તે કબીરજીને ઘેર ગયો. ઘેર ખબર કાઢતાં જણાયું કે, કબીરજી એ વખતે ઘેર નહોતા; અને ક્યાં ગયા હતા અથવા ક્યારે પાછા આવવાના હતા, તે પણ કોઇ જાણતું નહોતું. તે મનુષ્યે નિરાશ થઇને અત્યંત રુદન કરવા માંડયું અને કબીરજીની પત્નીને કહ્યું કે "મૈયા! તમે ભગવદ્‌ભક્તના સહવાસમાં આટલાં વર્ષ રહ્યાં છો, તો તમે મારા મનની વ્યથા મટાડવાનું ઔષધ બતાવો." કબીરની સ્ત્રીએ તેના મનની વ્યાકુળતા જોઇ કહ્યું કે "ભાઈ! તું પ્રથમ ગંગાસ્નાન કરી આવ અને પછી ત્રણ વખત હરિનું નામ જપજે." પાપવૃત્તિ મટાડવાનું આવું ઔષધ મળવાથી તે બિચારો આનંદમાં આવી નાચવા–કૂદવા લાગ્યો. આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં અને અત્યંત ગદ્‌ગદિત કંઠે હરિનું પુણ્યનામ લેતો લેતો એ તો રસ્તે ચાલવા લાગ્યો. દૈવસંયોગે રસ્તામાં તેને કબીરજી મળ્યા. તેઓ એકબીજાને ઓળખતા નહોતા. કબીરજીએ તેને કહ્યું કે 'ભાઇ! તેં તો હરિનામની ગર્જના કરીને તારી પોતાની સાથે મને પણ કૃતાર્થ કર્યો છે. તારો ઈતિહાસ અડચણ ન હોય તો મને કહીશ ?' તે માણસે પોતાનો બધો વૃત્તાંત અથથી ઇતિસુધી કહી સંભળાવ્યો. કબીરની ધર્મપત્નીએ પોતાને કેવી દીક્ષા આપી હતી, તે પણ નિવેદન કર્યું. એ સાંભળીને કબીર આંસુભરેલી આંખે, ખેદપૂર્ણ હૃદયે ધીમે ધીમે ઘેર આવ્યા અને પોતાની પત્નીને કહેવા લાગ્યા કે 'મારા ઘરમાં હજી આટલો અવિશ્વાસ છે એ જાણી મને ઘણુંજ દુઃખ થયું છે.' સ્ત્રીને કાંઇ સમજણ પડી નહિ. ત્યારે કબીરજી બોલ્યા કે 'પેલા પાપી મનુષ્યને તેં ત્રણ વાર હરિનું નામ લેવાનું કહ્યું. હરિનું પવિત્ર નામ શુદ્ધ હૃદયથી એકજ વાર લેવાથી સમગ્ર બ્રહ્માંડનાં પાપ નાશ પામે છે,એવો વિશ્વાસ મારા ઘરમાં નથી એ જાણી મને બહુ દુઃખ થયું છે.'

('જ્ઞાનસુધા' પુ. ૨૭ માંથી)

# ૨૧૪–પૂર્ણ નામના બૌદ્ધ સાધુની સંપૂર્ણ શાંતિ

પૂર્ણ નામનો બુદ્ધ ભગવાનનો એક શિષ્ય હતો. તે એક દિવસ બુદ્ધદેવ પાસે આવ્યો અને પોતાને સંક્ષેપમાં ધર્મોપદેશ કરવાની વિનતિ કરી. ઉપદેશ પૂરો થયા પછી બુદ્ધદેવે પૂછ્યું કે "પૂર્ણ! હવે તું કયા પ્રદેશમાં જઈશ ?"

પૂર્ણઃ–ભગવાન ! આ આપના ઉપદેશને ગ્રહણ કરીને હું હવે 'સુનાપરંત' નામના પ્રદેશમાં જનાર છું.

બુદ્ધઃ–પૂર્ણ ! સુનાપરંત પ્રાંતના લોકો અતિ કઠોર છે, બહુ ક્રૂર છે; તેઓ જ્યારે તને ગાળો દેશે, તારી નિંદા કરશે, ત્યારે તને કેવું લાગશે ?

પૂર્ણઃ–તે વખતે હે ભગવન્ ! 'આ લોકો બહુ સારા છે, કારણ કે તેમણે મારા ઉપર હાથથી પ્રહાર કર્યા નથી' એમ મને લાગશે.

બુદ્ધઃ–અને જો તેમણે તારી ઉપર હાથથી પ્રહાર કર્યો તો ?

પૂર્ણઃ–'મને તેમણે પથ્થરથી તો માર્યો નહિ! માટે તે લોકો સારાજ છે' એમ હું સમજીશ.

બુદ્ધઃ–અને પથરાઓથી માર્યો તો ?

પૂર્ણઃ–'મારા ઉપર દંડપ્રહાર કર્યો નહિ, તેથી તેઓ બહુ સારા લોકો છે' એમ હું સમજીશ.

બુદ્ધઃ–અને દંડપ્રહાર કર્યો તો ?

પૂર્ણઃ–શસ્ત્રપ્રહાર કર્યો નહિ એ તેમની ભલાઇ છે, એમ સમજીશ.

બુદ્ધઃ–અને શસ્ત્રપ્રહાર કર્યો તો ?

પૂર્ણઃ–મને ઠાર માર્યો નહિ એ તેમની ભલાઇ છે, એમ સમજીશ.

બુદ્ધઃ–અને તને ઠાર માર્યો તો ?

પૂર્ણઃ–ભગવન્ ! કેટલાએ ભિક્ષુ આ શરીરથી કંટાળીને આત્મઘાત કરે છે. એવા શરીરનો જો આ સુનાપરંતના રહેવાસીઓએ નાશ કર્યો તો તો તેમણે મારા ઉપર ઉપકાર કર્યો, એમ હું માનીશ અને તેથી તે લોકો બહુજ સારા છે.

બુદ્ધઃ–સાધુ ! શાબાશ ! પૂર્ણ સાધુ ! આવા પ્રકારના શમ–દમથી યુક્ત હોવાથી જરૂર તું સુનાપરંત પ્રદેશમાં ધર્મોપદેશ કરવાને સમર્થ થઈશ.

# ૨૯૫–તુર્કસ્તાનના રાજાએ સિકંદરને શરમાવ્યો.

બાદશાહ સિકંદર રાજગાદીએ બેઠા પછી દિગ્વિજય કરવા નીકળ્યો હતો. અનેક દેશ જીતતો એ તુર્કસ્તાનમાં જઇ પહોંચ્યો. જ્યારે તેની ફોજ તુર્કસ્તાનની હદ ઉપર પહોંચી, ત્યારે વજીરે ત્યાંના રાજાને એ બાબતની ખબર આપી. રાજાએ કહ્યું કે 'આવવા દો, પરવા નહિ. હું એને એક પળમાં હરાવી દઇશ.' જ્યારે સિકંદરની ફોજ તુર્કસ્તાનની હદમાં દાખલ થઇ ગઈ, ત્યારે વજીરે ફરીથી રાજાને ખબર મોકલાવી; પણ રાજાએ એનો એજ ઉત્તર આપ્યો. સિકંદર જેમ જેમ આગળ વધતો ગયો, તેમ તેમ પ્રધાન રાજાને સમજાવતો ગયો; પણ રાજાએ જરા પણ પરવા ન કરી અને પહેલાંની પેઠેજ ઉત્તર આપતો રહ્યો કે 'આવે છે તો આવવા દો. હું એને પળવારમાં પરાજિત કરીશ.' લોકો વિચારતા કે 'આ રાજાને થયું છે શું ? એની અક્કલ બહેર મારી ગઈ છે. આવો પ્રબળ શત્રુ છાતી ઉપર આવી ઉભો છે અને રાજાને કાંઇ ચિંતાજ નથી!'

આખરે સિકંદરે રાજધાનીની છેક પાસે આવીને પડાવ નાખ્યો, એટલે રાજાએ તેની પાસે સંદેશો મોકલ્યો કે, હું આપને મળવા આવું છું. પછી તે સિકંદરની ફોજમાં ગયો. સિકંદર તેને ઘણા સન્માનપૂર્વક પોતાના તંબુમાં લઇ ગયો. બન્ને રાજા ઘણા પ્રેમથી એકબીજાને મળ્યા અને લાંબા વખત સુધી આડીઅવળી વાતો કરતા રહ્યા. વિદાય થતી વખતે રાજાએ સિકંદરને કહ્યું કે 'કાલ મારે ત્યાં ભોજનનું આમંત્રણ છે. આપ આપના બધા સાથીઓ, અમલદારો વગેરેસહિત પધારવાની કૃપા કરશો તો હું ઘણો ઉપકૃત થઈશ.' સિકંદરે ઘણી ખુશીથી આમંત્રણ સ્વીકાર્યું.

બીજે દિવસે રાજાએ સિકંદરને બોલાવવા પોતાના કુમારને મોકલ્યો. સિકંદર ઘણા ઠાઠમાઠની સાથે ત્યાં પહોંચ્યો. રાજા ઘણા આદરપૂર્વક તેને મહેલમાં લઇ ગયો અને પોતાની પાસે રાજગાદી ઉપર બેસાડયો. ઘણી વારસુધી બન્ને જણા વાતો કરતા રહ્યા.

સામે મેજ ઉપર સોનાચાંદીના થાળ ભરતકામવાળા રેશમી રૂમાલોથી ઢાંકેલા પડયા હતા. રાજાએ થાળ તરફ ઇસારો કરીને કહ્યું કે 'ચાલો, ભોજન તૈયાર છે.' ભોજન કરવાની ઇચ્છાથી સિકંદરના સાથીઓએ ખુશીમાં આવીને થાળીઓ ઉપરના રૂમાલ ઉપાડયા, પણ ત્યાં શું જુએ છે! થાળોમાં ભોજન

ને બદલે હીરામોતી ગોઠવેલા છે. એ તમાશો જોઈને બધાય આશ્ચર્ય પામ્યા. બાદશાહે રાજાને કહ્યું કે 'આ શું? તમે અમારી મશ્કરી કરી રહ્યા છો? હું તો સમજતો હતો કે, આ થાળોમાં સ્વાદિષ્ટ ભોજન પીરસેલાં હશે.'

રાજાએ ઉત્તર આપ્યો કે "શું, ભોજનમાં કાંઇ ખામી છે? આપ ખુશીથી ભોજન કરો ને! આપ જેવું ભોજન ખાવા આવ્યા છો, તેવુંજ ભોજન મેં પીરસ્યું છે. મેં તો એવું ધાર્યું હતું કે, સ્વાદિષ્ટ ભોજન તો ગ્રીસમાં પણ આપને ઘણું મળી શકે એમ હતું. એની ખાતર આપ આટલે દૂર આવવાની તસ્દી થોડાજ લેત? જે મતલબથી આપે અહીં પધારવાની તસ્દી લીધી છે, તે મતલબ મેં આજે પૂર્ણ કરી છે. આપ આ થાળો ઉપડાવીને લઈ જાઓ. એ ભોજનમાં કાંઇ ઊણપ રહી હોય તો એવું કહી દો."

એ સાંભળીને સિકંદર અને તેના સાથીઓ બહુ શરમાયા. એમણે પોતાના પડાવમાં પાછા જવાનો વિચાર કર્યો, પણ રાજાએ માન્યું નહિ. એણે હીરા-મોતીથી ભરેલા થાળ સિકંદરની પાસે મોકલાવી આપ્યા. સિકંદર બીજેજ દિવસે ફોજની સાથે ત્યાંથી કૂચ કરી ગયો. રાજાએ કહ્યું હતું તેવુંજ કરી બતાવ્યું.

લાલચ બહુ ભુંડી વસ્તુ છે. એણેજ વિશ્વવિજયી રાજા સિકંદરનું માથું શરમને લીધે નીચું નમાવ્યું. સમજુ માણસોએ લાલચથી દૂરજ રહેવું જોઇએ.

( 'મનોહર ઐતિહાસિક કહાનિયાઁ' માંથી )

# ३९६–कार्य संपूर्ण अने सुंदर केवी रीते थाय छे ?

યૂરોપનો પ્રસિદ્ધ શિલ્પી માઇકેલ એન્જેલો આરસપહાણની એક સુંદર મૂર્તિ ઘડી રહ્યો હતો. એક મિત્ર કે જેણે એ મૂર્તિને આઠ દિવસ પૂર્વે જોઇ હતી તેણે કહ્યું કે 'માઈકેલ! આ આઠ દિવસમાં તો તેં કાંઇજ કામ નથી કર્યું!' માઇકેલે જવાબ આપ્યો કે 'એ આઠ દિવસમાં તો મેં બહુ સખ્ત પરિશ્રમ કર્યો છે. કપાળની કરચલીને જરા ઉંડી કાપી છે, આંખનાં ભવાં બદલી નાખ્યાં છે અને મુખ ઉપર એક નવી રેખા ઉમેરી છે.'

તેના મિત્રે કહ્યું કે 'હા, એ બધું ખરૂં; પણ એ તો બહુ નજીવા ફેરફારો છે.'

મહાન શિલ્પીએ કહ્યું કે 'નજીવા બેશક છે, પણ એવા નજીવા સુધારા-વધારાથીજ કામમાં સફાઇ અને સંપૂર્ણતા આવે છે.'

ધૈર્યપૂર્વક સામાન્ય વિગતો ઉપર ધ્યાન આપ્યાથીજ દરેક માણસ પોતાના કાર્યમાં સારી સફળતા મેળવી શકે છે.

# ૩૬૭–ગોલ્ડસ્મિથ અને દુઃખી સ્ત્રી

ઈંગ્લૅંડની પશ્ચિમદિશામાં આયર્લેંડ નામનો એક ઘણો સુંદર પ્રદેશ છે. ત્યાં ગોલ્ડસ્મિથ કરીને એક ઘણા સારા માણસ થઇ ગયા છે. બીજાઓનાં દુઃખ જોઈને એમનું હૃદય પીગળી જતું હતું. એ ઘણાજ દયાળુ હતા અને દુઃખીઓની સેવા કર્યા કરતા હતા. એમના ગામમાં એક વાર એક સ્ત્રી ગરીબીને લીધે ઘણુંજ દુઃખ ભોગવી રહી હતી. દુઃખ અસહ્ય થઇ પડ્યું, ત્યારે તેણે ગોલ્ડસ્મિથ સાહેબ પાસે એક ચિઠ્ઠી મોકલી, તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:–

" દયાળુ મહાશય !

હું ઘણાજ દુઃખમાં પડી છું, મારા પતિ ઘણા દિવસથી માંદા છે અને એમની દશા બહુ ખરાબ થતી જાય છે. બચવાની કોઈ આશા નથી. હું શરમની મારી આપની પાસે આવી શકતી નથી. આપ મારે ઘેર પધારવાની અને મારા પતિને દવાદારૂ કરવાની તસ્દી લેશો, તો આ દુઃખી સ્ત્રી ઉપર મોટો ઉપકાર થશે. હું કદી પણ આપનો ઉપકાર ભૂલીશ નહિ. "

આ પત્ર વાંચીને ગોલ્ડસ્મિથને ઘણુંજ દુઃખ થયું. એ તરતજ એ સ્ત્રીને ઘેર જઇ પહોંચ્યા. તેમણે જોયું કે એનો પતિ એક તૂટેલા ખાટલામાં પડ્યો પડ્યો તરફડીઆં મારી રહ્યો છે. એની એ દશા જોઇને ગોલ્ડસ્મિથની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તપાસ કરતાં જણાયું કે, એ માણસને ભૂખનો રોગ છે. કેટલાયે દિવસથી ભોજન મળેલું નહિ હોવાથી તેની આ દશા થઇ ગઇ હતી. જો એને થોડા દિવસસુધી ધરાઇને ખાવાનું મળે તો એનો રોગ જતો રહે. એ મનમાં વિચાર કરવા લાગ્યા કે " હું તો દરરોજ ભાતભાતનાં પકવાન્ન ખાઉં છું અને આ બિચારો ભોજનવગર મરી રહ્યો છે ! કેવું મોટું પાપ છે ! ઈશ્વરે મને આટલું બધું ધન એટલા માટે નથી આપ્યું, કે હું એકલોજ એનો ઉપયોગ કરૂં. એણે મને ધન આપીને સુખી કર્યો છે, તો મારે પણ ધનવડે એ દુઃખી લોકોની સેવા કરવી જોઇએ." એવો વિચાર કરીને એ બોલ્યો કે " હવે તમે કોઇ પણ વાતની ચિંતા ન કરશો. રોગ અસાધ્ય નથી. હું હમણાં જઈને દવા મોકલું છું, તેથી રોગ મટી જશે. " ત્યાર પછી એ ઘેર ગયા.

ઘેર જઇને તેમણે નોકરની સાથે એ સ્ત્રીની પાસે એક નાનોસરખો

ડબ્બો મોકલ્યો. એ ડબ્બાની ઉપર લખેલું હતું કે 'જરૂર પડે તો આમાંની દવા કામમાં લાવશો.'

એ લોકોએ ઘણી આશાપૂર્વક એ ડબ્બાને ઉઘાડ્યો, તો એમાંથી ખણ-ખણુ કરતી દસ સોનામહોર નીકળી આવી. એ દીન-દુઃખીઆંઓના હર્ષનો પાર રહ્યો નહિ. એમનાં કરમાઇ ગયેલાં મુખ ઉપર પાછી લાલાશ આવી. એમને ખાત્રી થઈ કે, હવે અમારૂં દળદર દૂર થઇ ગયું. એ દિવસથી ગોલ્ડ-સ્મિથ સાહેબનો પાડ તેઓ કદી ન ભૂલ્યાં અને રાતદિવસ એમને આશીર્વાદ દેતાં રહ્યાં.

જે ભાગ્યશાળી મનુષ્યોને ઈશ્વરે ધન આપ્યું હોય, તેમણે ગોલ્ડસ્મિથની પેઠે પરોપકારમાં એને વાપરવું જોઇએ. સ્વાર્થી માણસની પેઠે પોતાનાજ સુખ અને એશઆરામમાં એનો ઉપયોગ કરીને સંતોષ ન માનવો જોઇએ.

## ૩૧૮–દુઃખીનો બેલી

પૂર્વકાળમાં પેરિસમાં સંત જર્મેઈન નામનો એક સાધુચરિત પાદરી રહેતો હતો. એ દેશનો રાજા તેના તરફ ઘણો પૂજ્યભાવ ધરાવતો હતો. એક દિવસ રાજાએ તેને એક સુંદર પાણીદાર ઘોડો ભેટ આપીને કહ્યું કે 'આ સુંદર અશ્વ આપનાજ ઉપયોગ સારૂ અર્પણ કરૂં છું.'

સાધુ જર્મેઇનને ગુલામોની સ્થિતિ જોઇને ઘણી દયા ઉપજતી હતી. એક દુઃખી ગુલામને એ છોડવવા માગતો હતો, પણ તેના માલિકને તેનું મૂલ્ય આપવા જેટલા પૈસા એની પાસે ન હતા. રાજાની આ ભેટ આવતાં એનામાં આશાનો સંચાર થયો, પોતાનાજ સુખ સારૂ રાજાએ આપેલી મૂલ્યવાન ભેટ-ને તેણે વેચી દીધી અને તેમાંથી ઉપજેલાં નાણાંવડે એ ગુલામને દાસત્વની બેડીમાંથી મુક્ત કર્યો. આ કૃત્યથી પેરિસવાસીઓ એ સાધુ ઉપર ઘણા પ્રસન્ન થયા અને તેની પ્રશંસા કરવા લાગ્યા કે, કેવો દયાળુ સાધુ! રાજાએ અર્પણ કરેલા કિંમતી ઘોડા કરતાં તેણે ગુલામના છુટકારાને વધારે કિંમતી ગણ્યો!

## ૩૯૯–जुलियस सिझरनो आवेश उपर काबु

જુલિયસ સિઝર રોમને પ્રસિદ્ધ સેનાપતિ હતો. લાખો સિપાઇઓના સૈન્યને એ કાબુમાં રાખી શકતો અને ગમે તેવી ભયંકર લડાઇમાં પણ વિજય મેળવતો; પરંતુ બહારના શત્રુઓ ઉપર વિજય મેળવતાં પહેલાં એણે અંદરના શત્રુઓ ઉપર વિજય મેળવ્યો હતો. ક્રોધને વશ કરવા સારૂ એણે ખાસ પ્રયત્ન કર્યો હતો; કેમકે ક્રોધના આવેશમાં મનુષ્ય પોતાનું સમતોલપણું ખોઈ બેસે છે અને તે વિચારપૂર્વક કામ કરી શકતો નથી. એને જ્યારે કોઇને મારવાની કે એવું કોઇ સાહસી કામ કરવાની વૃત્તિ થઇ આવતી, ત્યારે કુશળ સારથિ ઘોડાની લગામને એકદમ રોકે, તેમ એ પોતાના આવેશને રોકતો અને વીસ ગણી શકાય એટલી વાર થોભતો. એટલા ટુંકા સમયસુધી પણ સ્વસ્થ થવાથી ખરૂં શું છે અને ખોટું શું છે, એ એને સ્પષ્ટ જણાતું. એ વખતે એના વિચારોમાં વધારે ડહાપણ આવતું. આવા અભ્યાસથી સીઝર વધારે બળવાન થયો અને તેણે ઘણાં મહાન કાર્યો કર્યાં.

## ૪૦૦–राजा कुमारपाळनी प्रजावत्सलता

રાજા કુમારપાળના સમયમાં પરા–પૂર્વથી ચાલતો આવેલો નિયમ એવો હતો કે, નિઃસંતાન પુરુષના મરી ગયા પછી તેની મિલ્કત રાજ્યમાં જતી. આ પ્રમાણે એને ૭૨ લાખ રૂપિયાની આવક હતી; કેમકે એ વખતે ગુજરાતનો પ્રદેશ ઘણો સમૃદ્ધિશાળી હતો.લખપતિ અને કરોડપતિ શેઠીઆ અનેક હતા. રાજા કુમારપાળને એ નિયમ અન્યાયભરેલો લાગ્યો તેથી તેણે આજ્ઞા પ્રગટ કરી કે, હવેથી નિઃસંતાન મરી જનાર મનુષ્યનું ધન રાજ્યના ખજાનામાં દાખલ કરવામાં નહિ આવે. આ સુકૃત્યથી ચારે દિશામાં એની પ્રશંસા થઇ રહી. વિદ્વાન હેમચંદ્રસૂરીએ પણ એમની પ્રશંસામાં એ વખતે નીચેનો શ્લોક રચ્યોઃ–

अपुत्राणां धनं गृह्णन् पुत्रो भवति पार्थिवः ।
त्वं तु संतोषतो मुञ्चन्सत्यं राजपितामहः ॥

સારાંશ કે,અપુત્રોનું ધન ગ્રહણ કર્યાથી રાજા એમનો પુત્ર બને છે;પરંતુ આપે તો સંતોષપૂર્વક એ ધનને છોડી દીધેલું હોવાથી રાજપિતામહ બન્યા છો.

# ૪૦૧–आदर्श साधु बेवननो पश्चात्ताप

સત્તરમા સૈકામાં યૂરોપમાં સંત બેવન નામનો એક સાધુ થઇ ગયો છે. પૂર્વાવસ્થામાં એ ઘણો ધનવાન હતો અને એની સેવામાં અનેક ગુલામો રહેતા હતા. કોઇ પુણ્યબળે એના હૃદયમાં વૈરાગ્યનો ઉદય થયો અને ઘરબાર તથા ધન-વૈભવનો ત્યાગ કરીને ઘેન્ટ નગરીની પાસેના એક અરણ્યમાં જઇને નિવાસ કરવા લાગ્યો. તેણે સાધુનુંજ જીવન ગાળવા માંડયું અને એક વૃક્ષની પોલાણમાંજ પોતાનો આશ્રમ બનાવ્યો. સમૃદ્ધિના સમયમાં કરેલાં પાપ-કર્મોનો એને ઘણોજ પશ્ચાત્તાપ થતો હોવાથી તે પોતાની પીઠ ઉપર ભારે પથ્થર મૂકીને ફરતો. આ પ્રમાણે એ પોતાનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરીને હૃદયની વ્યથા ઓછી કરતો.

એક દિવસ એણે પોતાના એક જૂના ગુલામને ત્યાં આગળ આવતો જોયો. એ મનુષ્યને એણે ખૂબ મારીને બીજા કોઇને વેચ્યો હતો.

એને જોતાંવારજ બેવનનું હૃદય પશ્ચાત્તાપથી બળવા લાગ્યું અને નમ્ર થઇને એ ગુલામના ચરણમાં ઢળી પડયો તથા કહેવા લાગ્યો કે "જો ભાઇ! હું તેજ નરાધમ છું, કે જેણે તને બાંધી રાખીને બીજા શેઠને વેચ્યો હતો. ભાઇ! મેં તારા જે જે અપરાધ કર્યા છે, તેનું સ્મરણ કર અને મારી એક પ્રાર્થના પૂરી કર. મારા હાથપગ બાંધી કોરડે કોરડે મને માર; અને પછી મારૂં માથું મુંડાવીને કેદખાનામાં મોકલ. મેં તને જેટલું દુઃખ દીધું છે, તેટલુંજ તું મને દે; એટલે મને આશા છે કે, ભગવાન કદાચ મારા ઉપર કરુણા કરશે અને મેં તારાપ્રત્યે તથા મનુષ્યત્વપ્રત્યે જે મહાન અપરાધો કર્યા છે,તેની ક્ષમા આપશે."

ગુલામ તો પોતાના એક વખતના ધનાઢ્ય સ્વામીની આવી સાધુતા જોઇ-ને ગદ્ગદ થઇ ગયો. તેણે બેવનની આજ્ઞાનું પાલન કરવાની ના કહી.

સાધુએ કહ્યું કે 'મારો આગ્રહ છે કે, તું મારી આટલી વિનતિ સ્વીકાર.'

આખરે બેવનને સંતોષવા ખાતર ગુલામે તેની આજ્ઞાનું પાલન કર્યું અને કેદખાનામાં લઇ ગયો. પછી જ્યાંસુધી પશ્ચાત્તાપદ્વારા પાપ બળીને ભસ્મ ન થઈ ગયાં ત્યાંસુધી એ સાધુ કારાગૃહમાંજ રહ્યો.

આદર્શ સાધુઓ પ્રત્યેક દેશ અને ધર્મમાં જન્મ લે છે.

# ૪૦૨–देशने खातर बलिदान आपनार वीरांगना वालियामा

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતમાં કેટલીક ભારતવાસી સ્ત્રીઓ પણ જોડાઇ હતી. એ વીર બહેનોએ સરકારના કાયદાનું ઉલ્લંઘન કરીને ટ્રાન્સ-વાલ અને નાતાલમાં વગર પરવાને પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો હતો. એવો પ્રયાસ કરતાં સ્ત્રીઓની એક ટુકડીને સરકારે પકડીને નાતાલની રાજધાની મારિત્સબર્ગમાં કેદ કરી; ત્યાં તેમને જે અસહ્ય દુઃખ દેવામાં આવ્યું હતું, તેનું વર્ણન ગાંધીજી નીચે પ્રમાણે કરે છેઃ–" ખોરાકમાં તેઓની જરા પણ કાળજી ન રાખવામાં આવી. મજૂરીમાં તેઓને ધોબીનું કામ આપવામાં આવ્યું, બહારથી ખોરાક આપવાની સખ્ત મનાઈ લગભગ આખરસુધી રખાઈ. એક બહેનને અમુકજ ખોરાક લેવાનું વ્રત હતું, તેને તે ખોરાક ઘણી મુશીબતે આપવાનો ઠરાવ થયો; પણ તે એવો ખરાબ કે ખાધો જાય નહિ. ઑલીવ ઑઈલની ખાસ જરૂર હતી, તે પ્રથમ તો નજ મળ્યું. પછી મળ્યું; પણ તે જૂનું અને ખોરૂં. પોતાને ખર્ચે મંગાવવાની વિનતિ કરવામાં આવી, તેના જવાબમાં 'આ કંઇ હૉટેલ નથી, જે મળે તે ખાવું પડશે' એવો જવાબ મળ્યો. આ બહેન જ્યારે જેલમાંથી નીકળી, ત્યારે તે માત્ર હાડપિંજર રહી હતી. મહાપ્રયાસે તે બચી."

" બીજી એક જીવલેણ તાવ લઇને નીકળી. તેના તાવે જેલમાંથી નીકળ્યા બાદ તેને થોડાજ દિવસમાં પ્રભુને ત્યાં પહોંચાડી." એ સન્નારીનું નામ વાલિયામા હતું. વાલિયામા અઢાર વર્ષની બાળા હતી. ગાંધીજી તેની પાસે ગયા, ત્યારે તે પથારીવશ હતી. તે કદમાં ઉંચી હોવાથી તેનું લાકડી જેવું શરીર બિહામણું લાગતું હતું.

" વાલિયામા ! જેલ જવાનો પશ્ચાત્તાપ તો નથી ને ?"

" પશ્ચાત્તાપ શાને હોય ? મને ફરી પકડે તો હું હમણાંજ જેલ જવા તૈયાર છું."

" પણ આમાંથી મોત નીપજે તો ?" ગાંધીજીએ પૂછયું.

" ભલે નીપજે. દેશને ખાતર મરવું કોને ન ગમે ?"

આ વાત પછી વાલિયામા થોડા દિવસમાં મૃત્યુ પામી. " તેનો દેહ ગયો, પણ આ બાળા પોતાનું નામ અમર કરી ગઇ છે." તેના સ્મરણાર્થે હિંદીઓએ વાલિયામા હૉલ બાંધવાનો ઠરાવ કર્યો હતો, પણ એ ઠરાવ હજુ-

સુધી પળાયો નથી; પરંતુ મહાત્મા ગાંધીજી વ્યાજબીજ કહે છે કે "પથ્થરને ચૂનાનો હૉલ બંધાઓ વા ન બંધાઓ, વાલિયામાની સેવાનો નાશ નથી. એ સેવાનો હૉલ તો તેણે પોતાને હાથેજ બાંધ્યો. તેની મૂર્તિ ઘણાં હૃદયમંદિરોમાં આજ પણ વિરાજે છે અને જ્યાંસુધી ભારતવર્ષનું નામ છે, ત્યાંસુધી દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં વાલિયામા છેજ."

('દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસ' ભાગ ૨ માંથી)

# ४०३–एक सैनिकनी पशुदया अने सम्राटनी उदारता

દિગ્વિજયી સિકંદર બાદશાહે ઇરાનીઓને એક યુદ્ધમાં પરાજિત કર્યા પછી પોતાના સૈનિકોને હુકમ આપ્યો હતો કે, ઠેઠસુધી એમની પૂંઠ પકડો અને એમના તંબુઓમાંથી ધન, રત્ન જે કાંઇ હોય તે લઇ આવો. એના સૈનિકો પાછળ પડયાથી ઇરાની સૈનિકોએ નાસભાગ કરવા માંડી અને બહુ દૂર ગયા. પછી પાછા એક સ્થળે એકઠા થવાનું બને એમ નહોતું. એ રાત્રે એક ગામના પાદરમાં બે મજલાવાળી એક હવેલીમાં સિકંદર નિવાસ કરી રહ્યો હતો. થાકયા–પાકયા સૈનિકોની ટુકડીઓ પોતાની છાવણીમાં જઇ રહી હતી અને બાદશાહના હુકમથી લૂંટેલું ધન ખજાનામાં જમા કરાવતી જતી હતી. સિકંદરે પોતાની અગાશીમાંથી જોયું કે, એક સૈનિક ઘોડાની પીઠ ઉપર પોટલું લાદીને આવી રહ્યો છે. ઘોડો એટલો બધો થાકી ગયો હતો કે, વચમાં ઉભો રહીને ધ્રૂજતો હતો, વળી પાછો લથડતો લથડતો બે–એક ડગલાં ચાલતો હતો. સૈનિક પણ એટલોજ થાકી ગયો હતો; પરંતુ ઘોડાની દશા જોઇને એને બહુ દયા આવતી હતી. એ પોટલું નીચે ઉતારી ઘોડાને સારી પેઠે માલીસ કરી તાજો કરતો અને કેટલીક વારસુધી પોટલું પોતાના માથા ઉપર ઉંચકતો તથા ઘોડાને ધીમે ધીમે ખાલી ચલાવતો. બાદશાહ આ બનાવ પોતાની આંખે જોઈ ઘણોજ પ્રસન્ન થયો. સૈનિક તેની હવેલી પાસે આવતાં તેણે પૂછયું કે, આ પોટલીમાં શું છે? સૈનિકે સલામ કરીને કહ્યું કે 'મહારાજ! એમાં સુવર્ણમુદ્રાઓ બાંધેલી છે. એને ખજાનામાં જમા કરાવવા સારૂ લાવ્યો છું.' સિંકદરે કહ્યું કે 'બંધુ! આમ ને આમ હવે થોડી વધારે મહેનત કરીને એને તારા પોતાના તંબુ સુધી લઇ જા, એ પોટલું હવે તારૂંજ છે.'

## ૪૦૪–बौद्ध साधु महातिष्यनो साचो वैराग्य

પ્રાચીન કાળમાં સિંહલદ્વીપમાં અનુરાધપુર નામનું એક શહેર હતું. તેની આસપાસ પુષ્કળ વિહાર હતા. એ શહેરથી થોડે દૂર આવેલી એક ટેકરીને ચૈત્યપર્વત કહેતા. ત્યાં એક મહાતિષ્ય નામનો ભિક્ષુ રહેતો હતો. તે એક દિવસ ભિક્ષા માગવા અનુરાધપુર જતો હતો. તેજ માર્ગે પોતાના પતિ સાથે ટંટો કરીને પિયેર જવા માટે એક સ્ત્રી જતી હતી. તે ભિક્ષુને જોઇ તેને મોહિત કરવા માટે મોટેથી હસી.

ભિક્ષુએ એકદમ માથું ઉંચું કરીને તે સ્ત્રીની તરફ જોયું તો તેના દાંત દેખાયા અને તે ઉપરથી તે ભિક્ષુને તેના નિત્યચિંતનના વલણુ મુજબ હાડપિંજરની સ્મૃતિ આવી. તેણે તે સ્ત્રીના સૌંદર્ય તરફ જરા પણ ધ્યાન ન આપ્યું. તેને તો એવોજ ભાસ થયો કે જાણે એક હાડપિંજર તેની આગળ થઈને ગયું છે. જરા પણ ચલિત થયા વગર જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ એ આગળ ગયો. તે સ્ત્રીની પાછળ તેની શોધમાં નીકળેલો તેનો પતિ આવતો હતો. તે પણ ભિક્ષુને મળ્યો અને પૂછયું કે ‘ મહારાજ! આ માર્ગે થઈને જતી અલંકારો પહેરેલી એક સુંદર તરુણ સ્ત્રીને આપે જોઇ છે?’ ભિક્ષુએ ઉત્તર આપ્યો કે ‘અહીંથી પુરુષ ગયો કે સ્ત્રી ગઈ તેની મને ખબર નથી, છતાં એટલું જાણું છું કે આ માર્ગે એક હાડપિંજર તો ગયું છે ખરૂં!”

આનું નામ તે ખરો વૈરાગ્ય! આવા અભ્યાસથીજ કામવિકાર ઉપર મનુષ્ય વિજય મેળવી શકે છે.

( શ્રીયુત ધર્માનંદ કૌશામ્બીના ‘બુદ્ધ, ધર્મ અને સંઘ’ ઉપરથી )

## ૪૦૫–हिंदुस्तानमां मिशनरीओनुं प्रचारकार्य

મિશનરીઓની એક સભા લંડનના આલ્બર્ટ હૉલમાં તા૦ ૨૪ મી એપ્રીલે મળી હતી. ત્યાં છોટાનાગપુરના બીશપે ભાષણ કરતાં કહ્યું હતું કે, વીસ વર્ષપર હિંદ ક્રાઇસ્ટથી જેટલું દૂર હતું તેથી હાલ વધારે દૂર છે–અર્થાત્ ખ્રિસ્તી મિશનરીની અસર કંઇજ નથી! હવે મુક્તિ ફોજનો રિપોર્ટ જુઓ. તેમાં ૧૧ ભાષા મારફત ૩૦૯૫ પ્રચારકેંદ્રોમાંથી ૩૦૮ યૂરોપીયન અને

૨૮૮૬ હિંદી પ્રચારકો પ્રચાર કરે છે. તેમાં ૩૩૩૨ માસ્તરો ૫૦૭ પ્રાઇમરી સ્કૂલોમાં ૧૪૬૭૫ બાળકોના કાનમાં નિત્યશઃ ખ્રિસ્તીધર્મ ફૂટી ફૂટીને ભરે છે. ૨૨ બોર્ડીંગોમાં ૮૫૬ છોકરાં વસે છે. ૩૫ સેટલમેંટોમાં ૯૦૦૦ માણુસો રહે છે. ૧૭ બીજી વસ્તી વસાવી છે; જ્યાં ૩૨૪૨૦ એકર જમીનમાં ૭૨૫૦ માણુસો રહે છે. ૪ જેલ એમના તાબામાં છે, જેમાં ૨૫૦ કેદી વસે છે; તથાપિ અબળા આશ્રમમાં ૧૨૭ વેશ્યાઓને સુધારવાનો પ્રયત્ન ચાલે છે. આઠ ઇસ્પિતાલોમાં ૫૦,૦૦૦ માણુસોનો ઇલાજ થાય છે. ૩ બેંકો ઓછે વ્યાજે પૈસા ધીરે છે. ૩૪૦ માણુસો ઉદ્યોગશાળામાં પોષાય છે. માસિક તથા પાક્ષિક મળી ૧૧ નીકળે છે.આજ પ્રમાણે ક્રિશ્ચિયન મિશનરીઓના બીજા એક રિપોર્ટમાં નજર નાખીએ. તે રિપોર્ટ કહે છે કે, હિંદમાં ૧૩૭ ક્રિશ્ચિયન સોસાઇટીઓ પ્રચારકાર્ય કરે છે. ૭૨૧૭ પ્રચારક છે. ૧૫૦૦ ડૉકટર તથા નર્સો છે. ૨૮૭૭૬ પાદરીઓ છે. ૪૮૦૪૪ માસ્તરો ક્રિશ્ચિયન સ્કૂલોમાં ભણાવે છે. ૫૦ કૉલેજ અને ૬૧૦ હાઇસ્કૂલો છે. ૧૭૦ તો ઉદ્યોગશાળાઓ છે. ૬૧ સ્કૂલો મિશનરી બનાવવાની છે. ૧૪૩ અનાથાશ્રમો છે. ૪૦૮ ઇસ્પિતાલો અને દવાખાનાં છે. ૯૯ સમાચારપત્રો (માત્ર હિંદમાંજ) નીકળે છે. ૪૩ છાપખાનાં છે. આ ઉપરાંત બીજાં ખાતાં છે તે જૂદાં. આ બધું ચલાવવા યૂરોપ-અમેરિકાના ક્રિશ્ચિયનો ફંડ કરી આપે છે. તે ઉપરાંત હિંદી ક્રિશ્ચિયનો ૧૮ લાખ ૫૩ હજાર રૂપિયા આપે છે. સરકાર આપે છે તે જૂદાજ. આમ હિંદુજાતિપર આક્રમણ ચાલે છે. સનાતનધર્મના રક્ષક હોવાના દાવેદારોને આની ખબર પણ નથી; તેઓ આનો કદી પ્રતીકાર કરવા તૈયાર નથી. આર્ય સમાજ બધે પહોંચી વળી શકતી નથી; ત્યારે બીજી તરફ આટઆટલી સામગ્રી છતાં પણ નાગપુરના બીશપને જરાએ સંતોષ નથી થતો! ×

( 'ગુજરાતી કેસરી' ના તા. ૭-૫-૧૯૨૫ ના અંકમાંથી )

## આદર્શ દૃષ્ટાંતમાળા ભાગ ૨ જો સમાપ્ત

× પોતાને મહાન દેશભક્તમાં ખપાવનારાઓ! ખ્રિસ્તીઓના આવા પ્રયાસો જોઇને પણ આવે છે કે કાંઇ ઉંડી અક્કલ કે સાચી દેશભક્તિ!

લી૦ ગુન્હેગાર ભિક્ષુ-અખંડાનંદ

# ગ્રંથ-સ્વીકાર

નીચેનાં પુસ્તકો ભેટતરીકે મોકલનાર પ્રકાશક સંસ્થાઓને તેમજ સજ્જનોને ધન્યવાદ આપીએ છીએ.

**૧—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી—અમદાવાદ, તરફથી ગ્લેઝ કાગળ ઉપર છપાયલાં પુસ્તકો:—**

**મરાઠી રિયાસત** (ઉત્તરાર્ધ)—અનુવાદક જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૧૬, પૂઠું પાકું, મૂલ્ય ૧).

**કવિતા અને સાહિત્ય વૉલ્યુમ-૧ લું**—કર્તા સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૭૨, પૂઠું પાકું, મૂલ્ય ૧).

**ગ્રીક સાહિત્યનાં કરુણ રસપ્રધાન નાટકોની કથાઓ**—અનુવાદક સૌ. લવંગિકા મહેતા. કદ ૫×૭, પૃષ્ઠ ૨૭૬, પૂઠું સાદું, મૂલ્ય ૦॥=.

**આઇવેન્હો (ભાગ ૧ લો)**—અનુવાદક સૌ. વિમળાગૌરી સેતલવાડ. કદ ૫×૭, પૃષ્ઠ ૨૬૦, પૂઠું સાદું, મૂલ્ય ૦॥.

**આઇવેન્હો (ભાગ ૨ જો)**—અનુવાદક ઉપર પ્રમાણે. કદ ૫×૭, પૃષ્ઠ ૩૪૪, પૂઠું સાદું, મૂલ્ય ૦॥.

**સિંહાસનબત્રિસી (ભાગ ૧ લો)**—કર્તા કેશવપ્રસાદ દેસાઈ. કદ ૫×૭, પૃષ્ઠ ૨૪૨, પૂઠું સાદું કાપડી, મૂલ્ય ૦॥=.

**સૌન્દર્યતત્ત્વ**—ભાષાંતરકર્તા મહાશંકર ઇંદ્રજી દવે. કદ ૫×૭, પૃષ્ઠ ૨૫૬, પૂઠું સાદું, મૂલ્ય ૦॥=.

**બાળકલ્યાણ**—લેખક ડૉ. હરિપ્રસાદ વજરાય દેસાઇ. કદ ૫×૭, પૃષ્ઠ ૧૮, પૂઠું સાદું, મૂલ્ય ૦)૦॥.

**ગુજરાતી ફારસી-અરબી શબ્દોનો કોશ-(ખંડ ૧ લો)**—લેખક અમીરમિયાં હમદૂમિયાં ફારૂકી. કદ ૬॥×૧૦, પૃષ્ઠ ૧૪૮, પૂઠું સાદું, મૂલ્ય ૧).

**ગુજરાતી ફારસી-અરબી શબ્દોનો કોશ(ખંડ ૨ જો)**—લેખક ઉપર પ્રમાણે. કદ ૬॥×૧૦, પૃષ્ઠ ૧૬૮, પૂઠું સાદું, મૂલ્ય ૧).

**મહિલામિત્ર (વાર્ષિક)**—સંપાદક સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, બી. એ. કદ ૫॥×૮॥, પૃષ્ઠ ૧૮૦, પૂઠું સાદું, મૂલ્ય ૦॥.

**પ્રાચીન ગુર્જર કાવ્ય**—સંપાદક અને તંત્રી રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ. કદ ૫×૭, પૃષ્ઠ ૨૧૦, પૂઠું સાદું, મૂલ્ય ૧).

**કવિતા અને સાહિત્ય (વૉલ્યુમ ૨ જું)**—કર્તા સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ, અમદાવાદ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૪૦૦, પૂઠું પાકું, મૂલ્ય ૧).

**ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વાર્તા-(ભાગ ૧લો)**—લેખક એક પારસી બંધુ. કદ ૫×૭, પૃષ્ઠ ૧૯૦, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા.

**ક્ષયરોગ**—ભાષાંતરકર્તા ડૉ. શંભુપ્રસાદ દશરથલાલ મહેતા, અમદાવાદ. કદ ૫×૭, પૃષ્ઠ ૮૪, પૂઠું સાદું, મૂલ્ય ૦)ાા.

**પૌરાણિક કથાકોષ**—કર્તા ડાહ્યાભાઇ પી. દેરાસરી, અમદાવાદ. કદ ૬ાા×૯ાા, પૃષ્ઠ ૧૬૪, પૂઠું સાદું, મૂલ્ય ૧).

**સિંહાસનબત્રીસી (ભાગ-૨ જો)**—કર્તા કેશવપ્રસાદ દેસાઇ. કદ ૫×૭, પૃષ્ઠ ૨૨૪, પૂઠું સાદું કાપડી, મૂલ્ય ૦ાા≈.

**સ્ત્રીસ્વાતંત્ર્યવાદ**—અનુવાદક સૌ૦ સરોજીની મહેતા. કદ ૫×૭, પૃષ્ઠ ૩૩૬, પૂઠું સાદું, મૂલ્ય ૦ાાા.

**વિજ્ઞાનવિચાર**--કર્તા પોપટલાલ ગોવિંદલાલ શાહ. કદ ૫×૭, પૃષ્ઠ ૪૦૪, પૂઠું સાદું, મૂલ્ય ૧).

**અશોકચરિત**—અનુવાદક ભરતરામ ભાનુસુખરામ મહેતા, મુ. વડોદરા. કદ ૪ાા×૭, પૃષ્ઠ ૩૪૮, પૂઠું સાદું, મૂલ્ય ૦ાાા.

**૨—સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી મુ. રાણપુર (કાઠિયાવાડ) તરફથી શ્રીયુત અમૃતલાલ દલપતભાઈ શેઠે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો:—**

**સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ચોથો)**—સંપાદક શ્રીયુત ઝવેરચંદ મેઘાણી. કદ ૫ાા×૮ા, પૃષ્ઠ ૪૨૦, કાગળ એન્ટીક, પૂઠું સાદું, મૂલ્ય ૧ાા.

**સત્યવીર શ્રદ્ધાનંદ**—સંપાદક ઉપર પ્રમાણે. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૧૨૮, કાગળ એન્ટીક, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા.

**શાહજહાં**—અનુવાદક ઉપર પ્રમાણે. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૯૨, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૦ાા≈.

**કંકાવટી**—સંપાદક ઉપર પ્રમાણે. કદ ૫×૭, પૃષ્ઠ ૧૧૬, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા.

**રઢિયાળી રાત (ભાગ ત્રીજો)**—સંપાદક ઉપર પ્રમાણે. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૧૬૮, કાગળ એન્ટીક, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા.

**સૌરાષ્ટ્રની રસધાર-(ભાગ ૫ મો)**—સંપાદક ઉપર પ્રમાણે. કદ ૫ાા×૮ા, પૃષ્ઠ ૨૩૨, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૧ાા.

**હંગેરીનો તારણહાર**—સંપાદક ઉપર પ્રમાણે, કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૯૮, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા.

**સોરઠી બ્હારવટીઆ**—સંપાદક ઉપર પ્રમાણે. કદ ૫ાા×૮ા, પૃષ્ઠ ૧૪૪, કાગળ ગ્લેજ, પૂંઠું સાદું, મૂલ્ય ૦ાા.

**છત્રપતિ શિવાજી મહારાજ**—લેખક કકલભાઇ કોઠારી. કદ ૭ાા×૯ાા, પૃષ્ઠ ૮૮, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા≈.

**ના. જામસાહેબને ચરણે**—સંપાદક અમૃતલાલ શેઠ. કદ પાા×૭ાા, પૃષ્ઠ ૫૬, આર્ટપેપર, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**૩—અરવિંદ તત્ત્વપ્રચાર કાર્યાલય–ભરૂચ તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોઃ—**

**પૂર્ણયોગ (ખંડ ૪ થો)-(આત્મસિદ્ધિ)**–અનુવાદક અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી. બી. એ. કદ ૬ાા×૯ાા, પૃષ્ઠ ૩૯૨, કાગળ એન્ટીક, પૂઠું પાકું, મૂલ્ય ૪).

**યૌગિક સાધન**—અનુવાદક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૭૬, મૂલ્ય ૦ાા.

**સૂત્રાવલી**—સંગ્રાહક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૮, મૂલ્ય ૦ા-.

**૪—ચરોતર એજ્યુકેશન સોસાઈટી–આણંદ તરફથી મળેલાં ગ્લેજ કાગળ, સાદાં પૂઠાં અને ૫×૭ ના કદનાં પુસ્તકોઃ—**

**તારામંડળ**—પ્રકાશક પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિમિટેડ, વડોદરા. પૃષ્ઠ ૧૦૮, મૂલ્ય ૦ા≈.

**કુમાર વીરસેન**—પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૨, મૂલ્ય ૦ા.

**ગીતસંગ્રહ**—સંગ્રાહક સીતારામ નથુભાઇ, પ્રકાશક ચરોતર એજ્યુકેશન સોસાઇટી–આણંદ. પૃષ્ઠ ૬૬, મૂલ્ય લખ્યું નથી.

**૫—શાહ ફૂલચંદ ઝવેરચંદે રચેલાં અને તેમના પુત્રે નડિયાદથી પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોઃ—**

**કૃષ્ણચંદ્રોદય ચિત્રકથા**—પૃષ્ઠ ૪૪, મૂલ્ય ૦ા≈ **શ્રી શુકદેવજી**—પૃષ્ઠ ૪૮, મૂલ્ય ૦)≈ **શ્રી વિશ્વમોહિની**—પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦)≈ **શ્રી વામનજી**—પૃષ્ઠ ૪૮, મૂલ્ય ૦)≈ **અજામિલ**—પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦)≈ **શ્રીકૃષ્ણલીલા**—પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦)≈

**૬—વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે–ભાગ્યોદય ઑફિસ–અમદાવાદ એમના તરફથી રચાઈ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોઃ—**

**શ્રી સાર્થ યોગરત્નાકર**—કદ ૫×૮ાા, પૃષ્ઠ ૧૯૨, પૂંઠું સાદું, મૂલ્ય ૨).

**સ્ત્રીહિતશિક્ષક**—કદ ૫×૭ા, પૃષ્ઠ ૫૪૪, કાગળ ગ્લેજ, પૂંઠું પાકું, મૂલ્ય ૪).

**ગૃહિણીરત્નમાળા**—કદ ૫×૭, પૃષ્ઠ ૪૮૦, કાગળ ગ્લેજ, પૂંઠું પાકું, મૂલ્ય ૨ાા.

**૭—પાગલ મંડળ મુ. ખેડા તરફથી ભટ્ટ રેવાશંકર બાળાશંકરે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોઃ—**

**પાગલ પસંદગી**—કદ ૫×૬ાા, પૃષ્ઠ ૩૦૪, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૧).

**પ્રણવસાર અને ભજનો**–કદ ૫×૬ાા, પૃષ્ઠ ૨૪૮, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**ભક્તિ ( કીર્તનભક્તિ )**—વ્યાખ્યાતા સ્વામી પરમાનંદજી. પૃષ્ઠ ૫૨, મૂલ્ય લખ્યું નથી.

## ૮—અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકોઃ—

**કેળવણીના પાયા**—લેખક કિશોરલાલ ધનસ્યામ મશરૂવાળા. પ્રકાશક દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર, સત્યાગ્રહાશ્રમ–સાબરમતી. કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૭૨, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૧).

**સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ, ભાવનગર**—રિપોર્ટ, ભાષણો અને નિબંધો. પ્રકાશક–ભાવનગર સત્કાર મંડળ તરફથી માનશંકર પીતાંબરદાસ મહેતા અને રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક. કદ ૬॥×૯॥, પૃષ્ઠ ૧૦૬૬, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૩॥.

**આત્મોદ્ગાર**—સંપાદક કિશોરભાઇ બાબરભાઇ પટેલ, શ્રી પ્રતાપવિજય પ્રેસ રાવપુરા–વડોદરા. કદ ૫×૭॥, પૃષ્ઠ ૭૬, પૂઠું સાદું, ૦।.

**રૂઢિપ્રાબલ્ય વા નિર્મળાનો આપઘાત**—પ્રકાશક–સુંદરલાલ પુરૂષોત્તમદાસ શાહ, લીમડાપોળ પાસે, મુ.વડોદરા. કદ ૫×૬॥, પૃષ્ઠ ૮૪, પૂંઠું સાદું, મૂલ્ય ૦॥.

**આપણા દેશનો ઇતિહાસ (પ્રથમ પુસ્તક)** (છઠ્ઠી આવૃત્તિ) લેખક નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ. પ્રકાશક–દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, ભાવનગર. કદ ૫×૭, પૃષ્ઠ ૧૪૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦।≈.

**હજરત અલીનાં બોધવચનો**—અનુવાદક અને પ્રકાશક પીરજાદા સૈયદ સદરૂદીન એચ. દરગાહવાલા, મુ. નવસારી. કદ ૬॥×૯॥, પૃષ્ઠ ૪૩૨, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૪).

**મ્હારૂં જુનાગઢ**—લેખક પુરુષોત્તમ ઝીણારામ પાઠક, સાંતાક્રુઝ મુંબઇ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૧૬, મૂલ્ય ૦॥≈.

**ચીનનો અવાજ**—અનુવાદક ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ. પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૧૬, પૂઠું સાદું, મૂલ્ય ૦॥.

**શ્રી મહિલાધર્મશિક્ષક**—લેખક હરિરામ ભાગ્યચંદ પલણ, કરાંચી. પ્રકાશક–પ્રભુશંકર નરભેરામ વ્યાસ, વિશ્વજ્યોતિ કાર્યાલય, અડાજણ–સુરત. કદ ૫×૬॥, પૃષ્ઠ ૧૩૬, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦॥.

**અમૂલ્ય બોધક વચનામૃતો**—પ્રકાશક શંકરભાઇ ગિરધરભાઇ પટેલ, મુ. કંડારી. કદ ૪॥×૭, પૃષ્ઠ ૩૮, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**હૃદયકલ્લોલ (ભાગ ૧–૨)**–લેખક અને પ્રકાશક–ગં. સ્વ૦ કાશીબ્હેન–તે જડીઆ વિઠ્ઠલદાસ બહેચરદાસનાં ધર્મપત્ની, મુ. પાટણ. કદ ૫×૬॥, પૃષ્ઠ ૧૧૨, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, જિજ્ઞાસુ વૈષ્ણવોને ભેટ, પોસ્ટેજ ૦)≈.

**મનબોધ**—અનુવાદક અને પ્રકાશક–કૃપાશંકર બેચરલાલ પંડિત, ખાડિયા–અમદાવાદ. કદ ૩॥×૪॥, પૃષ્ઠ ૨૦૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦।–.

**લઘુવિચારણા અને ભજનાનંદ**—લેખક અને પ્રકાશક–ત્રિનેત્રપ્રસાદ

મણિલાલ પંડિત-સારસા, તા. આણંદ. પૃષ્ઠ ૯૮, પૂઠું સાદું, મૂલ્ય ૦।.

**ભજનામૃત**—લેખક અને પ્રકાશક કાળીદાસ ભગવાનદાસ-પાટણ. કદ ૫×૬।।, પૃષ્ઠ ૧૦૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦।।।.

**કમળ કિશોરી**—રચી પ્રસિદ્ધ કરનાર-હેમચંદ દયાલજી મહેતા, ધ્રોળ-વાળા, ગીરગામ બેકરોડ-મુંબઇ. પૃષ્ઠ ૬૦, મૂલ્ય ૦)ના.

**શ્રીવિચારસાગરનો પદ્યભાગ**—પ્રકાશક માણેકલાલ ચુનીલાલ કાંટા-વાળા વકીલ, મુ. ખંભાત. કદ ૩।।।×૫।, પૃષ્ઠ ૨૫૬, પૂઠું પાકું, મૂલ્યામૂલ્ય.

**પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણ**—અનુવાદક મોહનલાલ વિ. ગાંધી, મુ. મોડાસા. કદ ૫।×૭।, પૃષ્ઠ ૩૦૦, કાગળ એન્ટીક, પૂઠું પાકું, મૂલ્ય ૨)

**અનુભવસાર**—રચી પ્રસિદ્ધ કરનાર-ડાહ્યાભાઇ દયાલજી, શાંતિકુંજ-વીલા પારલા-મુંબઇ. કદ ૫×૬।।।, પૃષ્ઠ ૧૦૦, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૧).

**કુમારધર્મ**—લેખક અને પ્રકાશક માવજી દામજી શાહ. ધાર્મિક શિક્ષક બાબુ પી. પી. જૈન હાઇસ્કુલ મુ.મુંબઈ. પૃષ્ઠ ૩૬, મૂલ્ય ૦।.

**શ્રીમત્ લક્ષ દાસબોધ ( મરાઠી )**—સંગ્રાહક વ પ્રકાશક-શંકર ઘોંડો ક્ષીરસાગર, બ્રહ્મચર્યાશ્રમ-મસુર. કદ ૫×૭, પૃષ્ઠ ૪૪૮, કાગળ રફ, પૂઠું પાકું, મૂલ્ય ધર્મપ્રચારાર્થ ૧૨૦ સૂર્યનમસ્કાર અને ૧૩ પારાયણ.

**ઈશાવાસ્યોપનિષદ્ ( સંસ્કૃત )**—સંગ્રાહક સ્વામી પ્રેમપુરીજી, પ્રકા-શક ઝવેરબાઇ લક્ષ્મીદાસ, લક્ષ્મીનિવાસ-નેપીઅન્સી રોડ-મુંબઇ. કદ ૫×૭।, પૃષ્ઠ ૧૨૦, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય લખ્યું નથી.

**નીચેના અહેવાલો પણ મળ્યા છેઃ—**

શ્રી બંધુસમાજ સેવામંડળ,સાધીનો ૧૯૭૯થી૮૧ સુધીનો ત્રિવાર્ષિક રિપોર્ટ.
હિંદુઅનાથાશ્રમ-નડિયાદનો ૧-૮-૨૪ થી ૩૧-૭-૨૫ સુધીનો વાર્ષિક રિપોર્ટ.
કાઠિયાવાડ નિરાશ્રિત બાલકાશ્રમ-રાજકોટનો ૧૯ મો રિપોર્ટ.
બ્રહ્મવિદ્યોત્તેજક સમાજ ફંડ-ડભોઇનો પ્રથમ રિપોર્ટ.
શ્રી હરિહર વિદ્યાર્થી આશ્રમ-પોરબંદરનો ચાર વર્ષનો વૃત્તાંત.
અંત્યજ સેવામંડળ-નવસારીનો હેવાલ અને હિસાબ.

### તમારા પુસ્તકાલયને ઉન્નત બનાવવા માટે ગ્રાહક થાઓ

# 'पुस्तक लय' मासिक

'પુસ્તકાલય' સને ૧૯૨૬ના ઑગસ્ટથી શરૂ થયું છે. પહેલાં તો તે ત્રિમાસિક હતું; પરંતુ પુસ્તકાલયને લગતા પ્રશ્નો અનેક હોવાથી એને સને ૧૯૨૭ના જાન્યુઆરીથી માસિક બનાવવાની ફરજ પડી છે.

## 'પુસ્તકાલય'માં શું શું આવે છે?

દેશપરદેશનાં પુસ્તકાલયોની વિગતો; સારાં સારાં પુસ્તકોની સ્ત્રી-ઉપયોગી, બાલોપયોગી, તેમજ ભિન્ન ભિન્ન વિષયપરત્વેનાં પુસ્તકોની યાદીઓ; ચાલુ સાહિત્યનો, તેમજ વાર્તાસાહિત્યનો દિશાસૂચક પરિચય; બાળકો, સ્ત્રીઓ, અંધ વગેરેનાં પુસ્તકાલયોની યોજનાઓ; છાપકામને લગતા માહિતીપૂર્ણ લેખો; ચાલુ માસિકોના અંકોની નિયમિતતા અને અનિયમિતતાસંબંધી માહિતી તથા ચાલુ માસિકોમાંના ખાસ ધ્યાનપૂર્વક વાંચવા જેવા લેખોની યાદી; ટુંકમાં પુસ્તકાલયના સંચાલકો અને વાચકોને માર્ગદર્શક થઇ પડે એવું ઘણું લખાણ આવે છે.

આ માસિકના દર અંકમાં વડોદરા લાઇબ્રેરી ડિપાર્ટમેંટના સકર્યુલરો, સૂચનાઓ, જાહેરાતો વગેરે બાદ કરતાં લગભગ ૪૮ પૃષ્ઠનું લખાણ આપવામાં આવે છે.

પુસ્તકાલયોનાં મકાનો તેમજ પુસ્તકાલય પ્રવૃત્તિને અંતઃકરણપૂર્વક મદદ કરનાર વ્યક્તિઓ વગેરેનાં ચિત્રો વખતોવખત આપવામાં આવે છે.

કાગળ, છપાઇ વગેરે સારાં છે.

દવાઓની કે જનતાને છેતરનારી તથા પાયમાલ કરનારી બીજી જાહેરાતો ન સ્વીકારતાં ફક્ત પુસ્તકાલયોને ઉપયોગી જાહેરાતોજ આ માસિકમાં લેવાય છે.

**આવા માસિક સિવાય દરેક નાનું મોટું પુસ્તકાલય અપૂર્ણજ રહેવાનું;** માટે નીચેના શિરનામે **વાર્ષિક લવાજમના રૂ. ૩-૮-૦ ( પરદેશવાળાઓએ રૂ. ૫-૦-૦ )** મોકલી ગ્રાહકતરીકે જલદી નામ નોંધાવવું. વર્ષના પાછલા અંકો શીલકમાં હશે ત્યાંસુધીજ પૂરા પાડવામાં આવશે.

**વ્યવસ્થાપક, 'પુસ્તકાલય'**
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦
**વડોદરા.**

| | | | | |
|---|---|---|---|---|
| **સ્વર્ગની કુંચી** … … … | ૩૭૯… | " | ૧।≈ | ૦।– |
| **સ્વર્ગનો ખજાનો** … … … | ૩૨૪… | " | ૧।≈ | ૦।– |
| **સ્વર્ગનો પ્રકાશ** … … … | ૩૩૬… | " | ૧।≈ | ૦।– |

ભગવદ્‌ગીતા–ગુજરાતી ટીકાસહિત નવી આવૃત્તિ છપાય છે.

ભગવદ્‌ગીતા મરાઠી કે હિંદી ટીકાસહિત… … … … … ૮। ૦)≈

ભગવદ્‌ગીતા–મૂલમાત્ર–મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦। અને ૦॥

પંચરત્નગીતા–મૂલમાત્ર–નાના, મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦।, ૦।≈, ૦॥

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| **શુભસંગ્રહ**–ભાગ–૧ લો … … | ૧૯૨… | ૫×૬॥ | ૦। | ૦)≈ |
| **શુભસંગ્રહ**–ભાગ ૨ જો … … | ૭૦૦… | ૬॥×૧૦ | ૨॥ | ૦॥– |
| **આગળ ધસો** … … … … | ૪૬૮… | ૫×૯ | ૧॥ | ૦।≈ |
| **આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧ લો … | ૩૩૬… | ૫॥×૮ | ૧)≈ | ૦। |
| " " ભાગ ૨ જો … | ૩૯૨… | " | ૧। | ૦। |
| **બંકિમનિબંધમાળા**–ધર્મતત્ત્વ સાથે … | ૫૯૦… | ૫॥×૮ | ૧॥ | ૦।≈ |
| **ભાગ્યના સૃષ્ટાઓ** (સાદું પૂંઠું) … … | ૭૨૦… | ૫×૬॥ | ૧। | ૦। |
| **સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ** … … | ૫૫૨… | " | ૧। | ૦)≈ |
| **પ્રભુમય જીવન** (સાદું પૂંઠું) … … | ૨૧૬… | ૫×૬॥ | ૦॥ | ૦)≈ |

## ઇતિહાસ અને વૈદકસંબંધી ઉપયોગી પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| **રાજસ્થાનનો ઇતિહાસ**–બે મોટા ગ્રંથોમાં | ૧૫૩૦… | ૬॥×૧૦ | ૧૦) | ૧॥ |
| **આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ** … | ૭૦૦… | ૬॥×૧૦ | ૪) | ૦॥ |
| **આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન**–ગાંધીજીકૃત… | ૧૪૦… | ૫×૬॥ | ૦।– | ૦)– |

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

| | | | | |
|---|---|---|---|---|
| **દાનવીર કાર્નેગી** … … … | ૪૦૦… | ૫॥×૮ | ૧॥ | ૦।– |
| **શ્રીભક્તચરિત્ર** … … … | ૪૦૮… | ૫×૮ | ૧॥ | ૦। |
| **કાઉન્ટ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર** … … | ૬૨૦… | ૫॥×૮ | ૨॥ | ૦।≈ |
| **મહાન નેપોલિયન બોનાપાર્ટ**… … | ૮૪૦… | ૫॥×૮ | ૩) | ૦॥ |
| **સ્વામી રામતીર્થની જીવનકથા** … … | ૬૪૦… | " | ૨) | ૦।≈ |
| **સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ જીવનચરિત્ર** | ૭૪૦… | ૫×૬॥ | ૨॥ | ૦।– |
| **મહાન સમ્રાટ્ અકબર** … … | ૩૫૨… | ૫॥×૮। | ૧। | ૦।– |
| **શ્રી શિવાજી છત્રપતિ**… … … | ૫૨૮… | ૫॥॥×૯ | ૨। | ૦।≈ |
| " **દુર્ગાદાસ** … … … | ૨૪૦… | ૫।×૭ | ૦॥ | ૦)≈ |

| | | | |
|---|---|---|---|
| ભારતનાં સ્ત્રીરત્નો-ગ્રંથ ૧ લો | ૨૧૦૦ ... પાા×૮ા | ૬) | ૧।~ |
| " " ગ્રંથ ૨ જો | છુટક દરેક ભાગના રૂ. ૨ાા | | |
| " " ગ્રંથ ૩ જો | | | |

## સ્ત્રીઓ તથા પુરુષોમાટે બોધપ્રદ વાર્તાઓ

| | | | | |
|---|---|---|---|---|
| ટુંકીવાર્તાઓ-ભાગ ૧ થી ૪ ભેગા... | ... ૬૦૦ | ... ૫×૯ | ૨) | ૦।≈ |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૫ મો-૨૮ સાંસારિક વાતો | ૩૦૪ | ... ૫×૬ાા | ૦ાા~ | ૦)≈ |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૬ ઠ્ઠો-બોધપ્રદ ૨૭ વાતો | ૩૬૦ | ... " | ૧) | ૦)≈ |
| ટુંકીવાર્તાઓ-ભાગ ૭ મો-અનેક વાતો ... | ૩૫૦ | ... " | ૧ાા | ૦)≈ |
| દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી ... | ૧૬૦ | ... ,, | ૦ાા | ૦)~ |

## બાળકોમાટે ખાસ ઉપયોગી પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| સદ્‌ગુણી બાળકો-૬૯ બનાવોનો સંગ્રહ | ૧૨૮ | ... ૫×૭ાા | ૦ાા | ૦)~ |
| બાળસદ્‌બોધ-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૧૨ | ... ૫×૬ાા | ૦ાા | ૦)~ |
| બાળકોની વાતો-રસિક વાતચિતરૂપે ૨૧ પાઠ | ૯૬ | ... " | ૦ાા | ૦)~ |
| દુઃખમાં વિદ્યાભ્યાસ-સચોટ સાચાં દૃષ્ટાંતો | ૯૦ | ... પાા×૮ | ૦ાા | ૦)~ |
| સુબોધક નીતિકથા ... ... | ...૧૮૪ | ... પાા×૭ા | ૦।≈ | ૦)≈ |

## पुस्तको मंगावनारने खास सूचना

૧-પોસ્ટેજ ઉપરાંત રજીસ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦ સુધીનું રૂ. ૦। જૂદું લાગે છે. ૨-મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩-પૂરૂં મૂલ્ય પ્રથમથીજ મોકલીને દશેક રૂ.નાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકીંગ બદલ રૂ. ૦। ચઢશે તોપણ કુલ ખર્ચ બહુ ઓછો આવશે. ૪-મહાભારત સાથે રૂ. ૧૦૦) નાં, અથવા મહાભારત સિવાયનાં રૂ. ૨૫) નાં પુસ્તકો લેનારને અમદાવાદમાં ૧૨ાા ટકા કમીશન મળશે અને મહાભારત સાથે ૩૦૦) નાં અથવા તે સિવાયનાં ૧૦૦) નાં લેવાથી ૧૫ ટકા મળશે.

**સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય-અમદાવાદ અને મુંબઈ**